# ખેડાની લડત

લેખક

શંકરલાલ દ્વારકાદાસ પરીખ

# ખેડાની લડત

આરંભ
૨૦ : ૧૧ : ૧૭

અંત
૬ : ૬ : ૧૮

લેખક
શંકરલાલ દ્વારકાદાસ પરીખ

પ્રકાશક
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય
અમદાવાદ

સંવત : ૧૯૭૮ દોઢ રૂપીયો પ્રત : ૧૫૦૦

# રાષ્ટ્રીય સાહિત્ય

**કારાવાસની કહાણી:** વ્યાખ્યાનો, પત્રો અને લેખો. લેખક: શ્રી અરવિન્દ ઘોષ... ૦-૧૦-૦

**રાષ્ટ્રગીત:** (બંગાળી, હિન્દી, હિન્દુસ્તાની, મરાઠી ને ગુજરાતી ગીતોનો સંગ્રહ) સંગ્રહ-કર્તા: ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક ૦-૧૦-૦

**આટલું તો જાણજો**
લેખક: નરહરિ દ્વારકાદાસ પરીખ... ૦-૬-૦

**મુક્તધારા:** (નાટક) લેખક: કવિવર રવીન્દ્રનાથ... ૧-૬-૦

**લખો: રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, ભદ્રપાસે, અમદાવાદ.**

---

ધર્મ અને સાહિત્ય, અર્થશાસ્ત્ર અને રાજ્યપ્રકરણ, વગેરે વિષયોની સર્વદેશીય ચર્ચા માટે અંગ્રેજી માસિક મૉડર્ન રિવ્યુની ઢબ ઉપર

## નવું ગુજરાતી માસિક

# યુગધર્મ

**તંત્રી: ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક**

દર મહિને ડબલ ક્રાઉન ૮૦થી ૯૬ પૃષ્ઠ: વાર્ષિક લવાજમ રૂા. ૭

ગ્રાહક થવા માટે લખો: વ્યવસ્થાપક, યુગધર્મ: ભદ્રપાસે, અમદાવાદ.

---

અમદાવાદ, નવજીવન મુદ્રણાલયમાં રામદાસ મોહનદાસ ગાંધીએ છાપ્યું અને રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલયમાંથી ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે પ્રસિદ્ધ કર્યું.

# પ્રસ્તાવના

જે દૃષ્ટિ સમક્ષ બનેલો બનાવ છે એને પ્રસ્તાવના ન હોય. ખેડા જીલ્લાની સત્યાગ્રહની લડત આખા રાજ્યતંત્રની સામે નહોતી; પણ ફક્ત રાજ્યના એક કાયદાની સામેની સંકુચિત ક્ષેત્રની લડત હતી. છતાં એ લડતનું સ્વરૂપ એવા પ્રકારનું હતું કે, "પ્રજામતને માન આપીને જ રાજ્ય કરી શકાય" એ સૂત્રને સિદ્ધ કરવાના એક મહાન અખતરા તરીકે એને ઓળખી શકાય. આ લડતના નાયક મહાત્મા ગાંધીજીનો લડત ઉપાડવાનો હેતુ પણ એ જ હતો.

રાજ્યસત્તાના જુલમ સામે થવાની પ્રજામાં શક્તિ નથી હોતી ત્યાં રાજ્યસત્તા નિરંકુશ બને છે, તેને વધારે ને વધારે જુલમ કરવાની આદત પડી જાય છે અને પ્રજા દિવસે દિવસે પછડાતી જાય છે. ખેડા જીલ્લાની લડત વખતે દેશની આ દશા હતી. જો મહાત્મા ગાંધીજી હિન્દુસ્તાનમાં તે પ્રસંગે ન હોત તો ના૦ પટેલ અને ના૦ પારેખનો મહેસૂલ મુલતવી રાખવા સંબંધનો ધારાસભાનો પ્રયાસ પૂરો થયા પછી આ પ્રકરણ ઉપર છેવટનો પડદો પડત અને ખેડાના ખેડૂતો કપાળે હાથ દેત. પણ તેમના સુભાગ્યે મહાત્માજી હિન્દુસ્તાનમાં હતા અને રાજ્યસત્તાથી થતા અન્યાય સામે થવાની પ્રજામાં જે પ્રચંડ શક્તિ પડેલી છે તેનું પ્રજાને અને સરકારને ભાન કરાવવાની તક શોધતા હતા. ના૦ પટેલ અને પારેખ ચાલતી આવેલી રૂઢી પ્રમાણેની લડત ખૂબ ચાલાકી અને ચતુરાઈથી લડી રહ્યા હતા. મહાત્માજી ચંપારણ્યમાં રહ્યા રહ્યા આ લડતની સ્થિતિને બારીકીથી તપાસી રહ્યા હતા અને પ્રસંગોપાત જોઈતી સલાહ આપી રહ્યા હતા.

ધારાસભામાં આ લડતનો પ્રથમ અંક પૂરો થયો કે તરત જ 'ગુજરાત સભા 'ની મારફતે તેના પ્રમુખ તરીકે મહાત્માજીએ આ પ્રકરણ પોતાના હાથમાં લીધું. અને ત્યાર પછીનો આ લડતનો ઇતિહાસ એ હિન્દુસ્તાનના રાજકીય જીવનને નવી દિશામાં લઈ જનાર તરીકે ઓળખાશે. આ નવીન પ્રયોગથી આખા હિન્દુસ્તાનમાં કંઇક નવું ચેતન આવ્યું અને સૌની દૃષ્ટિ ખેડા જીલ્લા તરફ ખેંચાઇ. પ્રજામાં એકે પક્ષ એવો ન હતો કે જેની આ લડત તરફ સહાનુભૂતિ ન હોય. કોઇએ તેનો પ્રત્યક્ષ વિરોધ તો નહોતો જ કર્યો.

રોલેટ કાયદાના સંબંધમાં સરકાર સામે પ્રજાએ ઉપાડેલી સત્યાગ્રહની લડત, મહાસભાના બંધારણમાં તથા તેના કાર્યક્રમમાં થયેલા જબરદસ્ત ફેરફાર અને તેને પરિણામે આખા દેશમાં ચોતરફ ચાલી રહેલી રાજકીય પ્રવૃત્તિ, એ આ ખેડા જીલ્લાના લડતના (સવિનય ભંગના) પ્રસ્તાવના છે. ખરૂં જોતાં તો એ લડતની પ્રસ્તાવના હજી તો પ્રભુ રચી રહ્યો છે. જે ઉદ્દેશથી એ લડત લડાયેલી તે ઉદ્દેશ પાર પડે—એટલે હિન્દુસ્તાનને સ્વરાજ્ય મળે—ત્યારે એની પ્રસ્તાવના પૂરી થઈ ગણાય.

દેશમાં ઠેકાણે ઠેકાણે કાયદાના સવિનય ભંગ કરવાની અને જમીનમહેસુલ નહિ ભરવાની વાતો ચાલી રહી છે, તે પ્રસંગે આ લડતનો ઇતિહાસ ઘણો જ ઉપયોગી થઈ પડશે એમાં કાંઇ શક નથી.

આર્થિક દૃષ્ટિએ જોતાં ખેડા જીલ્લાની પ્રજાને આ લડતને પરિણામે નજીવો જ લાભ મળેલો ગણાય. પરંતુ નૈતિક દૃષ્ટિએ

જોતાં ખેડા જીલ્લાની પ્રજાને બારે લાભ થયો છે. એનું એ પ્રજાને અને સરકારને પણ ભાન થયું છે. જમીનમહેસુલના સંબંધમાં સરકારે પ્રજામતની અવગણના કરી અન્યાય કરવાની હિંમત આ લડત લડાયા પછી બતાવી નથી, એટલું જ નહિ પરંતુ આ સંબંધમાં દર વર્ષે પ્રજાને અન્યાય ન થાય એ વિષે ખાસ કાળજી રાખવા પ્રયાસ કરેલો જણાય છે.

આ લડતનો ઇતિહાસ ભાઇશ્રી મહાદેવ દેસાઇ લખવાના હતા; પરંતુ તેમને બનેલા બનાવનો ઇતિહાસ લખવા કરતાં આધુનિક ઇતિહાસ બનાવવાની તક મળી ગઇ, એટલે તેઓ તો તે તકને વધાવી લઇ ઇન્ડીયા પ્રાન્તની સરકારના મહેમાન થઇ લખનૌની જેલમાં બેસી ગયા છે. ભાઇશ્રી શંકરલાલ પરીખની આ પુસ્તક લખવાની યોગ્યતા પુસ્તક વાંચનારને માલમ પડયા વિના નહિ જ રહે. આ લડતનું મૂળ રોપનાર તે પોતે જ છે અને પોતાના ગામમાંથી જ તેની શરૂઆત કરી શરૂથી તે આખર સુધી તેમાં તે સામેલ રહ્યા હતા. આ મર્યાદિત સત્યાગ્રહની લડતમાં જોડાનાર સત્યાગ્રહી તરીકે પૂરેપૂરી કસોટીએ ચડેલા પૈકીમાંના તે એક હતા. અજાણ્યે થયેલી ભૂલના પ્રાયશ્ચિત તરીકે જે જમીનનું મહેસુલ તેમના ખેડુતે તેમની સંમતિ સિવાય ભરી દીધેલું તે જમીન ગામને ધર્માદા આપી દોષમુક્ત થયેલા આવા અનુભવી અને લાયક પુરુષને હાથે લખાયેલો આ ઇતિહાસ આ જમાનામાં પ્રજાને અત્યંત ઉપયોગી થઇ પડશે.

**વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ**

# અનુક્રમણિકા


| | |
|---|---|
| પ્રાસ્તાવિક ... ... ... ... | ૧ |
| આરંભ ... ... ... ... ... | ૫ |
| પ્રજાકીય તપાસ ... ... ... ... | ૨૪ |
| ગુજરાત સભાની લડત ... ... ... | ૫૮ |
| સત્યાગ્રહ... ... ... ... ... | ૧૦૫ |
| લડતનો અન્ત ... ... ... ... | ૩૩૦ |
| પૂર્ણાહુતિ ... ... ... ... ... | ૩૬૧ |
| ખેડાની લડત વિષે ના૦ સર નાયરની નોંધ ... | ૩૭૬ |
| હિન્દી સરકાર તથા મુંબઈ સરકારના બચાવ ... | ૩૮૫ |
| ના૦ સર નાયરની બીજી નોંધ ... ... | ૪૦૫ |
| મહાત્મા ગાંધીજી અને ના૦ પારેખના પ્રતિઉત્તરો | ૪૦૯ |


## પરિશિષ્ટ


| | | |
|---|---|---|
| ૧ | મુંબઈ ગવર્નર ઇન કાઉન્સિલને અરજી ... | ૪૫૭ |
| ૨ | કપડવણજના મામલતદારને ખુલ્લો પત્ર ... | ૪૬૪ |
| ૩ | ના૦ પારેખ–પટેલની અરજી ... ... | ૪૬૭ |
| ૪ | સરકારી યાદી ... ... ... | ૪૭૭ |
| ૫ | સરકારી યાદીનો જવાબ (ગુજરાત સભાએ આપેલો) | ૪૮૨ |
| ૬ | ,, ,, ,, (ના૦ પારેખ–પટેલે આપેલો) | ૪૯૩ |
| ૭ | ,, ,, ,, (શંકરલાલ પરીખે આપેલો) | ૫૦૭ |
| ૮ | પ્રતિષ્ઠિત વ્યક્તિઓના અભિપ્રાયો... ... | ૫૧૬ |

| | | |
|---|---|---|
| ૯ | હિન્દ-સેવક-સમાજના સભાસદોની નોંધ... | ૫૨૯ |
| ૧૦ | ગુજરાત સભાના સભાસદોનો ઠરાવ ... | ૫૩૧ |
| ૧૧ | પાકની આની કાઢવાની રીત ... ... | ૫૪૦ |
| ૧૨ | પ્રતિજ્ઞાપત્ર ... ... ... ... | ૫૪૨ |
| | લડતનો ક્રમ ... ... ... ... | ૫૪૩ |

---

## ચિત્રોનો અનુક્રમ

| | |
|---|---|
| મહાત્મા ગાંધીજી ... ... ... ... | ૧ |
| શ્રી૦ ગોકુલદાસ કહાનદાસ પારેખ ... ... | ૨૪ |
| શ્રી૦ વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ ... ... | ૩૩ |
| શ્રી૦ વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ ... ... | ૩૧૧ |
| 'ડુંગળીચોર' અને બીજા જેલ જાત્રાળુઓ ... | ૩૪૦ |
| સ્વયંસેવકો ... ... ... ... | ૩૯૦ |

---

# પ્રાસ્તાવિક

" બિહારને કુદરતે જ સુન્દરતા આપી છે, ત્યારે આ જીલ્લાએ ખેડુતોની ખંત અને જાતમહેનતથી સુન્દરતા મેળવી છે. આ જીલ્લામાં જ આવા હોંશિયાર અને ઉદ્યોગી ખેડુતો છે. તેમણે પોતાના પ્રદેશમાં આવું સુન્દર ઉપવન ઉત્પન્ન કર્યું છે."

ગાંધીજી

ઇસ્વી સન ૭૪૬થી ૧૨૯૦ સુધી ઠાસરા અને કપડવણજ સિવાયનો ખેડા જીલ્લો અણહિલવાડ પાટણના રજપૂત રાજાઓને તાબે હતો. ચૌદમું સૈકું પૂરું થતાં તે અમદાવાદના મુસલમાન રાજાઓના હાથમાં આવ્યો. સને ૧૫૭૩માં જ્યારે અકબર બાદશાહે ગુજરાત જીત્યું, ત્યારે મોગલ સલ્તનત સાથે તેનું જોડાણ થયું. સને ૧૭૨૦થી ૧૭૫૦ સુધી ખેડા જીલ્લો મરાઠા અને મુસલમાન સૂબાઓ વચ્ચેના ઝગડાનું ક્ષેત્ર થઇ પડયો હતો. ત્યાર પછીનાં દશ વર્ષ સુધી ખેડા જીલ્લો મુસલમાન બીબીઓના હાથમાં રહ્યો. ૧૭૫૩માં જ્યારે મરાઠાઓએ અમદાવાદ જીત્યું ત્યારે ખેડા જીલ્લો ગાયકવાડ

અને પેશ્વાએ વહેંચી લીધો. આખરે ખેડા જીલ્લાનો થોડો ભાગ ૧૮૦૩માં અને બાકીનો ૧૮૧૭માં અંગ્રેજ સરકારના કાબુમાં આવ્યો.

ગુજરાત હિંદુસ્તાનની લીલીવાડી ગણાય છે. તેમાંયે વળી ચરોતરનો પ્રદેશ અતિશય ફળદ્રૂપ અને રસાળ છે. ખેડા જીલ્લાના સાત તાલુકાઓ પૈકી આણંદ બોરસદ અને નડીયાદ તાલુકાનો ચરોતરમાં સમાસ થાય છે. તે સિવાય કપડવંણજ, ઠાસરા, મહેમદાવાદ અને માતર એ ચાર તાલુકા મળી કુલ સાત તાલુકાઓ ખેડા જીલ્લામાં આવેલા છે.

ખેડા જીલ્લાનું ક્ષેત્રફળ ૧૬૦૮ ચોરસ માઇલ છે. તેની વસતિ છેલ્લી જાહેર થયેલી ગણતરી પ્રમાણે આઠ લાખ ચાર હજાર આઠસો માણસોની છે. જીલ્લાની એકંદર સરકારી ઉપજ રૂા. ૫૩,૪૦,૦૦૦ની છે. તે પૈકી જમીનમહેસુલનું ઉત્પન્ન રૂા. ૨૨,૮૧,૦૦૦ છે.

ખેડા જીલ્લાની પૂર્વ અને દક્ષિણ દિશાની સરહદ મહી નદીથી અંકાયેલી છે. તેની પેલી મેર પૂર્વ દિશાએ વાડાસિનોરનું દેશી રાજ્ય અને પંચમહાલ જીલ્લો, અને પૂર્વ તેમજ દક્ષિણ બાજુએ ગાયકવાડ અને ખંભાતનો મુલક આવેલો છે. જીલ્લાની ઉત્તર બાજુએ અમદાવાદ જીલ્લાના પ્રાંતીજ અને મોડાસા તાલુકા અને તેની ફાંટોમાંથી નીકળી આવતો ગાયકવાડી મુલક અને મહીકાંઠા એજન્સીનો પ્રદેશ છે. તેની ઇશાન ખૂણે દશક્રોઇ તાલુકો, અને નૈઋત્ય કોણમાં ખંભાતનું સંસ્થાન છે. પશ્ચિમે સાબરમતી નદી અને તેની પેલી મેર

ધોળકા તાલુકો આવેલો છે. આ સિવાય વાત્રક અને શેઢી એ બે નદીઓ ખેડા જીલ્લાની પશ્ચિમ બાજુએ વહે છે. એટલે ઉત્તર દિશાને બાદ કરીયે તો ખેડા જીલ્લાની એક બાજુએ મહીનદી અને બીજી બાજુએ સાબરમતી તથા વાત્રક નદીનો પ્રદેશ કહી શકાય.

ચરોતરમાં ગણાતા આણંદ, બોરસદ અને નડીઆદ તાલુકાની તંબાકુ ઘણી વખણાય છે, અને તે હિન્દુસ્તાનમાં જ નહિ, પણ દૂર દેશાવરોમાં પણ જાય છે. આ સિવાય આ ભાગમાં મુખ્યત્વે કરીને બાજરી, બાવટો, જુવાર અને કઠોળ પાકે છે. ઘઉં અને ડાંગરનું પ્રમાણ જુજ છે. કપડવણજ અને ઠાસરા તાલુકાની જમીન માળભૂમિ કહેવાય છે. તેમાં થોડાં વર્ષ ઉપર ગોચરણની મુખ્ય પડતર જમીનો હતી અને દૂર દૂરથી રબારીઓ તથા ખેડુતો પોતાનાં ઢોર ચારવા ત્યાં આવતા. તેમાંનો ઘણો ભાગ હાલમાં ખેડીને તોડી નાંખવામાં આવ્યો છે. તેમાં મુખ્યત્વે કરીને કપાસનું વાવેતર થાય છે.

મુસલમાની રિયાસત દરમીયાન અહમદશાહ બાદશાહે અહેમદાવાદ વસાવી ત્યાં ગુજરાતની રાજધાની સ્થાપેલી. તે સમયનાં ભોંયરાં, જુનાં ખંડેરો અને ભમરીયો કુવો જોવાલાયક છે. તે જ તાલુકાનું બીજું મુખ્ય ગામ ખેડા, શેઢી અને વાત્રક નદીના સંગમ ઉપર આવેલું છે. ખેડા અસલી ગામ છે. ગાયકવાડી રાજઅમલમાં જીલ્લાનો સુબો ત્યાં રહેતો હતો. હાલમાં પણ જીલ્લાનું સરકારી મથક ત્યાં જ છે, જોકે

નડીયાદ ગામ આખા જીલ્લાની મધ્યમાં આવેલું હોવાથી તેમજ વસતિ, વેપાર અને રાજકીય જાગૃતિમાં સૌથી આગળ પડતું હોવાથી તે જ જીલ્લાનું કેન્દ્રસ્થાન છે. વાત્રક નદીનું પાણી રંગાટ કામને માટે બહુ અનુકૂળ છે. તેથી હજી પણ ખેડાનો રંગાટ પંકાય છે.

કપડવણજ સિદ્ધરાજના ય સમય પહેલાંનું ઘણું અસલી શહેર હોવાનું અનુમાન થાય છે. સિદ્ધરાજે બંધાવેલાં વાવ અને કુંડની આ જમાનામાં પણ જોવાલાયક મથકોમાં ગણતરી છે. કુંડ ઉપર દરવાજાનું નકસીકામ પુરાતન કાળની કળાનો અપૂર્વ પૂરાવો છે. કપડવણજ કાચ–સાબુની ખ્યાતિ કવિતાઓમાં ગવાય છે. હાલમાં પણ ત્યાંના સાહસિક વેપારીઓએ તેની સમૃદ્ધિ જાળવી રાખી છે.

માતર તાલુકો ખંભાતના અખાતની પાસે આવેલો હોવાથી તેની જમીનમાં ખારનું પ્રમાણ ઘણું છે તેથી અને બીજી રીતે પણ એ તાલુકો ઓતાડો પડી ગયેલો હોવાથી તે કાંઇક પછાત છે.

બાકી ઠાસરા તાલુકાનું ગૌરવ તો ડાકોરના શ્રી રણછોડરાયે ટકાવી રાખ્યું છે.

---

# આરંભ

"તાલુકા અમલદારના કહેવાથી પાકની આનીઓ વધારવામાં આવી હતી. તેની ખુદ આગેવાન માણસોએ ખાતરી આપી.

"એક મુસલમાન ખેડૂતને જમીનમહેસુલના રૂપીયા ભરવાની ખાતર પોતાની દશ વર્ષની ઉમરની કન્યાનું લગ્ન કરી નાખવાની ફરજ પડી. આ બધા રૂપીયા તેણે જમાઇ પાસેથી લીધા."

**શ્રી૦ અમૃતલાલ ઠક્કર**

"નિરાધાર સ્થિતિના કારણે જમીનમહેસુલ ભરવા જમીન અને ઢોર વેચવાં પડેલાં."

"આવાં આવાં સંકટો અને કંગાલ હાલતમાં પણ અમલદારોએ 'અવર ડે' અને 'વોર લોન' માં પૈસા પડાવી, ગામલોકોને રાજભક્તિમાં પાછા પડવા દીધેલા નહિ."

**'કઠલાલના પ્રતિનિધિ મંડળનો હેવાલ'**

સંવત્ ૧૯૭૩ ના ચોમાસાની હકીકત રજુ કરતા પહેલાં થોડાંક પાછલાં વર્ષોનો ઇતિહાસ તપાસીયે. છપ્પનીયાનો

દુકાળ જાણીતો છે. તે વર્ષમાં સેંકડો માણસો અને હજારો ઢોર આ જીલ્લામાં પણ ભૂખે મરી ગયાં; ત્યાર પછી ત્રણ ચાર વર્ષે એક નબળું વર્ષ આવતુંજ ગયું. આથી ખેડુતોની સ્થિતિ ચડી શકી નહિ. છપ્પનીયાથી કંઇક ઓછો આકરો દુકાળ અડસઠની સાલમાં પડયો. તે વર્ષે માણસો ભૂખથી ઓછાં મૂઆં હશે, પણ ઢોરની ઘણી પાયમાલી થઇ, અને ખેડુતોને માથે દેવાં ચડી ગયાં. આ પહેલાં અને પછી વરસાદની ઉણપ કે અનિયમિતતાને લીધે ખેતી ભાગ્યે જ પૂરેપૂરી પાકતી. સન ૧૯૧૪માં લડાઇ શરૂ થઇ, તે પછી મોંઘવારી વધી ગઇ. તેથી એક રીતે ખેડુતોને ફાયદો થયો. પાકની કમીના ભાવથી કંઇક પુરાતી; પણ બીજી બાજુએ જીંદગીની હાડમારી ઘણી વધી ગઇ. કાપડ, ગ્યાસતેલ અને બહારથી લાવવા પડતા અનાજની મોંઘવારી વધારે ને વધારે સાલતી. આ હકીકત ધ્યાનમાં રાખી આ લડતના ઇતિહાસમાં ઉતરીએ.

ખેડા જીલ્લામાં સાધારણ રીતે ૨૫ થી ૩૦ ઇંચ વરસાદ પડે છે, પણ સંવત ૧૯૭૩ ના ચોમાસામાં તો ૭૦ ઇંચ પાણી પડયું. પરિણામે ચોમાસુ પાક કેવળ નિષ્ફળ નિવડયો. આગોતર વાવેતર વાળાને કુંડાંમાં અનાજના કણ ભરાયા, પણ વરસાદના સતત મારથી ડુંડાં અને રાડાં કોહી ગયાં. તે પછી વરસાદ ચાલુ રહ્યો તેથી કેટલાક ખેડુતોએ ફરી વાવેતર કર્યાં, પણ આ લોકોને ઇશ્વરે યારી આપી નહિ. વરસાદ લગભગ દશેરા સુધી ધોધમાર પડયાં જ કર્યો, એટલે બીજી વખતની મહેનત પણ મોટે ભાગે રદ્દ થઇ ગઇ.

ખેડુતોના કમભાગ્યની કહાણી આટલેથી જ ન અટકી. ભારે વરસાદના નુકસાન છતાં પણ જે કંઇ થોડોઘણો ફુટો છવાયો પાક ઉભો હતો તેમાં અનેક પ્રકારના રોગ પડયા અને ખેતરોમાં ભૂરા ઉંદરના ઉપદ્રવે પાકનો સમૂળો અંત આણ્યો.

**મૂળ કારણ અતિવૃષ્ટિ**

આવા સંજોગોમાં ખેડુતોને રાહત કેમ મળે તે પ્રશ્ન ઉભો થયો. સાધારણ રિવાજ પ્રમાણે વરસાદ ન હોય ત્યારે સરકારની આંખ ઉઘડે, તેમ લોકો પણ અનુભવથી જાણે કે સૂકા કાળમાં સરકાર રાહત આપવા બંધાયેલી છે. આ વર્ષમાં સૂકા કાળ કરતાં લોકોની મુશ્કેલી અને નુકસાન ઓછાં ન હતાં. તેનું મૂળ કારણ ઉલટું હતું, એટલે સંકટના પ્રમાણમાં સરકારને રાહત આપવાનું તેમજ પ્રજાને રાહત માગવાનું સૂઝે તેમ ન હતું.

આ સમયમાં 'હોમરૂલ' નો પવન વાતો હતો. ગામોગામ હોમરૂલની શાખાઓ સ્થપાતી હતી. ન્હાના મોટા દરેક ગામમાં હોમરૂલરો છાતી કહાડી ફરતા હતા. સાથે સાથે મહાત્મા ગાંધીજીની સૂચનાથી 'મોન્ટેગ્યુ પિટીશન'* ઉપર સહીઓ કરવાનું કામ ચાલતું હતું અને ગુજરાત સભાના ઉત્સાહી સભાસદોનાં પ્રતિનિધિમંડળો ઉંઘતી પ્રજાને કુંભકર્ણની નિદ્રા તજી જાગૃત

---

* હિન્દી મહાસભા અને મુસ્લીમલીગે લખનૌમાં ૧૯૧૬ માં સુધારાની યોજના તૈયાર કરી હતી તે અમલમાં મુકવાની અરજી.

ફરવા ગામે ગામ ઢંઢોળતા ફરતા હતા.* પ્રજા કાંઈક જાગૃત થયેલી, પણ ઉંઘનું ઘેન નહિ ઉતરેલું, તેવા સમયમાં આ લડતની શરૂઆત થઈ.

કઠલાલ, ખેડા જીલ્લાના કપડવણજ તાલુકાનું પુરાતની ગામ છે. તે નાની પણ સુંદર સરિતાને કાંઠે આવેલું છે. બ્રાહ્મણ, વાણીયા, પાટીદાર, મુસલમાન, ધારાળા, ભાવસાર, અંત્યજ વગેરે કોમો તેમાં વસે છે. ગામની એકંદર વસતિ ચાર હજારની ગણાય છે. હિન્દનાં બીજાં ગામડાં માફક આ ગામ નિર્ધન થઈ ગયું છે, છતાં તેણે પોતાનું ગૌરવ ગુમાવ્યું નથી. પ્રજાજનનાં શરીર સુકાયાં છે, છતાં તેની અંદરનો આત્મા હજી લીલો અને તાજો છે. માન્ચેસ્ટર અને લેન્કેશાયરને લીધે વણકરોને ઘણું ખમવું પડયું છે તેમજ જર્મન રંગોની આયાતથી ભાવસાર લોકોનો ઉદ્યમ પડી ભાગ્યો છે; છતાં વણવારંગવાનો ઉદ્યોગ, ખેતી અને વેપાર હજી નાબુદ થવા નથી. હાથવણાટનું ગળ્યું અને ગોદડાંગાદલાં માટેનાં રંગીન ખોળીયાં હજીએ પંકાય છે.

એકંદરે અત્યારની દૃષ્ટિએ જોતાં ગામલોક અભણ અને પછાત કહેવાય; છતાં પણ રાજદ્વારી વિષયોમાં લડત કરનાર માણસોનો તેણે ઠીક ફાળો આપ્યો છે. એટલું જ નહિ, પણ પ્રત્યેક દેશોન્નતિના વિષયમાં ભાગ લેતા આવ્યા છે. હોમ રૂલની ચળવળની શરૂઆતમાં લીગની શાખા સ્થાપી, મિ. મૉન્ટેગ્યુને કરવાની અરજી ઉપર સહીઓ કરી હતી. કૉન્ગ્રેસ અને મોસ્લેમ લીગની સ્વરાજની માગણીનો સ્વીકાર કરી,

મિ. મૉન્ટેગ્યુના હિન્દમાં આવાગમનના મુદ્દાઓનો અભ્યાસ કરી તથા અલી ભાઈઓ અને એની બીસેન્ટની નજરકેદ, યુરોપીય વિગ્રહ વગેરે વિષયોનો અભ્યાસ કરી અહીંના લોકો રાજકીય બાબતોમાં પોતાનું જીગર રેડી રહ્યા હતા.

આવી જાગૃત પ્રજાને અતિવૃષ્ટિનું દુઃખ સાલ્યા વિના કેમ રહે? સૌ કોઈ મુક્તિ અને રાહતનો માર્ગ શોધવામાં પડયા. કઠલાલ અને તેની આસપાસના ખેડુતોના પાકની તપાસ કેટલાક માણસોએ

**અરજી**

શરૂ કરી. જેને પૂછ્યું તેણે દુઃખની કહાણી દયામણે મ્હોડે હૃદયના ઊંડા દર્દથી વર્ણવી. તપાસ કરનાર મંડળ ઉપર એની ઊંડી અસર થઈ. તેમણે જમીન મહેસુલના રાહત આપવાના નિયમો તપાસ્યા અને તેમાંથી એક મુદ્દો તારવ્યો કે ચાર આનીથી કમી પાક થાય તે સાલ જમીનમહેસુલ મુલતવી રહે. આ ઉપરથી એક અરજી ઘડવામાં આવી. ( જુઓ પરિશિષ્ટ ૧ ). એકંદર પાક ચાર આનાથી ઓછો હોવાથી સરકારે મહેસુલ લેવાનું તે સાલ મોકુફ રાખવું એવો અરજીનો મુદ્દો હતો.

કઠલાલમાં બેસતા વર્ષને દિવસે પાટીદાર, અને વાણીયા બ્રાહ્મણ પોતે પોતાના શુકલ પાસે વર્ષનો સાર વંચાવે છે, તે નિમિત્તે સવારમાં ત્રણે આગેવાન કોમોના લોકો એક બીજાને મળે છે. આ પ્રસંગનો લાભ લઈ, ઉપર જણાવેલ અરજીનો મસુદો વાંચવામાં આવ્યો અને તે સૌએ કબુલ રાખ્યો; અને ખેડૂતોએ તે નવીન વર્ષને મંગળ પ્રભાતે પોતાના દુઃખનિવારણના ખત ઉપર મતાં કર્યાં.-

આ અરજી નડીયાદમાં છાપવા આપતાં પહેલાં ત્યાંના કેટલાક આગેવાન માણસોને મળવાનો પ્રસંગ મળ્યો. એ પ્રસંગનો મેળાવડો તદ્દન ખાનગી હતો. તેમાંના ઘણાખરા મોટા જમીનદાર-પાટીદાર ગૃહસ્થો હતા. તે સર્વ ગૃહસ્થોએ આખી અરજી પસંદ કરી; એટલું જ નહિ, પણ તે અરજીમાં આખા જીલ્લાની હકીકતનો સમાવેશ થાય છે, એમ અભિપ્રાય આપ્યો. ત્યારબાદ અરજી છપાવવામાં આવી, અને તે ઉપર સહીઓ થવા માટે નડીયાદ અને કઠલાલથી જીલ્લાનાં બની શકે તેટલાં ગામે રવાના કરવામાં આવી. જે જે ગામે અરજી ગઈ, તે તે ગામના ખેડુતોને પોતાની ખરી સ્થિતિના હેવાલનો સમાવેશ તે અરજીમાં ચોખ્ખો દેખાઈ આવ્યો, એટલે તેમને તૈયાર કોળીયો મ્હોંમાં મૂકવા જેવું થયું; અને ખેડુતોએ સહીઓ કરી સૂચના મુજબ અરજીઓ નડીયાદ અને કઠલાલ રવાના કરી. નડીયાદ હોમરૂલ લીગની શાખા મારફત ૧૮,૦૦૦, અને કઠલાલ હોમરૂલ લીગની શાખા મારફત ૪,૦૦૦ સહીઓવાળી અરજીઓ મુંબઈ સરકાર ઉપર રવાના કરવામાં આવી.

તા. ૨૦મી નવેમ્બર સને ૧૯૧૭ ના રોજ પહેલી અરજી કઠલાલથી ' રજીસ્ટર્ડ ' ટપાલ મારફત મુંબઈ સરકારને મોકલવામાં આવી. તેમ તેની નકલો કલેકટર, કમિશનર-ઉત્તર વિભાગ, રેવન્યુ મેમ્બર, કારોબારી સભાના સભાસદો, ગવર્નરના પ્રાઈવેટ સેક્રેટરીને તથા મહાત્મા ગાંધીજી, ના. ગોકુળદાસ કહાનદાસ પારેખ, ના. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, ગુજરાત સભાના મંત્રીઓ વગેરેને મોકલવામાં આવી. ત્યાર બાદ જુદાં

જુદાં ગામોની સહીઓવાળી અરજીઓ જેમ જેમ આવતી ગઇ તેમ તેમ નડીયાદ અને કડલાલથી રવાના થતી ગઇ. તેના જવાબમાં મુંબઇ સરકારે લખ્યું કેઃ—"ચાલુ સાલનું જમીનમહેસુલ મુલતવી રાખવા ગવર્નર સાહેબને કરવામાં આવેલી અરજીઓના જવાબમાં રા.................ને ખબર આપવામાં આવે છે કે એ બાબતમાં કલેકટરને સઘળી સત્તા છે, અને તે વિષે તેઓ પૂરતું ધ્યાન આપી રહ્યા છે."

ગામેગામ અરજીઓ ઉપર સહીઓ મેળવવાનું અને તાકીદે રવાના કરવાનું કામ ચાલી રહ્યું હતું. પણ કામ કરનારાઓ એટલાથી સંતોષ માની બેસી રહ્યા નહિ. તેઓ જાહેર સભાઓ ભરી, ઠરાવો પસાર કરી, ઉપરી અધિકારીઓને મોકલતા ગયા.

**જાહેર સભાઓ**

પહેલી જાહેર સભા નડીયાદ મુકામે તા. ૨૫મી નવેમ્બરના રોજ સંતરામના મંદિરમાં દેસાઇ શ્રી ગોપાળદાસ વિહારીદાસના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી. જીલ્લાના પ્રતિષ્ઠિત ગૃહસ્થોના પ્રતિનિધિમંડળને કલેકટર સાહેબ પાસે મોકલવાની વ્યવસ્થા કરવી; ના. ગોકુળદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઇ પટેલને ધારાસભામાં આ સવાલ ઉપાડી ખેડુતોને રાહત અપાવવા પ્રયત્ન કરવા વિનંતિ કરવી; ગુજરાતનું જમીનમહેસુલ ઘણું ભારે પડતું છે તેથી ખેડુત વર્ગ ગરીબ થતો જાય છે, તેમ વસતિ ઘટતી જાય છે, માટે મહેસુલ કમી કરી કાયમનું કરવા ના. મૉન્ટેગ્યુ (હિન્દી પ્રધાન) તેમજ ના. વાઇસરાય સાહેબને એક વિનંતિપત્ર તૈયાર કરી તે ઉપર જીલ્લાના ખેડુતોની સહીઓ મેળવી

તે રવાના કરવી એ મતલબના મહત્ત્વના ઠરાવો આ સભામાં પસાર કરવામાં આવ્યા હતા. આ ઠરાવો કલેકટર સાહેબ ઉપર મોકલી આપવામાં આવ્યા હતા.

કઠલાલ અને તેની આસપાસનાં ગામોના ખેડુતોની એક જાહેર સભા કઠલાલ મુકામે તા. ૨૬મી નવેમ્બરના રોજ મળી. તેમાં મહેસુલ માફ કરવા વિષે અરજીનો છેવટ નિકાલ ન આવે ત્યાં સુધી મહેસુલ ઉઘરાવવાનું કામ મુલતવી રાખવા હુકમો કાઢવા મુંબઈ સરકાર તથા કલેકટર સાહેબને અરજ કરવાનો, કલેકટર સાહેબને રૂબરૂમાં મળી વિનંતિ કરવા કપડવણજ તાલુકાનું એક પ્રતિનિધિમંડળ મોકલવાનો, હપ્તાની મુદત (તા. ૫મી ડિસેમ્બર) નજીક આવતી જાય છે, માટે તે સંબન્ધમાં યોગ્ય સલાહ લેવા, તેમજ પાક સંબન્ધી પૂર્ણ માહીતીથી વાકેફ થવા માટે ના. ગોકુળદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઈ પટેલને આ તાલુકા તરફથી આમંત્રણ કરવા રા. શંકરલાલ પરીખને મુંબઈ મોકલવાના ઠરાવો કરવામાં આવ્યા હતા.

ખેડા જીલ્લાના કપડવણજ અને ઠાસરા તાલુકામાં જમીન મહેસુલનો હપ્તો તા. ૫મી ડિસેમ્બરથી શરૂ થાય છે. તે દરમીયાન કરેલી અરજીનો નીકાલ થશે કે કેમ તે ચોકસ ન હતું. તેમ તા. ૨૬મીની સભામાં કલેકટર સાહેબ પાસે ડેપ્યુ-ટેશન મોકલવાનો ઠરાવ પસાર થયો હતો. તે ઉપરથી કઠલાલ અને કપડવણજના છ આગેવાનો કપડવણજ મુકામે કલેકટર સાહેબને તા. ૨૭મીના રોજ મળ્યા. કલેકટર સાહેબે ચોમાસુ પાકની નિષ્ફળતા તથા શિયાળુ પાકની આશા સંબંધે ખુબ

પુછપરછ કરી. બાદ જણાવ્યું, કે "જમીનમહેસુલના કાયદા મુજબ પાકની નિષ્ફળતાને લીધે એક વર્ષ મહેસુલ લેવાનું મુલતવી રાખ્યું હોય, અને તે પછીનું વર્ષ ખરાબ નીવડે તો આગલા વર્ષનું મહેસુલ માફ થઇ શકે. હાલના સંજોગોમાં પાકની આનાવારી ચોકસ તૈયાર થયા બાદ ખેડુતોને બની શકશે તેટલી રાહત આપવામાં આવશે."

આ જ પ્રશ્નના સંબન્ધમાં નડીયાદમાં બીજી એક જાહેર સભા સંતરામના મંદિરમાં દેસાઇ શ્રી ગોપાળદાસ વિહારીદાસના પ્રમુખપણા નીચે તા. ૯મી ડિસેમ્બરના રોજ બોલાવવામાં આવેલી, તેમજ ના. પારેખ-પટેલના આગમન બાદ પણ કઠલાલમાં એક જાહેર સભા થઇ હતી. તેમાં ખાસ કરીને પાકના આનાવારી આંકડા મહેસુલી અમલદારો એકતરફી કરે છે, માટે મહેસુલી ખાતા સિવાયના સરકારી અમલદારો અને પ્રજાના પ્રતિનિધિઓને સામેલ રાખી આનાવારી તૈયાર કરવાના અને મહુડાં સંઘરવામાં પ્રતિબંધ કરતા આબકારી કાયદાની કલમ રદ કરવાના ઠરાવો પસાર કર્યા હતા.

મહાત્મા ગાંધીજી આ વિષયમાં શરૂઆતથી રસ લઇ રહ્યા હતા. જોકે તેઓશ્રી ચંપારણ્યના પ્રશ્નમાં પૂરેપૂરા ગુંથાઇ ગયા હતા, છતાં વખતોવખત અહીંથી ખબરો મંગાવતા અને યોગ્ય સલાહ આપ્યા કરતા. સભાઓ વિષે તેઓશ્રી લખતા કેઃ—"જે જે સભાઓ ભરાય તેમાં મર્યાદાનો ત્યાગ ન થાય, વાતો વિવેકપૂર્વક થાય, તેમ સહેજ પણ અતિશયોક્તિ ન થાય, એ તમારાથી જળવાય તેટલે દરજ્જે જાળવજો."

એ અરસામાં જીલ્લા કલેકટરે કપડવણજ તાલુકાના આનાવારી આંકડા મંગાવી જમીનમહેસુલ વસુલ કરવા તાકીદહુકમ કાઢયા છે, અને કોઇ કોઇ ગામે સખ્તાઇના ઉપાયો લેવા માંડયા છે, એવા ખબરો આવવા લાગી. આ ખબરોમાં કેટલું સત્ય છે તેની ગામડાંઓમાં ફરી ખાતરી કરવા એક પ્રતિનિધિમંડળ તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૧૭ ના રોજ કઠલાલ હોમરૂલ લીગે મોકલ્યું. આ મંડળ પાકની તપાસ કરતું, મહુડાં સંઘરવામાં પ્રતિબંધ કરનારી આબકારી કાયદાની કલમ રદ કરવાની અરજી ઉપર સહીઓ લેતું, ખેડુતોનાં અનેક દુઃખો સાંભળતું, તોરણા, ભાટેરા, દૈયપ, બારસીદા અને કઠાણા થઇ કઠલાલ પાછું ફર્યું.

**સખ્તાઇની શરૂઆત–દૈયપ કેસ**

આ વખતે લગભગ આખા જીલ્લામાં પ્લેગનો ઉપદ્રવ હતો. લોકોના દુઃખની હદ નહોતી. પાક નિષ્ફળ ગયો હતો. બીઆરૂ, વાવેતર અને મજુરી માથે પડયાં હતાં. પ્લેગમાં લોકો ભાગતા હતા. કોણ ક્યારે ઝપટાઇ પડશે એવા ભય અને ત્રાસમાં જમીન મહેસુલ લોકોના મનમાં ડુબી રહ્યું હતું. મામલતદાર સાહેબે તલાટીઓને બોલાવીને ઘણાં ગામોના ચાર આનાની અંદરના આંકડા વધરાવી ચારઆની ઉપર કરાવ્યા હતા, એ વાત ઉઘાડી પડી ગઇ હતી. આ વિષયમાં કેટલાક મુખીઓએ ટક્કર લીધેલી, પણ તેમનું કાંઇ વળ્યું નહિ. કઠલાલના મંડળને દૈયપમાં તો ઓર અનુભવ થયો. જુના પુરાણા જુલમી રાજાના રાજ્યઅમલના જુલમનાં બ્યાન સાંભળેલાં તેનો પ્રત્યક્ષ અનુભવ થયો. રસ્તામાં જ મંડળને

એક મુસલમાન ખેડુતે કહ્યું કે: 'ગામમાં તો કાળો કેર વર્તી રહ્યો છે. બે દિવસથી લોકોને ત્યાં રાંધ્યાં ધાન રહ્યાં છે. તલાટી માબ્હેન સિવાય બોલતો નથી. સ્ત્રી-વર્ગની ઇજ્જતમાં નઠારી આંખોનો વરસાદ વરસી રહ્યો છે. ઘર વેચો, ઘરેણું વેચો, જમીન વેચો, ઢોર વેચો, છેવટ બૈરી છોકરાં વેચો, પણ સરકારના પૈસા ભરો! માબાપ, આવો જુલમ ગુજરી રહ્યો છે.' ગામલોકોએ વળી એથીયે વધારે ચોંકાવનારો ચિતાર આપ્યો. મંડળે કેટલીક ખાસ અગત્યની બાબતોની નોંધ લઇ જે માણસોને અન્યાય થયો હતો તેમની જુબાનીઓ લીધી. તેઓ પૈકી કેટલાકને સરકારમહેસુલ ભરવા જમીન અને ઢોર પણ વેચવાં પડેલાં. આવાં આવાં સંકટો અને આવી ચીંથરેહાલ હાલતમાં પણ અમલદારોએ 'આવર ડે ફંડ' અને 'વાર લોન'માં પૈસા કઢાવી ગામલોકોને રાજભક્તિમાં પાછા પડવા દીધેલા નહિ!

કઠલાલના મંડળે દેશપને હેવાલ મામલતદાર સાહેબને લખી મોકલ્યો અને વર્તમાનપત્રોમાં પણ પ્રગટ કર્યો. (જુઓ પરિશિષ્ટ ૨.) મહાત્મા ગાંધીજીને મોતીહારી (બિહાર)માં આ વાતની ખબર પડી. ત્યાંથી તેઓશ્રીએ લખ્યું કે:-

"તલાટીના જુલમ બાબત તમે ન ભૂલશો અને બાઇ માવજાંહર વગેરેને ભૂલવા ન દેશો. સરકારી અમલદારોની ગેરવર્તણૂક ઉઘાડ બહાર પાડવો આવશ્યક છે. સરસ હેવાલ લખાવી બહાર પાડશો."

હિન્દ સેવક સમાજના સભાસદ શ્રી. અમૃતલાલ ઠક્કરે દેવપના જુલમની ખબર સાંભળી કડલાલ આવી પહોંચ્યા અને દૈવપ જઇ જાતે તપાસ કરી. તે સંબન્ધી એક લાંબો પત્ર ' ટાઇમ્સ ઓફ ઇન્ડીયા ' માં પ્રગટ કર્યો. એ પત્રમાં તેઓ જણાવે છે કે—

" કપડવણજ તાલુકાનાં કેટલાંક ગામોની મુલાકાત લીધી તેના પરિણામે ચોખ્ખું જણાઈ આવે છે કે ચોમાસુ પાક કેવળ નિષ્ફળ ગયો છે, અને શિયાળુ પાકની આશા ફોકટ છે; કેમકે તેમાં અનેક રોગો અને ઉંદર પડયા છે. લોકોની એક બીજી ભારે ફરીયાદ એ છે કે ગામોના મુખી--તલાટીએ કરેલી આનાવારીના આંકડા તાલુકા અમલદારના દબાણથી વધારવામાં આવ્યા છે અને ચાર આનાની અંદરના આંકડા વધારીને કેટલાંક ગામોના સાડાચાર છ અને છેવટ આઠ આની સુધી કરવામાં આવ્યા છે. જમીનમહેસુલના કાયદા મુજબ ચાર આનીથી ઓછો પાક હોય તો જમીનમહેસુલ મુલતવી રહે છે. પણ મહેસુલ મુલતવી રાખવું કે વસુલ કરવું તેનો આધાર માત્ર તલાટી ઉપર છે એ સ્પષ્ટ છે. તેને આગેવાન ખેડુતોની કે પ્રજાવર્ગના કોઇ માણસની સલાહ લેવાની હોતી નથી. એટલું જ નહિ, પણ તલાટી કે ઉપરી અધિકારી ખરાબ વર્ષમાં સરકારી તીજોરી તર કરવા ધારે તો પાકની આનાવારી સ્હેજ વધારી લઇ તેમ કરી શકે."

તાલુકાના અમલદારના કહેવાથી પાકની આનાવારીઓ વધારવામાં આવી હતી તેની બે ગામોના આગેવાન માણસોએ તેમને ખાતરી કરી આપી હતી. શ્રી૦ અમૃતલાલભાઇના ધ્યાન ઉપર બીજી એક ખાસ બાબત આવી કે જમીનમહે-

સુધી બે હપ્તે લેવાનું ધોરણુ છે તેને બદલે એક જ વખતે આખી રકમ લેવાનો રીવાજ પાડી દેવામાં આવ્યો છે.

આ બાબત ના. ગોકુળદાસ પારેખે ધારાસભામાં ચર્ચેલી, તેના જવાબમાં કમિશનર મિ. પ્રૅટે જવાબ આપેલો કેઃ—"ખેડા જીલ્લાના લોકો પોતાનાં દુઃખો ગાવામાં પાછી પાની કરતા નથી. તેઓ તરફથી રેવન્યુ ખાતાની અપીલો મારા ઉપર સતત ચાલી જ આવે છે, તેથી એ વિષે મારી ખાતરી થઇ છે. ના. ગોકુળદાસ પારેખ જે હકીકત કહે છે તેવા પ્રકારની ફરીયાદ હજી સુધી મેં સાંભળી જ નથી." કાયદાના નિયમોનું ઉલંઘન ખુલ્લેચોક કરવા છતાં મિં૦ પ્રૅટે આવો ઉડાઉ જવાબ આપી વાત ઉડાવી દીધી. બે હપ્તે નાણું ભરવાનો નિયમ એટલા માટે કરવામાં આવ્યો છે કે પહેલો હપ્તો ચોમાસુ પાકમાંથી અને બીજો શિયાળુ પાકના વેચાણમાંથી ખેડુત સહેલાઇથી ભરી શકે. પણ આ પ્રશંસનીય હેતુ હલકા પગારના મહેસુલખાતાના નોકરો, અમલદારો પાસેથી ગાન ખાટવાના લોભમાં બર આવવા દેતા નથી. તેઓ તેમ કરી સરકારી નિયમ તોડવાનો અને ખેડુતવર્ગ ઉપર જુલમ કરવાનો, એમ બેવડો ગુન્હો કરે છે.

વળી શ્રી૦ અમૃતલાલભાઇ લખે છે કેઃ—

"તલાટી સામેની લોકોની ફરીયાદના સંબંધે મેં ખુબ બારીક તપાસ કરી, તેના પરિણામે જણાય છે કે............ને

સણંદીઆ જમીન વેચવી પડી, એક ખેડુતને ૭૫ ટકા વ્યાજે નાણું કરજે કાઢવાં પડયાં, ૭ ઢેડ ખેડુતોને કલાક બે કલાક અંગુઠા પકડાવ્યા ને છેવટે સરકારધારો ભરવાની ચોક્કસ ખાતરી આપી ત્યારે છોડયા અને તેમને ૩૭॥ ટકા વ્યાજે નાણાં કરજે કાઢવાં પડયાં, કેટલાકને ગેરકાયદે અટકાવમાં રાખી જમીનમહેસુલ ભરવાનાં વચન લીધાં. જમીનમહેસુલ આખું ઉઘરાવવા ઉપરાંત સને ૧૯૧૨ની સાલમાં સરકારે આપેલી તગાવીની આખી રકમ એક સાલમાં ઉઘરાવવામાં આવે છે. અનારા અથવા બારસીદાના એક મુસલમાન ખેડુતને જમીનમહેસુલ ભરવાની ખાતર પોતાની દશ વર્ષની કન્યાનું લગ્ન કરી જમાઈ પાસેથી પંદર રૂપીયા લેવા પડયા. તેની નાતના માણસોને પુછવાથી ખાતરી થઇ કે જો તેણે કન્યાના બદલામાં લીધેલા રૂપીયા જમીનમહેસુલ ભરવા સિવાય બીજા કોઇ કારણસર લીધા હોત તો તેને નાત બહાર મૂકવામાં આવત, કેમકે તેમની નાતમાં દીકરીના પૈસા લેવાની સખ્ત મનાઈ છે. આ મુસલમાન ખેડુતને આવું અધમ કામ માત્ર ચોથાઇ દંડમાંથી બચવાની ખાતર કરવું પડયું હતું.”

એક તરફથી પ્રજાનાં દુઃખો કમી કરવા કેટલાક માણસો અને મંડળો કામ કરી રહ્યાં હતાં, ત્યારે બીજી તરફથી અમલદારો પોતાના અમલની સત્તા બજાવી રહ્યા હતા. અંગ્રેજોના બેસતા વર્ષના મંગળ મુહૂર્તે કપડવણજના મામલતદાર સાહેબે એક સરક્યુલરની ભેટ કરી! સરક્યુલર જાણવાજોગ હોવાથી તેનો ઉતારો નીચે આપ્યો છેઃ--

“ સરકાર વિદ્યમાન મામલતદાર તાલુકે કપડવણજના. સેજાના તલાટી-પટેલને માલુમ થાય જે, ચાલુ સાલે કઠલાલ હોમરૂલ લીગ તરફથી લોકોને સરકારધારો નહિ ભરવા બાબત

જાહેર ભાષણો કરી, જાહેરખબરો વહેંચી, અગર માણસો મોકલી સમજાવવામાં આવે છે, તે માટે નીચે મુજબનો સરક્યુલર ગામ-કામદારો તથા મતાદાર પટેલોની જાણ માટે કાઢવામાં આવે છે :

૧. સરકારધારો વસુલ કરવા સંબન્ધી મે. કલેક્ટર સાહેબ બહાદુરનો હુકમ તમારા તરફ મોકલવામાં આવ્યો છે; તેથી તે વસુલ કરવાનો આંકડો હવે નક્કી થયો છે. તેમાં ફેરફાર થશે નહિ એવી લોકોને ગામમાં અને મુવાડામાં સાદ પડાવી સમજુત કરવી, કે હવે જો ધારો નહિ ભરવામાં આવે તો જપ્તીના કાયદાથી લેવામાં આવશે.

૨. મતાદારી કાયદા મુજબ મુખ્ય પોલીસ પટેલ તથા મતાદાર પટેલો સરકારધારો મુદતસર ન ભરે અને કાંડાઈ કરે તો નોકરી કરવા માટે નાલાયક ઠરાવી શકાય છે. .........આ હુકમ પહોંચ્યેથી સાત દિવસમાં બાકી ભરી ન દે તો કાયદા મુજબ નોકરી માટે નાલાયક ઠરાવવા રીપોર્ટ વગર વિલંબે કરી મોકલવો.

૩ .........જે લોકો સરકારધારો નહિ ભરવાની શિખામણ આપતા હોય એમનાં નામની નોંધ રાખી, તેમની બાકી હોય તો તે ચોથાઈ દંડ સાથે વસુલ કરવા દાખીદે પત્રક ભરી મોકલવું.

૪. જે આગેવાન પાક થયા છતાં ભરતા નહિ હશે, તેમના સંબંધમાં જંગમ મીલકત જપ્ત કરવા હુકમ મંગાવવામાં દેર કરવી નહિ.

૫ હોમરૂલ લીગ અગર બીજા કોઈ શખ્સ તરફથી સરકાર-ધારો નહિ ભરવા સંબંધી જે સૂચના થાય તેની નોંધ રાખી તાલુકે રીપોર્ટ કરી મોકલવો.

૬. સરકારધારો નહિ ભરવા લોકોને શિક્ષણ આપવામાં આવે છે, માટે તમારે વસુલાત કામમાં કાળજી રાખી, ધીરજથી

મંડયા રહી, ક.મ પાર ઉતારવું. ને ડરી જઈ અગર આળસથી નોકરીમાં મફત કરશો તો શિક્ષાને પાત્ર થશો તે જાણવું.

તા ૧--૧--૧૯૧૮ વી. બી. પટેલ.

ઉપરના સરક્યુલરના બીજા ફકરામાં 'દાંડાઈ' શબ્દ મુલ્કી પટેલો અને મતાદારોને ભેટ કરવામાં આવ્યો છે.

**અમલદારોની અસભ્યતા**

મુલ્કી પટેલ ગામની થાંભલી રોપનારનો વંશજ હોય છે, અને મતાદાર તેવા જ પ્રતિષ્ઠિત કુટુમ્બનો કર્તાહર્તા હોય છે. તે ઉપરાંત તેઓ અંગ્રેજ સરકારનું રાજ્ય ટકાવી રાખવામાં મુખ્ય ભાગ ભજવે છે. અમલદારો પોતાના આવા અતિ ઉપયોગી માણસો માટે આવી અસભ્ય ભાષા વાપરે તો બીજી પ્રજાને માટે શું પૂછવું ?

ફેબ્રુઆરી માસમાં જ્યારે મહાત્મા ગાંધીજી સાબરમતી આવ્યા, ત્યારે તેઓશ્રીને આવી એક બે ભેટ વંચાવવામાં આવી. તે ઉપરથી તેઓશ્રીએ તા. ૭મી ફેબ્રુઆરી ૧૯૧૮ના રોજ ઉત્તર વિભાગના કમિશનર સાહેબને નીચેનો પત્ર લખ્યો :—

**"કપડવંજના મામલતદારની સહીની છાપેલ નોટીસો મારા વાંચવામાં આવી......તેમાં લખ્યું છે કે તા. ૧૬ મી પહેલાં જમીન-મહેસુલ ભરી દેવામાં નહિ આવે તો જમીનો ખાલસા કરવામાં આવશે......જે આસામીઓ ઉપર આ નોટીસો કાઢવામાં આવી છે**

તેઓમાંના કેટલાક મને મળ્યા. મને તો તેઓ [illegible]દાર માણસો લાગ્યા. તેમણે પોતાના હકની તકરાર કરી છે. તેમાંના કેટલાકની જમીનો સમુંડીઆ છે. હું માનું છું કે કાયદાનો ભેદનો નિર્ણય ગમે તે હોય, પણ એને ઉદ્ધતાઈભર્યું પગલું કહીને તેવો ઇલાજ લેવાનો હેતુ તો ન જ હોઇ શકે.

"આ જ મામલતદારની એક બીજી યાદી મને બતાવવામાં આવી. તેમાં આબરૂદાર અને પ્રતિષ્ઠિત પ્રજાને માટે 'હાંડીઆ' શબ્દ વાપરવામાં આવ્યો છે. હું આ શબ્દનો અર્થ 'લુચ્ચા—બદમાશ' થાય એમ માનું છું. મારા અભિપ્રાય મુજબ યાદીની ભાષા અણછાજતી અને અનહદ લાગણી દુઃખવનારી છે........"

આ પત્રના જવાબમાં મિ. પ્રૅટે તા. ૧૦મીના રોજ લખ્યું કે:—

"જમીનમહેસૂલ ભરવામાં કસૂર કરનાર માણસોની જવાબદારી 'લૅન્ડ રેવન્યુ કોડ'માં જણાવી છે.................કપડવણજ તેમજ બીજા બધા તાલુકામાં નિયમ મુજબ લોકોને ખબર આપી સરકારનું લ્હેણું ચુકવવાની તક આપવામાં આવશે. કાયદા વિરુદ્ધ હજી સુધી કાંઇ પણ કરવામાં આવ્યું નથી, તેમ કરવામાં આવશે નહિ.........આવી રીતે લેવામાં આવતા પગલાને તમે આકરું કેમ કહી શકો એ હું સમજી શકતો નથી.................કપડવણજના મામલતદારની યાદી પોતાના હાથ નીચેના નોકરોને લખેલી છે. તમે મને એ યાદી બતાવશો અને એ વિષે જે વાંધા હોય તે અને રૂબરૂમાં જણાવશો."

આ જવાબ ઉપરથી જણાશે કે રાહત આપવા માટે 'લૅન્ડ રેવન્યુ કોડ'નો ઉપયોગ કરવા અમલદારો તૈયાર

નહોતા; પણ સરકારી ધારો વસુલ કરવા માટે એ કોડમાં લખ્યા મુજબ સખ્તાઇના ઇલાજો લેવા તૈયાર હતા. પ્રૅટ સાહેબના લખવા મુજબ મોટા અમલદાર હાથ નીચેના અમલદારોને યાદી લખે તેમાં પ્રતિષ્ઠિત માણસોને ગાળો દઇ શકે! મહાત્માજીથી આ કેમ સહ્યું જાય? તેમણે ૧૫મીએ એક બીજો કાગળ લખ્યો :—

"હું આ સાથે કલેક્ટરની સહીવાળી એક નોટીસની નકલ બીડું છું. તેમાં જે ભાષાને હું કેવળ અણછાજતી અને લાગણી દુભવનારી માનું છું તેના પર ખાસ નિશાન કર્યું છે. એ વાક્યથી મંત્રીઓ અને તેમની સલાહ માનનાર બન્નેનું અપમાન થાય છે. ગુજરાતી ભાષામાં એ વાક્યનો જે અર્થ થાય છે, તેવી મતલબનું લખાણ કરવાનો તેમનો હેતુ નહિ હોય એમ હું માનું છું.

"આ સાથે.........ના મામલતદારની યાદી પણ બીડું છું. તમે જોશો કે તેની ભાષા અત્યંત વાંધાભરી છે.

"ખાલસાની કાઢવામાં આવેલી નોટીસો વિષે મારે લખવું જોઇએ કે જમીનમહેસુલની એક નજીવી રકમની ખાતર હજારો રૂપીયાની કીમતી જમીન ખાલસા કરવી એ કસુરના પ્રમાણમાં બેહદ ગણાય અને તેથી તેને ઝીનાબાજ કહેવાય."

પ્રૅટ સાહેબે તા. ૧૬મી ફેબ્રુઆરીના પત્રમાં આ વિષે એક ટુંકો જવાબ લખી નાંખ્યો કે—

"યાદીઓની ભાષા વિષે તમે કડક શબ્દો વાપર્યા છે, પણ એ બધી યાદીઓ તપાસતાં મને લાગે છે કે તમારી એ ફરીયાદ માટે કાંઇ વાજબી કારણ નથી."

આ લડતની ઉત્પત્તિ કઠલાલ ગામથી થઈ, તેથી ત્યાંના લોકોને શાંત કરવાના હેતુથી કઠલાલમાં જમીનમહેસુલ તથા તગાવી અરધી લેવામાં આવશે એવી મતલબનો એક સરક્યુલર મામલતદાર સાહેબે તા. ૮મી જાન્યુઆરીએ બહાર પાડ્યો. પણ લડત ઉપાડનારાઓનો હેતુ નિર્મળ હોવાથી તેઓ કઠલાલને મળેલી રાહતથી લલચાયા નહિ. આ લડત માત્ર કઠલાલના ખેડુતો પુરતી જ નહોતી, તે તો આખા તાલુકા–બલ્કે જીલ્લાના ખેડુતવર્ગ માટેની હતી. એક વર્ષની થોડીક રકમ મુલતવી ન રહે તેથી ખેડુતોની સ્થિતિ સુધરવા કે બગડવાપણું ન હતું. લડત સિદ્ધાન્તની હતી.

**અમલદારોએ આપેલી લાલચ**

આ લડતમાં નીચેના મુદ્દાઓ સમાયેલા હતાઃ—

**લડતના મુદ્દાઓ**

(૧) પાકની આનાવારી તલાટી કાઢે તે ખરી કે ખેતરે ખેતરે ફરી આગેવાન ખેડુતો અને પ્રજાના આગેવાનો કાઢે તે ખરી ?

(૨) આ બન્નેમાં મતભેદ પડે તો સરકાર પોતાના નોકરો અને પ્રજાના આગેવાનોનું પંચ નીમી તપાસ કરાવે કે કેમ ?

(૩) જે ખેડુતોની કરોડોની જમીનમહેસુલ ઉપર સરકાર પોતાનું રાજ્યતંત્ર ચલાવે છે તે ખેડુતોની સાચી માગણી તે સ્વીકારે કે કેમ ?

(૪) પ્રજાના ખરા ટેક આગળ જબરદસ્ત સલ્તનત નમે કે કેમ ?

# પ્રજાકીય તપાસ

## (ના. પારેખ-પટેલ તથા હિન્દ સેવક સમાજની તપાસ)

---

"અમલદારો કહે એ સાચું જ, અને આપણી આંખનો પુરાવો ખોટો, એવો ન્યાય સ્વતંત્ર માણસને સારૂ અસહ્ય છે."

ગાંધીજી

"આ વર્ષે મહેસુલ ભરવાની ફરજ પાડવામાં આવશે તો ઘણા ખેડુતોને પોતાની અતિશ્રમોપાર્જિત ભોંય વેચવી પડશે તથા પોતાના ઢોર અને ખોરાક ઉપર કાપ મુકવો પડશે."

"સરકારી ધારાધોરણ દૈવી નથી. તેમાં જરૂર ફેરફાર થઈ શકે...........પ્રામાણિકપણે દિલસોજ લાગણીથી સુધારાવધારા કરવા જોઈએ."

ના. ગોકુળદાસ પારેખ

**જીલ્લામાં આગમન**

જીલ્લામાં કઠલાલ મુકામે તા. ૨૬મી નવેમ્બરના રોજ મળેલી સભામાં થયેલા ઠરાવ મુજબ લેખકને મુંબઈ મોકલવામાં આવ્યા. તેમણે ના. ગોકુળદાસ પારેખ તથા ના. વિઠ્ઠલભાઇ પટેલને હકીકતથી વાકેફ કર્યા, તથા બન્ને નામદારોને ખેડા જીલ્લામાં આવી પાક સંબંધી જાતે તપાસ કરવા વિનંતિ



નામદાર ગોકુલદાસ કહાનદાસ પારેખ.

'સમાલોચક' પ્રિંટીંગ એજન્સી.] [સમાલોચકના બંધુકૃત્યથી.

કરી. આ વિનંતિ લક્ષમાં લઇ તેઓએ તા. ૧૨મી ડિસેમ્બરે આવવાનો ઠરાવ કર્યો; કારણ તા. ૭મીથી મુંબઇ ઇલાકાની ધારાસભા ભરાવાની હતી. કપડવણજ અને ઠાસરા તાલુકાનો હપ્તો તા. ૫મી ડિસેમ્બરે શરૂ થતો હતો. તેથી પ્રજાની ઇચ્છા એવી ખરી કે હપ્તાની મુદત પહેલાં આ બન્ને નામદારો પધારી, સ્થિતિ તપાસી, કલેકટર સાહેબને મળે. પણ તેમનાથી તે પ્રમાણે વહેલા આવવાનું બની શક્યું નહિ. પણ પ્રથમ ગોઠવેલા સંકેત પ્રમાણે બન્ને નામદારો તા: ૧૨મીના રોજ પ્રજાની વ્હારે આવી પહોંચ્યા.

બન્ને નામદારો નડીયાદ થઇ સીધા કઠલાલ પધાર્યા. તેમની સાથે ગુજરાત સભાના મંત્રીઓ અને આગેવાન સભાસદો તથા ખેડા જીલ્લાના કેટલાક ગૃહસ્થો જોડાયા. કઠલાલમાં આ બન્ને નામદારોની મુલાકાતનો લાભ લેવા એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. તેમાં નડીયાદ, આણંદ, મહુધા, ઉમરેઠ, કપડવણજ તેમજ કઠલાલની આસપાસનાં પંત્રીસ ગામોના લોકો હાજર હતા.

**કઠલાલમાં જાહેર સભા અને તપાસ**

ના. ગોકુળદાસ પારેખ પોતાના ભાષણમાં દુધની ડેરીઓ, કેળવણી અને વેઠવારા ઉપર વિસ્તારથી બોલ્યા હતા. 'વેઠવારા' ઉપર વિવેચન કરતાં તેઓએ જણાવ્યું કે: "વેઠવારાનો કાયદો નથી. આ સંબંધમાં હાઇકોર્ટમાં

આવેલા દાવાઓના ચુકાદા સરકારની વિરુદ્ધ ગયા છે. આથી વિશેષ ચોખ્ખો ખુલાસો શો થઇ શકે?" સભામાં સ્ત્રીઓની હાજરી પરત્વે તેઓ બોલ્યા કેઃ "આ સભામાં સ્ત્રીઓની હાજરી જોઇ મને અનહદ આનંદ થાય છે. આપણી રાજકીય ઉન્નતિમાં આપણે આપણી સ્ત્રીઓને કેળવીને સાથે લઇશું તો મને ખાતરી છે કે આપણી ઉન્નતિ ઘણી નજીક છે." છેવટમાં ખેડુત પ્રજાને આશીર્વાદ આપતાં એ વયોવૃદ્ધ 'ખેડુતના પિતા' બોલ્યા કેઃ "આજની સભામાં ગામ-પરગામના ખેડુતોની ભારે સંખ્યા જોઇ મને અપૂર્વ આનન્દ થાય છે. તમે હમેશાં આવી જ રીતે તમારી ઉન્નતિના કાર્યમાં એકસંપથી સામેલ રહેશો, એવી મારી ઉમેદ છે."

ના. વિઠ્ઠલભાઇ પટેલે કહ્યું કેઃ—"અમે તમારી હાલની ખરી સ્થિતિનો અભ્યાસ કરી તમારાં દુઃખ સરકારને કાને પહોંચાડીશું.........જ્યારે જ્યારે અમે પ્રજાનાં દુઃખ ટાળવા ધારાસભામાં પ્રયત્ન કરીએ છીએ ત્યારે ત્યારે અમારી બહુમતીના અભાવે અમારા હાથ હેઠા પડે છે. સરકારની રાજનીતિ એવી છે, કે નાનામાં નાનો સરકારી નોકર કહે તે ખરૂં અને અમે જાતે તપાસ કરી જે હકીકત રજુ કરીએ તે ખોટી અને એકતરફી ગણવામાં આવે છે." આ ભવિષ્ય-વાણી અક્ષરશઃ ખરી પડી. મહાત્મા ગાંધીજીએ ફેબ્રુઆરી માસની આખર તારીખોમાં વડથલ ગામના એકેએક ખેતરનું પાણીપત્રક તૈયાર કરાવી, આનાવારી કાઢી સરકાર પાસે રજુ કરી, પણ અમલદારોએ તે આંકડા માન્ય રાખ્યા નહિ.

સભાનું કામ પૂરૂં થયાં બાદ તરત જ બન્ને નામદારો ખેતરોની તપાસ કરવા પધાર્યા. તેમણે કડલાલ અને તેની આસપાસનાં ચાર પાંચ ગામોનાં ખેતરોની તપાસ કરી. ખેડુતોનાં ઘરોમાં પેસી અનાજ વિનાની ખાલી કોઠીઓની ખાતરી કરી અને ખેડુતોને મ્હોડે દુઃખની કહાણી સાંભળી તેમના દુઃખે દુઃખી થયા. આ સંકટ જોઇ બન્ને નામદારોએ જે આંસુ ઢાળ્યાં છે તેનું દૃશ્ય તેમની સાથે હતા તે ગૃહસ્થો કદિ નહિ ભૂલી શકે.

ના. પારેખ તથા ના. પટેલ વગેરે કડલાલથી બપોરના પગરસ્તે મહુધા જવા ઉપડયા. રસ્તામાં ભાનેર અને વડથલની મુલાકાત લઇ મહુધા પહોંચ્યા.

**મહુધામાં જાહેર સભા**

ત્યાં જાહેર સભા મળી; સભામાં ના. પારેખે જણાવ્યું કેઃ—"કડલાલ તરફનાં ગામડાંઓમાં અમે ઝુંપડાંઓમાં જઇને કોઠીઓ તપાસી છે. તે લોકોનાં ઘરમાં નવું પાકેલું અનાજ બિલકુલ ન હતું. ફક્ત પરદેશી મકાઇ જોવામાં આવી અને તે પણ કોઇના ઘરમાં પાંચ શેર અને કોઇને ત્યાં દશ શેર............ગયે વરસે મહુડાંનો કાયદો ખેડા જીલ્લાને લાગુ પાડવામાં આવ્યો છે તેથી ગરીબ લોકની માઠી દશામાં દુઃખનો વધારો થયો છે." આ વરસે તે કાયદાનો અમલ અને મહેસુલ અટકાવવા પોતે તથા ના. પટેલ બનતો પ્રયાસ કરશે એવી તેઓએ ખાતરી આપી. ત્યાંથી કેટલાક આગેવાન ખેડુતોની જુબાનીઓ લીધા બાદ સઘળું મંડળ નડીઆદ જવા ઉપડી ગયું.

નડીયાદમાં તા. ૧૩મી ડિસેમ્બરના રોજ સાંજના ખેડા જીલ્લાના બધા તાલુકાના ખેડુતોની એક જંગી સભા સંતરામના મંદિરના વિશાળ ચોકમાં મળી હતી. આ સભામાં ગુજરાત સભાના આગેવાન સભાસદો તથા મંત્રીઓએ હાજરી આપી હતી. સભાનું પ્રમુખસ્થાન વાંકાનેર સ્ટેટના માજી દિવાન સાહેબ રા. બા. નાથાભાઇ અવિચળદાસને આપવામાં આવ્યું હતું.

**નડીયાદમાં જીલ્લાના ખેડુતોની જંગી સભા**

સભામાં જુદા જુદા તાલુકાના ખેડુતોએ પોતપોતાના અનુભવ વર્ણવ્યા હતા. નડીયાદ તાલુકાના એક ખેડુતે પોતાના અનુભવમાં જણાવ્યું હતું કે: "તેને ખર્ચ જેટલી રકમનું અનાજ પાક્યું ન હતું." આણંદ તાલુકાના એક આગેવાન પાટીદારે કહ્યું કે: "સાત માસ ચોમાસું ચાલ્યું; તેથી ખેડુતોના હાથ-પગ કોહી ગયા છે અને ઢોરીયાનું દુધ મારવું પડ્યું છે. કોઇ પણ કોમ કરતાં ખેડુતવર્ગની દશા અધમ આવી ગઈ છે. ત્રણ ત્રણ વખત ખેડ, ખાતર અને મજુરી કરી વાવેતર કર્યાં, છતાં એક કણ અનાજ દેખવા મળ્યું નહિ. મહે-મદાવાદ તાલુકાના એક કેળવાયેલા ધારાળા ખેડુતે ખેતી પાછળ થયેલા કુલ ખર્ચના આંકડા જણાવી લગભગ રૂ. ૨૦૦ની ખાદ બતાવી. બોરસદ તાલુકાના એક આગેવાન ગૃહસ્થે જણાવ્યું કે: "ગ્રાસ, ડાંગર અને બાવટો કોહી ગયાં, તંબાકુમાં રોગ આવ્યો, અને મગફળીની શીંગો ઉંદર ખાઇ ગયા. વીઘે અધમણ ધાન પણ જોઇશું નહિ." એક ખેડુતે જણાવ્યું કે: "છપના કરતાં આ દુકાળ બારે

છે. તે સમયમાં તો માલની છત અને સોંઘવારી હતાં. આ વર્ષમાં અનાજ જોવામાં નથી, કપડાંના એકના ચાર બેસે છે. હળની કોશ છ આને મળતી, તે આજ ચાર રૂપિયે મળતી નથી. જ્યાં આણંદ અને બોરસદ તાલુકાની ખેતીની આ દશા હતી, તો પછી કપડવણજ અને ઠાસરાનું તો પૂછવું જ શું?

ખેડુતોની આ મહાન સભાને સંબોધી ના. ગોકુળદાસ-ભાઈ બોલ્યા કેઃ–"દુઃખ આવે ત્યારે ઉપરાઉપરી આવે છે. ખેતી ઉપર આપણા જીલ્લામાં ઇશ્વરનો કોપ થયો છે. ખેડુતોને ખાવા જેટલું પણ ધાન પાક્યું નથી, એ નિર્વિવાદ છે." ત્યાર બાદ તેઓએ જમીનદારોને સંબોધીને કહ્યું કેઃ "આવા સમયે તમારે સાંથ બીલકુલ છોડી દેવી જોઇએ. તમે તેમ કરશો તો જ સરકાર ઉપર તેની અસર થશે. તમે દયા બતાવશો તો સરકાર પણ રાહત આપશે."

પછી સરકારે મહુડાંનો કાયદો કરી ખેડા જીલ્લાને લાગુ પાડી દીધો તે પરત્વે ના. પટેલ બોલ્યા કેઃ "સરકારે મહુડાંનો કાયદો ધકેલી ઘાલ્યો ત્યારે વિચાર નહિ કર્યો કે આવતી સાલ પાટીદારો તો નહિ પણ વાઘરી, ઢેડ, ધારાળા, કોળી વગેરે લોકો શું ખાશે? કાળ પડશે તો ઢોર અને ખેડુતો શી રીતે જીવશે? આજે તમે જે હકીકત જાહેર કરો છો તે સાંભળી હરકોઇનું કાળજું ચીરાઇ જાય તેમ છે..........અમારી પાસે સત્તા નથી અને સત્તાવાળાનાં મગજ વિચિત્ર છે. તેનો મને પાંચ વર્ષનો અને મુરબ્બી (ગોકુળદાસભાઇ) ને વીસ વર્ષનો

અનુભવ છે. ગરીબ રૈયત ઉપર જેમને રાજ્ય કરવા મોકલ્યા છે, તેઓ એ આંખે જોઇ ન્યાય કરે તો ઉભયને ફાયદો થાય."

ના. ગોકુળદાસભાઇની ભલામણને માન આપી એક જમીનદારે સભામાં જાહેર કર્યું કે: "સરકાર છુટ મુકે તે પ્રમાણે હું છુટ મુકવા તૈયાર છું." આ પ્રમાણે બીજા કેટલાક જમીનદારોએ પોતાના ખેડુતો પાસેથી સાંથ નહિ લેવા જણાવ્યું.

નડીયાદ તાલુકાના ડભાણ ગામના વતની એક પાટીદાર ગૃહસ્થે જણાવ્યું કે "પટેલ-તલાટીઓને જમીનમહેસુલ સારૂં ઉઘરાવવા માટે સરકાર પાઘડીઓ આપે છે; તેથી લોભાઇને તે લોકો ગરીબ ખેડુત ઉપર જોરજુલમ કરે છે. પટેલ તલાટીએ અમારા ગામમાં લોકોને સમજાવી ચારઆની પાકની સહીઓ લીધી, જ્યારે પાક બેઆની પણ થયો નથી. હું સરકારને કરવાની અરજીમાં સહીઓ કરાવવા ગયો ત્યારે તે લોકોએ અજ્ઞાન ખેડુતોને સમજાવ્યું કે સહીઓ કરશો તો સરકાર કેદમાં લઇ જશે!"

સભા વીખરાયા પછી કઠલાલ અને મહુધાની બાજુ ખેડુતોની જુબાનીઓ લેવામાં આવી હતી. એકંદરે આખા જીલ્લાના મુખ્ય મુખ્ય ગામોના ૪૦૯ ખેડુતો પાસેથી હકીકત એકઠી કરવામાં આવી હતી.

બીજે દિવસે સવારમાં આ મંડળ હાસરા જવા ઉપડી ગયું હતું. બન્ને નામદારોએ હાસરાની આસપાસનાં આશરે દશેક ગામડાંઓની મુલાકાત લીધી. ખેડુતો પાસે તેમનાં ઝુંપડાંમાં તેમને પોતાના અને ઢોરના નિભાવનાં કેટલાં સાધન છે તેની અને ખેતરોમાં પાક કેમ નિષ્ફળ ગયો તેની જાતમાહીતી તેઓએ મેળવી. તંબાકુ, તુવેર, કડોળ અને કપાસમાં પડેલા રોગો વગેરેની તપાસ કરી. ખેડુતો અને ઢોરને માથે આવી પડેલા સંકટનો તેઓએ અભ્યાસ કર્યો. આ પ્રમાણે ચાર દિવસ સુધીમાં મળેલા અનુભવ ઉપરથી બન્ને નામદારોએ એક અરજી ઘડી કાઢી.

**કલેક્ટર પાસે ગયેલું પ્રતિનિધિમંડળ**

જીલ્લા કલેક્ટરના મુકામ માટે ગામ બહાર તંબુ ઠોક્યા હતા. તેઓ પણ તે દિવસે હાસરા મુકામે પહોંચ્યા હતા. નડીયાદ મુકામે તા. ૯મી ડિસેમ્બરના રોજ મળેલી સભામાં થયેલા ઠરાવ મુજબ પ્રતિનિધિમંડળે તા. ૧૫મી ડિસેમ્બરે કલેક્ટરને મળવું એવી ગોઠવણ થઇ હતી અને મુલાકાતનો સમય ચાર વાગ્યાનો રાખવામાં આવ્યો હતો. કલેક્ટર સાહેબની મુલાકાતનું પરિણામ જાણવા માટે આખા જીલ્લામાંથી અસંખ્ય ખેડુતો હાસરા મુકામે આવ્યા હતા. મહેસુલનો હપ્તો ભરવાની છેલ્લી મુદત તા. ૧૫મીની હતી અને હજી સુધી મોટે ભાગે ખેડુતો હપ્તો ભરી શક્યા નહોતા, એટલે તેઓ આમ આતુર બને એ સ્વાભાવિક હતું. હાસરા

તાલુકામાં બે લાખના સરકારના મહેસુલમાં અગીયાર હજાર રૂપીયા આ અરસામાં ભરાયા હતા.

બરાબર ચાર વાગે ના૦ ગોકુળદાસ પારેખ અને ના૦ વિઠ્ઠલભાઈ પટેલ, જીલ્લાના બીજા કેટલાક આગેવાનો સાથે, કલેકટર સાહેબના તંબુએ જઇ પહોંચ્યા. પ્રતિનિધિ-મંડળ તરફથી ના૦ ગોકુળદાસ પારેખે વિગતવાર તૈયાર કરેલી અને રીતસર માગણી દર્શાવનારી અરજી (જુઓ પરિશિષ્ટ ૩) કલેકટર સાહેબને વાંચી સંભળાવી. પ્રતિનિધિ-મંડળે પોતાની માહીતી પ્રમાણે હકીકત રજુ કરી તે માટે કલેકટર સાહેબે ખુશાલી દર્શાવી કહ્યું કેઃ "મહેસુલ મુલતવી રાખવા અને માફ કરવાના નિયમો પ્રમાણે હાલના સંજોગોમાં મહેસુલનો કાંઇ પણ ભાગ માફ થઇ શકે નહિ. આ વર્ષે પાકના આનાવારી આંકડા તૈયાર કરવામાં ભારે કાળજી અને ઉદારતાથી કામ લેવામાં આવશે......સોળ આનાને બદલે બાર આનાના ધોરણે પાકની ગણતરી કરવામાં આવે છે......અને જે તાલુકાઓમાં હમાની મુદત શરૂ થઇ ગઈ છે, છતાં લોકોએ મહેસુલ ભર્યું નથી, તેઓના ઉપર છેવટના હુકમ નીકળતાં સુધી સખ્તાઈના ઇલાજ લેવામાં આવશે નહિ."

જ્યાં સુધી આ બાબતનો છેવટનો નિર્ણય ન આવે ત્યાં સુધી મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવા ના૦ પારેખે ફરી વિનંતી કરી. તેઓએ જણાવ્યું, કે તેઓએ કરેલી તપાસ ઉપરથી તેમની ચોક્કસ ખાતરી થઈ હતી



હિંદુસ્થાન આર્ટ સ્ટુડીયો.

શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ.

કે પાક નિષ્ફળ ગયો છે અને ધારાળા અને એવી બીજી હલકી વર્ણના લોકોની સ્થિતિ બહુ દયાજનક છે. ઉપર થયેલી વાતચીતના જવાબમાં કલેક્ટર સાહેબે જણાવ્યું, કે તેઓ અમુક વર્ગના લોકો માટે કાંઈ ખાસ હુકમ કાઢી શકશે નહિ. આમ ના. પારેખની નમ્ર વિનંતી પણ સ્વીકારવામાં આવી નહિ. માત્ર પાકના આંકડા ઉપરથી છેવટના હુકમો નીકળતાં સુધી સખ્તાઈના ઇલાજ લેવામાં આવશે નહિ અને છેવટના હુકમની નકલની માગણી આવશે તો આપવામાં આવશે એવી ખાતરી મળી. આ પ્રમાણે પ્રતિનિધિમંડળ કલેક્ટર સાહેબ સાથે મીઠી પણ નિષ્ફળ ચર્ચા કરી પાછું ફર્યું હતું.

**પ્રતિનિધિ-મંડળની મુલાકાત બાદ સરકારની હિલચાલ**

પ્રતિનિધિમંડળની મુલાકાતનો હેવાલ મુંબઈ ઇલાકાનાં લગભગ તમામ પત્રોમાં પ્રગટ થયો. સાથે સાથે ખેડુતોએ સભાઓ ભરી મહેસુલ મોકુફ કરવાની માગણીઓ ચાલુ રાખી.

કપડવણજ અને ઠાસરા તાલુકામાં પહેલો હપ્તો તા. ૫મી ડિસેમ્બરે શરૂ થયો અને નિયમ મુજબ તેની મુદત તા. ૧૫મી ડિસેમ્બર સુધી ચાલે. તે મુદત વીતી ગઈ. કલેક્ટર સાહેબે કહેલું, કે છેવટના હુકમો કાઢવામાં આવશે ત્યાં સુધી સખ્તાઈના ઇલાજ લેવામાં નહિ આવે. છતાં સરકારી નોકરોએ કેટલાંક ગામોમાં સખ્તાઈનાં પગલાં લેવા માંડયાં. આથી ગરીબ-નિરાધાર ખેડુતો ખુબ અકળાયા.

દરમીયાન સરકારનું વલણ ચોખ્ખું સમજાતું નહોતું, તેથી પણ ખેડુતોની અધીરાઇનો પાર ન રહ્યો. વળી કલેક્ટર સાહેબના છેવટના હુકમની નકલો માગશે તેને પૂરી પાડવામાં આવશે, એવું તેઓ સાહેબે કહેલું, પણ કોઇને તે આપવામાં આવી નહિ, એટલે કામ કરનારાઓ પણ પ્રજાને શું ખુલાસો આપે?

પ્રતિનિધિમંડળની મુલાકાત પછી પાકની આંકણી નક્કી કરી તા. ૨૨મી ડિસેમ્બરે કલેકટર સાહેબે હુકમો બહાર પાડયાનું અનુમાન થાય છે. તે હુકમો મુજબ કેટલાંક ગામોનું અડધું અને જુજ ગામોનું આખું મહેસુલ મુલતવી રાખવાનું ઠરાવવામાં આવ્યું હતું. જોકે કલેકટર સાહેબે આવા હુકમો તા. ૨૨મી ડિસેમ્બરે કાઢયા હતા, છતાં મામલતદારોએ આ હુકમો બે અઠવાડીયાં સુધી દાબી રાખ્યા. આ સંબન્ધમાં જાહેરમાં ઘણી ચર્ચા થતી, તેના ખુલાસા રૂપે કલેક્ટર સાહેબનો તા. ૭મી જાન્યુઆરી ૧૯૧૮નો એક પત્ર 'ખેડા વર્તમાન' પત્રમાં તા. ૨૩મી જાન્યુઆરીએ પ્રગટ થયો. તે જાણવાજોગ થઇ પડશે એમ સમજી તેમાંના કેટલાક ફકરા નીચે ટાંકયા છેઃ—

ડેપ્યુટેશનના ગૃહસ્થોને અમોએ ફકત એવો જવાબ આપેલો કે પાકના અડસટ્ટા તૈયાર થઈ અમારી પાસે આવશે તે ઉપરથી જમીનમહેસુલ વસુલ કરવા અગર જરૂર પડે ત્યાં મુલતવી રાખવાના હુકમો અમે કાઢીશું; ત્યાં સુધી મહેસુલ બાબાર ઉપર જબ્બાઇના ઉપાય લેવામાં આવશે નહિ. હવે દરેક તાલુકાના પાકના અડસટ્ટાના રિપોર્ટ અમારી તરફ આવી ગયાથી, અમોએ જમીનમહેસુલ વસુલ

કરવાના સંબંધમાં હુકમો કાઢી દીધા છે અને જ્યાં પાકની સ્થિતિ ઉપરથી મહેસુલ મુલતવી રાખવાની જરૂર જણાઈ, એવાં ગામોમાં એકંદર રૂ. ૧,૭૫,૮૬૮ ની રકમ મુલતવી રાખવાના હુકમો કહાડયા છે.‡

સદરહુ હુકમો મુજબ ખેડુતોએ જમીનમહેસુલ ભરી દેવું જોઈએ, અને જો તેમ કરવામાં કસુર કરશે તો કાયદેસર સખ્ખાઈના ઈલાજો લેવામાં આવશે.........

તા. ૭--૧--૧૯૧૮ (સહી) V. K. Namjoshi

કલેકટર સાહેબના આ જાહેર કથન ઉપરથી વાંચનાર જોઈ શકશે કે પાકના આનાવારી આંકડા તૈયાર કરવામાં અને તે પ્રમાણે વસુલ કરવામાં કેવું મનસ્વીપણું ચાલે છે. પ્રથમ મુખી-તલાટીઓએ આનીઓ નક્કી કરી, મામલતદારોએ તેમાં પોતાની મરજીમુજબ વધારો કરાવ્યો, અને તે પ્રમાણે વસુલાતનું કામ શરૂ પણ કરી દીધું. પાછળથી પ્રજામાં જાગૃતિ આવી અને કલેકટર સાહેબ સુધી દાદ માગવાના પ્રયાસો થયા, ત્યારે વળી સરકાર માબાપે અમુક અમુક ગામોના મળી એકંદરે પોણાબે લાખ રૂપીયા મુલતવી રાખ્યા. આ ઉપરથી વાંચનાર પોતે જ નક્કી કરી લેશે કે મુખી -તલાટીથી માંડીને કલેકટર સાહેબ સુદ્ધાં કેટલો આંધળો વહીવટ ચલાવે છે.

કલેકટર સાહેબના ઉપર જણાવેલા ખુલાસાપત્રમાં તેઓ જણાવે છે કે ઉપરના હુકમ પ્રમાણે પ્રજા નહિ વર્તે તો

---

‡નડીયાદ તાલુકાનાં ૪૦, મહેમદાવાદ તાલુકાનાં ૩૦ અને કપડવણજ તાલુકાનાં ૩૪ ગામે મહેસુલ મુલતવી રાખવાના સરકારે હુકમ કાઢ્યા હતા.

સખ્તાઇના ઇલાજ લેવામાં આવશે; એટલે કે હુકમ બહાર પડયા પછી જમીનમહેસુલ ન ભરે તેના ઉપર સખ્તાઇનાં પગલાં લેવામાં આવશે. પણ સખ્તાઇનો અમલ તો હુકમની તારીખ (તા. ૫મી ડિસેમ્બર)થી જ શરૂ થઇ ચૂક્યો હતો. છેક નાના નાના તલાટીઓ પણ ગામડાંની રાંક પ્રજા ઉપર સીતમ ગુજારી રહ્યા હતા.

કલેક્ટર સાહેબના હુકમની ખબર તલાટી સુધી પહોંચતાં કેટલા દિવસ લાગે છે, એ પણ નોંધવાજોગ બીના છે. કલેક્ટર સાહેબે તા. ૨૨મી ડિસેમ્બરે મામલતદારો ઉપર હુકમ કાઢયા અને મામલતદારોએ તા. ૮મી જાન્યુઆરીએ મુખી-તલાટી ઉપર સરક્યુલર કાઢયા! અંગ્રેજ સરકારની જમીનમહેસુલની અચોક્કસ અને ખામીભરેલી પદ્ધતિ આથી ચોક્કસ પુરવાર થાય છે. તેમાં સુધારા વધારા કરવાનું તો, ના૦ વિઠ્ઠલભાઇના શબ્દોમાં કહીયે તો, બહુમતીના અભાવે અસંભવિત હતું. આવી કડક રાજ્યનીતિમાં ખેડુતવર્ગની ઉન્નતિની આશા કેમ રાખી શકાય?

કલેક્ટર સાહેબના મહેસુલ માટેના છેવટના હુકમોની નકલો માગ્યા છતાં મળી નહિ, એટલું જ નહિ પણ મામલતદારોએ તેનો અમલ કરવાનું થોડો વખત મુલતવી રાખ્યું, તેથી પ્રજાની મુંઝવણનો પાર ન રહ્યો. આથી ના૦ પારેખ-પટેલની સલાહ માટે એક પ્રતિનિધિને તા. ૧૨મી જાન્યુઆરીના રોજ મુંબઇ મોકલવામાં

**રેવન્યુ મેમ્બર મિ. કાર્માઇકલની મુલાકાત**

આવ્યા. તેમણે બન્ને નામદારોને બનેલા બનાવોથી વાકેફ કર્યા. તેમની અને હિન્દ સેવક સમાજના સભાસદ રા. અમૃતલાલ ઠક્કર સાથેની ચર્ચાને અન્તે એવું નક્કી થયું કે એ બે નામદારોએ રેવન્યુ મેમ્બર મિ. કાર્માઇકલને મળવું તથા ખેડા જીલ્લામાં પાકની નિષ્ફળતા વિષે બારીક તપાસ કરી યોગ્ય પ્રયાસ આદરવા હિન્દ સેવક સમાજના સભાસદોને પ્રેરણા કરવી. ના. પારેખ અને ના. પટેલ મિ. કાર્માઇકલને તા. ૧૫મીના રોજ બપોરના બાર વાગે સેક્રેટરીએટમાં મળ્યા. આ મુલાકાતનું કાંઇ ફળ ન આવ્યું. તેમની સાથે ઘણી ઘણી દલીલો કરી, પણ તેમને તો ગુજરાતના સૂબા મિ. પ્રૅટના આવેલા તુમારો ઉપર લક્ષ રાખી કામ લેવાનું હતું. જમીનમહેસુલ જેવી અઢળક આવકવાળી બાબતમાં કોઇ આડે આવે એ સ્થાનિક અમલદારોથી સહન કેમ થાય? સહેજ સહેજ વાતમાં લોકમતને માન આપવામાં આવે તો રાજ્યની લગામ ઢીલી પડી જાય!

મહાત્મા ગાંધીજી આ અરસામાં ચંપારણ્યની પ્રજાને સત્યાગ્રહનો પાઠ શીખવી રહ્યા હતા. ત્યાં તેમને ના. પારેખ–પટેલની આ અફળ મુલાકાતની ખબર મોકલવામાં આવી અને તે તારમાં તેમની હાજરીની અગત્ય જણાવી આ તરફ આવવા વિનંતિ કરી. જવાબમાં તેઓશ્રીએ જણાવ્યું કે—"અહીંનો મામલો છોડી એક પળ પણ ખસાય તેમ નથી. હાલ હાથ ધરેલા કામ આગળ બીજાં કામો

ગૌણ મનાય, છતાં થોડા વખત માટે ત્યાં આવવા પ્રયત્ન કરીશ. સંપૂર્ણ હકીકત મોકલતા રહેશો."

**સરકારી યાદી**

ના. પારેખ-પટેલની મુલાકાતનો પ્રયાસ મિથ્યા જાય એમાં નવાઇ નહોતી, કેમકે મુંબઇના રાજમહેલમાં અંદરખાને કોઇ બીજી જ રચના ઘડાઇ ચુકી હતી, અને તે સરકારની તા. ૧૬મી જાન્યુઆરીના રોજ પ્રગટ થયેલી યાદી-પ્રેસનોટ (જુઓ પરિશિષ્ટ ૪) હતી. આ યાદીમાં પ્રૅટ સાહેબના ક્રોધનો આવેશ દેખાઇ આવતો હતો. આ અણચિંતવ્યા ધડાકાથી સૌ કોઇ ચકિત થઇ ગયા. પ્રજાને ન્યાય આપવાની, નિષ્પક્ષપાત તપાસ કરવાની કે લોકમતને માન આપવાની વાત તો દૂર રહી, પણ પ્રજાકીય સંસ્થાઓ અને આગેવાનોના પ્રયાસને તોછડી ભાષામાં ઉતારી પાડવા સરકારે લખાય તેટલું લખ્યું. અસહ્ય સંકટના સમયમાં સરકારને જીલ્લાની સ્થિતિ ધનવાન અને આબાદ માલમ પડી. પ્રજાના ન્યાય માગવાના પ્રયત્નને બહારના માણસોની ખોટી શીખવણીથી ઉભી કરેલી તોફાની હિલચાલ ગણી કાઢી. અત્યાર સુધીમાં જે કંઇ કર્યું છે તે પુરતું છે, અને હવે વિશેષ કાંઇ કરવા સરકાર ધારતી નથી, એમ સ્પષ્ટ રીતે સરકારે જણાવી દીધું!

સરકારી યાદીની ભાષા અને વલણ ગમે તેવી શાન્ત પ્રકૃતિના માણસનું લોહી ઉછાળી નાખે તેવાં હતાં. તેમાં ગુજરાત સભા અને ના. પારેખ-પટેલ ઉપર ચોખ્ખા

આક્ષેપો કરવામાં આવ્યાં હતા. તે સંબંધમાં મહાત્માજીએ મોતીહારીથી જણાવ્યું કે: બન્ને નામદારોએ પ્રેસ નોટ સામે પોતાનો ખુલાસો બહાર પાડી પ્રેસ નોટની અસર ધોઈ નાખવી જોઇએ. તે અરસામાં એક પત્રમાં તેઓએ લખેલું કે:

"ગોકુળદાસભાઇ અને વિઠલદાસભાઇ અંત લગી ઝૂઝશે તો સરકારને જરૂર નમવું પડશે. અમલદારો કહે એજ સાચું, અને આપણી આંખનો પુરાવો ખોટો, એવો ન્યાય સ્વતંત્ર માણસને સારૂ અસહ્ય છે."

ગુજરાત સભાના વ્યવસ્થાપકમંડળે ઠરાવ કરી રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, રા. સા. હરિલાલ દેસાઇભાઈ દેસાઈ, શ્રીયુત વલ્લભભાઈ પટેલ તથા મંત્રીઓને જવાબ ઘડવાનું કામ સોંપ્યું. આ જવાબ (જુઓ પરિશિષ્ટ ૫) તા. ૨૬મીના રોજ અને ના. પારેખ-પટેલના પ્રત્યુત્તર (જુઓ પરિશિષ્ટ ૬) તા. ૨૭મી જાન્યુઆરીના રોજ બહાર પડયા. રા. શંકરલાલ પરીખ, જેઓ આ લડતની શરૂઆતથી કામ કરી રહ્યા હતા, તેમણે યાદી સામે પોતાનો ખુલાસો (જુઓ પરિશિષ્ટ ૭) બહાર પાડયો. સરકારી યાદીના ખંડનમાં એક પછી એક બહાર પાડેલા પ્રત્યુત્તરોથી લોકોની આંખ ઉઘડી ગઈ અને સરકારની રાજ્યનીતિ ઉઘાડી પડી ગઇ.

સત્ય હકીકત, સબળ પુરાવા અને સચોટ દલીલો સાથે ખુલ્લા. પ્રજાપક્ષના સમર્થનથી સરકારી યાદી સામે

વર્તમાનપત્રોને અખુટ સાહિત્ય પ્રાપ્ત થયું. 'જામે જમશેદ'ના ખાસ પ્રતિનિધિએ ના. પારેખ–પટેલની મુલાકાત લીધી અને તે હેવાલ પ્રકટ કર્યો, 'ગુજરાતી' માં શ્રી અમૃતલાલ ઠક્કરની મુલાકાતનો ટુંક હેવાલ બહાર પડયો, રા. ચંદ્રશંકર પંડયાએ 'ક્રોનીકલ'માં એક પત્ર લખી પોતાનો વિરોધ જાહેર કર્યો, રા. મોહનલાલ પંડયાએ યાદીના 'ધનવાન અને આબાદ' શબ્દ ઉપર સરકાર સામે પોતાનો ઉભરો કાઢયો, ત્યારે રા. મગનભાઇ ચતુરભાઇ પટેલે 'ક્રોનીકલ'માં વિદ્વત્તાભર્યા બે લાંબા પત્રો લખી ગુજરાતની ખેતીવાડીની અવદશાનો આબેહુબ ખ્યાલ રજુ કર્યો ( આ લેખો માટે જુઓ પરિશિષ્ટ ૮ ).

સરકારી યાદી સામે ટીકા કરતાં 'ઇન્ડીયન સોશિયલ રીફોર્મર' માં મિ. નટરાજને લખ્યું કેઃ

"બે સદ્ગૃહસ્થો, જેઓ મુંબઇ ઇલાકાના ઉત્તર વિભાગ તરફથી પ્રાન્તિક ધારાસભામાં બિરાજે છે, તેઓ જીલ્લામાં તપાસ કરવા ગયા હતા અને પોતાની જાતમાહીતી અને ખાતરી માટે તેમણે ઘણાં ગામોની મુલાકાત લીધી હતી. આ તપાસના પરિણામે પાક નિષ્ફળ જવાની ફરીયાદ ચોક્કસ ખરી માલુમ પડી હતી.

"......ક્રોધના આવેશમાં ખેંચાઇ જઇ, પાક નિષ્ફળ જવ થી દારૂણ સંકટમાં આવી પડેલી પ્રજા સામું સરકાર નહિ જુએ તો પણું જ અઘટિત થશે.......અમે આશા રાખીએ છીએ કે ઇલાકાની ખરી સ્થિતિ તપાસવા સ્વતંત્ર તપાસ થવા સુધી મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવા તાકીદે હુકમો બહાર પાડશે."

આ જ સંબન્ધમાં 'સર્વંટ ઓફ ઇન્ડીયા'માં નોંધ લેતાં લખેલું કે:

"......ઘણાં ગામોમાં સંકટ અસહ્ય થઈ પડયું છે.........
...ગામના અને તાલુકાના નોકરોએ બારીક તપાસ ઉપરથી કરેલી આનાવારી વિષે વાંધો ઉઠાવવામાં આવ્યો છે. ............પાકની એકંદર આંકણી ભુલ ખવડાવે તેવી છે એ યાદ રાખવા જેવું છે.......

"જ્યારે ખરીફ પાક મ્હોટે ભાગે નિષ્ફળ ગયો ત્યારે મહેસુલનો પહેલો હપ્તો રવીપાક થતા સુધી મુલતવી રાખવાની સરકારની ફરજ હતી. ... ...તેમની ઉતાવળથી ગરીબ વર્ગના ખેડુતોને ઘણી હાડમારી પહોંચી છે.

"ઉત્તર વિભાગના કમિશનરની મુલાકાત પ્રસંગે ગુજરાત સભાના મંત્રીઓ પ્રત્યે તેમણે અસભ્ય વર્તન કર્યું, ચાંદીમાં 'બહારના માણસોની ચળવળ' એવા દુઃખદ અને અણઘટતા આક્ષેપો કર્યા તથા બીજા પ્રસંગો વિષે કડવી ટીકાઓ કરી—આ સઘળું પ્રજાના મનની લાગણી ઉશ્કેરવા માટે બસ થઈ જવા બદલ નથી."

આ ઉપરાંત ખેડા જીલ્લાની પ્રજા ઉપર આવી પડેલા સંકટ માટે દીલસોજી દેખાડવા, સરકારી ચાદી સામે વિરોધ દર્શાવવા અને લોકોની લડતને ટેકો આપવા મુંબઈ, અમદાવાદ, સુરત અને વલસાડમાં જાહેરસભાઓ ભરવામાં આવી હતી.

પ્રેસ નોટ પ્રગટ થયા બાદ આ બન્ને નામદારોએ હિન્દ સેવક સમાજના સભાસદોને ખેડા જીલ્લામાં મોકલવાની તજવીજ કરી. તેમણે સમાજના મુખ્ય સભાસદ શ્રી૦ ગોપાળ કૃષ્ણ દેવધર તથા નારાયણ મલ્હાર જોશીને આ વિષયમાં માહીતગાર કર્યા. શ્રીયુત અમૃતલાલ ઠક્કર તો મૂળથીજ સામેલ હતા. આ ત્રણે સભાસદોએ શરૂઆતમાં કમિશનર અને કલેકટરની મુલાકાત લઈ તરત પોતાનું કામ શરૂ કર્યું. ખેડા જીલ્લામાં માતર તાલુકો વધારેમાં વધારે પછાત ગણીને આ ત્રણે સજ્જનોએ તે તાલુકાનાં કેટલાંક ગામોની બહુ બારીક તપાસ કરી. આ તપાસ પાછળ જે સમય વીત્યો તે હીસાબે તો આખા જીલ્લા માટે મહીનાઓ જોઈએ. આ અરસામાં મહેસુલ ઉઘરાવવાનું કામ બંધ થાય તોજ પ્રજાને લાભ થાય. પૈસા ઉઘરાવી લીધા બાદ, પ્રજાને ગમે તેટલું સંકટ હોય છતાં ભરેલાં નાણાં પાછાં તો મળે નહિ. આથી ત્રણે સભાસદોએ જે કાંઈ તપાસ કરી હતી તે ઉપરથી કરવાની સૂચનાઓ અધિકારીઓ કેટલે અંશે કબુલ રાખે છે, તથા તપાસનું કામ પુરૂં થાય ત્યાંસુધી મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખે છે કે નહિ, તે જાણવાના હેતુથી થયેલી તપાસનો તા. ૧૮મી ફેબ્રુઆરીએ ઘડેલો હેવાલ તા. ૨૩મીએ બહાર પાડ્યો. (જુઓ પરિશિષ્ટ ૯.) આ હેવાલને અંગે તેમણે સરકારને પ્રજાના હિતમાં કેટલીક સૂચનાઓ કરી તે ઉપર સરકારે ધ્યાન આપ્યું નહિ તેથી, તેમજ ગુજરાત સભા તરફથી મહાત્મા ગાંધીજી, બીજા આશરે વીસ સભાસદો

**હિન્દ સેવક સમાજની સામેલગીરી**

સાથે ફેબ્રુઆરીની આખરમાં ખેડા જીલ્લામાં તપાસ કરવા નડીયાદ પહોંચી ગયા તેથી આ સજ્જનોએ આગળ તપાસ બંધ કરી.

શ્રીયુત દેવધર અને તેમના સાથીઓએ પોતાની નોંધમાં સરકારને નીચે મુજબની નિર્માલ્ય ભલામણો કરી હતીઃ—

**શ્રીયુત દેવધર વગેરેની નોંધ**

(૧) અમારા માનવા પ્રમાણે ડાંગરનો પાક સારો ઉતર્યો નથી. આ સિવાયના બીજા ખરીફ પાક જેવાં કે જુવાર, બાજરી, બાવટો, કોદરા વગેરે મોટે ભાગે નિષ્ફળ ગયા છે. આથી જે ગામોમાં અડધા ઉપર ખરીફ પાક કરવામાં આવ્યો હોય તેમનો રવીપાક સારી સ્થિતિમાં ઉતરે ત્યાં સુધી, એટલે આશરે માર્ચની આખર સુધી, મહેસુલ લેવાનું મુલતવી રાખવું. માતર તાલુકામાં આવાં ૫૦થી ૬૦ ગામો છે.

(૨) અમારા ધારવા કરતાં આનાવારીના આંકડા વધારે પડતા ગણવામાં આવ્યા છે, તેથી સાથેની નોંધમાં જણાવેલાં ગામોનું મહેસુલ અડધું મુલતવી રાખવું.

(૩) રૂા. ૧૦ની અંદરના તમામ ખાતેદારોનું મહેસુલ પુરેપુરું મુલતવી રાખવું.

(૪) કલમબંધી ગામોના જે ભાગને ખારી નદીના પૂરથી વધારે નુકસાન થયું છે તેને માફીપત્રકમાં વધારી દેવાં અને તેનો હીમાયતનો દર માફ કરવો.

(૫) ખેડુતોની દેવાદાર દશામાં વધારો થતો અટકાવવાને તેમની સહકારી મંડળીઓમાં સરકારે એક લાખ રૂપીયા મૂડી તરીકે રોકવા અને પ્રજાએ પણ તેટલી જ રકમ તેમાં જમે મુકવી.

આ બધીએ ભલામણો વિષે શ્રીયુત દેવધર અને તેમના સાથીઓએ મિ૦ પ્રૅટ સાથે તેમજ એમના ઉપરીઓ જોડે મસલત કરી, છતાં તેમાંની એક પણ સૂચનાનો અમલ થયો નહિ. જે માતર તાલુકામાં આટલી બધી બારીક તપાસ કરીને ૫૦ થી ૬૦ ગામે મહેસુલ માર્ચ મહીનાની આખર સુધી મુલતવી રાખવાની અને આશરે ૧૭ થી ૨૦ ગામે મહેસુલ અડધું મુલતવી રાખવાની આ ગૃહસ્થોએ ભલામણ કરી હતી, તે તાલુકામાં માત્ર ત્રણ જ ગામે સરકારે અડધું મહેસુલ મુલતવી રાખ્યું !

હિન્દ સેવક સમાજના સભ્યોએ તૈયાર કરેલી નોંધ ઉપરથી વાચક જોઇ શકશે કે મુંબઇના મિત્રોએ

**સમાજ સેવકોની નોંધ વિષે જાહેર ટીકા**

તેમને ખેડા જીલ્લામાં મોકલવાનો પ્રયાસ કર્યો હતો, તે નિષ્ફળ ગયો. રખેને અમલદારોનાં મન ઉંચાં થાય એવી દહેશતથી તેમણે એકેએક નાનામોટા અમલદારને મળી તેમની ઇચ્છા જાણી લીધા બાદ પોતાના કામની શરૂઆત કરી. સંકટ પ્રજામાં હતું, ફરીયાદ પ્રજાની

હતી. તે સામે સરકારની માત્ર હઠ જ હતી. એટલું ખુલ્લું સત્ય તરી રહ્યું હતું, છતાં પણ 'આ કામમાં તેમણે સરકારી અમલદારોની સારી પેઠે મદદ લીધી અને તેમના પ્રવાસ અને ઉતારા માટે પણ કેટલીક સગવડ મેળવી. ઉત્તર વિભાગના કમિશ્નર મિ૰ પ્રૅટ અને કલેક્ટર મિ૰ નામજોશીની મુલાકાત એ તેમનું પ્રથમ પગલું હતું.' તેમણે કરેલી ભુલ વિષે 'ક્રોનીકલ'ના અગ્રલેખમાં લખ્યું હતું કે: "ના. પ્રૅટ ઉદારતાથી કામ લેશે તે વિષે ના. ગવરનર સાહેબની ચીઠ્ઠી અને મિ. કાર્માઇકલની ખાતરી મેળવ્યા છતાં હિન્દ સેવક સમાજના સભ્યો પોતાની અતિ નમ્ર બલામણોનો સહેજસાજ અમલ કરાવવા પુરતી અસર ઉત્તર વિભાગના કમિશ્નર ઉપર પાડી શક્યા નહિ!"

આ ત્રણે 'રાજભક્ત' મિત્રોનો પ્રયાસ નિષ્ફળ નિવડ્યો એમ જણાવી એક પત્રે લખેલું કે:

"રજુ કરેલી લાંબી નોંધમાં બીનજરૂરી અને કંટાળાભરેલી બીનાઓએ સૌથી વધારે જગા રોકી છે............તેમાં રહેલી ખામીઓ છતાં જીલ્લાની સ્થિતિ ઉપર કાંઇપણ નવું અજવાળું પડતું નથી............તેમના આ ગેરસમજુતી ઉત્પન્ન કરે તેવા પ્રયાસથી અનર્થ થવાની ચિંતા રહે છે."

પ્રજા કેવા કેવા દુઃખમાં દહાડા કહાડે છે તે એક પછી એક ગણાવવા છતાં, પ્રજામાં સંકટ છે એમ ચોખ્ખું જાહેર કરતાં તેમની કલમ ધ્રુજે છે. તે વિષે ટીકા કરતાં એક પત્રે લખેલું કે:

"આવા આવા ગોળ ગોળ લખાણમાંથી એવો સાર તારવી શકાય છે કે આવી હાલતને માટે જનદયાની દૃષ્ટિએ 'અસહ્ય સંકટ' સિવાય બીજો કોઈ શબ્દ જ ન હોઇ શકે."

શ્રી૦ દેવધર અને તેમના સાથીઓને ખેડા જીલ્લામાં ખરીફ પાક નિષ્ફળ ગયો છે કે નહિ, તેની તપાસ કરવાની હતી. કેમકે તે વિષે ના. પારેખ-પટેલ તથા ગુજરાત સભાને સરકાર સાથે ભારે મતભેદ પડ્યો હતો. છતાં આ વિષે તેમણે સહેજ પણ ઇશારો કર્યો નહિ તે તેમણે ગંભીર ભુલ કરી છે. જો તેમને પ્રજાપક્ષના હેવાલ ભુલભરેલા લાગ્યા હોય તો તેમણે તેમ સ્પષ્ટ રીતે કહેવું જોઇતું હતું અને પોતાના પક્ષ દાખલાદલીલથી સાબીત કરવો જોઇતો હતો.

તેઓ તેમની નોંધમાં કબુલ કરે છે કે "પાકની આનાવારી અટકળોથી કરવામાં આવે છે. આ ગણતરી કરવા માટે શાસ્ત્રીય રીત કે ગણિત નથી..............." આવી અટકળોના ગણતરીને આધારે સંકટનિવારણના પ્રજાની પુરાવાસહ રજુ થયેલી અરજનો સરકારી અમલદારો જાહેર તિરસ્કાર કરે છતાં શ્રી૦ દેવધર અને તેમના સાથીઓએ સરકારના આવા વલણ સામે સખ્ત વાંધો ન ઉઠાવ્યો એ નવાઇ જેવું હતું.

'સર્વન્ટ ઑફ ઇન્ડીયા'એ તા. ૧૯મી ફેબ્રુઆરીના અંકમાં "ખેડામાં સંકટ" વિષેના લેખમાં ભવિષ્યવાણી ભાખી હતી કેઃ "સમાજના સભાસદોની અંગત તપાસ

સરકારી અને પ્રજાકીય આગેવાનો વચ્ચેનો મતભેદ ભાગી સમાધાની લાવવામાં મદદરૂપ થશે.” પરન્તુ આ યાદી સમાધાનીમાં મદદરૂપ થવાને બદલે ભારે અંતરાયરૂપ નીવડી.

આ ‘નિષ્પક્ષ અને અંગત’ તપાસથી લોકોને રાહત મળી નહિ. પણ ઉલટું તેથી ખળભળાટ વધ્યો. ‘ટાઇમ્સ ઑફ ઇન્ડીયા’ પત્રને આગળ પ્રગટ થયેલા હેવાલો અને હાલની યાદીમાં આસમાન જમીનનો તફાવત લાગ્યો,

**‘ટાઇમ્સ’નો બચાવ**

એટલે સરકારનો પક્ષ લેવા તેને આધાર મળ્યો. શ્રી દેવધરની નોંધ પરથી સરકારની તરફેણમાં જે અનેક દલીલો તે પત્રમાં કરી હતી અને પ્રસંગોપાત પાયા વગરના જે આક્ષેપો કર્યા હતા તેની વિગતમાં ઉતરવાની જરૂર નથી. માત્ર તેમાંથી એક જ વાત વિચારીશું. આ લેખના છેલ્લા ભાગમાં જણાવવામાં આવ્યું છે કે: ‘શ્રી. દેવધર વગેરેની નોંધમાં કરવામાં આવેલી ભલામણો મોટે ભાગે સ્વીકારવામાં આવી હતી.’ ‘ટાઇમ્સે’ આ વાક્ય લખ્યું ન હોત તો તેનો અને તેના મિત્રોનો મોભો જળવાઇ રહેત. અસલ વાત તો એ જ છે કે, સમાજસેવકોની માગણીઓમાં કાંઇ દમ જ નહોતો. અને કદાપિ આ નરમ માગણીઓ સરકારે પુરેપુરી સ્વીકારી હોત તો પ્રજાને માત્ર માર્ચની આખર સુધી રાહત મળત. જ્યારે નોંધ તા. ૧૮ મી ફેબ્રુઆરીએ લખાઇ અને તા. ૨૩ મીએ પ્રકટ થઇ, ત્યારે અમલ થતાં સુધીમાં તો માર્ચ મહીનો પણ વીતી જાત. આવી અર્થરહિત માગણીઓ છતાં

પોતાના મિત્રો માટે આટલું બધું માન ખાટી લેવામાં 'ટાઇમ્સે' વિવેક વાપર્યો નથી.

સમાજ સેવકોની નોંધના અને તેના ઉપરથી 'ટાઇમ્સે' લખેલા લેખના જવાબમાં નામદાર ગોકુળદાસ પારેખનો તા. ૭મી માર્ચના 'ટાઇમ્સ'માં પ્રકટ થયેલો પત્ર અગત્યનો સમજી, તેનો સાર અત્રે આપ્યો છે. તે નામદાર જણાવે છે કે:—

**ના. પારેખનો ખુલાસો**

૧. સને ૧૯૦૧માં મુંબઇ સરકારે અને તેના અમલદારોએ મહેસુલ ઉઘરાવવામાં ઓછી સખ્તાઈ વાપરી હતી તે હકીકત સાથે, દિલગીર છું, કે હું મળતો થઇ શકતો નથી.

૨. શ્રી. દેવધર કહે છે કે ખેડા જીલ્લામાં હાલ દુકાળ કે બારે સંકટ નથી; પણ તેઓ એટલું તો સમજ્યા છે કે જો મહેસુલ ઉઘરાવવાની સખ્તાઇ કમી કરવામાં નહિ આવે તો સ્થિતિ અસહ્ય થઇ પડશે.

૩. જમીનદારો અને સરકારનાં હિત એકસરખાં છે; તો પછી જમીનદારોની જુબાનીઓ ઉપર સરકાર ભરોસો કેમ ન રાખે?........છતાં સાત તાલુકામાંથી પાંચ તાલુકામાં સાંથ ઉઘરાવનારા જમીનદારો મહેસુલ મુલતવી રાખવાની માગણી કરવામાં જોડાયા છે.

૪. શ્રી. દેવધર અને તેમના મિત્રોએ રાહત આપવા લાયક ખેડુતોની સંખ્યા છેક નહિ જેવી બતાવી છે.

પણ સરકારી આંકડા મુજબ, આખા વિસ્તારના ૮૧ ટકા જેટલા ભાગમાં બાજરી વાવવામાં આવે છે, અને એમ કબુલ કરવામાં આવે છે કે બાજરીનો પાક તદ્દન નિષ્ફળ નીવડ્યો છે.

બાવટો અને કોદરા ૧૮ ટકા જેટલા વિસ્તારમાં વવાય છે અતિવૃષ્ટિથી આ પાકને પણ ઘણું નુકસાન થયું છે. બાકી કઠોળનો પાક પણ તદ્દન નાશ પામ્યો છે.........પરિણામે ૭૦ ટકા જેટલા ખેડુતોને આ સંકટ સાલી રહ્યું છે............સરકારે ૧૯૦૫ના માર્ચમાં જણાવ્યું છે કે ખરાબ વર્ષોમાં ટકી રહેવા પુરતું દ્રવ્ય સારાં વર્ષોમાંએ ખેડુતો બચાવી શકતા નથી, અને તેથી માઠાં વર્ષોમાં વસુલાતનો ત્રાસ તેમને અસહ્ય થઇ પડે છે......... **આ વર્ષે મહેસુલ ભરવાની ફરજ પાડવામાં આવશે તો ખેડુતવર્ગના ઘણા મોટા ભાગને પોતાની વડીલોપાર્જિત ભોંય વેચવી પડશે અને પોતાના કુટુમ્બના તથા ઢોરના ખોરાક ઉપર કાપ મુકવો પડશે. કેટલાક દેવાના દાસ બની કાયમ નાદાર દશામાં આવી પડશે.**

૫. .........કલેકટરના હાથ નીચેના અમલદારોએ પાકની ગણતરી તા. ૧૫મી ડિસેમ્બર થી શરૂ કરી અને માસની આખર સુધીમાં તે પુરી કરી. ૬. તુવેર, દીવેલા, તંબાકુ વગેરે રવીના પાકોની

તદ્દન શરૂઆત જ હતી. આ પાકો નાશ થવાનો ઘણો સંભવ રહે છે, એટલે તે થયા પહેલાં તેના ઉતારની ગણતરી કરવી, એ સટોરીયા ગણતરી કહેવાય. આવી મોઘમ ગણતરીઓ હોવાને લીધે રવી પાક ઉતરતાં સુધી વસુલાતનું કામ મુલતવી રાખવાની જરૂર હતી, અને હજી પણ છે; પણ તે સ્વીકારવામાં આવી નથી.

૬. આ ખેતીવાડીથી ભરપુર પ્રદેશના ૭૦ ટકા જેટલા ખેડુતોનું ભવિષ્ય બગડયું છે......આ સંજોગોમાં ખેડુતોને રાહત મળવી જ જોઇએ...... સરકારી ધારાધોરણ દૈવી નથી. તેમાં જરૂર ફેરફાર થઈ શકે......તેમાં વાજબી, પ્રામાણિક અને દિલસોજ લાગણીથી સુધારા વધારા થવા જોઇએ......તદ્દન વાજબી દાદને માટે સરકાર એવું ન જ કહી શકે કે ધારા ધોરણને આધારે કાંઇ રાહત આપી શકતા નથી.

૭. ........ખેડા જીલ્લાની પાછલી તવારીખ જોતાં સરકાર તરફથી દિલસાજીભર્યા વર્તન માટે ખેડુત પ્રજા હકદાર છેઃ—

(૧) ખેડાના ખેડુતો વફાદાર છે, અને તેમના નાંખ્યા પહોંચે ત્યાં સુધી મહેસુલ ભરતા રહ્યા છે.

(૨) [illegible] ૭ તાલુકાની પાસે પાછલી બાકી બીલકુલ નથી.

(૩) જીલ્લામાં સરકારભરતનો દર ઘણો ભારે છે.

(૪) જે પ્રદેશમાં દુકાળ અને અછત કોઇ જાણતું નહિ, ઘણે વર્ષે એકાદ વર્ષ કથળતું, ત્યાં માત્ર એક અપવાદ સિવાય એક દુષ્કાળ અને છ માઠાં વર્ષ લાગલાગટ આવ્યાં.

(૫) નિત્યના વપરાશની વસ્તુઓ, જેવી કે કાપડ, અનાજ અને ખેતીવાડીના અંગનાં સાધનોની મોંઘવારી અસહ્ય છે.

(૬) ખેતીવાડીની દુર્દશાને લીધે ખેતીમાં મજુરી કરનારને રોજી મળતી નથી.

(૭) આ જીલ્લાના ખેડુતોએ પોતાની આવી પડતી દશામાં પણ વાર ફંડમાં સ્થિતિ કરતાં વધારે સારો ફાળો આપ્યો છે.

ના. ગોકુળદાસભાઇએ ઉપર જણાવ્યા પ્રમાણે એક પછી એક મુદ્દા રજુ કરી, ખેડા જીલ્લાની ખેડુત આલમનો બચાવ કરી, પોતાનો પત્ર પુરો કર્યો છે.

હિન્દ સેવક સમાજના સભાસદોએ ખેડા જીલ્લાના ખેડુતો માટે પોતાનાં બીજાં કામો અળગાં મુકી, પ્લેગ ચાલતો હતો તેવા સમયમાં ગામડે ગામડે રખડી, અથાગ શ્રમ ઉઠાવી તથા પોતે મેળવેલા અનુભવ ઉપરથી નોંધ તૈયાર કરી. તેમનો આ પુરુષાર્થ ન્હાનોસુનો ન કહેવાય. પણ એ પુરુષાર્થ પ્રજા

માટે જોઈએ તેટલો ફળદાયી ન નીવડયો, એ પ્રજાના કમનસીબની વાત છે.

ના. પારેખ-પટેલે તથા શ્રીમાન ઉમ્મર સોબાનીએ મુંબઈ પ્રેસિડન્સી એસોસિએશનની કાઉન્સિલની સભા બોલાવવા એક પત્ર લખ્યો. તે ઉપરથી કાઉન્સિલની સભા તા. ૩૦મી જાન્યુઆરીના રોજ સાંજના પાંચ વાગે બોલાવવામાં આવી. સર દિનશા વાચ્છાના પ્રમુખપણા નીચે મળેલી આ સભામાં નીચેની મતલબના ઠરાવો કરવામાં આવ્યા હતા:—

**મુંબઈની પરચુરણ પ્રવૃત્તિઓ**

૧. ગવરનર સાહેબ પાસે ડેપ્યુટેશન મોકલવું.

૨. તપાસ માટે સરકારી અને પ્રજાકીય સભ્યોનું પંચ નીમતાં સુધી જમીનમહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવા સરકારને અરજ કરવી.

૩. જાહેર સભા બોલાવવી.

૪. સરકારના વલણ સામે વિરોધ જાહેર કરવો

ઉપરના ઠરાવો મુજબ તા. ૫મી માર્ચના રોજ બપોરના બે વાગે એસોસિએશનના પ્રતિનિધિઓ ના. ગવરનર સાહેબની મુલાકાતે ગયા. મહાત્મા ગાંધીજી કેમ અને કેવા સંજોગોમાં આ પ્રસંગમાં સામેલ રહ્યા તે, અને આ અફળ નીવડેલા પ્રયાસનું વર્ણન ગુજરાત સભાની પ્રવૃત્તિના પ્રકરણમાં યથાર્થ આપ્યું છે. મૌત્ર આ સ્થળે એટલો જ ઉલ્લેખ કરવો

બાર થશે કે આ સમયથી લડતનું સુકાન મહાત્મા ગાંધીજીએ પોતાના હાથમાં લીધું.

હવે ના૦ પારેખ અને પટેલે આ વિષે ધારાસભામાં કરેલા પ્રયાસો ટુંકામાં જોઇશું. માર્ચ માસમાં મળનારી ધારાસભાની બેઠક પ્રસંગે ના. પટેલે ખેડા જીલ્લાની સ્થિતિ સંબન્ધે સંખ્યાબંધ પ્રશ્નો સભાના મંત્રી ઉપર મોકલ્યા હતા. તેનો ઉત્તર સરખો આપવાની મહેરબાની સરકારે કરી નહોતી. ના. ગોકુળદાસ પારેખે પાક સંબન્ધી પુછેલા સવાલના જવાબમાં સરકારે જણાવેલું, કે જુદા જુદા તાલુકાઓમાં ખરીફ અને રવી પાકની ગણતરી નીચે પ્રમાણે હતી:

**ના. પારેખ-પટેલના ધારા-સભામાં પ્રયાસો**

૧. નડીયાદ ૧૨$\frac{1}{2}$ અને ઉપર. (૨) ઠાસરા ૯ થી ૧૨ અને ઉપર. (૩) આણંદ ૧૩ અને ઉપર. (૪) કપડવણજ ૧૨ અને ઉપર. (૫) મહેમદાવાદ ૧૬$\frac{1}{2}$ અને ઉપર. (૬) માતર ૬ થી ૧૩ અને ઉપર. (૭) બોરસદ ૧૦ થી ૧૨.

કલેકટરે આખું મહેસુલ એક હપ્તે વસુલ કરવા વિષે તથા પાકી આનાવારીની પદ્ધતિ વિષે પુછવામાં આવેલા સવાલના ઘણા જ ઉડાઉ જવાબ મળ્યા હતા.

નામદાર ગોકુળદાસ કહાનદાસ પારેખે ધારાસભામાં એવો ઠરાવ રજુ કર્યો હતો, કે ખેડા જીલ્લામાં ૧૯૧૮ ની સાલમાં મહુડાંનો જે નવો પાક થાય તે એકઠો કરવા, બહારગામ મોકલવા, વેચવા કે સંઘરવા, સને ૧૯૧૭ ના એકટ ત્રીજાની કલમ ૨ મુજબ તા. ૧૫મી જુલાઇથી ૩૧મી ડિસેમ્બર સુધીમાં, કોઈ જાતના પાસ કે

**મહુડાં સામે પ્રતિબંધ કરવા વિષે**

રંજાચીઠ્ઠીની જરૂર નથી, એવું જાહેર કરવા આ ધારાસભા ના૰ સરકારને ભલામણ કરે છે.

ના૰ પારેખે ઉપલો ઠરાવ રજુ કરતાં જણાવ્યું હતું કેઃ–

“જીલ્લામાં અતિવૃષ્ટિના કારણે બાજરો વગેરે પાકને ઘણું નુકસાન પહોંચ્યું છે. તેને લીધે ઢેડ, ધારાળા અને વાઘરી, જેઓ ત્યાંની વસતિનો ચોથો ભાગ છે, તેમને અસહ્ય દુઃખ આવી પડયું છે. તેમના ગુજરાનનું સાધન પડી ભાગતાં તેમને કંઇક રાહત મળે તેટલા માટે આ ઠરાવ લાવવામાં આવ્યો છે; તેથી ખેતરોમાં નવો પાક થતાં સુધી આ મુદત લંબાવવામાં આવશે એવી આશા રાખવામાં આવે છે. નવી મોસમ આવતાં સુધીમાં લોકો પોતાનો નિભાવ કેવી રીતે કરી શકશે તે વિચારવું મુશ્કેલ છે. મહુડાં માણસ અને ઢોરના ખોરાક તરીકે વપરાય છે, તે જોતાં કાઉન્સિલ આ ઠરાવ સ્વીકારશે એવી હું આશા રાખું છું.”

ના૰ પટેલે આ ઠરાવને ટેકો આપતાં જીલ્લાના પાકની સ્થિતિ અને લોકોની તંગ હાલતનો આબેહુબ ચિતાર સભા સમક્ષ રજુ કર્યો હતો.

આ પછી સભામાં આ વિષે લંબાણ વિવેચનો થયા બાદ સરકાર તરફથી ના૰ કામ્બીઅટલે જવાબ આપતાં જણાવ્યું હતું કેઃ

ઝાડ કપાય છે તેને અને મહુડાંનાં ફુલને કાંઈ સંબંધ નથી. પહેલાંની માફક હાલ પણ લોકો મહુડાંનો વેપાર કરે છે. મુદ્દો એ છે કે કલમ ૧૮ નો અમલ કરવાનું મુલતવી રાખવા પુરતું એટલા જીલ્લામાં સંકટ છે કે કેમ? આના ખુલાસામાં મિ૰ પ્રૅટ અને મિ૰

આર્થિક તેવું સંકટ હોવાનું જણાવતા નથી. ... ... ... તેમણે કહ્યું છે કે કલેક્ટરને જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં આ પ્રમાણે હુકમો કાઢવામાં આવ્યા છે. મેસર્સ પારેખ-પટેલ આ કાઉન્સિલને જણાવતા નથી કે આજકાલ જીલ્લામાં સંકટ છે. માણસો સારી હાલતમાં છે, છોકરાં કલ્લોલ કરે છે, કુવામાં ભરપુર પાણી છે, અને એકંદર જેવી જોઈએ તેવી સ્થિતિ—લીલાલ્હેર (!) છે. મજુરો કામે આવતા નથી, એટલે કલેક્ટર કોઈ જાહેર બાંધકામ ઉપાડી શકતા નથી, આ ચોખ્ખું બતાવી આપે છે કે લોકો તંગ હાલતમાં નથી."

"હા" નો અને "ના" નો મેળ ક્યાં ખાય? ૧૧ વિરુદ્ધ ૨૪ મતે ઉપરનો ઠરાવ રદ ગયો હતો.

નામદાર કામટે તે જ સભામાં નીચેનો ઠરાવ રજુ કર્યો હતો:

**આનાવારી અંદાજ માટે ના. કામટનો ઠરાવ**

"પાક નિષ્ફળ નિવડવાને કારણે જમીનમહેસુલ માફ કે મુલતવી રાખવા માટેની પાકની આનાવારીની આંકણી મહેસુલીખાતાના માણસોને બદલે ખેતીવાડીખાતા મારફતે કરાવવાનો નિયમ કરવા આ કાઉન્સિલ નામદાર સરકારને ભલામણ કરે છે."

આ ઠરાવ રજુ કરતાં તેની અગત્ય વિષે નામદાર કામટ બોલ્યા હતા કે—

"આ દરખાસ્ત સરળ અને વાજબી છે. મહેસુલ માફ કે મુલતવી રાખવા માટેના નિયમો જોઈએ તેટલા ઉદાર અને લાભદાયી છે; પણ ખેડુતોને તેનો પુરતો લાભ મળી શકતો નથી, કેમકે આનાવારી નક્કી કરવાનું કામ મહેસુલીખાતાના નોકરોના હાથમાં છે. આ લોકો જાણીબુઝીને અન્યાય કરે છે એમ કહેવું

નથી, પણ મહેસુલ વધુ ઉઘરાવવાના લોભમાં તેઓ આડે રસ્તે દોરવાઈ જાય છે. તેથી આ કામ મહેસુલીખાતાને બદલે ખેતીવાડીખાતાના અમલદારો મારફત કરાવવાની ભલામણ છે. આ ખાતું ખેતીવાડીમાં કુશળ હોવાથી મહેસુલીખાતાના માણસો કરતાં આ કામ ઉત્તમ રીતે કરી શકાશે."

મિ. સી. એન. સેડને જણાવ્યું કે: "આ દરખાસ્ત બિનવહેવારૂ છે. આ કામ કરવા માટે ખેતીવાડીખાતા પાસે પુરતાં માણસો જ નથી."

મી૦ કીટીંગ્સ (તે સમયના ખેતીવાડીખાતાના મુખ્ય અધિકારી) બોલ્યા કે:—

"પાકની આનાવારી કરવી એ માત્ર ઉંડા જ્ઞાનનો વિષય નથી, વિગતવાર અને ચોકસ તપાસ, લાંબો અનુભવ વગેરે બાબતોની તેમાં ખાસ જરૂર છે. ખેતીવાડીખાતું અનુભવની ખામીને લીધે કામ ઉપાડી લેવા લાયક નથી. તેવી લાયકાત મેળવવા હજી ઘણાં વર્ષો જોઈએ. ખેતીવાડી ખાતાનું કામ શોધો અને અખતરા કરવાનું છે. આ ખાતા ઉપર પ્રજાનો વિશ્વાસ છે એ સંતોષની વાત છે. છતાં આ ઠરાવને ટેકો આપી શકાય નહિ."

દીવાન બહાદુર ગોડબોલેએ આ કામ લોકલબોર્ડોને સોંપવાની સૂચના કરી હતી:

આ ઠરાવ ઉપર નામદાર પટેલે નીચે મુજબ સુધારો મુકયો હતો:—

"જ્યારે જ્યારે પાક નિષ્ફળ જાય, ત્યારે આનાવારી આંકણી નીચે જણાવ્યા પ્રમાણેના માણસો મારફત કરવી:

૧. ખેતીવાડી ખાતાનો ઓવરસીયર.

૨. પાક નિષ્ફળ ગયો હોય તે સરકલનો એક આગળ પડતો ખેડુત (આ ખેડુતની નીમણુક તાલુકા બોર્ડ કરે.)

૩. તે ભાગનાં ગામમાંથી એક લોકનિયુકત આગેવાન ખેડુત."

આ સુધારો કેટલાક ફેરફાર સાથે દરખાસ્ત રજુ કરનાર સભાસદ તરફથી સ્વીકારવામાં આવ્યો હતો.

લાંબી ચર્ચા થયા બાદ અસલ દરખાસ્ત અને સુધારા ઉપર મત લેવામાં આવ્યા હતા. પરિણામે બન્ને બહુમતીને અભાવે રદ ગયા હતા.

---

# ગુજરાત સભાની લડત

"નોટીસ વિષે ફરી પુખ્ત વિચાર કરજો અને આવતી કાલ સાંજ સુધીમાં છેવટ નિર્ણયની ખબર આપજો. નહિ તો સરકારમાં તે વિષે લખાણ કરવામાં આવશે. અને સભાને સરકાર અવમાન્ય કરશે."

મિ. પ્રૅટ

"ખેડુતોની હાડમારી એટલે સુધી થશે કે તેમને ખાવા ધાન કે ઢોરને નીરવા ઘાસ રહેશે નહિ. આ સંજોગોમાં જમીન-મહેસુલ ભરવું અને પોતે જીવવું અને પોતાનાં ઢોરને જીવતાં રાખવાં એ અશક્ય છે."

મંત્રીઓ, ગુ. સભા

"કમિશનર સાહેબે મુંબઈ સરકારને બદસલાહ આપી ન હોત તો આવી ગંભીર સ્થિતિ ઉત્પન્ન થવા ન પામત"

"જે હક સરકારના અમલદારોને છે તે જ હક પ્રજાને પણ છે."

"પ્રજા પાસે બે હથીયાર છે—યા તો બંડ કરવું અથવા તો સત્યાગ્રહ આદરવો."

ગાંધીજી

કાલાસ ખાતે જે અરજી ઘડવામાં આવી હતી, તે અરજીનો મસુદો ગુજરાત સભાના મંત્રીઓ પર મોકલવામાં આવ્યો હતો. તેમણે એ મસુદો પસંદ કર્યો અને તે સાથે ખાસ સુચનાઓ પણ લખી મોકલી. આ અરજીની છાપેલી નકલો જેમ મહાત્મા ગાંધીજી, ના. પારેખ, ના. પટેલ વગેરેને મોકલવામાં આવી હતી તે જ સાથે ગુજરાત સભાના મંત્રીઓને પણ મોકલવામાં આવેલી. સભાના પ્રમુખસ્થાને મહાત્મા ગાંધીજી હતા. તેઓશ્રી આ સમયે ચંપારણ્યની ગરીબ પ્રજા તરફથી સરકાર અને જમીનદારો સાથે લડત ચલાવી રહ્યા હતા. મહાત્માજીને મોકલવામાં આવેલી અરજી સાથે વિનંતિ કરવામાં આવી હતી, કે આ વિષયમાં સભા તરફથી યોગ્ય મદદ કરવામાં આવે એવી ભલામણ તેઓશ્રીએ સભાના મંત્રીઓને કરવી. તે ઉપરથી સભા તરફથી ખેડા જીલ્લાની પ્રજાને યોગ્ય મદદ કરવી, એમ તેઓશ્રીએ મંત્રીઓને લખેલું.

**પ્રાથમિક સંબંધ અને પ્રયાસ**

મહાત્માજીની ઇચ્છાનુસાર ખેડા જીલ્લામાં એક પ્રતિનિધિમંડળ મોકલી પાક સંબન્ધી તપાસ કરવા સભાના વ્યવસ્થાપકમંડળના સભાસદો વિચાર કરતા હતા. તેવામાં ના. ગોકુળદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઇ પટેલ પાકની નિષ્ફળતા સંબન્ધે જાતમાહીતી મેળવવા આવવાના છે એવી ખબર મળતાં, સભાના વ્યવસ્થાપકમંડળે પોતાના પ્રતિનિધિઓને તેમની સાથે પાકની તપાસ કરવા મોકલ્યા. તેમણે રજુ કરેલા હેવાલ ઉપરથી સભાનો એવો અભિપ્રાય થયો કે ખેડા

જીલ્લામાં મહેસુલને અંગે. લોકોને રાહત અપાવવાની ખાસ જરૂર હતી. આ ઉપરથી વ્યવસ્થાપકમંડળે એક અરજી તા. ૧લી જાન્યુઆરી ૧૯૭૮ ના રોજ મુંબઈ સરકારના મુખ્ય મંત્રીને મોકલી. તે આ પ્રમાણે હતીઃ—

મુંબઈ સરકારના મહેસુલ ખાતાના મુખ્યમંત્રી જોગ,
મુંબઈ.

સાહેબ,

ખેડામાં અતિવૃષ્ટિ, ઉભા પાકમાં આવેલા રોગો અને ખેતરોમાં પડેલા ઉંદરોના સબબે ચાલુ સાલ પાક અને ઘાસચારો નિષ્ફળ જવાથી, ગુજરાત સભાનું વ્યવસ્થાપકમંડળ આપ સાહેબને નીચેની હકીકત નિવેદન કરે છેઃ

ચાલુ સાલ આવી પડેલા સંકટ વિષે ખેડુતોએ ચોગરદમ કરેલા બુમાટથી ખેડા જીલ્લાના જુદા જુદા તાલુકાઓનાં કેટલાંક ગામોમાં સભાએ તપાસ કરી છે; અને પરિણામે નીચે જણાવ્યા મુજબ ખાતરી થઇ છે—

(૧) બાજરી, જુવાર, બાવટો, કોદરા વગેરે ચોમાસુ પાક કેવળ નિષ્ફળ ગયા છે. કોઇ કોઇ ભાગમાં બાજરી થઇ છે, પણ તે મોટે ભાગે મીણાયલી છે.

(૨) ડાંગરનો પાક ભાગ્યે અઢી ત્રણ આની થયો છે.

(૩) બાજરી તથા જુવારના પુળા અને કોદરા તથા ડાંગરનું પરાળ કોહી ગયાં છે, અને હાલમાં જે કાંઇ થોડા પ્રમાણમાં સીલક છે તે ભાગ્યે જ એક માસથી વધારે ચાલશે.

(૪) ઉંદરના ઉપદ્રવે સંકટમાં ઉમેરો કર્યો છે અને કર્યે જાય છે. તુવેરનો પાક ઉભો છે. આ પાક પણ ત્રણ આની ઉતરશે, કેમકે ઉંદર તેમાં ભારે નુકસાન કરી રહ્યા છે.

(૫) તંબાકુનો પાક ટીંગરાઇ ગયો છે, ઉપરાંત તેમાં ગાંઠીયાનો રોગ આવ્યો છે.

(૬) કપાસ અને દીવેલામાં પણ રોગચાળો છે. વળી તેને પણ ઉંદરનો ભય તો છે જ. આ બધા ઉપરાંત આકાશમાં વાદળ બાઝી રહ્યાં છે અને જે કાંઇ જુજ પાક છે તે હીમથી બગડશે એવો ભય રહે છે.

ઉપર મુજબ એકંદર સ્થિતિ તપાસતાં ગુજરાત સભાના વ્યવસ્થાપકમંડળનો એવો અભિપ્રાય બંધાયો છે કે સરેરાશ પાક રૂપીયે ત્રણ આની પણ ભાગ્યેજ બેસશે નહિ, અને ખેડુતોની હાડમારી એટલે સુધી થશે કે તેમને ખાવા ધાન કે ઢોરને નીરવા ઘાસ રહેશે નહિ. આ સંજોગોમાં જમીનમહેસુલ ભરવું અને પોતે જીવવું અને પોતાનાં ઢોરને જીવતાં રાખવાં એ અશક્ય છે.

ખેડુતોની સામાન્ય ફરીયાદ છે કે મુખી, તલાટી અને બીજા મહેસુલખાતાના નોકરો પાક નિષ્ફળ જવાની વાત કબુલ રાખે છે, પણ હાલમાં તેમણે તેથી જુદું જ વલણ પકડયું છે. આથી કલેકટર અને વિભાગના મુખ્ય અમલદારો આ બાબતમાં બારીક તપાસ કરી પાકનો નિર્ણય કરવાની કૃપા કરશે.

આ પ્રમાણે ચોકસ બારીક તપાસ કર્યા બાદ ખેડા જીલ્લામાં હાલતને માટે મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખી, આખરે માફ કરવામાં આવશે, એવી સભા આશા રાખે છે.

લી. સેવકો

ગુજરાત સભા કાર્યાલય
૧લી જાન્યુઆરી ૧૯૧૮

શીવાભાઇ મોતીભાઇ પટેલ
કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઇ
ગણેશ વાસુદેવ માવળંકર
મંત્રીઓ, ગુજરાત સભા

ઉપરની અરજી મુંબઇ સરકારને મોકલવામાં આવી તે પછી થોડા દિવસે ગાંધીજી અમદાવાદ પધાર્યા. તેમના આવ્યાની ખબર પડતાં ખેડા જીલ્લાના ખેડુતો પોતાના પ્રશ્ન સંબન્ધે સલાહ લેવા સત્યાગ્રહ આશ્રમે ઉભરાવા લાગ્યા. આ વિષે તેમણે કેટલાક મુખ્ય માણસો સાથે

**સભાના વ્યવસ્થાપકમંડળનો પુરુષાર્થ**

મસલત કરી ગુજરાત સભા પાસે બે ઠરાવ પસાર કરાવવાનું ઉચિત ધાર્યું. એક તો ખેડા જીલ્લાની પ્રજાને રાહત અપાવવા ગુજરાત સભા તથા અન્ય સંભાવિત ગૃહસ્થો મુંબઈ સરકાર સાથે પ્રયાસ કરી રહ્યા છે તેનું ચોકસ પરિણામ ન જણાય ત્યાં સુધી જમીનમહેસુલ ભરવાનું મુલતવી રાખવા ખેડા જીલ્લાની પ્રજાને ખબર આપવાનો; અને બીજો ઉત્તર વિભાગના કમિશનર સાથે રૂબરૂમાં મસલત કરવા જવાની ગોઠવણ કરવાનો. આવા બે ઠરાવોના કાચા મુસદ્દા તૈયાર કર્યા અને તે તા. ૮મી જાન્યુઆરીના રોજ બોલાવવામાં આવેલી વ્યવસ્થાપકમંડળની સભા આગળ રજુ કર્યા. તે દિવસે સભાની બેઠકમાં ખેડુતોને આપવાની ખબરના પ્રશ્ન સંબન્ધે લંબાણ ચર્ચા અને વાદવિવાદ થયાં. બાદ સભા બીજા દિવસ ઉપર મુલતવી રાખવામાં આવી.

તા. ૯મી જાન્યુઆરી સુધીમાં મુંબઇ સરકારને કરેલી અરજીનો કાંઇ પણ જવાબ આવ્યો નહિ. દરમીયાન જમીન-મહેસુલ ઉઘરાવવા સરકારી અમલદારો ઘણી તાકીદ કરી રહ્યા હતા, અને કેટલાક ગામોમાં સખ્તાઇના ઉપાયો લેવામાં આવતા હતા. આ વિષે ખેડા જીલ્લાના ખેડુતોના સંખ્યાબંધ

ટોળો આવતા હતા. વધારામાં ખેડુતોનાં ટોળેટોળાં કોઇ તજવીજ કરવા, કોઇ સલાહ લેવા અને કોઇ પોતા ઉપર ગુજરેલા જુલમની દાદ ગુજારવા દરરોજ અમદાવાદ આવ્યાં જ કરતાં. આ ઉપરથી તે દિવસની સભામાં નીચે મુજબ એક તાર મુંબઇ સરકારને મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો:—

**"ખેડા જીલ્લામાં જમીનમહેસુલ મુલતવી રાખવા સંબન્ધી ગુજરાત સભાએ તા. ૧લી ના રોજ કરેલી અરજીનો છેવટ નિકાલ થતાં દરમીયાન જમીનમહેસુલ ઉઘરાવવાનું કામ ચાલુ ન રહે એવી અમદાવાદ ગુજરાત સભા નમ્રતાપૂર્વક અરજ કરે છે, કેમકે સાંભળવા પ્રમાણે જમીનમહેસુલ ઉઘરાવવામાં અણઘટતું દબાણ થાય છે.**

**મંત્રીઓ. ગુજરાત સભા."**

**અમલદારોની અધીરાઇ**

સરકારી અમલદારો ઉતાવળા અને અધીરા બન્યા હતા. સૌએ પોતપોતાના તાલુકાની મહેસુલ જેમ બને તેમ તાકીદે ઉઘરાવવા ચાંપતા ઇલાજ લેવા માંડ્યા હતા. પાક નિષ્ફળ ગયાની વાત તેમની જાણ બહાર નહોતી. ખેડુતો ચારે તરફ ગુમાટા કરી રહ્યા હતા, તેમને સહાય કરવાને સંખ્યાબંધ આગેવાનો અને સંસ્થાઓ તરફનું મંથન ચાલતું હતું. એટલે ભવિષ્યમાં સરકારને નમતી દોરી મુકવી પડે તો તે પહેલાં જે અમલદાર વધારે ઉઘરાણું કરી લે તે પ્રસંશાને પાત્ર ગણાય એવી લોભવૃત્તિથી, અમલદારો લોકોની દયામણી દશાનો વિચાર કર્યા વગર, તાકીદ કરવાના હુકમો પટેલ-તલાટીઓ ઉપર કાઢ્યે ગયા. લગભગ બધા જ તાલુકાના અમલદારોના વખતોવખત નિકળેલા હુકમો આપતાં વાચક કંટાળે એવા ભયથી તે

તમામ પ્રગટ કરવાનું ઉચિત ધાર્યું નથી. પણ તે વખતની તેમની મનોદશા કેવી હતી તે નીચેનાં થોડાંક વાકયોથી જણાઇ આવશે.

"...........આગેવાન માણસો જાણી બુઝી પૈસા ન ભરી બીજાને ખોટા દાખલો બેસાડતા હોય, તેવા પાંચ દશ માણસો ઉપર ચોથાઇ દંડનાં પત્રકો ભરી મંજુરી માટે મોકલવાં...........મુખી-તલાટીને વસુલ ન આવ્યા બાબત જવાબદાર ગણવામાં આવશે............"

"મહેસુલ ન ભરનાર ઉપર સખ્તાઇના ઉપાય—જેવાકે ચોથાઇ દંડ, જમીનખાલસા, જપ્તીઓ વગેરે કાયદેસર લેવાં........" ( ૮-૧-૧૯૧૮ )

"વસુલાતના કામમાં ખાસ કાળજી રાખી, ધીરજથી મંડયા રહી કામ પાર ઉતારવું.........." ( ૧-૧-૧૯૧૮ )

"...........જમીનમહેસુલ આપવામાં ઢીલ કરશો તો કાયદાની રૂએ તમારી મીલકત અને વતન જપ્ત થઈ હરરાજ થઈ જશે."

કેટલાક આથી પણ ઉતાવળા અમલદારો ચોથાઇ દંડની નોટીસો કાઢી ચુકયા હતા.

આ બધી ખબરોથી મહાત્માજી કે સભા અજાણ્યું કેમ જ રહે? તેઓએ વિચાર્યું કે પ્રજા ગભરાઇ જશે. તેથી આગલા દિવસની સભામાં મુલતવી રહેલાં કામો પૈકી ખેડા જીલ્લાની પ્રજાને ખબર આપવાનો મુસદો સર્વ સભાસદોને રૂચે તેવા ફેરફાર પછી મંજુર કર્યો. તે અક્ષરશઃ આ પ્રમાણે છેઃ—

**પ્રજાને સભાએ આપેલી ખબર**

### ખેડા જીલ્લાની પ્રજાને ખબર

ખેડા જીલ્લાનાં જુદાં જુદાં સ્થળો તરફથી પુછવામાં આવે છે કે વીઘોટી મુલતવી રહેવાની હીલચાલ સંબન્ધી શું થયું, અને રેવન્યુ ખાતા તરફથી વીઘોટી માટે તાકીદ થાય છે તે સંબન્ધે તેમણે શું કરવું. આ સંબન્ધમાં જણાવવાનું કે મુંબઇ સરકાર તરફથી હજી સુધી જવાબ મળ્યો નથી. તેથી જ્યાં સુધી મુંબઇ સરકારનો છેવટનો ઠરાવ માલુમ નથી પડયો ત્યાં સુધી જેઓને પાક મુદ્દલ ન થયો હોય તેમણે હાલ વાટ જોવી અને વીઘોટી ભરવાનું મુલતવી રાખવું, એ સલાહભરેલું છે.

ગુજરાત સભા કાર્યાલય<br>
તા. ૧૦-૧-૧૯૧૮

મંત્રીઓ,<br>
ગુજરાત સભા

આજની સભામાં બીજું અગત્યનું કામ કરવામાં આવ્યું તે એ હતું કે ખેડા જીલ્લાના પાકની સ્થિતિ ઉત્તર વિભાગના કમિશનરને નિવેદન કરી, મહેસુલ ઉઘરાવવાનું કામ હાલ તરત મુલતવી રાખવા માટે વિનંતિ કરવા એક

પ્રતિનિધિમંડળ મોકલવું, અને તે માટે સભાના મંત્રીઓ ઉપરાંત નીચેના ગૃહસ્થોને પસંદ કરવામાં આવ્યાઃ—

રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, રા. સા. હરિલાલ દેસાઇભાઈ દેસાઈ, શ્રી૦ મૂળચંદ આશારામ શાહ, શ્રી૦ વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ તથા શ્રી૦ શંકરલાલ દ્વારકાદાસ પરીખ.

ડેપ્યુટેશનના ગૃહસ્થોએ હિન્દ સેવકસમાજના સભાસદ શ્રી૦ અમૃતલાલ ઠક્કરને ડેપ્યુટેશનમાં જોડાવા વિનંતિ કરી, કેમકે ખેડા જીલ્લામાં મહેસુલ ઉઘરાવવામાં રૈયત ઉપર જુલમ ગુજરવાની જે ખબરો સભાને મળતી હતી, તે વિષે તેમને માહીતી હતી, અને કપડવણજ તાલુકાના દૈયપ ગામમાં બનેલી કેટલીક હકીકત વિષે તેમણે જાતે તપાસ કરી હતી. ડેપ્યુટેશનના ગૃહસ્થોની વિનંતિને માન આપી તેઓ ડેપ્યુટેશનમાં જોડાયા હતા.

સભામાં પસાર થયેલા ઠરાવ મુજબ મંત્રીઓએ ઉત્તર વિભાગના કમિશનર સાહેબને તા. ૧૦મી જાન્યુઆરીના રોજ એક પત્ર લખી મેળાપનો સમય પુછાવ્યો. તે સાથે આગલા દિવસે મંજુર થયેલી ખેડા જીલ્લાની પ્રજાને આપવાની ખબરની એક છાપેલી નકલ તેઓ સાહેબની જાણ માટે મોકલવામાં આવી. તેના જવાબમાં કમિશનર સાહેબ મંત્રીઓ સાથે "વાત કરવા" માગે છે, અને તા. ૧૧ મીની સવારમાં નવ વાગે મળવું, એમ જણાવ્યું. કમિશનર સાહેબે મંત્રીઓને જ

કમિશનરનો ક્રોધ

મળવા ઇચ્છા જણાવેલી, પણ તેમને રૂબરૂમાં વિનંતી કરતાં, તેઓ પ્રતિનિધિમંડળની મુલાકાત લેશે એવી ઉમેદથી સભાએ પસંદ કરેલા પ્રતિનિધિમંડળના સઘળા સભ્યો કમિશનર સાહેબને બંગલે નિર્ણિત સમયે હાજર રહ્યા. પ્રતિનિધિમંડળના બધા સભ્યોને આવેલા જાણી કમિશનર સાહેબે ચીઠ્ઠી લખી મોકલી કેઃ—

"સભાના મંત્રીઓ સિવાય હું કોઇને મળવા નથી ઇચ્છતો." આથી મંત્રીઓ પૈકી શ્રી૦ કૃષ્ણલાલ દેસાઇ અને શ્રી૦ ગણેશ વાસુદેવ માવળંકર કમિશનર સાહેબની મુલાકાતે ગયા. કમિશનર સાહેબ સાથે તેમને થયેલી વાતચીતનો હેવાલ જોકે લાંબો છે, છતાં કમિશનર સાહેબના ક્રોધનું એ સ્મરણ-ચિન્હ જળવાઇ રહે તે ખાતર તે અત્રે આપવાનું ઉચિત ધાર્યું છે.

મિ૦ પ્રૅટ—(અંદર દાખલ થતાં સાથે જ શ્રી૦ કૃષ્ણલાલ સામે આંગળી કરીને) તમે મ્યુન્સિપાલ કાઉન્સિલર છો, કેમ?

શ્રી૦ દેસાઇ—હા.

મિ૦ પ્રૅટ—તમને ગઇ કાલ આવવાનો વખત ન મળ્યો કે શું?

શ્રી૦ દેસાઇ—ના, ના. મ્યુન્સિપાલ કાઉન્સિલર તરીકે હું કફોડી સ્થિતિમાં મુકાવા નહોતો ઇચ્છતો.

મિ૦ પ્રૅટ—ગઈ કાલ મને કહેવામાં આવેલું કે તમારે કાંઇક ખાનગી કામ હતું, આજ વળી બીજું જ બ્હાનું કાઢો છો.

શ્રી૦ દેસાઈ—ના, એમ નથી. કાંઈક ગેરસમજ થઈ છે............ મેં મારા મિત્રોને કહેલું કે હું નહિ આવી શકું. તેનો તેમણે એમ અર્થ કર્યો કે મારે કાંઇ ખાનગી કામ હશે, તેથી મેં ના કહી.

મિ૦ પ્રૅટ—આહા, હું સમજ્યો. તમે ઇન્ટરવ્યુ માગીને પછી ન આવ્યા.

શ્રી૦ દેસાઇ—બીજા બે મંત્રીઓ તો આવ્યા હતા ને?

મિ૦ પ્રૅટ—(શ્રી૦ માવળંકરને સંબોધીને) ખેડાના કલેક્ટરને મળેલા ડેપ્યુટેશનમાં તમે હતા કે?

શ્રી૦ માવળંકર—ના, હું નહોતો. ખેડા જીલ્લાની પ્રજાની માગણીથી સભાએ આ કામ ઉપાડ્યું છે, અને તેથી તમને મળવાનો પ્રસંગ આવ્યો છે.

મિ૦ પ્રૅટ—તમે બારોબર મારી પાસે આવો છો, તેથી તમારી વાત સાંભળી શકતો નથી.

શ્રી૦ માવળંકર—ખેડા જીલ્લાના લોકોના આમંત્રણથી સભાએ પાક સંબન્ધી તપાસ કરવા પોતાના પ્રતિનિધિ મોકલ્યા, તેઓ પૈકી હું ના૦ પારેખ—પટેલ

સાથે સામેલ થયો, અને કઠલાલ, મહુધા અને નડીયાદ ગયો. ત્યાં ખેડુતોની ઘણી જુબાનીઓ પણ લીધી.

મિ૦ પ્રૅટ—કદાચ કોઇએ નહિ લીધેલી.

શ્રી૦ માવળંકર—ના, ના. પારેખ-પટેલની રૂબરૂમાં જ લેવાયેલી. વળી મારા સિવાય પણ રા. બ. રમણભાઇ, રા. સા. હરિલાલ અને બીજા ઘણા સભાસદો નડીયાદની સભામાં હાજર હતા.

મિ૦ પ્રૅટ—(રમણભાઇ અને રા. સા. હરિલાલભાઇનું નામ સાંભળતા વેંત બોલી ઉઠયા.) એમણે અમદાવાદ મ્યુનિસિપાલીટીનો બાહોશીથી વહીવટ કર્યો, અને હવે ખેડા જીલ્લાનો વહીવટ કરવા ધારે છે કે શું!

શ્રી૦ માવળંકર—આજકાલ જમીનમહેસુલ ઉઘરાવવામાં સખ્તાઇના ઇલાજો લેવાય છે એવી ખબરો મળવાથી તમારી પાસે આવવાની જરૂર પડી છે.

મિ૦ પ્રૅટ—તમે આજકાલના ફરતા "પોલિટિસ્યનો"એ આ નોટીસ બહાર પાડી છે. પણ તમે તેની જવાબદારી સમજો છો?

શ્રી૦ દેસાઇ—હા, આ ખબર અમે આપી છે.

મિ૦ પ્રૅટ— તમે તે વહેંચાવી દીધી?

શ્રી૦ માવળંકર—હા, ક્યારની.

મિ૦ પ્રૅટ—(શ્રી૦ માવળંકરને સંબોધીને) જો મારા તરફથી તમને ખોટું ન લાગે, તો પૂછું કે તમને કેટલાં વર્ષ થયાં ?

શ્રી૦ માવળંકર— ત્રીસ.

મિ૦ પ્રૅટ—( શ્રી૦ માવળંકરને સંબોધીને ) હજી તમે બહુ જ કાચી ઉમ્મરના છો, બીનઅનુભવી છો, હજી તમે તમારી જવાબદારી પુરેપુરી ન સમજી શકો... ......કદાચ તમારા પ્રમુખ ( ગાંધીજી ) ને જણાવ્યા વિના તમે આ નોટીસ બહાર પાડી દીધી છે.

શ્રી૦ માવળંકર—તેઓ માત્ર જાણે છે, એટલું જ નહિ, પણ તેમની સૂચનાથી જ તે બહાર પાડવામાં આવી છે.

શ્રી૦ દેસાઇ—અસલ મસુદો ગાંધીજીએ કરેલો, તેમાં પાછળથી સ્હેજસાજ ફેરફાર કરેલો.

મિ૦ પ્રૅટ—દીલગીર છું. ખેડા જીલ્લામાં યથાયોગ્ય વહીવટ કરવાની કુલ જવાબદારી કલેકટરને શિર છે, અને આ નોટીસથી તેમના હુકમનો અનાદર કરવાનું તમે ખેડુતોને કહો છો, એ તમે સમજી શકો છો ?

• શ્રી૦ માવળંકર—અમારો હેતુ એવો નથી. સરકાર તરફથી છેવટ નિર્ણય થતા સુધી જમીનમહેસુલ ભરવાનું મુલતવી રાખવાની નોટીસ દ્વારા પ્રજાને સલાહ આપી

છે. તે પણ તેઓ નિરન્તર પૂછ્યા કરતા હતા તેથી. પ્રજાએ કલેક્ટરના હુકમો ન માનવા એવો ભાવાર્થ છે જ નહિ.

મિ૦ પ્રૅટ—તમે વકીલ છો, તેથી તમે એટલું તો સમજી શકો કે દરેક વ્યક્તિ પોતે જે કામ કરે તેને માટે તે જવાબદાર ગણાય. (અત્રે મિ૦ પ્રૅટે નોટીસનો તરજુમો અંગ્રેજીમાં વાંચી સંભળાવ્યો.) પાકની આનાવારી નક્કી કરવાનું તમે ખેડુતને પોતાને જ સોંપી દો છો, પછી ભલે તે ગમે તેવો મામુલી માણસ હોય ?

શ્રી૦ દેસાઇ—તમે નોટીસનો જે અર્થ કરો છો તે ખોટો છે.

મિ૦ પ્રૅટ—હું દલીલમાં ઉતરવા ઇચ્છતો જ નથી. હું નોટીસનો બરાબર અર્થ કરી શકું છું. તમે જુવાન અને બિનઅનુભવી માણસ છો, અને હું ઇચ્છું છું કે તમારે આ નોટીસ વિષે ફરી પુખ્ત વિચાર કરવો, અને આવતી કાલ સાંજ સુધીમાં તમારા છેવટના નિર્ણયની મને ખબર આપવી.

શ્રી૦ દેસાઇ—એ પ્રશ્ન વિષે ફરી વિચાર કરવાની અમને જરૂર જણાતી નથી. તમે મુદત ઘણી ટુંકી આપો છો. વળી અમારા પ્રમુખ સાહેબ હાલમાં ચંપારણ્ય બિહાર ગયા છે.

મિ૦ પ્રૅટ—મને ખબર નહિ કે તમારા આગેવાનો હિન્દની ચારે દિશાઓમાં ઘૂમતા ફરતા હશે. મારે એ જાણવાની જરૂર પણ નથી.

શ્રી૦ માવળંકર—જો આ બાબત ફરી વિચાર કરવાની જરૂર જણાય તો અમારે વ્યવસ્થાપકમંડળની સભા બોલાવવી પડે, અને તે આટલા ટૂંક સમયમાં બની શકે નહિ.

મિ૦ ગ્રૅટ—તેમાં મારે શું? એ કાંઇ મારૂં કામ નથી.

શ્રી૦ દેસાઇ—અમે તમને રવિવાર સાંજ સુધીમાં ખબર આપીએ તો?

મિ૦ ગ્રેટ—રવિવારે હું કામ કરતો નથી.

શ્રી૦ દેસાઇ—સોમવાર?

મિ૦ ગ્રૅટ—જો આવતી કાલ સાંજ સુધીમાં તમારા તરફથી કાંઇ ખબર નહિ મળે તો સરકારમાં તે વિષે લખાણ કરવામાં આવશે, અને સભાને સરકાર અવમાન્ય કરશે.

મંત્રીઓએ કમિશનર સાહેબ સાથેની મુલાકાતનો હેવાલ તે જ દિવસે સાંજના વ્યવસ્થાપકમંડળની ખાસ સભા આગળ રજુ કર્યો. તે ઉપરથી વ્યવસ્થાપકમંડળે ઠરાવ કર્યો (જુઓ પરિશિષ્ટ ૧૦) કે પ્રજાને ખબર આપવાની ખાસ આવશ્યકતા હતી, અને તેમ કરવું એ યોગ્ય અને જરૂરી હતું તેથી સદર જાહેરખબર પાછી ખેંચી લેવાની કાંઇ જરૂર નથી. વળી કમિશનરની મંત્રીઓ સાથેની વાતચીત પ્રસંગેની વલણ સામે

સખત વાંધો અને દિલગીરી દર્શાવવામાં આવ્યાં. આ ઠરાવની નકલ તે જ દિવસે કમિશનરને મોકલી આપવામાં આવી.

આટલેથી બસ ન થયું. ખેડાના કલેક્ટરે તો તેથી પણ ચાર ચંદા આગળ પગલું ભર્યું. પોતાના હુકમને કોઈ તાબે ન થાય તો તે બીજાઓની બદસલાહથી તેમ વર્તે છે, એમ તે નામદારે માની લીધું. આથી તેમણે એક યાદી બહાર પાડી.

**કમિશનરને કલેક્ટરની બહાર**

"ગુજરાતસભાના મંત્રીઓ.............ની સહીથી એક જાહેરખબર તા. ૧૦—૧—૧૯૧૮ ના રોજની એવી મતલબની પ્રસિદ્ધ થયેલી છે કે મુંબઈ સરકાર તાફથી ખેડુતોની વિઘોટી ભરવા સંબંધીની અરજીનો છેવટ ઠરાવ થતા સુધી ખેડુતોએ વીઘોટી ભરવાનું મુલતવી રાખવું, એ સલાહભરેલું છે. આ સંબંધમાં જમીનમહેસુલ ભરનારાઓને ચેતવણી આપવામાં આવે છે કે જમીનમહેસુલ વસુલ કરવા અગર મુલતવી રાખવાનો ઠરાવ કરવાનો અધિકાર કલેક્ટરને છે, અને તે અધિકારની રૂએ અમે જીલ્લાના પાકની બારીક તપાસ ચલાવી છેવટ હુકમો કાઢયા છે અને જીલ્લાનાં કેટલાંક ગામોમાં જયાં જરૂર જણાઈ ત્યાં મહેસુલનો અમુક ભાગ મુલતવી રાખવા અમોએ હુકમ કાઢી દીધા છે. સબબ તે હુકમોને અનુસરી જમીનમહેસુલ અને તગાવી ભરવા હુકમ થયો છે તે મુજબ ખેડુતોએ ભરી દેવું જોઈએ. છતાં જાણી-બુઝીને લોકોની બદસલાહ પ્રમાણે ખાલી મહેસુલ ભરવામાં જે કોઈ ઢાંઢાઈ કરશે, તેના ઉપર નિરૂપાયે કાયદેસર સખત પગલાં ભરવાની જરૂર પડશે."

ખેડા,
તા. ૧૪-૧-૧૯૧૮

વી. કે. નામજોશી.
કલેક્ટર ખેડા.

**બિહારથી મહાત્માજીએ મોકલેલા સંદેશા.**

કમિશનરની મુલાકાતની ખબર તાર દ્વારા મહાત્માજીને આપવામાં આવી. તેના જવાબમાં તેઓશ્રી તરફથી નીચેનો તાર મળ્યો:—

"કમિશનરને લેખિત જવાબ આપો કે અમલદારોના ભય અને ત્રાસને લીધે કેટલાક ગરીબ ખેડુતોને મહેસુલ ભરવા ઢોર માટે વગેરે વેચવાની ફરજ પડેલી અને કેટલાક એથી પણ વધારે કફોડી સ્થિતિની આગાહી કરતા હતા. સભાની ખબર આવા સંજોગોમાં બહુ વિચારશીલ-કરેલ હતી. તેમાં ગુજરતા જુલમનો ભાસ આવવા દીધો નથી. વસુલાતના કામમાં જે જે ગામોમાં જુલમ ગુજારવામાં આવે છે તેની સરકારને ખબર આપવા તાકીદે કામ લેશો. કમિશનર સાહેબને લખી દેજો કે સભાને વિષે તમારે સરકારમાં જે લખવું હોય તે બેલાશક લખી દેવું. જે ગૃહસ્થોની કમિશનરે મુલાકાત નથી લીધી, તેમની મુલાકાત ન લેવાથી થયેલા ભારે અપમાન સામે વાંધો દર્શાવવા કમિશનરને એક સખ્ત પણ સભ્યતાપૂર્વક કાગળ લખવાનું......ને કહેશો. જમીનમહેસુલ મુલતવી રહે અને હાલ વસુલાતનું કામ બંધ થાય તે માટે પ્રબળ ચળવળ ઉપાડવી. કમિશનરે કરેલા અપમાન અને આપેલી ધમકીનો એ જ જવાબ હોઈ શકે. આવા કટોકટીના પ્રસંગે હું ત્યાં નથી, તે માટે દિલગીર છું."

ગાંધી.

આ જ પ્રસંગ પરત્વે મહાત્માજીએ એક પત્રમાં લખ્યું કે:

"તમારૂં કામ મને ખુબ ગમ્યું. કમિશનરે પોતાનું પોત એક ઘડીમાં સમય આવ્યે ઉઘાડું કરી મુક્યું છે. હું ભુલ કાઢવાના ઈરાદાથી નથી લખતો, પણ ભવિષ્યની સૂચના તરીકે લખું છું કે

જ્યારે તેમણે આખા ડેપ્યુટેશનને મળવાની ના લખી ત્યારે મંત્રીઓ પણ માનમાં રહી ન ગયા હોત તો વિશેષ સારૂ થાત......પ્રેટની ભુલથી પ્રજાનું કામ સુધરી જશે..........ગુજરાત સભાને તરછોડી કાઢવી હોય તો ભલે તેઓ તેમ કરે. "તમારામાં શક્તિ હોય તો તમે નિડરપણે રૈયતને પડખે ઉભા વીઘોટી નહિ ભરવાની સલાહ આપજો. તેમ કરતાં તમે પકડાઇ જાઓ તો તમારૂં કાર્ય પુરૂં થયું કહેવાય................ પરિણામની દરકાર ન રાખો. આ સત્યાગ્રહ છે. એમાંથી જ સર્વ સ્વમાન મળવાનું એ નિશ્ચય છે. અત્યારે જ ન મળે એ સંભવિત છે. સત્યાગ્રહનો મહિમા પોતાની શક્તિ પ્રમાણે પ્રસંગ આવ્યે બતાવવો એ પરમ ધર્મ છે."

શ્રીજીને એક પત્ર ખેડા જીલ્લાની લડતમાં હિત ધરાવનાર પ્રત્યે સંબોધીને લખ્યો હોય એવો ભાસે છે. તેઓશ્રી લખે છે કે:

"તમારા કાગળોમાંથી હું ખુબ રસ લઇ રહ્યો છું, પણ આ સમયે હું ત્યાં નથી તેથી અકળાયા કરૂં છું. આપણે ભયરહિત થઇ આપણું કર્તવ્ય કરીયે તો પ્રજાને અદ્ભુત પદાર્થપાઠ મળે. અમલદાર વર્ગ ચીડાય એ તદ્દન સમજી શકાય એવું છે. પ્રજા ઉંઘમાંથી ઉઠે, તે એ લોકોને કેમ ગમે? તમે બધા હિંમત નહિ તજો એવી ઉમેદ રાખું છું. આવે સમયે જો આપણે કર્તવ્યપરાયણતા પૂરેપૂરી બતાવીયે તો સ્વરાજની શુદ્ધ હિમાયત થઇ શકે."

મોતીહારી, બિહારથી પોષ શુદ ૬ના પત્રમાં તેઓશ્રીએ લખ્યું કે:

"તમારો કાગળ તથા તાર મળ્યા. તેથી મને ઘણી શાન્તિ થઇ. ઉપાડેલું કામ જરાયે ન મુકશો. ખરૂં જોતાં મારી ને કામની

જરૂર નથી; જે લોકો મહેસુલ આપવાને અશક્ત છે, તેઓની અશક્તિ સરકાર કબુલ કરે કે ન કરે, છતાં તે અશક્તિ તો રહેવાની જ. પછી શેને સારૂ તેઓ મહેસુલ આપે! લોકોને એટલું સમજવાનું રહ્યું છે. ભલે એક જ માણસ મક્કમ રહે. તે તો જીત્યો જાણશો. તેમાંથી બીજો પાક પેદા થઇ શકશે.... ... ... ...નિર્ભય થઇ તમારૂં કામ કરજો."

બીજી તરફથી ના. પારેખ-પટેલના પ્રયાસો ચાલુ હતા. તા. ૧૫મી જાન્યુઆરીના રોજ તેઓ મુંબઇ સરકારના રેવન્યુ મેમ્બર મિ. કાર્માઇકલને મળ્યા. તેમને આ મુલાકાતથી સારા ફળની આશા બંધાઇ નહિ, તેથી તેમણે ગુજરાત સભાને તારથી ખબર આપી કે સભાએ મિ. કાર્માઇકલ અને તેથી આગળ ના. ગવરનર સાહેબને મળવાની તારીખે ગોઠવણ કરવી. આ ઉપરથી સભાએ તે જ દિવસે એટલે તા. ૧૫-૧-૧૮ના રોજ સાંજે વ્યવસ્થાપકમંડળના સભાસદોની સભા ભરી મુંબઇ સરકારને એક ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ કર્યો. અને તે માટે સભાના ત્રણ મંત્રીઓ ઉપરાંત રા. બ. રમણભાઇ, રા. સા. હરિલાલ, શ્રીયુત વલ્લભભાઇ, શ્રી૦ અમૃતલાલ ઠક્કર અને રા. શંકરલાલ પરીખને પસંદ કર્યા, તથા સદરહુ ઠરાવ મુજબ મુંબઇ સરકારના મુખ્ય મંત્રીને ના. ૧૬મીના રોજ પત્ર લખ્યો.

**ગુજરાત સભાનો વધુ પ્રયાસ**

પ્રૅટ સાહેબે સભાની અવગણના કરવાની ધમકી તો તા. ૧૧મીએ આપેલી. જ્યારે મુંબઇ સરકારે સભાની ૧લી જાન્યુઆરીની અરજી, ૮મીનો તાર અને ૧૬મીનો પત્ર-એ

બધાનો સામટો જવાબ તા. ૧૯મીએ આપવાની કૃપા કરી. 'મુંબઈ ક્રૅાનિકલ'માંથી લખાયેલા કાગળમાં સભાના મંત્રીઓને પ્રેસનોટ જોવાની સૂચના હતી! માત્ર એ લીટીના જવાબ સાથે સરકારે 'પ્રેસનોટ'ની એક નકલ બીડવા પૂરતો વિવેક કર્યો નહિ! આ સંજોગોમાં ડેપ્યુટેશનના ગૃહસ્થોએ મુંબઇ જવાનું માંડી વાળ્યું.

મુંબઇ સરકારની યાદી તા. ૧૬મી જાન્યુઆરીના રોજ બહાર પડી. (જુઓ પરિશિષ્ટ ૪.) આ વિષે વિચાર કરવા ગુજરાતસભાના વ્યવસ્થાપકમંડળની એક સભા તા. ૨૧મીએ સભાના કાર્યાલયમાં મળી. તેમાં એવો ઠરાવ થયો કેઃ 'પ્રેસ-નોટ'માં સભા તથા પ્રજાની હીલચાલ સામે અણઘટતા આક્ષેપો કરવામાં આવ્યા છે, તે શોકજનક છે, તેમજ સરકારે લીધેલું વલણ ગેરવ્યાજબી છે, તેથી સભાએ તેનો ઘટતો જવાબ આપવો. આ જવાબ ઘડવા માટે મંત્રીઓ ઉપરાંત રા. બ. રમણભાઇ, રા. સા. હરિલાલ અને શ્રીયુત વલ્લભ-ભાઇની એક કમિટી નીમવામાં આવી. આ કમિટીએ જવાબનો મુસદ્દો તા. ૨૪મીની વ્યવસ્થાપકમંડળની બેઠક આગળ રજુ કર્યો, અને તે મંજુર થયાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો. (જુઓ પરિશિષ્ટ ૫.)

આજ પર્યન્ત મહાત્મા ગાંધીજી, ના. પારેખ–પટેલ, ગુજરાતસભા વગેરે રીતસર પ્રયાસ કરી રહ્યા હતા. પણ

**પ્રેસનોટ વિષે પ્રાસંગિક નોંધ**

'પ્રેસનોટ'ની કડક ભાષા, કઠોર વલણ અને ખોટા આક્ષેપોથી હરકોઈની લાગણી અત્યન્ત દુઃખાઈ. એક તરફથી નજરે જોયું

ન જાય તેવું સંકટ, જ્યારે સરકાર યાદીમાં જણાવે છે કે જીલ્લાની સ્થિતિ 'ઘણી જ સરસ,' એટલું જ નહિ પણ 'જીલ્લો ધનવાન અને આબાદ' છે. સંકટમાં સપડાએલા ભાગોની કલેક્ટર સાહેબે કાળજીપૂર્વક તપાસ કરી છે; કપડવણજ તાલુકાનાં ૩૪, નડીયાદ તાલુકાનાં ૪૦ અને મહેમદાવાદ તાલુકાનાં ૩૦ ગામોનું જમીનમહેસુલ મુલતવી રાખવાનું કાંઈક વ્યાજબી કારણ છે; બારીક અને કાળજીપુર્વક તપાસ કર્યા બાદ... ... ... ... ... ...મુલતવી રાખવાના હુકમો કાઢવામાં આવ્યા છે; કપડવણજ અને ઠાસરા તાલુકામાં પહેલા હપ્તાની મુદત વીત્યા પછી, પંદર દિવસ બાદ જમીનમહેસુલ ઉઘરાવવાના હુકમો કહાડયા હતા અને ત્યાં સુધી સખ્તાઈનો એક પણ ઈલાજ લેવામાં આવ્યો નહોતો. 'પ્રેસનોટ' આવાં આવાં અસત્ય કથનોના ભંડારથી ભરપુર હતી.

કલેક્ટર સાહેબને ના૦ પારેખ–પટેલ મળ્યા ત્યાં સુધી એ સાહેબને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે થોડુઘણું પણ મહેસુલ મુલતવી રાખવું પડશે. દાખલા તરીકે કપડવણજ અને ઠાસરા તાલુકામાં હપ્તાની મુદત શરૂ થવાની સાથે જ મહેસુલ ઉઘરાવવાનું કામ શરૂ કરી દેવામાં આવ્યું હતું, અને મામલતદારોની સફુર્તિના પરિણામે હજારો રૂપીયા સરકારની તીજોરીમાં ભરાઈ ગયા હતા. જાન્યુઆરી મહીના સુધી સખતાઈના ઈલાજો લેવામાં આવ્યા નહોતા એવું લખવામાં આવેછે, પણ શ્રી૦ અમૃતલાલ ઠક્કર અને કડલાલના મંડળ તરફથી બહાર પાડવામાં આવેલા હેવાલો સાક્ષી પૂરે છે કે હપ્તાની શરૂઆતથી જ એટલે ડિસેમ્બરમાં જ સખ્તાઈની શરૂઆત થઈ ચુકી હતી. કલેક્ટર સાહેબે

બારીક અને કાળજીપૂર્વક તપાસ કરેલી એમ પ્રગટ કહેવામાં આવ્યું છે, પણ તા ૧૫મી ડિસેમ્બરે ના. પારેખ-પટેલની મુલાકાત થયા બાદ તા. ૧૯મીએ આનાવારી પત્રકો તેઓ સાહેબ ઉપર રવાના કરવામાં આવ્યાં, અને તા. ૨૨મીએ એટલે માત્ર ત્રણ દિવસમાં ૬૦૦ ગામોના આંકડાની બારીક અને કાળજીપૂર્વક તપાસ કરી નાંખી! પાકની પણ કાળજીપૂર્વક તપાસ કરેલી, તે પણ દોડતી મોટરે!

પ્રૅટ સાહેબની દૃષ્ટિ ગુજરાતસભાએ તા.૧૦મી જાન્યુઆરી સુધી ગુજરાતના સુબા સાહેબને પડતા મુકી મુંબઈ સરકાર સાથે બારોબાર વહેવાર ચલાવ્યો, એટલું જ નહિ પણ તેઓ સાહેબે તા. ૧૧મીએ મળવાની તક આપી તે પહેલાં ખેડા જીલ્લાની પ્રજાને મહેસુલ તાત્કાલિક ભરવાનું મુલતવી રાખવાની સલાહ આપી.— આ કાંઈ નજીવા અપરાધ ન હતા. વળી રાજદ્વારી વિષયોમાં રસ લેનાર સંસ્થાઓ અને આગેવાનો પ્રજાને જાગૃત કરવાનો પ્રયાસ કરે તે સત્તાના મદમાં મસ્ત જીવન ગુજારતા અધિકારીઓન જીરવી શકે, એ સ્વભાવિક હતું

સરકારે માની લીધું હશે કે પોણાબે લાખ રૂપીયા મુલતવી રાખવાની વાત જાહેરમાં આવતાં લોકો લલચાઈ જશે, અને કેટલાક ભયથી અને કેટલાક રાજહઠ સામે થાકીને શાન્ત પડશે. પણ પરિણામ ધાર્યા કરતાં ઉલટું આવ્યું. પ્રજાના જુસ્સાને જેટલો વધારે દબાવ્યો, તેટલો તે વધારે ઉછળ્યો. ગુજરાતસભા તથા ના. પારેખ-પટેલે સરકારી યાદીના સચોટ રદીયા સાથે જવાબ આપ્યા. તે જ

સાથે મુંબઇ ઇલાકાના વર્તમાનપત્રોએ આ વિષયમાં લેશમાત્ર પાછી પાની કરી નહિ.

સરકારી યાદી બહાર પડયાની ખબર આપતા મહાત્માજીને નીચે પ્રમાણે તાર કરવામાં આવ્યો:

"સરકારે પ્રેસનોટ બહાર પાડી છે. તેમાં ખેડાના ખેડુતોને આપેલી ખબર અન્યાયી અને તોફાની લેખવામાં આવી છે. મહેસુલ ન ભરનાર ઉપર 'લેન્ડ રેવન્યુ કોડ'ની ૧૪૮મી કલમ પ્રમાણે કામ ચલાવવાની ધમકી આપવામાં આવી છે. આ દિશામાં સભાનું કાર્ય ધનવાન અને રસાળ જીલ્લામાં જમીનમહેસુલ ભરવા આડે આવનારા બહારના માણસોની ઉશ્કેરણી અને રાજદ્વારી ચળવળ મનાય છે! સભાની અરજી, તાર અને રેવન્યુમેમ્બરની મુલાકાત લેવાની માગણીનો હજી સુધી કંઈ જવાબ નથી."

(૧૯--૧--૧૯૧૮)

આ સંદેશાનો મહાત્માજીએ તારથી જવાબ વાળ્યો કે:—

"ના. 'પારેખ--પટેલ' જેમણે સ્થાનિક તપાસ કરી છે, તેમણે દાખલાદલીલો સાથે સચોટ જવાબ આપવો જોઇએ. સ્વતંત્ર તપાસની માગણી માટે આગ્રહ કરો. ................. લડતની ઉત્પત્તિ પ્રજાવર્ગમાંથી થઇ તે તથા પારેખ--પટેલ અને સભાએ પ્રજાની માગણીથી જ મદદ કરી છે, એમ સાબીત કરો. જે ખેડુતોને દેવું કરી કે ઢોર વેચીને મહેસુલ ભરવું પડે, તેઓ જાતે તેમ ન કરે, ભલે સરકાર તે કરી લે, એવી સલાહ આપતાં હું અચકાઉં નહિ. સંકટનું કારણ સાચું અને કામ કરનાર બાહોશ હોય તો લડતમાં જરૂર ફતેહ મળવી જોઇએ."

ગાંધી.

આવા કટોકટીના પ્રસંગે મહાત્મા ગાંધીજીની સલાહ ઉપયોગી થઈ પડે તેથી તેઓશ્રી ચંપારણ્યના કામમાંથી થોડુંક ફારગ થઈ અહીં આવે તેવી મતલબના સંખ્યાબંધ કાગળો તેમના ઉપર જતા હતા. ત્યાં પણ મામલો દિન-પર દિન ગંભીર થતો હતો, એટલે ત્યાંનું કામ અધુરૂં મુકવામાં કરેલી મહેનત વ્યર્થ જાય તેમ હતું. છેવટે તેમણે થોડા દિવસ માટે ગુજરાતમાં આવવાનો વિચાર કર્યો અને તા. ૪થી ફેબ્રુઆરીના રોજ મુંબઈ આવી પહોંચ્યા. તેઓશ્રીની હાજરીનો લાભ લઈ, તે જ દિવસે સાંજના મુળજી જેઠા મારકીટમાં એક જાહેર સભા બોલાવવામાં આવી. આ સભામાં તેઓશ્રી બોલ્યા કેઃ—

**લડતનું સુકાન મહાત્માજીના હાથમાં**

"હું ખેડા જીલ્લાની સ્થિતિ સમજાવવા હાજર થયો નથી, પણ ત્યાંના સંકટ વિષે અહીં શું ધારવામાં આવે છે તે સમજવા આવ્યો છું. ગુજરાત સભાવાળી નોટીસ ઘડવામાં મારો હાથ હતો. તેથી તેની જવાબદારી મારે શિર લઉં છું. ...... તે કાઢવામાં આવી ત્યારે હું અમદાવાદમાં હતો. ગુજરાત સભાએ પોતાની જોખમદારી બરાબર સમજીને જ તે કાઢી છે.... સંકટો ખમી રહેલી પ્રજાને આશ્વાસન આપવાની આવશ્યકતા જણાઈ ત્યારે મજકુર નોટીસ કાઢી. ............ કમિશનર સાહેબે મુબઈસરકારને બદસલાહ આપી ન હોત તો આવી ગંભીર સ્થિતિ

ઉભી થવા પામત નહી................. સૌથી સારો માર્ગ એ હતો કે એક સ્વતંત્ર કમિટી નીમી તપાસ કરાવવી હતી................. સરકાર ભલે એમ કહે કે નોટીસનો હેતુ શુદ્ધ નહોતો **પણ જે હક સરકારી અમલદારને છે, તે જ હક પ્રજાને પણ છે.** સત્તાવાળાઓ માની લે છે કે પ્રજા પાસેથી તેઓ જોઇએ તે લઈ શકે છે, પણ તેમની આ માન્યતા ઘણી કફોડી સ્થિતિ ઉત્પન્ન કરે છે. આવા સંજોગોમાં મારે સ્પષ્ટ કહેવુ જોઇએ કે, જેમણે લોકોને ખરી સલાહ આપી છે, તેમણે તે રાંક પ્રજાને પડખે છેવટ સુધી ઉભા રહેવું જોઇએ. ............ ...... **પ્રજા પાસે બે હથીઆર છે. યાતો બંડ કરવું અથવા તો સત્યાગ્રહ આદરવો. સત્યાગ્રહનો આશ્રય લઈ દુઃખ સહન કરી શુદ્ધ ન્યાય મેળવવા મારી ખાસ હિમાયત છે. તે જ ખરો ક્ષાત્રધર્મ છે. બ્રિટિશ સરકારને મારે આ હથીઆરના આશ્રયથી ખાતરી કરી આપવી છે, કે પ્રજાને શુદ્ધ ન્યાય મળી રહે છે.** ......... જેઓએ પોતાની ફરજ સમજી આ કામ ઉપાડયું છે, તેઓ ન્યાય મેળવી આપવા ખાતર દુઃખ ખમવામાં પાછી પાની કરી નામોશી વ્હોરી લેશે નહી."

બીજે દિવસે સર દિનશા વાચ્છા, ના૦ પારેખ-પટેલ તથા પોતે ગવરનર સાહેબની મુલાકાત લેવા જવાના હતા, તે વિષે

સારા પરિણામની આશા રાખવાનું કહી, પોતાનું ભાષણ પુરૂં કર્યું.

આ સભામાં મિ૦ હોર્નિમેન, શેઠ જમનાદાસ દ્વારકાદાસ તથા શેઠ નારણદાસ પુરૂષોત્તમદાસે સમયોચિત વિવેચન કર્યાં બાદ સભા વિસર્જન થઈ.

બીજે દિવસે એટલે તા. ૫ મી ફેબ્રુઆરીના રોજ ગાંધીજીએ ગવરનર સાહેબની મુલાકાત લીધી. અઢીથી ચાર વાગ્યા સુધી ખુબ ચર્ચા ચાલી. ગવરનર સાહેબ સાથે રેવન્યુ મેમ્બર મિ૦ કાર્માઇકલ અને ઉત્તર વિભાગના કમિશનર મિ૦ પ્રૅટ હાજર હતા. ના૦ પારેખ-પટેલે પોતાનો કેસ સારી રીતે રજુ કર્યો. અને છેવટે આગ્રહ કર્યો, કે સરકાર અને પ્રજા વચ્ચે પાકની નિષ્ફળતા બાબત મારે મતભેદ છે તેથી સરકારે તે સવાલનો નિર્ણય કરવા એક નિષ્પક્ષ પંચ નીમવું જોઇએ. ડેપ્યુટેશનના બધા ગૃહસ્થોની આ એકસરખી માગણીનો તાત્કાલિક ઇનકાર ન કરવાની ગવરનર સાહેબે સભ્યતા વાપરી, અને છેવટ નિર્ણયની ખબર બે ત્રણ દિવસમાં લખી મોકલવા વચન આપ્યું.

**સરકારને સમજાવવાનો પ્રયાસ**

મહાત્માજીએ ગવરનર સાહેબના ખાનગી મંત્રીદ્વારા એક પત્ર લખી, પંચની બાબતમાં ગવરનર સાહેબને વિશેષ આગ્રહ કર્યો:—

હું આશા રાખું છું કે ના૦ સરકાર મારી આજની સુચના મુજબ
ાસ ચલાવવાના નિર્ણય ઉપર આવશે, એટલું જ નહિ પણ તે
ે એક સ્વતંત્ર પંચ નીમશે. અને પાંચ સભાસદો પસંદ કરવામાં
વે તેમાં ના૦ પારેખ અને ના૦ પટેલનો સમાવેશ કરવા મારી
સ ભલામણ છે. આ બન્ને નામદારોએ આ વિષયમાં શરૂઆતથી જ
પુર્વક ભાગ લીધો છે અને તેઓના છેવટ નિર્ણય સ્હામે કોઇને
કહેવાનું રહેશે નહિ. પંચના પ્રમુખ તરીકે ડૉ. હેરોલ્ડ મૅનનું
ન સર્વમાન્ય થશે એવું મારૂં માનવું છે. તેમને બદલે મિ.
ન્કની પસંદગી પણ એટલી જ આવકારદાયક ગણાશે.
............... હું આજ સાબરમતી જઉં છું, અને બે દિવસ
--આશ્રમમાં--રોકાઇશ. મારી જરૂર પડે તો ત્યાં
ાર આપશો."

મુંબાઈ. તા. ૫-૨-૧૮ } લી. સેવક,
મો. ક. ગાંધી

ગાંધીજી તા. ૬ઠ્ઠીના સવારે અમદાવાદમાં આવી
ેાંચ્યા. ત્યાં તેમને ગવરનર સાહેબના મંત્રીનો તા. ૯મી
ે રોજનો જવાબ મળ્યો કેઃ—

"................. તા. ૫મીએ ગવરનર સાહેબની સાથે
ેલી વાતચિત અને વર્તમાનપત્રોમાં બહાર પડેલા હેવાલો જોતાં
ાનિક અમલદારો જાણીબુઝીને સખત થયા છે એવું અનુમાન
વાનું સહેજ પણ કારણ તેમને જડતું નથી. તેથી તપાસ કરવા
તંત્ર પંચ નીમવાથી લાભ થાય એવું તેઓ માનતા નથી.

લોકોના મનમાં જે ખરી ખોટી વાત ઠસી ગઇ છે, તે કાઢવી
ઇએ, એવું જેમ તમે માનો છો તેમ તેઓ પણ માને છે, અને

પાંચમી તારીખે તમે જે હકીકતો સાંભળી તે ઉપરથી તમે લોકોના મનમાંથી ખોટો ભ્રમ દૂર કરવામાં બનતી સહાય કરશો એવી આશા છે. ”

ગવરનર સાહેબ આ રીતે કેવળ છુટી પડયા. આ અરસામાં હિન્દ સેવક સમાજના સભાસદોએ પોતે કરેલી માતર તાલુકાની તપાસ ઉપરથી તૈયાર કરેલો હેવાલ ઉત્તર વિભાગના કમિશનર મી૦ પ્રૅટ આગળ તા. ૧૩મી ફેબ્રુઆરીએ ખેડાના ફારગ થતા અને નવા આવતા બન્ને કલેકટરની હાજરીમાં રજુ કર્યો. આ ચર્ચા વખતે ગાંધીજીને બોલાવવામાં આવ્યા હતા. હિન્દ સેવક સમાજના સભાસદોએ પ્રકટ કરેલા હેવાલ અને ભલામણો વિષે પાછલા પ્રકરણમાં વિવેચન થયું છે, એટલે તે વિષે અહિં લખવું આવશ્યક નથી. આ બધા પ્રયાસના સાર રૂપે એટલું તો નક્કી થયું જ કેના૦ ગવરનર સાહેબ તથા સ્થાનિક અધિકારીઓ લોકમતને માન આપવા બિલકુલ તૈયાર નહોતા.

મહાત્માજી આમ સરકારને સમજાવવા પ્રયાસ કરી રહ્યા હતા તેમ સાથે સાથે ગુજરાત સભાના વ્યવસ્થાપક-મંડળ સાથે આ બધા પ્રયાસનું સંતોષકારક પરિણામ ન આવે તો શા ઉપાય યોજવા તે વિષે વિચાર ચલાવી રહ્યા હતા. સભાના ભવિષ્યના કામની રચના માટે ના૦ ગોકુળદાસ પારેખ અને ના૦ વિઠ્ઠલભાઇ પટેલની સલાહ લેવા તેમને અમદાવાદ બોલાવવામાં આવ્યા. તા. ૧૫મી ફેબ્રુઆરીના રોજ લગભગ આખો દિવસ આ વિષે મસલત ચાલી અને

રાત્રે શ્રીયુત વલ્લભભાઇના મકાનમાં ગુજરાત સભાના સભાસદોની સભા મળી. તે રાત્રે ઠરાવ થયો, કે મહાત્મા ગાંધીજીની સરદારી હેઠળ ખેડા જીલ્લાનાં ગામડાઓમાં જઇ પાકની નવેસર તપાસ કરવી. સદરહુ ઠરાવ અનુસાર તા. ૧૬મીના રોજ મહાત્માજી, ના૦ પારેખ, ના૦ પટેલ, તથા ગુજરાત સભાના લગભગ વીસ સભાસદો નડીયાદ ગયા. તે દિવસથી આ કામ ચાલે ત્યાં સુધી ગુજરાત સભાની ઓફીસ અમદાવાદથી બદલી નડીયાદ રાખવામાં આવી. મહાત્માજીના અને સભાના આ નિર્ણયની ખબર આપવા માટે ના૦ પ્રૅટ સાહેબને નીચેનો પત્ર લખ્યો.

"પુખ્ત વિચાર કર્યા બાદ હું એવા નિર્ણય ઉપર આવ્યો છું, કે ખેડા જીલ્લામાં પાકની નિષ્ફળતાની આવેલી ખબરો વિષેના સત્યાસત્યનો જાતે નિર્ણય કર્યા સિવાય હું ગુજરાત છોડી બીજે જઇ શકતો નથી...... ......હું એક વાગ્યાની ગાડીમાં મારા સહાયકમંડળ સાથે નડીયાદ જાઉં છું............ના૦ પારેખપટેલ અને શ્રીયુત્ દેવધર વગેરે માને છે કે તેમણે મેળવેલી માહીતી ખરી છે... ... ... ... ... જોકે તેઓ ચોકસ પુરાવા સાથે તે વાત બરાબર પુરવાર કરી શકતા નથી. હું માનુ છું કે અમારામાંના ઘણાનો એવો અનુભવ છે, કે અમે ચોકસ જાણતા હોઇએ છતાં તે બરાબર પુરવાર કરી શકીએ નહિ. મારા આ મિત્રોના સંબન્ધમાં પણ તેમ જ થયું છે.

"ખેડા જીલ્લામાં પાક નિષ્ફળ ગયા સંબન્ધે

અત્યાર સુધીમાં જે પુરાવા રજુ થયા છે તે આધારે ના૦ ગવરનર સાહેબે લોકોના આ પુરુષાર્થને શાન્ત પાડવાની ફરજ મારે માથે નાંખી છે પણ મારી હાલની રચના પડતી મુકી હું એમ કરી શકું તેમ નથી. મહેસુલ મુલતવી રાખવાપુરતો પાક નિષ્ફળ નિવડયો છે એમ પુરાવાથી બરાબર સાબીત થઈ શકતું નથી, એ વાત ખરી; પણ તે જ સાથે હું જાતે તપાસ કરી ખાતરી ન કરૂં ત્યાં સુધી પ્રજાકીય માન્યતાને ખોટી કહેવાની હિમ્મત કરી શકતો નથી. આ સંજોગોમાં મારે તપાસ કરવી એ ખેડા જીલ્લાની પ્રજા પ્રત્યે, ગુજરાત સભાના પ્રમુખનો હોદ્દો ધરાવતો હોવાથી સભા પ્રત્યે તેમ જ એમ કહું તોપણ ચાલે કે સરકાર પ્રત્યે પણ મારી ફરજ છે."

"હું... ... ... તમને સંપૂર્ણ ખાતરી આપવા માગું છું કે ખાલી ચળવળ ઉભી કરવા કે તેને ઉત્તેજન આપવા મારી લેશ માત્ર ઇચ્છા નથી. હું કેવળ વિશુદ્ધ સત્ય શોધવાની ખાતરજ ખેડા જીલ્લામાં જાઉં છું, કેમકે તમારા સ્થાનિક અમલદારોના હેવાલો ખોટા પાડયા સિવાય તમે બિલકુલ મચક આપવા તૈયાર નથી. તે સાથે જીલ્લાના પ્રતિષ્ઠિત આગેવાનોની દૃઢ માન્યતા હોવા છતાં હું સત્યાસત્યની મારી જાતે ખાતરી ન કરી લઉં તો હું મારી ફરજ બજાવવામાં ચુકયો ગણાઉં."

"મારી તપાસનું પરિણામ જણાય ત્યાં સુધી જમીનમહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખશો તો તે લોકોમાં ફેલાયેલી અશાન્તિને શાન્ત પાડવામાં ભારે મદદરૂપ થઇ પડશે."

"સમાજસેવક તરીકે મને જેટલી સહાય કરી શકાય તે કરવા તમે કલેકટરને સુચવશો. મારી તપાસ દરમિયાન તમારા કોઈ પ્રતિનિધિને તમારે મારી સાથે મોકલવો હોય તો મને હરકત નથી.".............

આ પત્રની નકલ ના૦ ગવરનર સાહેબના ખાનગી મંત્રીને પણ મોકલી આપવામાં આવી. તે સાથેના પત્રમાં ગાંધીજીએ લખેલું કે:—

"... ... ... શ્રી૦ દેવધર વગેરે મિત્રોની મિ૦ પ્રૅટની સાથેની મુલાકાતના પરિણામની હું રાહ જોતો હતો. ..............હું હવે શું કરવા ઈચ્છું છું, તે આ સાથેના પત્રથી જણાશે. ખેડા જીલ્લામાં હાલ ચાલી રહેલી ચળવળમાં સત્ય ન હોય તો તે શાન્ત પાડવા અને જો હકીકત ખરી હોય તો પ્રજાને ઉન્નતિને માર્ગે દોરવાના હેતુથી હું ત્યાં જાઉં છું. છતાં હજી પણ મને લાગે છે, કે પંચ મારફત તપાસ ચલાવવામાં આવી હોત તો ચળવળ શાન્ત પડત. વળી જમીનમહેસુલ ઉઘરાવવાનું મિ૦ પ્રૅટને મેં લખ્યું છે તે મુજબ થોડો વખત મુલતવી રાખવામાં આવે તો તેની પણ એટલી જ સારી અસર થાય. આ સંબન્ધમાં કોઇ પણ આકરૂં પગલું લેતા પહેલાં, હું ગવરનર સાહેબને કાને નાંખ્યા પછી જ તેમ કરીશ, એ વિષે ફરી ખાતરી આપવાની હું જરૂર જોતો નથી."

પ્રૅટ સાહેબના ઉપર લખેલા પત્રનો જવાબ તે જ દિવસે મળી ચુક્યો કે:—

"... ... ...તપાસ ચાલતા સુધી મહેસુલ મુલતવી રાખવાની માગણી ફરીથી કરવામાં આવી છે પણ તેમ કરવાની જરૂર બીલકુલ જણાતી નથી......... મિ૦ ઘોશાલની પાસે તમે માગણી કરશો તો જરૂરી માહીતી અને મદદ આપશે........."

ગાંધીજીએ નડીયાદ આવીને આગેવાનો અને સ્થાનિક કાર્યકર્તાઓની મુલાકાત લીધી.

**પાકની ફરી તપાસ**

બીજે દિવસે એટલે તા. ૧૭મીએ તેઓશ્રી નડીયાદ તાલુકાના વડથલ ગામે ગયા અને શ્રીયુત્ વલ્લભભાઇને મહુધાની તપાસ કરવા મોકલ્યા. બન્ને વડથલ અને મહુધાની સ્થિતિનો અભ્યાસ કરી સાંજે નડીયાદ આવ્યા. બીજે દિવસે પોતે કઠલાલ ગયા. કઠલાલ સંબન્ધી કેટલીક હકીકત જાણી લઇ કઠલાલની આસપાસનાં ગામોની મુલાકાતે નીકળ્યા, અને લગભગ દશ કલાક સળંગ ઘોડા ઉપર મુસાફરી કરી આઠ ગામોની હકીકત મેળવી. ભાઈ મહાદેવ દેસાઈ અને રા. કાળીદાસ ઝવેરીને કઠલાલની પશ્ચિમ દિશા તરફ આવેલાં ગામોની મુલાકાતે મોકલ્યા. પોતે રા. ઝવેરી અને દેસાઇએ મોડી રાત્રે કઠલાલ પાછા આવી નજીકના ખેતરમાં બાંધવામાં આવેલા પુળાના માંડવામાં આરામ લીધો. આ અરસામાં કઠલાલમાં પ્લેગ ચાલતો હતો તેથી લોકો ગામબ્હાર માંડવામાં રહેતા હતા. જે ખેતરમાં સવારે સભા ભરવામાં આવી હતી અને રાત્રે મહાત્માશ્રીએ આરામ લીધો હતો તે ખેતર સત્યાગ્રહની લડતનું શુભ સ્મરણ કાયમ રહે તે હેતુથી

ખરીદી લેવામાં આવ્યું છે, અને તે ઉપર 'સત્યાગ્રહ મન્દિર' બાંધવાની કઠલાલના કાર્યકર્તાઓ ધારણા રાખે છે.

જમીનમહેસુલ ઉઘરાવવું, અથવા અરધું કે પુરૂં મુલતવી રાખવું તેનો આધાર પાકની આનીઓ ઉપર હોય છે, અને પ્રત્યેક ગામમાં ખરીફ અને રવી પાકની આની કાઢી દરેક પાકની આની સાથે ક્ષેત્રફળનો ગુણાકાર કરી, આખા ગામના તમામ પાકની સરેરાશ કાઢી ગામના પાકની આની ગણવાનું સરકારનું ધોરણ છે. (જુઓ પરિશિષ્ટ ૧૧) જો કે આ ધોરણ ઘણું ગુંચવણભરેલું છે છતાં પણ પ્રત્યેક ગામની આનાવારી કાઢ્યા સિવાય અમલદારોની સામે ટક્કર લેવાનું બની શકે તેમ નહોતું, તેથી ગાંધીજીએ કઠલાલથી બીજે દિવસે નડીયાદ પાછા આવી ગુજરાત સભાના કેટલાક સભાસદો તથા અન્ય ગૃહસ્થો જેઓ સ્વયંસેવક તરીકે જોડાયા હતા જ. તેમની ટુકડીઓ પાડી દીધી અને તેમને જુદા જુદા તાલુકાઓમાં મોકલી દીધા. આ રીતે ખેડા જીલ્લાના ૬૦૦ ગામો પૈકી લગભગ ૪૦૦ થી ૪૨૫ ગામોના પાકની તપાસ કરી આંકડા મેળવવામાં આવ્યા.

મહાત્મા ગાંધીજીની સૂચના મુજબ સ્વયંસેવકો સૌને સોંપવામાં આવેલા તાલુકાઓનાં ગામોમાં ઝપાટાબંધ ફરી વળ્યા. તેઓ દરરોજ પોતાના કામનો હેવાલ નડીયાદ ખાતે મોકલી આપતા હતા. એક અઠવાડીયામાં લગભગ બધા તાલુકાના મુખ્ય મુખ્ય ગામોનાં આનાવારી પત્રકો ગાંધીજી પાસે રજુ થયાં. આ સમયે રવી અને ખરીફ પાકો પૈકી જે

જે પાકો ઉભા હતા, તે ઉપરથી તેમજ પહેલાના ખરીફ પાક વિષે પુરાવો લઇને આનાવારીની ગણતરી કરવાનું બની શક્યું હતું. તેમણે પોતે કરેલી તપાસ અને સ્વયંસેવકોએ રજુ કરેલા હેવાલ ઉપરથી પોતાને ખાતરી થઇ, કે પાક ચારઆનીથી કમી છે તેથી તેમણે કલેક્ટર મિ૦ ઘોશલને તા. ૨૬મી ફેબ્રુઆરીના કાગળમાં લખ્યું કેઃ—

"મેં જાતે કરેલી તપાસ અને મારી સાથે કામ કરનાર ભાઇઓએ મેળવેલી હકીકત ઉપરથી મારી તો ચોક્કસ ખાતરી થઇ છે, છતાં તમને તેથી સંતોષ થતો ન હોય તો સરકારી અને પ્રજાકીય ગૃહસ્થોના પંચ મારફત તપાસ કરાવવાનો સમય હજી પણ વીતી ગયો નથી.

"હું જોઉં છું કે ખાતેદારો ઉપર સખત દબાણ થવાથી હજારો ખેડુતોએ પહેલા હપ્તાની રકમ ભરી દીધી છે અને કેટલાકોએ બન્ને હપ્તા સામટા ભરી દીધા છે. આ માટે કેટલાકને ઢોર વગેરે વેચવાની ફરજ પડેલી. હું માનું છું કે આ રીતે મહેસુલ ઉઘરાવવાનું તમે જ પસંદ કરો........હું આશા રાખું છું કે આ સાલની ચાલીમાં જે જે ગામોમાં પાક ચારઆની અથવા તેથી ઓછો ઉતર્યો છે તે તે ગામોમાં મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવાના હુકમો કઢાવશો........"

ગાંધીજીએ કલેક્ટર મિ૦ ઘોશલને તા. ૨૬મીના પત્ર સાથે કેટલાંક ગામોની આનાવારી ગણતરીનાં પત્રક મોકલ્યાં હતાં, પણ તે પહેલાં આનાવારી કેવી રીતે ગણવી, તે વિષે એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો. ગાંધીજી પાકની તપાસ કરવા માટે સૌથી પહેલા વડથલ ગયા. વડથલમાં પાટીદારોની

ઉજળી વસતિ છે. સીમમાં કુવાની સંખ્યા સારી છે અને જમીન પણ ઠીક ફળદ્રુપ છે; એટલે સાધારણ સારા વર્ષમાં આ ગામના ખેડુતો ખરીફ અને રવી–બન્ને પાકનો લાભ લે છે. આ ભાગમાં પાક બેઆની ઉતર્યો ગણાય એમ ગાંધીજીને લાગ્યું. જ્યારે સરકારની ગણતરી સાડાસાતઆની હતી. સરકાર તરફથી પાકની આનીઓ કાઢતાં આખા ગામમાં અમુક પાકના એકંદર ઉતારને તે જેટલી જમીનમાં વાવવામાં આવ્યો હોય તેના ક્ષેત્રફળથી ભાગવામાં આવે છે; અને ખરીફ પાકની તેમજ રવી પાકની બન્ને આનાવારીઓને ભેગી કરવામાં આવે છે. આ બાબતમાં કલેકટર સાહેબે તા. ૭મી માર્ચના પત્રમાં ગાંધીજીને ખુ  કરતાં જણાવ્યું કેઃ—

"તમારી ગણતરી મુજબ એક ખેતરમાં ખરીફ પાક દશઆની ઉતર્યો, અને તે જ ખેતરમાં પાછળથી રવી પાક કર્યો, પણ રવીપાક બિલકુલ નિષ્ફળ ગયો, તો તે હિસાબે આનાવારી $\frac{૧૦\times૦}{૨}$=૫ આની થઈ. તેથી તે ખેડુત જમીનમહેસુલની અરધી રકમ મુલતવી રાખવાનો હક કરતો આવે...આમ ગણતરી ન થાય. કેમકે રવી પાક ન થઈ શકયો છતાં ઉગાડવા પ્રયત્ન તો કર્યો જ. વળી તે જ જમીનમાંથી બીજો પાક લેવામાં આવે તો આનાવારી કાઢવા માટે એનો સરવાળો કરાય નહિ. કેમકે બીજા પાકથી જે વિશેષ લાભ થાય છે, તે બદલ કાંઈ વિશેષ જમીનમહેસુલ લેવામાં આવતું નથી. ખરીફ કરતાં રવી પાક વધારે કીમતી હોય છે. તેની પાછળ ખરાજાત પણ ઓછી આવે છે......બળદ, નવાં ઓજાર, કે નીંદામણ પાછળ કાંઇ ખર્ચ કરવાનો હોતો નથી. માત્ર બી અને સહેજસાજ પરચુરણ ખર્ચ થાય, તેના બદલામાં કાંઇ ખાસ જમીન-મહેસુલ ભરવાનું હોતું નથી. આ હિસાબે બંને સમધારણ થઇ

રહે અને જેટલા પુરતો બીજો પાક થાય તેટલા પુરતો તેને નફો રહે.

"ખેતરવાર ગણતરી કરવી એ રીત બે રીતે ભુલભરેલી છે. ખેડુતના લાભમાં તેમ જ ગેરલાભમાં. દરેક ખેડુતના પાકની સ્થિતિ અને ગણતરી અશક્ય છે. આખા ગામની એકંદર સ્થિતિની ગણતરીનો ખ્યાલ રાખવો જોઇએ.

"વળી મારે જણાવવું જોઇએ કે આ જીલ્લામાં રવી પાક બહુ જુજ પ્રમાણમાં કરવામાં આવે છે. આ વર્ષે રવી પાક થવા સંભવ છે, કેમકે અતિશય વરસાદથી ખરીફ પાકને કેટલુંક નુકશાન થયું છે, તેથી જો આપણે નુકસાની કબૂલ કરીએ, તો પછી લાભની બાજુ પણ તપાસવી ઘટે........."

ઉપરના પત્રના લખાણ ઉપરથી વાચક જોઇ શકશે, કે ખરીફ પાકની નુકસાનીનો સવાલ સરકાર બાજુએ મુકી, રવી પાકથી વધારામાં થતો લાભ વિચારી, જમીન મહેસુલ ઉઘરાવવાની પોતાની વલણને મજબુત કરવા માગતી હતી. એટલુંજ નહિ, પણ આનાવારીની ગણતરી પોતાના લાભમાં ઉતરે એ રીતે ગણાવવાનો પ્રયત્ન કરતી હતી. આ સંબન્ધમાં ગાંધીજીની એવી દલીલ હતી, કે જો પાંચ વીઘામાં ડાંગરનો પાક લીધા બાદ તેજ જમીનમાં ચણા વાવવામાં આવે, અને જો ડાંગરનો પાક પાંચ આની અને ચણાનો ચારઆની ઉતરે તો એ ખેતરના પાકની આનાવારી નવઆની ન ગણાય, જોકે અમલદારોના ધોરણે તો તેમ થાય.

મહાત્માજી ગામડાઓમાં ફરી, જેમ જેમ અનુભવ લેતા ગયા તેમ તેમ પાકની નિષ્ફળતાની સાથે જમીનમહેસુલના

અંગના બીજા કેટલાક મુદ્દા પણ મળી આવ્યા. વડથલ ગામના દરેકે દરેક ખેતરના પાકની હકીકત મેળવવાનું કામ મહેસુલીખાતાનો પાકટ અનુભવ ધરાવનાર એક ગૃહસ્થ અને તેમની સાથે બીજા ચાર મદદનીશોને સોંપ્યું. જ્યારે કલેકટર સાહેબે પણ પોતાનાં બીજા જરૂરી કામો અળગાં મુકી વડથલ ગામના પાકની ફરી તપાસ કરી એક યાદી તૈયાર કરી. આ બન્ને હેવાલોમાં અસલ મુજબ તફાવત કાયમ રહ્યો, કેમકે બન્નેની ગણતરી કરવાની રીતમાં ફેર હતો. તે ઉપરાંત રવી પાક, પાકની આનાવારી ગણતરીમાં ગણાય કે કેમ અને પાકની ગણતરીનું પ્રમાણ સોળઆની કે બારઆનીના હિસાબે ગણાય; એ વિષે ઘણી લાંબી લખાપટ્ટી ચાલ્યા છતાં છેવટનો નિર્ણય ન થઈ શક્યો. અમલદારો ચાલતી આવેલી રૂઢીને વળગી રહ્યા. આખરે મહાત્મા ગાંધીજીએ તા. ૯મી માર્ચના રોજ આ વિવાદિત પ્રશ્નનો અન્ત લાવવાના હેતુથી નીચે મુજબ માગણી કરી :—

(૧) વડથલ ગામનો પાક એકંદર ચારઆનીથી ઓછો છે; અને જીલ્લાની અંદર વડથલ જેવી ઘણાં ગામોની સ્થિતિ છે, તો તેથી કરી આખા જીલ્લામાં જમીનમહેસુલની રકમ પુરેપુરી મુલતવી રાખવાની માગણી કરવાને ખેડુતો હકદાર છે.

(૨) મારા તરફથી તૈયાર કરવામાં આવેલા આંકડા કબુલ રાખવામાં ન આવે તો આખા જીલ્લાની જમીનમહેસુલ અરધી મુલતવી રાખવી, કેમકે પાક મોટે

કાગે નિષ્ફળ ગયો છે, એટલું જ નહિ પણ સખત મોંઘવારી અને પ્લેગને લીધે લોકોમાં સંકટ ફેલાઈ રહ્યું છે. જો આ પ્રમાણેની માગણી સ્વીકારવામાં આવે તો સણુંદીઆ જમીન ધારણ કરનારાઓ તથા સદ્દર આસામીઓને મહેસુલના ગન્ને હમા ભરવાની હું સલાહ આપીશ.

(૩) કલમબંધી ગામોની જમીનમહેસુલની રકમ પુરેપુરી મુલતવી રાખવી, અને 'સ્થાનિક આફત'ના ધોરણે સરકારે સંપૂર્ણ દયા બતાવવી.

(૪) મહુડાંનો કાયદો લાગુ કરવાનું મુલતવી રાખવું, અને તે બાબતની ખબર ખેડુતોને ઘેરઘેર પહોંચાડવાની ગોઠવણ કરવી, જેથી તેઓ મહુડાં સંઘરી તેનો ખોરાક તરીકે ઉપયોગ કરી શકે.

**અમલદારોને સમજાવવા મહાત્માજીના આખરી પ્રયત્નો**

મહાત્મા ગાંધીજીએ તા. ૧૦મી માર્ચ સુધીમાં જુદા જુદા તાલુકાઓનાં લગભગ પાંત્રીશ ગામોની મુલાકાત લીધી હતી, અને તેમની સાથે કામ કરનારા ગૃહસ્થો આશરે સાડાત્રણસો ગામોમાં ફરી વળ્યા હતા. આ તપાસનું પરિણામ ના૦ પારેખ-પટેલ અને હિન્દ સેવક સમાજના સભાસદોના પ્રથમ પ્રગટ થયેલા હેવાલોને સંપૂર્ણ ટેકો આપતું હતું. આ સ્થિતિમાં પ્રજાને હરકોઈ રીતે રાહત અપાવવા પોતે તપાસની શરૂઆત કરી ત્યારથી તે અત્યાર સુધીમાં કલેક્ટર, કમિશનર

અને નાo ગવરનર સાહેબને સમજાવવા સંખ્યાબંધ કાગળો લખ્યા અને કેટલીયે મુલાકાતો લીધી, પણ તેથી અમલદારોના મન ઉપર સહેજ પણ અસર થઈ નહિ. ખેડુતો ઉપર ચોથાઈ દંડની નીકળતી સંખ્યાબંધ નોટીસો, વડથલ ગામના પાકની એકેએક ખેતરમાં ફરી મેળવેલી પાકની હકીકત, ખરીફ અને રવી પાકની ભેગી આનાવારી ગણતરી વગેરે વગેરે બાબતો વિષે અને છેવટમાં પ્રજાને રાહત આપવા માટેની માગણી વિષે ગાંધીજીએ કલેકટર સાહેબને તા. ૯મીના રોજ એક લાંબો કાગળ લખ્યો. આ કાગળ યોગ્ય ભલામણ સાથે કમિશનર સાહેબ અને મુંબઈ સરકારને મોકલવા મહાત્માજીએ વિનંતિ કરી હતી. આ પત્રનો સંતોષકારક જવાબ આવે તે પહેલાં અમલદારોએ રચેલો એક નવો સંકેત ઉઘાડો પડયો. તા. ૧૦મી માર્ચના રોજની ટપાલમાં બોરસદથી એક પત્ર આવ્યો. તે સાથે ખેડુતોને સહી કરવાની, એક એવી મતલબની છાપેલી પત્રિકા હતી કે અત્યાર સુધીમાં થયેલો પાક જમીનમહેસુલ ભરવા-પુરતો સંતોષકારક છે. આ ખબર મળતાં ગાંધીજીએ કલેકટર સાહેબને તરત જ પત્ર લખ્યો કેઃ—

"**આવા ફોર્મ ઉપર લોકોની સહીઓ લેવી એ લોકોને અવળે માર્ગે દોરવા જેવું છે. ખેડુતોને તે ઉપર સહીઓ કરવાનું કહેવાય જ નહિ. હું સવિનય સુચવું છું કે આ પત્રિકા એકદમ પાછી ખેંચી લેવી આટલું છતાં પણ જો તે ઉપર ખેડુતોની સહીઓ લેવામાં આવે છે એવી મને ખબર પડશે, તો મારે નિરૂપાયે સહી નહિ કરવાનું જાહેર કરવાની ફરજ પડશે.**"

આ જ સંબન્ધમાં તે જ તારીખે એક બીજો પત્ર નાo ગવરનર સાહેબના ખાનગી મંત્રી જોગ લખ્યોઃ—

"કલેક્ટર સાહેબને લખેલા કાગળની નકલ આ સાથે બીડી છે... ... ...પાંત્રીસ ગામોની મેં જાતે તપાસ કરી છે; અને હું જાતે કબુલ કરૂં છું કે પાક નિષ્ફળ ગયાની ખેડુતોની વાત સાવ સાચી છે......બધા જ જાણીબુઝીને ખોટું કહે છે એવું માનવાને કાંઇ કારણ નથી. ઉભા પાક નિષ્ફળતાની સાક્ષી પુરે છે. જો આ પાક પુરતા ન ઉતરે તો કાપી લેવામાં આવેલા ખરીફ પાક દમવગરના હોય એમાં શું નવાઈ?... ...આ સંજોગોમાં ખેડુતોએ જાતે જમીનમહેસુલ ભરવા કરતાં સરકાર ખેડુતોની માલમતા વેચીને વસુલ કરે એવી તેમને સલાહ આપતાં હું બીલકુલ સંકોચાતો નથી. આવી સલાહ જાહેરમાં આપવા વિષે મને આગ્રહ કરવામાં આવે છે, પણ જ્યાં સુધી સરકાર સાથે સમાધાનીની બાંજગટ ચાલે છે ત્યાં સુધી તેમ કરવાનો હું ઇનકાર કરૂં છું. લોકોને છાપેલી ખબરોદ્વારા સામાન્ય સલાહ આપવાનું પણ મેં મોકુફ રાખ્યું છે. મને આશા છે કે મેં અને મારા મિત્રોએ મેળવેલી હકીકતો અને પ્લેગ અને મોંઘવારીનું સંકટ ધ્યાનમાં લઇ મહેસુલ મુલતવી રાખવામાં આવશે અથવા તો મારી પ્રથમ માગણી મુજબ પંચ મારફત તપાસ ચલાવવામાં આવશે. પરન્તુ જો મારી છેલ્લી માગણીનો સદંતર ઇનકાર કરવામાં આવશે, તો મિલકતો જપ્ત થાય, કે વેચાઇ જાય, અગર ખેતરો ખાલસા કરવામાં આવે, છતાં પણ જમીનમહેસુલ નહિ ભરવાની ખેડુતવર્ગને

જાહેર રીતે સલાહ આપવાની મારી ફરજ થઇ પડશે. તેમ જ ખેડુતવર્ગના આ વલણને ટેકો આપવા જાહેર અપીલ બહાર પાડવી પડશે. મારા નમ્ર મત પ્રમાણે જો લોકો સભ્યતા અને મર્યાદામાં રહી સરકારના કાયદાનો ભંગ કરે, અને તેથી નીપજતાં પરીણામ પોતે પોતાની મેળે સહન કરી લે, તો એ જ દુઃખની લાગણી અશાન્તિના રૂપમાં ઘર ઘાલે. મેં ખેડા જીલ્લામાં પગ મૂક્યો ત્યારે ના૦ ગવરનર સાહેબને ખાતરી આપી હતી કે કોઇ પણ સખત પગલું ભરતા પહેલાં ખબર આપીશ. હું ઉમેદ રાખું છું કે આ પત્રદ્વારા નિવેદન કરેલી હકીકત તેઓ નામદાર ધ્યાનમાં લેશે. રૂબરૂમાં મળવાની જરૂર જણાય તો ખબર મળ્યેથી તરત જ હાજર થઇશ."

મહાત્મા ગાંધીજીના આ અતિ મહત્વના પત્રનો જવાબ મળ્યો નહિ. તેથી તા. ૧૬ મી માર્ચે તારથી જવાબ મળવાની માગણી કરવી પડી. તા. ૧૭ મીએ જવાબ મળ્યો કેઃ—

"સરકારને ખેડા જીલ્લામાં બનતા બનાવો વિષે વાકેફ રાખવામાં આવે છે. કલેકટર અને રેવન્યુ ખાતાના અધિકારીઓ ખેડુતોનાં હિત સંપૂર્ણ ધ્યાનમાં લઇ નિયમ અને ધોરણે વર્તે છે, એવો સરકારને પુરતો વિશ્વાસ છે."

મુંબઇ સરકારનું અંદરખાને જે વલણ હતું તે આ પત્રદ્વારા સ્પષ્ટ દેખાઇ આવ્યું. દરમિયાન કલેકટર સાહેબ

ઉપર તા. ૧૦મીના રોજ જે પત્ર લખ્યો હતો તેનો જવાબ પણ મળી ચુક્યો હતો. જે છાપેલી પત્રિકા વિષે ગાંધીજીએ સખત વાંધો ઉઠાવ્યો હતો તે પત્રિકા તો કલેકટર સાહેબે "ખેડુતોનુ હિત સંપૂર્ણ ધ્યાનમાં લઇ" પ્રકટ કરી હતી, એટલે તે પાછી ખેંચી લેવામાં નહિ આવે; વળી જ્યાં જ્યાં જરૂરી છુટછાટ મુકવાનું વ્યાજબી જણાયું ત્યાં ત્યાં તેમ કરવામાં આવ્યું છે, અને હવે તેથી વિશેષ કાંઇ કરવામાં નહિ આવે એમ કલેકટર સાહેબ લખી ચુક્યા હતા. કલેક્ટર સાહેબના તા. ૧૧મી માર્ચના આ પત્રમાં વળી એમ પણ લખવામાં આવ્યું હતું કે:—

"ખરી રીતે દરેકને મહેસુલ ભરવાની ફરજ પાડી શકાય એમ છે...... આ વર્ષે રવી પાકનું વાવેતર મોટા પ્રમાણમાં છે, અને કપાસનું વાવેતર પણ સામાન્ય વર્ષ કરતાં સારૂ છે. આથી જે ગામોમાં ખરીફ પાક થાય છે, તે ગામોના લોકો ખરીફ પાકના વેચાણમાંથી મહેસુલની આખી રકમ ભરવાને બદલે રવી પાકની ઉત્પન્નમાંથી આખું અથવા અરધું મહેસુલ સહેલાઇથી ભરી શકે. અને જે ખેડુતો રવી પાકની ઉત્પન્નમાંથી મહેસુલની બાકી રકમ ભરવાનું કબુલ કરે, તેમનું મહેસુલ રવી પાકની ઉત્પન્ન થતા સુધી મુલતવી રાખવા તૈયાર છીએ.........

આટલી પણ એક ખાસ રાહત છે. તેથી એમ કહેવાનો હેતુ નથી, કે પાક જમીન મહેસુલની આખી રકમ ભરવા પુરતો સંતોષકારક ઉતર્યો છે. એ તો ખેડુતો પોતે જ વિચારી લેશે, વિશેષમાં એ સમજુતપત્ર ઉપર સહી કરવી એ કોઇના ઉપર ફરજીઆત નથી. પરન્તુ તેથી કરી ઉપર જણાવ્યા મુજબ અરધી કે આખી રકમ મુલતવી રાખવાની માગણી કરી રાહત મેળવવા વ્યાજબી

કારણ સાથે અરજી કરવાની તક મળી શકે છે. મહેસુલ મુલતવી રાખવા માટે જે ખેડુતો આવા પ્રકારની અરજીઓ નહિ કરે, તો નિરૂપાએ સખ્તાઇના ઈલાજો અમારે સત્વર લેવા પડશે.

આ રામજુત અનેકાનેક સખ્તાઇના ઇલાજો લેવામાંથી અમને મુક્ત રાખે એ હેતુથી યોજવામાં આવી છે, અને મને ખરેખર અચંબો ઉપજે છે કે પ્રજાનું ભલું ઇચ્છનાર કોઇ પણ માણસ આની સાથે કેમ વાંધો લઇ શકે !"

ગવરનર સાહેબના અને કલેક્ટર સાહેબના પત્રોનો સાર સમજાવવાની હવે જરૂર જણાતી નથી પણ એથી ગુજરાતના સુબા સાહેબ ના૦ પ્રૅટને વિસારી દેવાય નહિ. તેઓ સાહેબને તા. ૧૦મીના કલેક્ટર સાહેબ ઉપરના પત્રની નકલ બીડવામાં આવી હતી. તેના જવાબમાં તેઓ સાહેબે લખેલું કેઃ—

તમારા અને કલેક્ટરના વિચારોમાં હું એટલો બધો મતભેદ જોઉં છું કે તેનો મેળ ખાય તેમ નથી. મને પોતાને લાગે છે કે તમારું અને તમારા મિત્રોનું લક્ષબિંદુ ખોટું છે. કલેક્ટરની દલીલ ખરી છે આ સંજોગામાં ખેડુતો માટે સાચો અને ડહાપણ ભર્યો રસ્તો એ જ છે, કે તેમણે વેળાસર જમીનમહેસુલ ભરી દેવું. તેમની દાદ સાંભળવામાં નથી આવી એવી ફરિયાદ કરવાનું તેમને કાંઇ પણ કારણ નથી. પ્રજાએ રાજને—રાજનો ભાગ આપવો જ જોઈએ. ખાસ કરી દીવાની હકુમતથી પણ મુક્ત રાખવામાં આવેલા અચલિત કાયદાના હુકમની સામે થવું અને કાયદાનો અનાદર કરવો તેને હું દાંડાઇ જ કહું. હું જાણું છું કે દાંડાઇ શબ્દ તમને પસંદ નથી પણ ગુજરાતના જમીનદારો આવા વર્તનને માટે આ શબ્દનો ઉપયોગ કરે છે.

"... ... ...હિન્દુસ્તાનમાં જમીનમહેસુલ ભરવાનો સવિનય અનાદર કરવો, જેના પરિણામે આખો રાજવહીવટ સ્થંભી જાય એ બીજા કાયદાઓના સવિનય ભંગ કરવાથી જુદી જ વસ્તુ છે......"

આ પ્રમાણે કલેક્ટર, કમિશનર અને ના૦ ગવરનર સાહેબ ત્રણેએ સાફ જણાવી દીધું કે જે કાંઇ થયું છે તે બરાબર છે, અને વિશેષ આશા રાખવી ફોગટ છે. દરમિયાન મહાત્માજી ઉપર ગામડાંઓમાં તલાટીઓના જુલમ બાબતના ઘણા સંદેશા આવ્યા જ કરતા હતા. લોકો અનેક પ્રકારે દુઃખી હતા. તે ઉપરાંત આ દરરોજનો કંકાસ સહ્યો જતો નહોતો. ખેડુતો ટોળાબંધ મહાત્માજી પાસે આવી દુઃખ રડયા કરતા હતા. હજી સુધી મહાત્માજીએ પ્રજા જોગ જાહેર સંદેશો આપવાની ખામોશ પકડી હતી. તે એટલે સુધી આ વિષયમાં પ્રજાએ શું કરવું જોઇએ તે વિષે જાહેરમાં સલાહ આપવાનું, કે વર્તમાનપત્રોમાં ચર્ચા કરવાનું પણ મુલતવી રાખ્યું. પણ લોકોની વધતી જતી અકળામણ અને અધીરાઈ જોઇ તેઓશ્રીએ વિચાર્યું, કે હવે પ્રજાને ચોકસ સલાહ આપ્યા સિવાય ચાલશે નહિ પરન્તુ તેમ કરતા પહેલાં અમલદારોને તેઓશ્રીએ એક વધુ–છેલ્લી–તક આપી અને મિ૦ પ્રૅટને તા. ૨૦મી માર્ચના રોજ લખ્યું કેઃ—

"(સત્યાગ્રહના) પ્રતિજ્ઞાપત્રો જાહેરમાં બહાર પાડું, અને સભાઓ ભરૂં તે પહેલાં તમને એક છેલ્લી વિનંતિ કરવાની તક લઉં છું, કે બીજા હપ્તાની રકમ આખા જીલ્લામાં મુલતવી રાખવાના હુકમો બહાર પાડવા. તેમાં જણાવવું કે સાણંદીઆ જમીન ધારણ કરનારાઓ મહેસુલ પુરેપુરૂં ભરી દેશે એવી સરકાર આશા રાખે છે.

આવા હુકમો બહાર પાડવા એ શું અશક્ય છે? આથી ખળભળાટ શાન્ત પડશે અને હાલના સંજોગોને અંગે મારા માનવા મુજબ આ રહેમદિલીભરી રાહત મનાશે..........."

આટલી આટલી વિનંતિ છતાં પ્રૅટ સાહેબ એકના બે થયા નહિં. તેઓ સાહેબે તરતજ જવાબ વાળ્યો કેઃ—

"તમારા પત્રમાં કરેલી માગણી મુજબ જાહેર કરવાનું શક્ય નથી. ......અતિ સંભાળપુર્વક તપાસ કર્યા પછી, અને સંજોગો પુરતા ધ્યાનમાં લીધા બાદ જે રાહત આપવી જોઇતી હતી, તે અપાઇ છે,......અને તે પુરતી છે. બાકી રહેલી રકમ ઉઘરાવવા માટે કલેકટરના હુકમો બહાર પડી ચુકયા છે."

આટલેથી સમાધાનીના સંદેશા અને અમલદારો સાથેની મસલતનો અન્ત આવે છે અને સત્યાગ્રહની લડત શરૂ થાય છે.

**નોંધ**—આ અરસામાં રસિક કવિઓની કલમ પણ ઝાલી રહી નહિ. 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ'માં કોઇ એક કવિ ઝળકી ઉઠયો તેણે લોકોની 'કાંઇ નથી' પાકયાની વાત ખોટી પાડવા દશ વીશ લીંટીઓ લખી નાંખી તરત જ **'પાટીદારે'** કવિતાનો જવાબ કવિતામાં ઘડયો, અને તે ક્રૉનીકલ'માં પ્રકટ કર્યો, તેનું "પટેલબંધુ" માસિકમાં પ્રકટ થયેલું ભાષાન્તર અત્રે આપ્યું છે.

## 'આની આડ'!

ભલો ! કવિ જેણે કહ્યું, 'કાંઇ નથી' નું ગુન,
ઉત્તર તેને આપતો, ખેડાનો ખેડુત.

નામ પ્રમાણે તુત છે, 'કાંઇ નથી'ની વાત,
સોળઆની સાચી ખરે, કથની 'આનીઆઠ'

લેતા તંબુ ઠારમાં, સુખાસને આરામ,
પત્ર વાંચતા પ્રીતથી, ભારે દોર દમામ.
કલેકટર સાહેબજી, બહાદુર ખુદ હજૂર,
અર્જ ગુજારી મેં જઇ, ટરતાં રહી બહુ દૂર.

'પાક ગયો રદ'મેં કહ્યું 'માટે ઓ માબાપ !
દયા કરી મહેસુલ કીજે મોકુફ કે કે માફ'.
તુર્ત નજર મુજ પર કરી, બોલ્યા બહુ કરી રોફ
'હરબગ આની આઠસે, બહોત તુમ્હારા પાક.'

પણ બાજરી તો મુદલ ગઇ, આની કોદરા બેય,
કડોળ કે નહિ બાવટો, પોષણ કરીએ શેય !
વરસ્યો આગો મેહુલો, વણસ્યાં ગોતર ઘાસ.
ઢોર ભુખે મરતાં રહ્યાં લેવા બારે માસ.

કને ન કંઇ જે વેચીને, ભરીએ ભર આકાર,
ફીરથી અર્જ સુણી કરો 'મોકુફ' મુખ ઉચ્ચાર'.
'અચ્છા પાકા બાત હૈ, જબ પાકેગી તુર,
તબ ઘર લાકર પીસીયો, હોગી દાલ જરૂર.

× × ×

રેલ મુસાફરી સે દીખા, ગલીઅન ઘોડેસ્વાર
મોટરસે ફરી તે દીખા, સારા શહેર બજાર.
રહેતે તમ સબ મૌજમેં, મકાન આલીશાન,
ઔરત સુન્ના ચઢત હૈ, લગન જમણુકી સાથ.

હરનિશ આતા શામકુ ભરને લીએ સલામ,
વો 'જીલ્લેમે' સબકુ પુછા ઓર તલાટી તમામ.'
પૂછા મામલતદારકુ, 'ફૂટ' નરોત્તમ શેઠ,
સબ કહેતે હમ સચ્ચ હૈ, પાકા આની 'એઇટ'

સબ્બર સબ તુમ લોક હો, ક્યા હમકુ દરકાર!
બેચો અપને ખેતકું, બૈલ ઓર ઘરબાર.
લડકે બચ્ચે બેચકર, બસુલ દો મહેસુલ,
આઠ આનીકા હુકમ અબ કરના પડે કબૂલ. '

# સત્યાગ્રહ

"દયાળુ સરકાર મારી સલાહ તમને સંભળાવવાની છેવટની તક આપે છે. આકાર નહિ ભરો તો જમીન ખાલસા થશે. હું કહું છું કે એમ બનશે. મને પ્રતિજ્ઞા લેવાની જરૂર નથી. મારા શબ્દો હું સાચા કરી બતાવીશ.......... તમને ફરી જમીન આપવાની નથી, સરકારના ચોપડામાં નથી જોઈતા, જે નીકળી ગયા તે ફરી દાખલ નહિ થાય."

ના૦ પ્રૅટ.

"એ ઘોર વચન છે, ક્રૂર છે, કઠોર છે, અતિ તીવ્ર રોષથી ભરાયેલાં છે...... ધાર્મિક ભાવથી ઉન્નતિ ખાતર લેવાયેલી પ્રતિજ્ઞા માટે ઉપર પ્રમાણે ઘોર સજા થાય એ હું અશક્ય માનું છું. જો આવો ઘોર અન્યાય બ્રિટિશ સલ્તનતમાં થાય તો એ સલ્તનતમાં હું તો બહારવટે રહી શકું.

ગાંધીજી.

**સત્યાગ્રહની શરૂઆત**

મહેસુલ ખાતાના નાનામોટા અમલદારો મહેસુલ વસુલ કરવા પ્રજાને અનેક રીતે રંજાડી રહ્યા હતા એવી અનેક ખબરો દરરોજ મહાત્માજીને કાને આવ્યાં જ કરતી હતી. પોતે આજ સુધી ગુજરાત સભાના પ્રમુખ તરીકે અમલદારોને વિનવવામાં બાકી રાખી નહિ, પણ અમલદારોએ પોતાની

હઠ છોડી નહિ. આ સંજોગોમાં ખેડુતોને સત્યાગ્રહ આદરવાની સલાહ આપવાનું ઉચિત જણાયાથી ખેડા જીલ્લાના ખેડુતોની એક સભા નડીયાદ મુકામે મોગલના કોટ પાસે દશા ખડાયતાની વાડીમાં તા. ૨૨મી માર્ચના રોજ સાંજના ૭ વાગે બોલાવવામાં આવી. નડીયાદના વતની રા૦ ગોકુળદાસ દ્વારકાદાસ તલાટીએ પ્રમુખસ્થાન લીધા બાદ મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહની લડતનો પાયો નાખતાં ખેડા જીલ્લાના ખેડુતો પ્રત્યે નીચેના ઉદ્‌ગારો કહાડયાઃ—

"જે પ્રસંગ માટે આપણે આજ મળ્યા છીએ તે એટલો તો કીમતી છે, કે તેની યાદગીરી આપણા મનમાં હમેશને માટે રહેશે. સરકાર મહેસુલ મુલતવી રાખે તે માટે કેટલાક માસથી આ જીલ્લામાં ચળવળ ચાલી રહી છે. વર્ષ ચારઆની કરતાં ઓછું ઉતર્યું છે અને તેથી ધારા પ્રમાણે... ... ...મહેસુલ મુલતવી રહેવું જોઇએ......

સભાની સંમતિથી મ્હેં જીલ્લામાં ઘણે ઠેકાણે ભટકી તપાસ કરી, તેમ મારી સાથે બીજા ભાઇઓએ પણ તપાસ કરી છે; અને મળેલા પુરાવાથી સાબીત થાય છે, કે આ જીલ્લામાં ચારઆનીથી વધુ પાક થયો નથી.

ના૦ સરકાર પણ તપાસ કર્યાનું કહે છે, પણ સરકાર લોકોને જોઈતી છુટ આપવા તૈયાર નથી. તેમણે તો મહેસુલ વસુલ લેવાનો નિશ્ચય કર્યો છે. લોકો નહિ

આપે તો સખ્તાઇના ઇલાજથી વસુલ કરશે એમ તેઓ કહે છે. ચોથાઈની નોટીસો અને જમીન ખાલસા કરવાના હુકમની નોટીસો નીકળી છે. તલાટીઓના જુલમની ફરીયાદો પણ આવે છે. જે તલાટી અગર મુખી આ સભામાં આવ્યા હોય તેમને હું એટલું કહીશ કે તેમણે સરકારને વફાદાર રહેવું. પણ વફાદારી જુલમ કરવામાં નથી......હુકમ પ્રમાણે મહેસુલ ઉઘરાવવું જોઇએ ......પરન્તુ સરકાર એવું તો ન જ કહે કે તમે લોકોને મારજો. આવો જુલમ કરવાનું કહી શકાય એવું કાયદામાં પણ ન હોય. કદાચ તેવો હુકમ હોય તો તે માનવાને તલાટી બંધાયેલો નથી. **આવું કૃત્ય કરનાર દેશદ્રોહ, રાજદ્રોહ અને પ્રભુનો દ્રોહ કરે છે.** તમે એકનિષ્ઠાથી ઉપરીના હુકમ બજાવો; પણ લોકોને રંજાડી શકો નહિ.

આ સ્થિતિમાં હવે લોકોએ શું કરવું? ... ...જેમનો પાક ચારઆનીથી કમી થયો હોય, તેમણે સરકારને વિનયથી કહેવું કે અમારાથી આ દુઃખ સહન થાય તેમ નથી... ...નથી પાકયું છતાં...પૈસા આપી ખોટા કરવાનું બની શકે તેમ નથી. જુલમથી ઉઘરાવવું હોય તો ઉઘરાવો......આ જ સલાહ આપવા આ સભા બોલાવવામાં આવી છે.

......આ જીલ્લો ઘણો સુન્દર છે. લોકો પાસે દોલત છે. જીલ્લામાં લીલોતરી અને ઝાડપાલો પણ

સારો છે.... ... બિહાર સિવાય આવો સુન્દર ઝાડપાલો મેં અન્ય કોઇ સ્થળે જોયો નથી.

બિહારને કુદરતે જ સુન્દરતા આપી છે, ત્યારે આ જીલ્લાએ ખેડુતોની ખંત અને જાતમહેનતથી સુંદરતા મેળવી છે. આ જીલ્લાંમાં જ આવા હોંશિયાર અને ઉદ્યોગી ખેડુતો છે. તેમણે પોતાના પ્રદેશમાં આવું સુન્દર ઉપવન ઉત્પન્ન કર્યું છે, તે માટે આપણે અભિમાન લેવા જેવું છે. આમ હોવા છતાં એમ નથી કરતું, કે પાક ન થયો હોય, છતાં લોકોએ મહેસુલ ભરવું જોઇએ. જીલ્લાના આવા ઉદ્યોગી લોક ઘસાતા જાય છે, તેમને જમીન અને ખેતી છોડી મજુરી કરવાનો દહાડો આવ્યો છે. આમ ખેતી છોડી મજુરી કરવી એ દુઃખદાયક સ્થિતિ છે; જ્યાંના ખેડુતો આમ કરે તેની અવનતિ સમજવી.

ખરી રીતે તો પાક થાય તેમાંથી વિઘોટી ભરવાની છે. છતાં સરકાર દબાણ ચલાવી વિઘોટી લે એ અસહ્ય છે. સરકારનો કક્કો ખરો જ પડવો જોઇએ એવો આ દેશમાં નિયમ થઇ પડ્યો છે. લોકો ગમે તેટલા સાચા હોય છતાં સરકાર પોતાની વાત માટે ધાર્યું કરે એ તો અસહ્ય છે. ન્યાયનો કક્કો ખરો રહે પરન્તુ અન્યાયનો કક્કો ફેરવવો પડે... .... ...લોકો અને તપાસ કરનારાઓનો પુરાવો કહે છે કે પાક્યું નથી, છતાં સરકાર કહે છે કે પાક વધારે છે... ...આવી દશામાં પ્રજાનો હક છે, કે તે સરકારને કહે કે અમને

આંખ, કાન અને બુદ્ધિ છે. વળી મહેસુલ મુલતવી રખાવી, એક વર્ષના વ્યાજના બચાવને માટે લોકો જુઠું બોલે તે માનવા જેવું નથી. હજારો લોકો જુઠું બોલે એવું સરકાર કહે એ અસત્ય છે. આથી આપણો કક્કો ન્યાયથી ખરો છે એમ આપણે બતાવી આપવું જોઈએ. ... ... ... ... ...આવી સ્થિતિમાં મારી એ સલાહ છે કે... ...**સરકાર આપણી માગણી કબુલ ન કરે તો આપણે સરકારને કહેવું જોઇએ, કે અમે મહેસુલ ભરવાના નથી; અને તે માટે અમારે જે સહન કરવું પડે તે ભોગવવા તૈયાર છીએ...** ... ... ...

જે જે પ્રજાઓ ચઢી છે તે દુઃખ ભોગવ્યા પછી જ ચઢી શકી છે. લોકોને પોતાની જમીન વગેરે છોડવાં પડે તો તે જતાં કરીને સહન કરવા તૈયાર થવું જોઈએ. કોઇ એમ પણ કહે કે આ તો બગાવો કે રાજદ્રોહ કહેવાય. પરન્તુ એમાં એવું કશું જ નથી......આમાં અસભ્યતા છે પણ દ્રોહ નથી. પાક ન હોવા છતાં ભરીને આપવું એ ખોટું છે. **આપણે માનવી છીએ, પશુ નથી.... ... ...સત્યની ખાતર આગ્રહપૂર્વક ના કહેવી એનું નામ જ સત્યાગ્રહ.**

સત્યાગ્રહનો પાયો નાંખી માંડવો રોપવા આજ આપણે ભેગા મળ્યા છીએ.... ... ...આપણે સરકારને આપવું નથી, પણ ઝુઝવું છે અને તેમ કરતાં જે દુઃખ

પડે તે સહન કરવા તૈયાર છીએ. આ ઠરાવ પ્રમાણે ચાલતાં આપણા ઉપર જે દુઃખ આવવાનું તેનો ખ્યાલ કરી લેવો જોઇએ.

(૧)...સરકાર માલ વેચીને વિઘોટી વસુલ કરે.

(૨) ચોથાઈ દંડ લે.

(૩) સણુંદીયા જમીનો ખાલસા થાય.

(૪) લોકો દાંડાઈ કરે છે એમ કહી કેદમાં નાંખે.

'દાંડાઈ' શબ્દ સરકારનો છે. અને તે મને બહુ અળખામણો લાગે છે. જે સાચું કહે તેને દાંડ કેમ કહેવાય? તે દાંડ નથી પણ બહાદુર છે.... ... ... ખમતી આસામી પૈસા છતાં ગરીબના રક્ષણ ખાતર ન ભરે તેમાં દાંડાઇ નથી પણ બહાદુરી છે. આમ કરતાં ગામનો પણ ત્યાગ કરવો પડે તો તે કરે અને તે જ આ વ્રત લઈ શકે છે.

... ... ...સત્યાગ્રહ ધારણ કરવાનું કામ ઘણું કઠણ છે પણ તેને પાર ઉતારવો એ તેથી પણ વધારે કઠણ છે.... ... ...લોકો પ્રતિજ્ઞા લઈને તોડે અને ઈશ્વરથી વિમુખ થાય એ મને અસહ્ય છે. ... ... ...તમે મને છેતરો કે ખોટી પ્રતિજ્ઞા લો ત્યારે મને અત્યન્ત દુઃખ થાય અને દુઃખના આવેશમાં મારે કાંઈક કરવું જ પડે.... ... ... ... ...હું અનશનવ્રત લઉં. મને ઉપવાસથી દુઃખ નથી. લોકો

છેતરે એના કરતાં ઉપવાસથી મને ઓછું દુઃખ થાય છે, સત્યાગ્રહમાં પ્રતિજ્ઞા દરેક વસ્તુ કરતાં કીમતી છે, અને તે જાળવવી જોઈએ. **ઇશ્વરને નામે લીધેલી પ્રતિજ્ઞા તોડી શકાય જ નહિ. અને હજારો માણસોની પ્રતિજ્ઞા મારા ભોગે પળાતી હોય, તો આ દેહ જાય તો પણ ભલે**...જેને લડવું છે તેણે દૃઢ નિશ્ચય કરવો જોઈએ. જો એમ કહે કે 'બનતા સુધી અમે ટકી રહીશું, પરન્તુ અત્યન્ત જુલમ થાય ત્યારે કહેવાય નહિ' તો તેથી મને દુઃખ નથી, પણ **પ્રતિજ્ઞા તોડીને મને આઘાત કરે તેના કરતાં રાત્રે આવી મારી ગરદન કાપે એ ઠીક. મારી ગરદન કાપનારને માફ કરવા હું ઇશ્વરને કહું, પરન્તુ પતિજ્ઞા તોડી આઘાત કરનાર માટે હું માફી માગી શકું નહિ.**

આથી આપ સર્વ ભાઇઓને હું વિનયથી કહું છું કે આ બાબતમાં જે નિર્ણય કરો તે સાવધ થઇને કરજો. પોતાના નિશ્ચયને વળગી રહેનાર પ્રજા ચઢશે. તમે ચઢશો ત્યારે સરકાર માન આપશે અને જાણશે કે આ પ્રજા પ્રતિજ્ઞાને પાળનાર છે. **પ્રતિજ્ઞા તોડનાર નથી દેશને કામના, નથી સરકારને કામના, કે નથી ઇશ્વરને કામના.**

આથી હું આપની સંમતિ લેવા ઇચ્છું છું. અને પુછું છું કે તમે લઢવાને તૈયાર છો કે કેમ? હું પ્રતિજ્ઞા-પત્ર તૈયાર કરીશ. (જુઓ પરિશિષ્ટ ૧૨) તે ઉપર

પ્રતિજ્ઞા લેવાની ઇચ્છા હોય તેમણે આશ્રમમાં આવી સહી કરવી.

... ... ...મારી એક જ વિનંતિ છે કે દુઃખ સહન કરજો અને જણાવજો, પણ વિધોટી ન ભરશો. તે ન ભરી સરકારને સાબીત કરી આપજો કે અમે દુઃખ સહન કરવા તૈયાર છીએ.... ...સરકાર સત્ય ઉપર આઘાત કરી શકશે નહિ."

મહાત્માજીએ આટલેથી પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કરી જુદા જુદા તાલુકાઓમાંથી આ સભામાં ભાગ લેવા આવેલા ખેડુતો પૈકી કેટલા ખેડુતો પ્રતિજ્ઞા લેવા તૈયાર છે તે જાણવા સોગનપુર્વક હાથ ઉંચા કરાવ્યા. આમ લાગટ ત્રણ વખત પુછતાં ચાર હજાર શ્રોતાઓમાંથી સો કરતાં વધારે આસામીઓ પ્રતિજ્ઞા લેવા તૈયાર છે એમ જણાયું.

લડત ચલાવવા માટે સંમતિ ધરાવનાર માણસોના નરસાળો કાઢતાં આખી સભામાં એક પણ આસામી વિરુદ્ધ મત ધરાવનાર માલુમ પડ્યો નહિ. આ પ્રમાણે લોકોની લાગણી અને તૈયારીનુ માપ જોયા પછી મહાત્માજીએ કેટલીક શંકાઓના ખુલાસા કર્યા, બાદ સભા વિસર્જન થઇ.

સભાનું કામ પૂરૂં થયા પછી જે ખેડુતો પ્રતિજ્ઞાઓ લેવા તૈયાર હતા તેઓ બારોબાર આશ્રમમાં ગયા અને પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીઓ કરી. તે જ દિવસે લગભગ ૧૦૦૦ વીઘાના ૨૦૦ માલીકોએ પ્રતિજ્ઞા લીધી.

પ્રજા આ પ્રમાણે સત્યાગ્રહની લડત લડવાની પ્રતિજ્ઞાઓ કરી રહી હતી. મહાત્માજીના સિદ્ધાન્તો સમજાવવા, લોકોને ધીરજ અને હિમ્મત આપવા તથા સરકારી માણસો પ્રજાને ખોટી રીતે ન સતાવે તે માટે સ્વયંસેવકો જીલ્લામાં ગામડે ગામડે ફરી રહ્યા હતા. આ અરસામાં જમીનમહેસુલ નહિ ભરવાની સલાહ આપનાર, કપડવણજ તાલુકાનાં ગામડાઓમાં કામ કરનાર એક સ્વયંસેવક શાહ ભુલાભાઇ રૂપજી ઉપર તાલુકાના મામલતદારે એક વિચિત્ર હુકમ કહાડ્યો.

**કપડવણજના મામલતદારનો વિચિત્ર હુકમ**

"**વસુલાતના કામમાં લોકોને ખોટું સમજાવી ઉશ્કેરણી કરવા બદલ સને ૧૮૭૯ના મુંબઇના જમીનમહેસુલના કાયદાની કલમ ૧૮૯ મુજબ જવાબ આપવા કચેરીમાં તા. ૨૯--૩--૧૮ના રોજ .........હાજર થવું.**"

મામલતદાર સાહેબના હુકમ મુજબ શા. ભુલાભાઇ કચેરીમાં વખતસર હાજર થયા. શ્રીયુત્ વલ્લભભાઇએ આ તમાશામાં તાલ પુર્યો. તેઓશ્રી ધારાના હીમાયતી તરીકે મામલતદારની કોર્ટમાં હાજર રહ્યા અને કામ નીકળતાં ભુલાભાઇ પાસે નીચેનો લેખી જવાબ રજુ કરાવ્યો:—

"**કપડવણજના મે૦ મામલતદાર સાહેબ:**

હું, શા. ભુલા રૂપજી, **રહેવાસી જરમાળા તાબે કપડવણજનો જત સને ૧૮૭૯ના મુંબઇના જમીનમહેસુલના કાયદાની કલમ ૧૮૯ મુજબ તા. ૨૩--૩--૧૮ના રોજનો, આપની સહી તથા સીક્કાવાળો સમન્સ તા. ૨૭મીએ આપની રૂબરૂમાં હાજર થવા બાબતનો મને મળ્યો છે. તેના જવાબમાં જણાવું છું કે:—**

"સમન્સમાં જણાવવામાં આવે છે કે વસુલાતના કામમાં લોકોને ખોટું સમજાવી ઉશ્કેરો છો, તે બાબત જવાબ આપવા સારૂ તમારે તા. ૨૯-૩-૧૮ના રોજ......હાજર થવું અને અમારી રજા લીધા સિવાય ત્યાંથી જવું નહિ. પરંતુ મેં કોઇને ખોટી સલાહ આપી નથી, તેમ જ મેં કોઇને ખોટા ઉશ્કેર્યા નથી. લોકો કોઇ રીતે ખોટું સમજ્યા હોય, અગર ઉશ્કેરાયા હોય, એમ બન્યું નથી. હું લોકોને તદ્દન વ્યાજબી અને સાચી સલાહ આપું છું. મારા ગામનો પાક ચારઆનીથી ઓછો થયો છે, અને તેથી સરકારના નિયમને આધારે મારા ગામના લોકો જમીનમહેસુલ નહિ ભરવાને હકદાર છે.

"મહાત્મા ગાંધીજીએ તા. ૨૨મી માર્ચના રોજ ખેડા જીલ્લાના ખેડુતોની એક મોટી સભા ભરી, બધાને ખુલ્લી રીતે સલાહ આપી છે, કે પોતાનું સ્વમાન જાળવવાની ખાતર, તેમ જ રૈયત જુઠું બોલતી નથી તે સાબીત કરવાની ખાતર લોકોએ પોતાની ખુશીથી પૈસા ભરવા નહિ એ જરૂરનું છે. ગુજરાત સભાના કેટલાક સભ્યો અને અમદાવાદ, મુંબઇ વગેરે સ્થળોથી આવેલા કેટલાક ગૃહસ્થો આવી ઉઘાડી સલાહ આપે છે, તે આપનાથી અજાણ્યું ન જ હોય. હું પોતે પણ ઉપરની સલાહ વ્યાજબી છે એમ માનું છું અને લોકોને એવી સલાહ આપવી તે મારી ફરજ છે એમ સમજું છું, તેથી તે પ્રમાણે લોકોને સલાહ આપું છું. તેમાં કાયદાનો કે નીતિનો ભંગ થતો હોય એમ સમજી શકાતું નથી. છતાં કાયદાનો ભંગ થતો હોય તો તેની શિક્ષા ભોગવવા ખુશી છું. માટે આપને યોગ્ય લાગે તે શિક્ષા ફરમાવવા કૃપા કરશો. મારે આપને જણાવવું જોઇએ કે જે કલમને આધારે આપે સમન્સ ગણ્યો છે, તે કલમ આ કામને બિલકુલ લાગુ પડતી નથી. તે આપ ન જાણતા હો એમ મારાથી કેમ માની શકાય? છતાં આપે મને

આમંત્રણ કર્યું તે માટે આપનો આભારી છું અને હવે વિશેષ આભારી કરશો એ આપના અધિકારની વાત છે."

ઉપર મુજબ રજુ થયેલો જવાબ વાંચી મામલતદાર સાહેબ ઠંડા થઇ ગયા તેઓ સાહેબે તરત જ ફરમાવ્યું કે—"આમાં ગુન્હો થતો નથી, માટે તમને રજા છે."

બાદ મૂળાભાઇએ મામલતદાર સાહેબને પૂછયું કે—"જમીનમહેસુલ ન ભરશો એવું કહેવામાં હવે તમને ગુન્હો નથી લાગતો ને?"

મામલતદાર સાહેબ "હા, ભાઇ હા, તમે ગમે તે કહેજો આજકાલ તમારા દહાડા છે."

મામલતદાર સાહેબે ઉપરના જવાબ ઉપરથી નીચે પ્રમાણે હુકમ કર્યો હતો:—

જરમાળા તાબે કાંપર તા. કપડવણજના વસુલાતના કામમાં
તા. ૨૯--૩--૧૮ના રોજ થયેલા ઠરાવની નકલ.

---

શા. મુળા રૂપજી બૅરીસ્ટર મિ૦ વલ્લભભાઈ ઝવેરભાઈ સાથે હાજર થયા છે અને પોતાની લેખી હકીકત રજુ કરી છે. તે વાંચતાં તે હોમરૂલ લીગનો મેમ્બર જણાય છે. તેને વસુલાતના કામમાં આડે નહિ આવવા સમજૂત કરી, જવા રજા આપી, સબબ દફતરે
તા. ૨૯--૩--૧૮

V. B. Patel
મામલતદાર

વાંચક ભુલાભાઈનો જવાબ અને મામલતદારના ઠરાવના લખાણની સરખામણી યથાર્થ કરી લેશે. સરકારની નોકરી કરવામા કેટલી જુઠ ચલાવવી પડે છે, અને કેટલા અધર્મ કરવા પડે છે, તે શેખપુર તાંએ માતર તાલુકાના તલાટી છગનલાલ કાળીદાસના સંબન્ધમાં બનેલી હકીકતથી પુરવાર થાય છે.

**સરકારની સખ્તાઇના સપાટા**

તલાટી છગનલાલ કાળીદાસ માતર તાલુકાનાં શેખપુર તથા બીજા બે ગામો મળી ત્રણ ગામના તલાટી હતા. તેમના કહેવા મુજબ આજ સુધી નિયમિત પાકની આનીઓ તૈયાર કરવામાં આવતી નહિ. પરન્તુ આ સંબંધી ચાલતી ચળવળ ને લીધે મામલતદારોએ પાણીપત્રક ઉપરથી પાકની આનીઓના દાખલા માંડયા. એટલે તલાટીઓએ અડસટ્ટે પાકનું ક્ષેત્રફલ નક્કી કર્યું. આમ અટકળે તૈયાર કરેલાં પત્રકો લઇ તલાટીઓ મામલતદાર સાહેબ પાસે હાજર થયા. તેઓ સાહેબે રૂબરૂમાં સમજુત કરી કે પાકની આનીઓ મુકવામાં લક્ષ રાખવાનું છે. અને કોઇ પણ ગામના પાકની આની છઆનાથી કમતી ન આવવી જોઇએ. રા. છગનલાલે ત્રણે ગામના પાણીપત્રકનો ખરડો ચોકસ તૈયાર કરી આનીઓ નક્કી કરી હતી. તેથી તેમાં કાંઇ ફેરફાર કર્યા વગર સર્કલ ઇન્સ્પેકટર મારફત તે પત્રક મોકલી આપ્યું. આ ઉપરથી મામલતદાર સાહેબે તેમને રૂબરૂમાં બોલાવ્યા. તે દિવસે મામલતદાર સાહેબના ઠપકા અને રોફમાં અંજાઇ જઇ પત્રક સુધારવું પડયું અને પાક છઆની ઉતરે એ પ્રમાણે આંકડામાં ફેરફાર કર્યો. બીજા કેટલાક તલાટીઓએ મામલતદાર સાહેબના દબાણથી આથી

પણ વધારે આનીઓ આંકી આપી ! તેથી કેટલાંક ગામોમાં સને ૧૯૧૫-૧૬ની બાકી રકમ અને આ સાલનું મહેસુલ એમ મળી દોઢી રકમ વસુલ કરવાના હુકમ કાઢવામાં આવ્યા અને તલાટીઓએ તે પ્રમાણે તડામાર વસુલ કરવા માંડ્યું.

હિન્દ સેવક સમાજના સભાસદોને રા. છગનલાલે આ બધી વાતોથી વાકેફ કરેલા અને અમલદારોની રીતભાત અને ખાતાના વહીવટનો સારો ખ્યાલ આપ્યો હતો. આ વાત મામલતદારથી અજાણી રહી નહિ. પાકની આનીઓમાં ફેરફાર કરાવેલાં પત્રકોની નકલો રા. છગનલાલે સમાજ સેવકોને આપી છે, એ વાતની મામલતદારને ખબર મળતાં તેઓ ગભરાયા. છગનલાલને પ્રથમ તો ઘણી રીતે સમજાવ્યા અને પાછળથી ધમકાવ્યા પણ ખરા, છતાં છગનલાલ છેવટ સુધી સત્યને વળગી રહ્યા. પરિણામે તેમને નોકરીથી ફારેગ કરવામાં આવ્યા. જમીનમહેસુલની ચળવળ ઉપસ્થિત થઇ ત્યારથી તેમને નોકરીમાંથી દુર કરવામાં આવ્યા. ત્યાં સુધીમાં અધિકારીઓએ મહેસુલ વસુલ કરવા કેવા કેવા અધર્મો કર્યા અને કરાવ્યા તેનો આબેહુબ હેવાલ તેમણે વર્તમાન પત્રોમાં પ્રગટ કર્યો છે.

ગામડાંઓમાં તાલુકે તાલુકે સરકારી અમલદારો છાપા મારી રહ્યા હતા. નડીયાદ તાલુકાના વડથલ ગામના આગેવાન ખેડુતોની જમીન ખાલસા કરવાના હુકમો કાઢવામાં આવ્યા હતા. સરકાર જે જમીનો ખાલસા કરવાની ધમકી આપી રહી હતી તે દરેકનો સરકારધારો સો રૂપીયાની અંદર હતો, જ્યારે તે દરેકની કીમત દશ દશ હજારથી ઓછી નહોતી.

આ નોટીસોની જ્યારે મહાત્માજીને ખબર પડી ત્યારે તેઓ બોલી ઉઠયા કે "પચાસ કે પોણોસોના સરકારધારા ખાતર જ્યારે સરકાર દશ દશ હજારની જમીનો ખાલસા કરશે, ત્યારે હું ખેડા જીલ્લામાં બહારવટું લઈશ."

માતર તાલુકામાં પણ આવી જ ધમાલ મચી રહી હતી. શેખપુરના તલાટીને સસ્પેન્ડ કર્યો અને લીંબાસીનો આખો ઉભો પાક જપ્ત કર્યો તે ઉપરાંત સાયલા ગામના મુખીને પ્રતિજ્ઞા પત્ર ઉપર સહી કરવા બદલ નોકરીમાંથી છુટા કરવામાં આવ્યા. હુકમમાં લખેલું કે ગેર વર્તણુક અને ફરજ બજાવવામાં નિષ્ફળ નીવડવા માટે બીજો હુકમ થતા સુધી સસ્પેન્ડ કરવામાં આવે છે. એક સાચી વાતમાં પોતે ઉભા રહ્યા, તે બદલ મુખીપણાનો હોદ્દો સોંપી દેવાની ફરજ પડી! અને મામલતદાર સાહેબે જવાબ લીધો અને ધમકાવ્યા તે વધારામાં. આટલું છતાં તેઓ પોતાની પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યા. આ જ ગામના બીજા ખેડુતો, જેમણે પ્રતિજ્ઞાઓ લીધી હતી તેમને અમલદારોએ ધમકાવવામાં બાકી રાખી નહિ. જપ્તીઓ, હરરાજી અને ખાલસાના હુકમોની બીક બતાવવા ઉપરાંત કેટલાકના અંગૂઠા પકડાવી તડકામાં ઉભા રાખવામાં આવ્યા. અમલદારોના આવા અત્યાચારો સામે લોકોને દ્દઢતાથી ટકાવી રાખવા સ્વયંસેવકો અથાગ શ્રમ લઈ રહ્યા હતા. આ અરસામાં માતર તાલુકામાં મુખ્ય કામ કરનાર ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિકે ત્યાની વસ્તુસ્થિતિ જોતાં એક સભામાં કહેલું કે—

"હવે ખરી લડત શરૂ થાય છે, અને માતર તાલુકાને તેનું રણક્ષેત્ર બનાવવામાં આવ્યું છે, તેથી ખેડા જીલ્લાની બલ્કે સમસ્ત

ગુજરાતની દૃષ્ટિ તમારા ઉપર રહેશે. ત્રાણુજ અને લીંબાસીના લોકો જે હિંમત દાખવીને સરકારના હુકમને સાંખી રહ્યા છે તેવી જ હિંમતથી બીજા ગામના લોકો પણ દુઃખ સહન કરશે એવી આશા છે."

ખેડા જીલ્લામાં જમીનમહેસુલને અંગે ખેડુતોને સત્યાગ્રહની લડતમાં ઉતરવાની સલાહ આપવાની જરૂર પડી. એ સ્થિતિ કેમ અને શી રીતે ઉત્પન્ન થઇ એ વાત જીલ્લા બહારના આગેવાનો અને સમસ્ત પ્રજાને સમજાવવા મહાત્માજીએ એક જાહેર પત્ર વર્તમાન પત્રોમાં પ્રકટ કર્યો. તે નીચે પ્રમાણે છેઃ—

**મહાત્માજીનો જાહેરપત્ર**

**તકરારનો મુદ્દોઃ**

"ખેડા જીલ્લામાં સને ૧૯૧૭-૧૮ની સાલમાં પાક મોટે ભાગે નિષ્ફળ ગયો છે એમ સૌ કોઇ કબુલ કરે છે. મહેસુલ ઉઘરાવવાના નિયમો પ્રમાણે જો પાક ચારઆનીથી ઓછો હોય, તો તે વર્ષની આખી મહેસુલ મુલતવી રખાવવાને ખેડુતો હકદાર છે. જો પાક છઆનીથી ઓછો, અને ચાર આનાથી વધારે હોય, તો મહેસુલ અરધી મુલતવી રખાય છે. મારા જાણવા મુજબ એકંદર ૬૦૦ ગામોમાંથી માત્ર એક જ ગામની આખી મહેસુલ, અને આશરે ૧૦૪...ગામોની અરધી મહેસુલ મુલતવી રાખવાની સરકારે મહેરબાની કરી છે. ખેડુતો જણાવે છે કે આપવામાં આવેલી જોઇએ તે પ્રમાણમાં પુરતી નથી. સરકારની

માન્યતા છે કે ઘણાંખરાં ગામોમાં પાક છઆનીથી વધારે થયો છે. આથી તકરારનો મુદ્દો એ જ રહે છે, કે પાક ચારઆની છે કે છ આની કે તેથી પણ વધારે છે.”

## નિષ્ઠુર તલાટીઓ:

“સરકાર તરફથી પાકની આંકણી ગામના મુખીની મદદથી તલાટી કરે છે, સામાન્ય રીતે તેમના આંકડા બારીકાઈથી તપાવાની જરૂર હોતી નથી; કેમકે મોટે ભાગે પાક નિષ્ફળ જાય ત્યારેજ એ આંકડાઓ સામે શંકા ઉઠાવવામાં આવે છે, તલાટીઓને આખોય વર્ગ ખુશામતીઓ, ખોટાં કામ કરવામાં આંચકો ન ખાય તેવો અને જુલમી હોય છે. મુખીઓને ખાસ કરી તેમની ખાનદાની માટે પસંદ કરવામાં આવેલા હોય છે. તલાટીઓ જેમ બને તેમ પુરેપુરૂં મહેસુલ વસુલ કરી લેવાનો આશય રાખે છે. ખંતીલા તલાટીઓને વસુલાતનું કામ સારૂં કર્યા બદલ સરપાવ (પાઘડી) મળ્યાના દાખલા ઘણાના જાણવામાં હશે. તલાટીઓ માટે મેં જે વિશેષણો વાપર્યા છે તે કોઇ અમુક વ્યક્તિ પરત્વે નથી. માત્ર જે સત્ય છે તે જ કહું છું, તેઓ જન્મથીજ એવા નથી હોતા, પણ વાતાવરણના સંસ્કારનું એ પરિણામ હોય છે. અવનીતળમાં ઉઘરાતદારનું કામ કરનાર દિન પર દિન નિષ્ઠુર બનતા જ જાય છે. તે સિવાય તેઓ પોતાના કામથી પોતાના માલીકોને સંતોષી શકે

નહિ. હાલના ઉઘરાતદારોમાં મુખ્યત્વે કરી તલાટીઓ કેવા છે, તેનો ખેડુતોએ મને જે ખ્યાલ આપ્યો છે, તેનો આબેહુબ ચિતાર આપવા હું અસમર્થ છું.

## સરકારની દોષિત અને પક્ષપાતભરી ગણતરી:

તલાટીઓ પરત્વે લખવામાં મારો હેતુ પાકના સરકારના અંદાજ કેવાં દોષિત સાધનોથી મેળવવમાં આવેલા છે, અને કેટલા પક્ષપાત ભર્યા છે, તે જ બતાવવાનો છે. સરકારની ગણતરી સામે નાના મોટા અસંખ્ય ખેડુતોનો અખુટ પુરાવો મારી પાસે છે. આમાંના ઘણા તો પ્રતિષ્ઠિત અને ધનવાન માણસો છે. આ લોકો અતિશયોક્તિભરી વાતો કરે તેમાં તેમની પ્રતિષ્ઠાને ધક્કો લાગે, એટલું જ નહિ પણ તલાટી અને ઉપરી અધિકારીઓની તેમને ભુંડાશ લેવી પડે. અત્રે મારે જણાવી દેવું જોઇએ કે આ હીલચાલથી સરકારને કે કોઈ અમુક અમલદારને બદનામ કરવાનો મારો બિલકુલ આશય નથી. પ્રજાને લગતી બાબતો યોગ્ય રીતે સંભળાય, એ હક સુસ્થાપિત કરવાનો આ લડતનો હેતુ છે.

## નિષ્ફળતા વિષે બારીક તપાસ:

સૌકોઈ જાણે છે કે ના૦ ગોકુળદાસ પારેખ અને ના૦ વિઠ્ઠલભાઇને આમંત્રણ કરી બોલાવવામાં આવેલા, અને ગુજરાત સભાના સભાસદોની મદદથી તપાસ કરેલી તે જ પ્રમાણે હિન્દ સેવક સમાજનાં

સભાસદોએ પણ તપાસ કરી હતી. તેમની તપાસ પ્રાથમિક અને ટુંકી હતી. કેમકે એક જ તાલુકાનાં થોડાં ગામો ફરી હકીકત મેળવવામાં આવી હતી. તપાસ ઉપરથી તેમની ખાતરી થએલી કે પાક ચારઆનીથી ઓછો છે. આ માહીતી પુરતી રીતે વિશાળ ક્ષેત્રમાંથી નહિ હોવાને સબબે, તે સપ્રમાણ સાબીત કરવાનું શંકા ભર્યું હતું. આથી મેં વીસ પ્રતિષ્ઠિત અને બુદ્ધિશાળી તેમ અનુભવી અને નિષ્પક્ષ પુરૂષોની મદદથી મેં સંપૂર્ણ તપાસ કરવાનું કામ માથે લીધું. હું જાતે લગભગ ત્રીસ ગામોમાં ફર્યો. ત્યાં જેટલા માણસોને મળી શકાય તેટલાઓને મળ્યો, તેમનાં ખેતરોમાં રખડ્યો, પાક વિષે તેમની બહુ બારીક અને ઉત્કટ તપાસ કરી. આ બધાને અન્તે હું એવા નિર્ણય ઉપર આવ્યો કે પાક ચારઆનીથી ઓછો થયો છે. હું જે માણસોના પ્રસંગમાં આવ્યો તેમાંના ઘણા વખતોવખત અતિશયોક્તિ અને વધારા પડતી વાતો પડતી મુકવા તત્પર રહેતા. સત્યથી ચલિત થવામાં શું જોખમ રહેલું છે, તે આ માણસો સારી પેઠે સમજતા.

રવી અને ખરીફ પાકોમાંના હાલ જે પાકો ઉભા છે, તે ઉપરથી ખેડુતોએ કહેલી હકીકતો હું મારી નજરે જોઈ સરખાવી શક્યો. મારા સાથીઓએ પણ આ જ રીતે કામ લીધું. આ રીતે લગભગ ચારસો ગામોની માહીતી મેળવવામાં આવી છે. અને તે પૈકી માત્ર જુજ અપવાદ સિવાય સર્વત્ર પાક ચારઆનીથી

ઓછો થયાની ખાતરી થઇ છે. ફક્ત ત્રણ ઠેકાણે પાક છઆનીથી ઉપર થયો એમ માલુમ પડ્યું. ખરીફ પાકની ગણતરી કરવાનું ધોરણ આ પ્રમાણે રાખ્યું હતું: આખા ગામના તમામ જુદા જુદા પાકોનો ઉતાર કેટલો આવ્યો તે અને તે જ ગામમાં વર્ષ સોળ આના હોય તો એ પાકોનો ઉતાર કેટલો આવે. લોકોએ જે આંકડા આપ્યા છે, તે ખરા માની લઇએ તો, અંદાજ આંકડા કાઢવાની આ સંપૂર્ણ ખરેખરી રીત છે. બીજી કોઇ પણ રીતથી આવું ચોક્કસ પરિણામ ન જ આવી શકે. બીજી રીતો ખોટી અને કઢંગી ગણી અમાન્ય કરવી જોઇએ. હું ઉપર જણાવી ચુક્યો છું કે આ તપાસમાં છાંટાભાર અતિશયોક્તિ નથી. ઉભા રવી પાક માટે તો આંખની અટકળ જ બસ હતી અને તેને ઉપર પ્રમાણે જાણી જોવામાં આવી હતી.

## પાક આંકવાની સરકારી રીત:

સરકાર આંખની અટકળે પાકનો અંદાજ કાઢે છે આ કેવળ જ ઉટાંગ ગણતરી કહેવાય. વળી તે સામે કેટલાક અગત્યના વાંધા તે મેં કલેક્ટર સાહેબને પત્રદ્વારા નિવેદન કર્યા છે. એક ગામની અજમાયશ લેવા ખાતર વડથલ ગામ પસંદ કરવાનું મેં તેમને સુચવેલું. વડથલ આ જીલ્લાનું એક નામીચું ગામ છે. તે વેપારનું મથક છે, રેલ્વે સ્ટેશન નજીક છે, તેમ ગામલોકની એકંદર સ્થિતિ સારી છે. જો આ ગામનો પાક ચારઆનીથી

ઓછો હોય, અને મારા માનવા પ્રમાણે છે જ, તો પછી બીજાં સાધારણ અને ઓછા કસવાળી જમીનોનાં ગામોમાં ચારઆનીથી પાક વધારે હોય એ સંભવે જ કેમ ? આ ગામના પાકની તપાસ કરતી વખતે મને હાજર રહેવાની તક આપવા મેં તેઓ સાહેબને વિનવેલું. છતાં તેઓ સાહેબે મારી વિનંતિ ધ્યાનમાં ન લેતાં પોતે એકલાએ જ તપાસ કરી, અને પરિણામે તે એકતરફી નીવડી. કલેકટર સાહેબે આ ગામના પાક વિષે ઘણી લાંબી નોંધ તૈયાર કરી છે. મારા ધારવા મુજબ મેં એ નોંધનું આબાદ ખંડન કર્યું છે. સરકારની મુળ આંકણી બારઆના હતી એમ મને કહેવામાં આવ્યું. હવે કલેકટર સાહેબ ઓછામાં ઓછી સાતઆની હોવાનું જણાવે છે. કલેકટર સાહેબ કહે છે તેવી તદ્દન ભુલભરેલી ગણતરીની પદ્ધતિ ચલાવી લઇએ તોપણ તે હિસાબે આ ગામનો પાક છઆનીથી ઓછો થાય છે. જ્યારે ખેડુતોના હિસાબે તો પાક ચારઆની પણ ઉતરતો નથી.

## સ્વતંત્ર પંચ નીમવાની આવશ્યકતા:

કલેકટર સાહેબની નોંધ અને તે વિષે મારો જવાબ બન્નેમાં ઉંડા ઉતર્યા વગર લોકોથી સમજી શકાય તેમ નથી. પરન્તુ મેં સુચના કરી છે કે સરકાર અને ખેડુતો પોતપોતાને સાચા માને છે તો પછી સરકારને પ્રજામતની સહેજ પણ ગણના હોય તો સરકારે

ખેડુતોના પ્રતિનિધિત્વવાળું એક નિષ્પક્ષ પંચ નીમી તપાસ કરાવવી જોઇએ. અગર તો પ્રજામતનો સીધી રીતે સ્વીકાર કરવો જોઇએ સરકારે આ બન્ને સુચનાઓ અમાન્ય કરી છે અને મહેસુલ વસુલ કરવા સખ્તાઇના ઉપાયો લેવાનું આદરી બેઠી છે. અત્રે એ જણાવવું જોઇએ કે જપ્તીઓ આવા લેવાનું કામ અત્યાર સુધીમાં કદી અટકાવવામાં આવ્યું નથી અને ખેડુતોએ મોટે ભાગે દબાણથી જ પૈસા ભર્યા છે. તલાટીઓ ઢોર ઢાંખર છોડી જતા અને મહેસુલ વસુલ થયે પાછાં આપતા. એક જગાએ મેં અતિ દુઃખદ બનાવ જોયો:—એક ખેડુતની દુઝણી ભેંસ લઇ જવામાં આવેલી. હું તે ગામે જઇ ચડયો તેથી ભેંસ પાછી મળી. તે ખેડુતને મન આ ભેંસ કીમતીમાં કીમતી ચીજ હતી, કેમકે તેમાંથી તેનો ગુજારો ચાલતો. આવા અસંખ્ય બનાવો બની ચુકયા છે અને જો જાહેર પ્રજામત આ લોકોની વહારે નહિ ચડે તો હજી તો કાંઇ કાંઇ બનાવ બનશે. નમ્રતાપુર્વક રાહત માગવાનો એક પણ ઇલાજ અજમાવવાનું મેં બાકી રાખ્યું નથી. કલેકટર, કમિશનર અને ના૦ ગવરનર સાહેબની મુલાકાતો લેવામાં આવેલી અને તેમની પાસે નીચે પ્રમાણે દરખાસ્તો મુકવામાં આવી હતીઃ—

**અમલદારો પાસે મુકવામાં આવેલી દરખાસ્તોઃ**

જો કે લોકો મોટે ભાગે મહેસુલ મુલતવી રાખવાને હકદાર છે. છતાં જે જુજ ગામોમાં

છઆનીથી પાક વધારે છે, તે સિવાય આખા જીલ્લામાં અરધી મહેસુલ મુલતવી રાખવી. સરકારે આમ ઉદારતાથી છુટ મુકવી, છતાં તે સાથે જણાવવું કે જે આશામીઓ સારી સ્થિતિના હોય તેમણે રાજી-ખુશીથી આખી રકમ ભરવી એમ સરકાર ઇચ્છે છે. અમો કામ કરનારાઓ આવા સદ્ધર આસામીઓને સમજાવવાનું માથે લેતા હતા. આમ બન્યું હોત તો ઘણા ગરીબ લોકો છુટી જાત હું ખાતરીપુર્વક જણાવું છું કે અમલદારોએ આ દરખાસ્ત માન્ય રાખી હોત તો સરકારની વાત રહેત અને જરા પણ નમાત. જાહેરમતની સામે થતાં અશાન્તિ ઉત્પન્ન થાય. એ અશાન્તિ ગામડાના ભયભીત ખેડુતોને આડે અવળે રસ્તે દોરી માઠાં પરિણામ લાવે. મારો પ્રયાસ સરકાર અને પ્રજાને એવી નામોશીભરી પરિસ્થિમાંથી ઉગારી લેવાનો છે. સરકાર પોતાના દરજ્જા અને પ્રતિષ્ઠાનું સમર્થન શી રીતે કરે છે? 'મહેસુલી કાયદો' અધિ-કારીઓને અમર્યાદિત સત્તા આપે છે. મહેસુલીખાતાના અધિકારીઓના નિર્ણય સામે દાદ માગવાનો પણ પ્રજાને હક નથી. હાલના સંજોગોમાં પ્રજા સિદ્ધાન્તની ખાતર અને અધિકારીઓ પ્રતિષ્ઠાની ખાતર લડે છે. તે પ્રસંગે આવી સત્તાનો દુરૂપયોગ કરી ન્યાયનું સત્યાનાશ કાઢવામાં આવે છે; અથવા તો સત્યને માર્ગે લડત લઢવામાંથી છટકવા સારૂ આધાર લેવા માટે વાપરવામાં આવે છે. એ સત્તા આ પ્રકારની છે:

**ન્યાયનો દુરુપયોગ:**

(૧) તાત્કાલિક કાયદાનો અમલ કરવાની સત્તા.

(૨) વીઘોટી ઉપર ચોથાઈ દંડ લેવાની સત્તા.

(૩) માત્ર રૈયતવારી જ નહિ પણ ઇનામી કે સણંદીઆ જમીનો ખાલસા કરવાની સત્તા.

(૪) માણસને હાજતમાં રાખવાનો અધિકાર.

ઉપર જણાવેલા ઇલાજો પૃથક્‌પૃથક્ અગર સામટા લઈ શકાય છે અને જાહેર પ્રજા કદાપિ ન માને, પણ છેલ્લા સિવાયના બીજા બધા ઉપાયો લેવાની ખબરો બહાર પડી ચુકી છે. આ પ્રમાણે વંશપરંપરાથી મળતી આવેલી હજારો રૂપીઆની કીમતની સેંકડો વીઘાં જમીન વીઘોટીની એક ન્હાનીશી રકમ માટે અધિકારીઓના તરંગને લીધે ખેડુત ખોઇ બેસે છે. કારણ કે તે પોતાના સિદ્ધાન્તને વળગી રહી પોતે રાજીખુશીથી વીઘોટી ભરવા ઇનકાર કરે છે, અને તેનું જે પરિણામ આવે તે શાન્તિથી પણ સખત વિરોધ સહન કરવા તૈયાર છે.

× × ×

**પત્રકારો અને પ્રજાને વિનંતિ:**

ખેડાના ખેડુતોએ ન્યાય અને સત્યની લડત લડવાને હામ બીડી છે. તેમને સહાય કરવાની પત્રકારો અને પ્રજાને વિનંતિ કરવાની રજા લઉં છું. વાચકોએ એ પણ યાદ રાખવું જોઇયે કે ખેડા જીલ્લાની પ્રજાનો પ્લેગે ઘાણ કાઢી નાખ્યો છે. હાલમાં પણ લોકો

ગામબહાર ખાસ તૈયાર કરવામાં આવેલા માંડવામાં રહે છે........... ભાવો ચઢી ગયા છે, પણ પાકની નિષ્ફળતાથી તેનો લાભ ખેડુતો લઇ શકતા નથી. એટલું જ નહિ પણ તેના દરેક ગેરલાભો તેમને સહન કરવા પડે છે. તેઓને નાણાંની મદદની જરૂર નથી. તેઓ જનસમુહનો એકે અવાજે ટેકો અને સહાનુભુતિ માગે છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

મહાત્મા ગાંધીજીએ વર્તમાન પત્રોમાં ઉપરનો હેવાલ બહાર પાડ્યો તે જ સાથે તેઓશ્રીએ કેટલાક ખાસ ગૃહસ્થોની સહાનુભુતી સંપાદન કરવા ખાનગી પત્રદ્વારા પ્રયાસ આદર્યો. "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"ના અધિપતિ સર સ્ટેનલી રીડને તેઓશ્રીએ લખ્યું કેઃ—

**કેટલાક ખાનગી પત્રો**

"..............અધિકારી વર્ગનો અધીરાઇનો જુસ્સો પરિણામે..............વિનાશકારક નીવડશે. તલાટીઓના સમુદાયને મળવાનો તમને પ્રસંગ આવે તો તમને એક સરસ પદાર્થપાઠ મળે. તે પ્રજાને મન વાઇસરોયના પ્રતિનિધિ રૂપ છે, અને ત્રાસનું સામ્રાજ્ય ચલાવી રહેલ છે......................સખ્તાઇ કરી ચીથોડી ઉઘરાવી લેવામાં આવે, પણ તેમાં સરકારનો વિજય નથી. તે તો ચોખ્ખી હાર સુચવે છે.........."

શ્રી૦ શ્રીનિવાસ શાસ્ત્રીને લગભગ એ જ મતલબનો પત્ર લખ્યો હતો. તેમાં ખાસ લખેલું કેઃ— .........

"...............પ્રજાના જુસ્સાને અમલદારો એકદમ દાબી દેવા માગે છે તે સાગે ઝગરો છે. આ સંજોગોમાં ખેડુતોને મદદ કરવાની ફરજ પ્રાપ્ત થાય છે.............લડતમાં અણઘટતા જુલમ આવવા ન જ દેવાય.........',

આવી મતલબનો કેટલોક પત્રવહેવાર મુંબઈ સરકારના મુખ્ય અધિકારીઓ સાથે પણ ચાલ્યા, પણ તે ખાનગી હોવાથી અત્રે આપવો ઉચિત નથી.

મહાત્માજીએ નડીયાદ ખાતે ખેડા જીલ્લાના ખેડુતોને બોલાવી સત્યાગ્રહ આદરવાનો ઉપદેશ કર્યો. તે જ ક્ષણે ખેડુતોએ ટપોટપ પ્રતિજ્ઞાઓ લીધી. આ ખબર વર્તમાનપત્રોદ્વારા જાહેરમાં ફેલાતાં કેટલાક આગેવાનોએ પોતાનાં ગામોમાં જાહેર સભાઓ બોલાવી સહાનુભુતીના ઠરાવો કર્યાં અને પત્રો અને તારો દ્વારા સંદેશા મોકલ્યા. કેટલાકો ખેડાજીલ્લાની પ્રજાને ધન્યવાદ અને હિમ્મત આપવા સત્યાગ્રહ મંડપ ખાતે આવી પહોંચ્યા. તેઓમાં શેઠ જમનાદાસ દ્વારકાદાસ વગેરે હતા.

**દેશની દીલસોજી**

આં મંડળ ૨૯મી માર્ચના રોજ નડીયાદ આવી પહોંચ્યું તેઓ પૈકી શેઠ રતનશી તે જ દિવસે શ્રી૦ વલ્લભભાઈ તથા બીજા કેટલાક સ્થાનિક કાર્યકર્તાઓ સાથે નડીયાદ તાલુકાના ઉત્તરસંડા ગામે ગયા. તેઓશ્રીના પ્રમુખપણા નીચે શ્રીયુત વલ્લભભાઇએ જીલ્લાના પાકની સ્થિતિ, સરકારની હઠ અને ખેડુતોના કર્તવ્ય સંબધી અસરકારક વિવેચન કર્યું. તેના પરિણામે લગભગ પોણોસો ખેડુતોએ મહેસુલ નહિ ભરવા પ્રતિજ્ઞાઓ લીધી.

શેઠ જમનાદાસ દ્વારકાદાસ અને શ્રી૦ શંકરલાલ બેન્કર કપડવણજ તાલુકાના તોરણા ગામે જઈ પહોંચ્યા. ત્યાં ખેડુતોને સત્યાગ્રહના સિદ્ધાન્તો સમજાવી, પ્રતિજ્ઞાપત્ર ઉપર લગભગ બસો સહીઓ લીધી. તે જ દિવસે સાંજના વડથલ ગયા, અને હાલના પ્રસંગે ખેડુતોના કર્તવ્ય વિષે વિવેચન કર્યું. ત્યાં લગભગ સવાસો સહીઓ થઈ.

નડીયાદ મુકામે તા ૩૦ મી માર્ચના રોજ શ્રીયુત વલ્લભભાઈના પ્રમુખપણા નીચે ખેડા જીલ્લાના ખેડુતોની એક મહાન સભા મળી, તેમાં આ ગૃહસ્થો હાજર રહ્યા. શ્રીયુત વલ્લભભાઈએ પ્રમુખસ્થાનેથી સત્યાગ્રહની લડતના સિદ્ધાન્તો ટુંકામાં સમજાવતાં કહ્યું કે:

" આ લડતથી આખો દેશ સળગી ઉઠશે......દુઃખ સહન કર્યા વગર સુખ મળતું નથી અને મળે તો લાંબો વખત ટકતું નથી....... મજબુત અને મક્કમ વિચારની પ્રજા હોય તેમાંજ રાજની શોભા છે. નાલાયક અને બીકણ પ્રજાની વફાદારીમાં માલ નથી. નીડર અને સ્વમાન જાળવનારી પ્રજા જે વફાદારી બતાવે છે તે જ પ્રજા સરકારને શોભા આપનારી છે. "

બાદ ખાસ કરીને મુંબઈથી આવેલા ધનાઢ્ય ગૃહસ્થોને ખેડા જીલ્લાની પ્રજાને હિમ્મત અને ઉપદેશ આપવા વિનંતિ કરવામાં આવતાં રતનશી શેઠે સભાને સંબોધીને કહ્યું કે:

" ...............તમે જે લડત હાથ ધરી છે, તેમાં અમો મુંબઈવાળાની સહાનુભુતી છે, એટલું જ નહિ પણ આખો દેશ તમારી સાથે છે. ...............આપણા હાથમાં એટલી સત્તા છે

કે આપણે ખુશીથી કર ન આપીએ. ........આપણી હિમ્મત ઉપર સઘળો આધાર છે."

તે પછી શેઠ જમનાદાસે જુસ્સાદાર ભાષણ કરતાં કહ્યું કેઃ

"......ઉપદેશ આપવાનો અધિકાર મહાત્મા ગાંધીજી શિવાય બીજા કોઇને નથી.........આ લડતમાં અમે અમારો અલ્પ ફાળો આપવા આવ્યા છીએ....મહાત્મા ગાંધીજીના ઉપદેશથી પ્રેરાઇને આ લડત તમે ઉપાડી છે, તે છેવટ સુધી પાળશો, તો ગુજરાત કે દેશ ઉપર જ નહિ, પણ આખી દુનિયા ઉપર ઉપકાર કરશો. ......તમે સત્યને પકડી રહ્યા છો, સરકાર હઠને વળગી રહી છે. આતો સરકાર છે, પણ સરકાર કરતાં પણ મોટી સત્તા હોય તો પણ સત્યને ચહાનાર......કોઇ દિવસ સત્યને છોડશે નહિ......આ વિષયમાં હું ગાંધીજીનો અનુયાયી છું......ગાંધીજીના ઉપદેશ પ્રમાણે વર્તવાની મારી તમને વિનંતિ છે."

શ્રીયુત વલ્લભભાઇએ ઉપસંહાર કરતાં કહ્યું કેઃ—

"એકવીશ લાખના મહેસુલમાંથી પોણાબે લાખની રકમ મુલતવી રાખવામાં આવી છે. વળી પહેલો હપ્તો ભરાઇ ગયો છે, એટલે બાકી માત્ર દશેક લાખ રહે. આટલી રકમ મુંબઇ કે ગુજરાતમાં ઉઘરાણું કરી ભેગી કરી, સરકારને ભરી દઇયે તો લોકોને રાહત મળે અને સરકાર તરફથી થતી હાડમારીઓમાંથી બચાય. આવો વિચાર કેટલાકને થતો હશે. પણ જે વીર પુરૂષે આ લડત ઉઠાવી છે, તે નામર્દને મરદ બનાવે તેવા છે, અને ખેડા જીલ્લો હિન્દમાં વીર પુરૂષની ભુમી છે. તેઓ આવી મદદનો વિચાર પણ ન કરે. પૈસાની

મદદથી ખરો લાભ ન થાય. તેથી કાંઈ ખરૂં દુઃખ ન ટળે. એક વખત દુઃખ ઉઠાવી સરકારની પદ્ધતિ ફેરવીશું તો જ હમેશનું દુઃખ ટળશે."

આ પ્રસંગે તેઓએ સરકારના જુલમ અને સખ્તાઈના કેટલાક દાખલા ટાંકી બતાવ્યા હતા તેમાં ખાસ કરી વડથલના વતની મોતીરામ ત્ર્યંબકના સંબન્ધમાં બનેલી બીના જાણવા જોગ છે. મહેસુલની સિતેર રૂપીયાની રકમને ખાતર તેમની દશહજાર રૂપીયાની કીમતની સણંદીઆ જમીન સરકારે ખાલસા કરી.* છતાં મોતીરામ મજેલી સલાહ પ્રમાણે હિમ્મત રાખી રહ્યા. આ પ્રસંગ પરત્વે શ્રી૦ વલ્લભભાઈએ કહ્યું કે—

"આ સરકાર મુગલાઈ કરતાં પણ આગળ વધી. આવી રીતે આખા જીલ્લાની જમીન બહારના ખેડુતો લાવી ખેતી કરાવશે તે આપણે જોઈશું."

---

*સરકારે મોતીરામ ત્ર્યંબકને ખાલસાની નોટીસો આપી. તે વિષે તેમણે મહાત્માજીની સલાહ લીધી. મહાત્માજીએ કહ્યું કે જાણે નોટીસો બજી નથી એમ માની લઈ તમે ખેતરમાં જે કામ કરતા હો તે કર્યા કરો. મોતીરામે તરત જ મજુરો રાખી ખેતરોની વાડો સુધરાવી. કોઈ કોઈ ખેતરમાંથી ઝાડનાં ડાળાં કપાવી લાકડાં ઘેર લાવ્યા. જાણે કાંઈ બન્યું જ નથી તે પ્રમાણે તેઓ વર્ત્યા. બાદ થોડા દિવસમાં બીજા ચારપાંચ આગેવાન પાટીદારોની જમીનો ખાલસા કર્યાની નોટીસોનો અમલ થયો. તેઓ પણ મોતીરામની માફક જ વર્ત્યા. અમલદારોએ ધારેલો હેતુ આથી બર આવ્યો નહિ. તેમણે ધારેલું કે ખાલસાની નોટીસોથી ખેડુતો ખુશામત અને લાઇસલામો કરતા પૈસા ભરવા આવશે. તેને બદલે ખેડુતો વધારે મક્કમ બન્યા. આથી છેવટે આ નોટીસો આપવામાં આવેલી છતાં પણ એ આસામીઓને ત્યાં જપ્તીઓ કરી અમલદારોએ મહેસુલ વસુલ કર્યું.

લેખક

આ રીતે સરકારની હઠ અને સજ્જનાઈના સચોટ જવાબ આપવાં કામ કરનારાઓ અને ખેડુતો રંગ ઉપર આવી ગયા હતા. વડથલમાં પા૦ શંકરભાઇ દયાળજીભાઈ પા૦ શનાભાઇ હરિભાઈ વગેરે બીજા આગેવાન આસામીઓની જમીનો ખાલસા મુકવામાં આવી. તેની દરકાર ન કરતાં તેઓ સઘળા મહાત્માજીની સલાહ મુજબ હિમ્મત રાખી બેસી રહ્યા. આખરે સત્ય તરશે એ જ અડગ શ્રદ્ધાથી લોકો ટકી રહ્યા હતા, જોકે સરકારે લોકોની દૃઢતાને હંફાવવા કાંઇ ઇલાજ લીધામાં બાકી રાખ્યું નહોતું. કપડવણજ તાલુકાના કઠાણા ગામે મામલતદારે જપ્તીઓનો ઝપાટો માર્યો. તેમણે દુઝણાં ઢોર અને સ્ત્રીઓના દાગીના સરખા મુકયા નહિ. માતર તાલુકામાં અમુક ગામના આખા ઉભા પાક જપ્તીએ લીધા. આવા પ્રસંગે લોકોને સલાહ અને હિમ્મત આપવા મહાત્મા ગાંધીજી ઉપરાંત બીજા સ્વયંસેવકો જુદાં જુદાં ગામોમાં ફરીને લોકોને સત્યાગ્રહની લડતનો રસ ચખાડી રહ્યા હતા. નાયકા ગામમાં રા૦ હરિપ્રસાદ મહેતાએ સભા ભરી ૨૦૦ ખેડુતોની સહીઓ મેળવી. રા૦ કાળીદાસ ઝવેરીએ નડીયાદ તાલુકાના સલુણ, ફતેહપુર, મોહલેલ, હાથજ, વાલ્લા, મરીડા વગેરે ગામોમાં ફરીને લોકોના કાનમાં સત્યાગ્રહનો મંત્ર મુક્યો. પણસોરા ગામે શેઠ જમનાદાસ દ્વારકાદાસ, રા૦ ખાંડવાળા અને બાઇ કલ્યાણજીએ આઠ દશ ગામોના ખેડુતોની સભા ભરી સત્યાગ્રહનો જાપ જપાવ્યો. શેઠ જમનાદાસે ખાસ કરીને કહ્યું કે: “ મહાત્મા ગાંધીજી જ્યાં હોય ત્યાં ફતેહ સિવાય બીજું પરિણામ હોઇ શકે જ નહિ......તમારો પ્રાણ જતા સુધી તમારા

દેશને માટે તમે ટકી રહેજો. તમારી લડતથી હિંદનો છુટકારો વહેલો થશે.”

મહેમદાવાદ તાલુકામાં ડોક્ટર હરિપ્રસાદ દેશાઈ ભ્રમણ કરી રહ્યા હતા અને પોતાના આનન્દી સ્વભાવ અને વિનોદભરી ભાષાથી ખેડુતોના દુઃખની લાગણી કમી કરતા હતા. તેઓ રાંછોલ, સિંહુજ, અટલાદ્રા, વણસોલી, દંઢાલી, માંકવા વગેરે ગામોના ખેડુતોમાં ફરી વળ્યા.

ખેડા જીલ્લાના ખેડુતોની સત્યાગ્રહની લડતનો લ્હાવો લેવા મુંબઈથી એક બીજું મંડળ તા. ૧લી એપ્રીલના રોજ આવી પહોંચ્યું. તેમાં નામદાર વિઠ્ઠલભાઈ પટેલ, શેઠ માવજી ગોવિંદજી, શ્રી૰ કામદાર, શ્રી૰ લક્ષ્મીદાસ હરિદાસ, શ્રી૰ લક્ષ્મીદાસ રવજી તેરસી, શ્રી૰ નારણદાસ પુરૂષોત્તમદાસ અને શ્રી૰ અમૃતલાલ ઠક્કર હતા. શ્રી૰ લક્ષ્મીદાસ તેરસી તે જ દિવસે રા૰ ગોકુળદાસ તલાટી સાથે નડીયાદ તાલુકાના ચીરસ્મરણીય વડથલ ગામે જઈ પહોંચ્યા. અને શેઠ નારણદાસ કપડવણજ તાલુકાના તોરણા (તોરણાગઢ)ના ખેડુતોની મુલાકાતે ગયા.

દિનપરદિન લડતોનો રંગ ઔર જામતો જતો હતો. બીજી તારીખે શ્રી૰ ગણેશ વાસુદેવ માવળંકર આણંદ તાલુકાના વડોદ અને અગાસ ગામના વતનીઓને રાજીખુશીથી મહેસુલ નહિ ભરવાનો ઉપદેશ દઈ રહ્યા હતા, ત્યારે ના૰ વિઠ્ઠલભાઈ પટેલ અને શ્રી૰ લક્ષ્મીદાસ તેરસી બોરસદમાં ૧૫૦૦ ખેડુતોની સભા જમાવી લડતનો સંપૂર્ણ હેવાલ સમજાવી સત્યાગ્રહનો સંદેશો પહોંચાડી રહ્યા હતા.

આ રીતે માર્ચની આખરના અને એપ્રીલની શરૂઆતના આ ચાર દિવસોમાં ખેડા જીલ્લાના તાલુકે તાલુકે અને ગામડે ગામડે અભણ એકનિશ્ચયી ખેડુતોને મહાત્માજી અને મહાત્માજીના સાથીઓ પ્રજાના વેણુની કીમત સમજાવી રહ્યા હતા તથા સત્ય અને ટેકની ખાતર પોતાની માલમીલકત અને સર્વસ્વ કુરબાન કરવાનો ઉપદેશ આપી રહ્યા હતા. પરિણામે દરરોજ સત્યાગ્રહીઓની સંખ્યા વધતી જતી હતી. તા. ૨૮મી માર્ચે લગભગ ૪૦૦ સત્યાગ્રહીઓ થયા. તેમની સંખ્યા ૧લી એપ્રીલે ૧૧૦૦ થઇ અને ૪થીની સવાર પહેલાં આંકડો ૧૫૦૦ એ પહોંચ્યો.

**અધિકારીઓનો સપાટો**

દરમીયાન અધિકારીઓ પણ જબરાઇથી મહેસુલ વસુલ કરવાને ખાતર પોતાનું સમગ્ર બળ અજમાવી રહ્યા હતા અને નવાગામ, પીગળગંજ વગરે ગામોમાં અસંખ્ય ઘરોને બારણે જપ્તીની નોટીસો ચોડી રહ્યા હતા. વડોદ અને ઉત્તરસંડા જેવા ગામોમાં તો તેમણે નોટીસો કાઢવાનું કામ પડતું મુકી એકદમ જપ્તીઓ શરૂ કરી. આ જ પ્રમાણે ત્રાણજા, ઓડ, માતર, નડીયાદ વગેરે ગામોમાં ઢોર, દરદાગીના, અને વાસણો ઉપર ટાંચ લાવી, હરરાજીઓ કરવા માંડી. કામ કરનારાઓ અધિકારીઓની પાછળ જેમ નળ કળિયુગની પાછળ પડે તેમ પડયા. અધિકારીઓ પોતાના ઉપરી અધિકારીઓને રીઝવવા અને એકબીજા ઉપર સરસાઇ મેળવવા આ ગરીબ અભણ અને ભોળા લોકોને ખોટું સમજાવવા કે ભોળવવા ચુકતા નહિ.

એટલેથી કામ ન સરે ત્યાં ખાલસા-નોટીસો અને જમીઓથી ડરાવી-ધમકાવી મહેસુલ વસુલ કરવાનું કામ ચાલતું હતું.

મહાત્મા ગાંધીજી ઇંદોરમાં મળેલા હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખપદે બીરાજવા પધાર્યા હતા. ત્યાંથી

**કઠાણામાં મામલતદારનો છાપો**

તા. ૧લી એપ્રીલના રોજ સવારમાં નડીયાદ આવી પહોંચ્યા તેઓશ્રીની ગેરહાજરીમાં જીલ્લામાં અધિકારીઓએ જ્યાં જ્યાં સખ્તાઇના ઇલાજ લીધા હતા, તે બધી હકીકતથી તેઓશ્રીને વાકેફ કરવામાં આવ્યા. કપડવણજ તાલુકાના કઠાણા ગામના લગભગ ૩૦ આગેવાન ખાતેદારો ઉપર ચોથાઇ દંડની નોટીસો કાઢી તરત જમીઓ કરી ઢોર, વાસણ, દાગીના વગેરે લઇ ગયાની ખબર કહેવા તે ગામના આગેવાન ખેડુતો ત્યાં બેઠા જ હતા. તેમની હકીકત ઉપરથી જણ્યું કે કપડવણજના મામલતદારે કઠાણા ઉપર છાપો માર્યો છે. ચાલુ મુસાફરીના શ્રમ હોવા છતાં, કપડવણજ તાલુકાના કઠાણા ગામે જવા મહાત્માજી તૈયાર થયા. કઠાણા ગામ કઠલાલ સ્ટેશનથી સાત માઇલ દુર છે. એ આખો રસ્તો મહાત્માજીએ ખરા મધ્યાન કાળે ઘોડા ઉપર બેસી કાપ્યો.

બપોરના એક વાગે કઠાણા જઇ પહોંચ્યા. મામલતદાર સાહેબના મુકામ તો ત્યાં હતો જ. તેમની રૂબરૂમાં મહાત્માશ્રીએ ગામ લોકોને સંબોધીને કહ્યું કેઃ—

"સરકાર કહે છે કે અમારે મહેસુલ લેવું જ છે. હું કહું છું કે જમીનમાંથી લો. અમારી માલમીલકત

જમે કરો, કે અમને હાજતમાં રાખો, પણ અમે હાથે કરી પૈસા ભરી જુઠ્ઠા ઠરવા માગતા નથી.........
ખરી રીતે ન્યાયનો ફકડો ખરો થવો જ જાઇયે. જ્યાં સુધી હું જીવતો બેઠો છું ત્યાં સુધી હું તમારે માટે લડીશ...... ...... ...... હમણાં ખાલસાની વાત નથી. ઘરેણાં, ભેંસ કે જંગમ મિલકતની વાત છે. એમાં મોટું નુકસાન નથી............ સરકાર જમીન ખાલસા કરે ને દશ રૂપિયાને ઠેકાણે હજારની જમીન લઇ જાય તો ઇશ્વર પણ ન સાંખે............"

બ્હેનોને સંબોધી તેઓશ્રી બોલ્યા કે:—

તમે તમારા ધણીને પરણ્યાં છો. ઘરેણાં કે ઢોરને નહિ. તમારા ધણીઓએ લીધેલી પ્રતિજ્ઞા પાળવાને તમારે મદદ કરવી એ તમારો ધર્મ છે."

આ પ્રમાણે મહાત્માજી લોકોને સત્યની લડત બહાદુરીથી લડવાનો ઉપદેશ આપી પાછા ફર્યા. બાદ મામલતદાર સાહેબે જપ્તીઓનું કામ પુરૂં કરી, જમે કરેલો માલ તાલુકા કચેરીએ લઇ જઇ હરરાજ કર્યો. તે વાતની મહાત્માજીને ખબર પડતાં ગામ લોટા ઉપર નીચેનો પત્ર લખ્યો:—

"તમારા માલની હરરાજી વિષે............ખબર મળી તમને માઠું લાગે, તમને નુકશાન થાય એ બધું સમજી શકું છું. પણ મને લાગે છે કે આપણે આ રીતે આગળ ચઢી શકીશું. આમાં તમને પૈસા સંબન્ધી જે દુઃખ થતું હોય, તે તમે ધીરજથી આનન્દપૂર્વક સહન કરો એમ ઇચ્છું છું. જો સરકારે ચોથાઇ ચઢાવી હશે, તો તે માટે

આપણે લઢીશું. અને મારી ઉમેદ છે કે તે આપણે પાછી મેળવીશું. તમે બધાયે માલ હરરાજ થવા દેવામાં જે બહાદુરી બતાવી છે, તે તમને ફળીભુત થશે, એવી મારી ખાતરી છે...... બાકીનાઓ હિમ્મતપુર્વક પોતાના બોલને વળગી રહેશો, એવી ઉમેદ રાખું છું. ઇશ્વર તમને શાન્તિ આપો."

**ભાઇ શંકરલાલ પરીખનું પ્રાયશ્ચિત.**

આ લડતની ઉત્પત્તિ રા૦ મોહનલાલ કામેશ્વર પંડયા અને શંકરલાલ પરીખથી થયેલી. તેઓ બન્ને ખેડુતોને આ લડતમાં દ્રઢતાથી ટકી રહેવાનો અને ન જોડાએલાને જોડાવાનો ઉપદેશ આપવા ગામડે ગામડે ફરતા હતા. અધિકારીઓ તો લાગ જ જોઇ રહ્યા હતા. તેમને કોઇને કોઇ પ્રકારે મહેસુલ વસુલ કરવું હતું. અને તેમાંય વળી શંકરલાલ જેવા માણુસનું મહેસુલ વસુલ કરવામાં આવ્યું છે, એ વાતની બીજા ખેડુતો ઉપર સરકારના લાભમાં સારી અસર થાય. એટલે કે તેઓ લોકોને કહી શકે કે શંકરલાલે તો પોતાની જમીનના પૈસા ભર્યા. તેઓ કાંઈ જમીન ખોવાના નથી. તેમની સલાહ પ્રમાણે ચાલવાથી ઉલટું તમને નુકસાન થશે અને આખરે જમીન ખોશો. અધિકારીઓ અને તેમના તાબાના મુખી તલાટીઓ આવી આવી ખોટી વાતો કરવા ચુકતા નહિં. તો પછી આવી એક ખરી વાત હાથમાં આવે, તો તેમના હર્ષનો પાર ન રહે એ સ્વાભાવિક હતું. મામલતદારે કઠલાલના મુખીને સાંધ્યા. અને મુખીએ શંકરલાલના ગરીબ, અભણ અને ભોળા ખેડુતને ફસાવ્યો અને એ ફસાયો એટલે શંકરલાલને તો ઉંચુ મ્હોં કરી

ખોલવા વારો ન રહ્યો. મુખીએ ખેડુતને ખાતે લખાવી એક સાહુકારને ત્યાંથી પૈસા લીધા. અને સરકારના દફતરે શંકરલાલને ખાતે જમે કર્યા. આ વાત હાથમાં આવી તેના તેમણે ભારે દુરૂપયોગ કર્યો. આ વાતની શંકરલાલને ખબર થતાં, તરત જ તેઓ મહાત્માજી પાસે ગયા અને તેઓશ્રીને બનેલી હકીકત કહી. મહાત્માજીની દીલગીરીનો પાર ન રહ્યો તેઓશ્રીને ઘણું લાગી આવ્યું. તેમણે જણાવ્યું કે:

"તમારા જેવા આગેવાન કામ કરનારના પૈસા કોઈપણ પ્રકારે ભરાય એ ઇચ્છવા જોગ નથી. આથી તમારી પ્રતિજ્ઞા પળાતી હોય એમ મને નથી લાગતું, એટલે તમારે તો ટેક જાળવવા, અને તમારૂં નિર્દોષપણું સિદ્ધ કરવા, એ જમીન કઠલાલ ગામને કૃષ્ણાર્પણ કરી દેવી જોઇએ...."

ભાઈ શંકરલાલે જાહેર રીતે કરેલું પ્રાયશ્ચિત સત્યાગ્રહી થનારને જાણવું જરૂરનું હોવાથી નીચે આપ્યું છે:—

**કઠલાલનાં ભાઈઓ અને બ્હેનો પ્રત્યે:—**

ખેડા જીલ્લાની અંદર જે મહાન લડત ચાલી રહી છે તેની ઉત્પત્તિ ભાઇ મોહનલાલ કામેશ્વર પંડ્યા અને મારાથી થએલી છે. પોતાની જમીન અને બીજું બધું જાય તોપણ પોતે મહેસુલ નથી ભરવાના એવી પ્રતિજ્ઞા ઠેકાણે ઠેકાણે લેવાએલી છે તેમાં હું પણ સામેલ છું. વળી બીજાને એ પ્રતિજ્ઞાપત્રમાં સહી કરવાનો આગ્રહ કરવામાં પણ મેં યથાશક્તિ ભાગ લીધો છે. એમ છતાં મારી ગફ-લતથી મારી જમીનની મહેસુલના પૈસા મારા રખવાળ (ઉછેર ભાગદારની)ની પાસેથી સરકારે ઉઘરાવી લીધા. જો હું વહેલો ચેત્યો હોત તો આ પરિણામ ન આવત, એમ હું બરાબર જોઈ

શકું છું. મારા જેવા કામ કરનારને સારૂ આ ભૂલ માફ્લવની ગણાય, એમ મને લાગી આવે છે. મારે મારી ભુલનું પ્રાયશ્ચિત કરવું જ જોઇએ, એમ હું સમજું છું મારી જમીન જશે એ મારે સહન કરવું પડશે, એવો નિશ્ચય તો મેં કર્યો જ હતો, હવે મારે અને મારા વારસોએ એ જમીનની માલીકી અને ભોગવટો છોડી દેવાં જોઇએ. તેથી આ પત્રદ્વારા હું કઠલાલનાં ભાઇ બ્હેનોને જણાવું છું કે આજથી એ જમીન મારી અને મારા કુટુંબવતી હું કૃષ્ણાર્પણ કરૂં છું, અને તે જમીન કઠલાલની પ્રજાને સોંપી દઉં છું. આ જમીનનો ઉપયોગ લોકોની કેળવણી અને તેઓનું આરોગ્ય વધે તેવા ઉપયોગમાં વપરાય એમ હું ઇચ્છું છું, અને તેનો વહિવટ કરવા નીચેના ગૃહસ્થોને ટ્રસ્ટી નીમું છું:—પંડ્યા મથુરભાઇ સુખદેવ, પંડ્યા મોહનલાલ કામેશ્વર, પરીખ નરહરિ દ્વારકાદાસ.

ઉપર પ્રમાણેની ગોઠવણ હું મારા આત્માની શાંતિ અને શુદ્ધિ અર્થે કરૂં છું, તે કઠલાલ નિવાસી ભાઇબ્હેનો સ્વીકારી મને આભારી કરશો. સેવક,

નડીઆદ તા. ૨-૪-૧૯૧૮ શંકરલાલ દ્વારકાદાસ પરીખ

માતર તાલુકાના લીંબાસી ગામના ખેડુતોને અધિકારીઓએ બીજી રીતે રંજાડવાનો સંકેત ગોઠવ્યો.

**લીંબાસી ગામના પાક ઉપર જપ્તી**

તા. ૩૦ મી માર્ચના રોજ સરકારે લીંબાસીના સત્યાગ્રહીઓ પર એવો હુકમ કાઢ્યો કે જમીન મહેસુલના કાયદાની કલમ ૧૪૧ મુજબ લીંબાસી ગામના બધા ઉભા અને ખળામાં પડેલા પાક સરકારે જપ્ત કર્યા છે. મહાત્માજી કઠાણાથી આવી બીજે દિવસે લીંબાસી જઇ પહોંચ્યા અને તળાવના કિનારે આવેલા

મહાદેવના મંદિર આગળ ત્રણ હજાર પુરૂષો અને ત્રણસો સ્ત્રીઓ સમક્ષ નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

આપણી લડતને સત્યાગ્રહ એ નામ આપીએ છીએ. આપણે સત્યને આપણું હથિયાર કરવાનું છે. તેથી જો અસત્ય બોલો અને મને છેતરો તો આપણે પડવાના, અને આપણી લડત થોથાં જેવી હતી એમ કહેવાશે. હવે જેમણે સરકારધારો પુરો ન ભર્યો હોય તે હાથ ઉંચા કરો. (આશરે ૨૦૦ હાથ ઉંચા થયા) સરકારધારો જેમણે પુરો ભર્યો હોય તે ઉંચા કરો. (ત્રણ હાથ ઉંચા થયા) અહીંઆ ઘણાએ સરકારધારો નથી ભર્યો એ આનંદદાયક છે. આટલા માણસો મક્કમ રહે તો આપણી જીત છે. જીતનો અર્થ આપણે સમજવો જોઇએ. આપણે શેની લડત લડીએ છીએ? (એક જણે કહ્યું, સત્યની લડત લડીએ છીએ.) એથી બસ થતું નથી. સત્યને સાબીત કરી શકીએ તે માટે સાધન જોઇએ. તો આપણે સત્યને સારૂ લડતાં શેનો ઉપયોગ કરીએ છીએ? સરકારધારો સરકાર મુલતવી રાખે તે માટે આપણે લડીએ છીએ. ચારઆનીથી ઓછો પાક થાય તો બધું મહેસુલ અને ચારઆની અને છઆનીની વચ્ચે પાક થાય તો અર્ધું મહેસુલ મુલતવી રહેવું જોઇએ એવો નિયમ છે. ઘણાને ચારઆનીથી ઓછો પાક થયો છે. ઘણા અર્ધો ધારો આપી ચુક્યા છે. બાકીનો ધારો ન ભરવાની આપણી લડત છે. સરકાર કહે છે, કે ઘણેખરે

ઠેકાણે છઆનીથી વધારે પાક થયો છે. ત્યારે આપણે ઇન્સાફને ખાતર કમીટી નીમવાની સરકારને વિનંતી કરી, તે તેણે નાકબૂલ કરી. પણ આમાં મહેસુલ ભરવાનો જ સવાલ નથી. સરકારનો કક્કો હમેશાં સાચો થાય અને રૈયતનો કક્કો હમેશાં જુઠો થાય એ જોઇને મને દુઃખ થાય છે. આ ગુલામીદશા છે. તે આપણે હવે નથી ભોગવવી. અમે પોતે એ સ્થિતિ નથી ભોગવવા ઇચ્છતા અને તમારે પણ એમ ઇચ્છવું જોઇએ. સ્વતંત્રતાનો આનંદ તમે પણ મેળવો એ સારૂ આ લડત છે. સરકારધારો મુલતવી રહે એ તેનુ રૂપ છે. આમાં પ્રજાહક અને સરકારહકની લડત છે. આપણી હક સાચી છે માટે તેને સત્યાગ્રહ કહીએ છીએ. લડત લડતાં સરકાર આપણો બધો પૈસો લઇ એમ પણ આપણે ધારો નહીં ભરીએ તો આપણે જીતી શકીએ. સ્ત્રીઓ પણ પોતાના ધણી સાથે એ જ વાત કરે. આપણી હાજતો પુરી પડે તેટલું આપણે હંમેશાં કમાવું જોઇએ આપણે બુરી દશામાં છીએ એ કાંઇક આપણી ગફલતથી. આપણો પાક ઓછો હોય અને સરકાર કહે કે વધારે છે તો આપણે સત્યને ન જાળવી શકીએ. બીજાના ડરથી ન કરવાનું કરાય એથી માણસ નીચે પડી જાય છે. ડરવું નહીં એમાં પુરૂષાર્થ અને મર્દાની છે. આપણે ગુલામ નથી, પણ સ્વતંત્ર છીએ. સરકાર કહે છે, કે પ્રજાને એક વખત ઉંચું માથું કરવા દઇએ, તો હમેશાં માથું ઉંચું કરે. પણ આ ધાસ્તી ખોટી છે, કારણ

કે લોકોને એમ માથું ઉંચું કરવાની નવરાશ નથી. રોટલો કમાતાંજ લોકોનો ઘણો વખત ચાલ્યો જાય છે. જો હું લોકો પાસે ખોટી રીતે ન ભરાવવા ઇચ્છું તો લડત એક જ દિવસ ચાલે. દુઃખ ભોગવીને જ આપણે લડી શકીએ. જો કોઇ કરોડાધિપતિ કહે, કે તમે સાં ના ભરશો, પણ હું તમારીવતી ભરી દઉં, તો તમારે એને કહાડી મુકવો જોઇએ. એવી મદદથી આપણે હેઠે પડીએ છીએ, રૈયતે પોતાના જોર ઉપર લડવું જોઇએ, તેણે દુઃખમાં સુખ માનવાનું છે. મારી મદદ તો આટલી જ છે, કે દુઃખનો ભાગીદાર થવા ઇચ્છું, તમારૂં દુઃખ સહન કરૂં, મારો અનુભવ અને સલાહ હું તમને આપું, બીજી મદદ ન આપી શકાય. લડત તમારે લડવાની છે. અમે તમારા શેઠ તરીકે નહીં. પણ તમારા નોકર તરીકે મદદ કરી શકીએ. અમારો સ્વાર્થ આ લડતમાં રહેલો છે, અમારૂં સુખ અને અમારો સંતોષ તમને ન હોય, તો અમે તે ન ભોગવી શકીએ. અમારી આસપાસ દાવાનળ હોય તો અમને સુખ કેમ હોય? નોટીસને લીધે લીંબાસીના લોકો કદાચ ગભરાય, પાકપર જપ્તી મુકી તેથી તેમને ધ્રુજારો આવે. વળી પણ સરકારધારો ઉભો રહે. આ સહન કરશો તો બીજીવાર સરકાર તેમ નહી કરે. સરકાર તો ભય ઉપજાવવાને આ બધું કરે છે. સત્યની ખાતર લડયાના હિન્દુશાસ્ત્રમાં ઘણા દાખલા છે, પણ તે વર્ણવીને હું તમારૂં અપમાન નહિ

કરૂં. એવો દાખલો જો લીંબાસીમાં બતાવીએ તો એમ કહેવાય કે નબરાજાની વાત સાચી હશે, કારણ કે, લીંબાસીમાં સેંકડો નબરાજા ઉત્પન્ન થયા છે. ખળા ઉપર જપ્તિ નાખી તે ભલે નાખી. બધી જમીન ભલે ખાલસા થાય. બધી જમીન છોડવી પડે ત્યારે પણ આપણે આનંદથી ઢોલ વગાડતા ગામ બહાર નીકળીએ તે સોનાનો દિવસ હશે, કારણ કે તમારી પ્રતિજ્ઞા પળી હશે. જે માણસ ખુવાર થશે તેના ખોળામાં અમે રોટલા નાખીશું. તેમ ન થાય તો તમારી સાથે લાંઘણ કરવાને માણસો તૈયાર છે, આથી વધારે મદદની ઇચ્છા કરશો તો તમારી ભુલ થશે. દુઃખ સહન કરશો તો બધાં દુઃખનો નાશ થશે.

તલાટીનો, મુખીનો અને રાવણીઆનો ત્રાસ છે તો પછી મામલતદારનું તો પુછવું જ શું! અને કલેકટરના સામુ તો ન જ જોઇ શકાય. અમલદારોથી ડરવું જોઇએ એવું કાયદામાં ક્યાંએ લખ્યું નથી. કાયદો એમને પુછશે. આપણે ડરીએ નહીં તો કાયદો દંડ ના કરે. આપણે ઇશ્વરનો જ ડર રાખવાનો છે. સરકાર અને લોક ભુલ કરી શકે. રૈયત જ હમેશાં ભુલ કરી શકે એ વાત મનાય જ નહીં.

જેનાપર દંડ થાય છે તેણે ગભરાવાનું નથી. સરકારની સામે ઝુઝવાનો નવો ખ્યાલ આપણને આવે. ભાઇ ઇન્દુલાલ અને ભાઇ હરિપ્રસાદ આ તાલુકામાં રહેશે, તેમને તમારાં દુઃખની ખબર આપશો. બીજા તાલુકાનો પણ

તે પ્રમાણે બંદોબસ્ત કરીશું. દરરોજ હસ્તપત્રિકા પણ કહાડીશું. તેમાં હમેશાંની સ્થિતિ જણાવશું. જેથી તમને જણાશે કે અમે એક ક્ષણ પણ આળસમાં નહિ, પણ કામમાં ગાળીએ છીએ. શુક્રવારે મુંબઇમાં આ વિષે સભા ભરવાની છે. ધીમે ધીમે આખો હિંદુસ્તાન જાગૃત થશે. તેમાં જશ તમારો છે ખેડા જીલ્લાએ માર્ગ બતાવ્યો. તેથી આખા હિંદુસ્તાનની રૈયતનું કામ સ્હેલ થઈ પડયું. ખેડૂત એમ કહે કે, હું પુરુષ છું, હેવાન નથી; ત્યારે એમનામાં દેવતાઓ વસે છે. હાલ મનુષ્યમાં તો દેવ જોવામાં નથી આવતા. હાલ જુઠ, કપટ, ઢોંગ વગેરેમાં આપણો વખત ગાળીએ છીએ. જો આ લડતને અંતે આપણે સીધે રસ્તે કમાતાં અને ખેતી કરતાં શીખશું તો ઠીક થશે. હું તમને જય ઇચ્છું છું. તમારી પ્રતિજ્ઞા પળો. જે નવી પ્રતિજ્ઞા લે તેના પણ પળજો. સ્ત્રીઓએ પણ એવો જ નિશ્ચય કરવો કે તેમના પતિઓએ મહેસુલ ન ભરવાની પ્રતિજ્ઞા પાળવી.

ભાષણનું કામ પુરૂં કર્યા બાદ તેઓશ્રીએ કલેક્ટર મિ. ઘોશલને લખ્યું કેઃ—

"................આખા ગામનો પાક જપ્ત કરવાનો હુકમ અતિ ઘાતકી ગણાય......હું ઇચ્છું છું કે સરકાર અને પ્રજા વચ્ચે આ લડત નિર્દોષપણે લડાય. લડતને અન્તે કડવાસ રહી જવાને બદલે

બન્નેને લાભ થાય એમ વર્તવું જોઇએ......મેં સાંભળ્યુ કે સરકારી માણસોએ શરીર બળનો પણ ઉપયોગ કર્યો.... ... ... ...ન્હાનામાં ન્હાના નોકરે જાણવું જોઇએ કે સરકાર આમ કઠોર થવા નથી ઇચ્છતી."... :...

તે દિવસે બીજો પત્ર કમિશનર સાહેબને લખ્યો. એની સાથે સાથે ગામના તમામ ખેડુતો પાસે નીચે મુજબ અરજી કરાવી.

"... ... ...મજકુર ગામની આનાવારી ચારઆના કરતાં ઓછી હતી, એમ અમે જાણીએ છીએ. તેથી અમે અરજ ગુજારીએ છીએ કે મજકુર હુકમ ખેંચી લેવાય અને આ વરસે વસુલ કરવાનું મોકુફ રાખવામાં આવે.

× × ×

"અરજદારોને ખાતરી છે કે લોકોને ખાલી નુકસાન થાય અથવા પજવણી થાય એવું કરવાનો સરકારનો ઇરાદો ન જ હોય."

"બદદાનતથી સરકારધારો રોકી રાખવાનો રૈયતનો ઇરાદો મુદ્દલ નથી. રૈયતને પાક ઓછો થયો છે, તે બદલ ઇન્સાફ લેવા ખાતર જ મહેસુલ નાહ ભરવાનું પગલું અમે વિનયપૂર્વક ભર્યું છે."

× × ×

ઉપર મુજબ કલેક્ટર અને કમિશનરને કાગળ લખ્યા તથા લોકો પાસે અરજી કરાવી, આ સંબન્ધમાં કલેક્ટરનું વલણ નમ્ર અને સભ્ય જણાયું, તેણે લખ્યું કે—

"....................લેશ માત્ર જુલમ ન થાય તે માટે મેં સર્વેને સખત વરધી આપી છે. અને ગુન્હો સાબીત થતાં તરત જ બરતરફ કરવામાં આવશે.........ડીંબાસીમાં જે ઇલાજ લેવામાં આવ્યા છે. તે સંબન્ધમાં તપાસ કરૂં છું આ વિષે આપણે આવતી કાલે કે પરમદિવસે રૂબરૂ મળી ખુલાસો કરીશું."

કલેક્ટર સાહેબના લખ્યા મુજબ મહાત્માજી તેઓ સાહેબને મળ્યા, અને મહેસુલની રકમ જેટલા ઘઉં કે બીજું અનાજ તા. ૧૦ મી સુધીમાં સરકારને સ્વાધીન કરવાની મહાત્માજીએ ખેડુતોવતી કબુલાત આપી. તે ઉપરથી આસી. કલેક્ટરના હુકમો પાછા ખેંચી લેવામાં આવ્યા. અને તા૰ ૧૦ મીએ ઘઉં વેચી સરકારે રૂપિયા વસુલ કર્યા.

**અમલદારો અને સ્વયંસેવકો વચ્ચે રસાકસી**

લડતનો રંગ દિન પર દિન જામતો હતો. અમલદારો અને સ્વયંસેવકો ગામડાંમાં ફરી રહ્યા હતા. એક બીજાની ગેરહાજરીમાં સૌ પોતપોતાને ફાવતી રીતે કામ કરતા હતા. કોઈ કોઈ ગામે બન્ને પક્ષ ભેગા થતા ત્યાં લોકોની અને કામકરનારની ભારે કસોટી થતી. માતર તાલુકાના મામલતદાર અને એક સ્વયંસેવકનો પ્રસંગ જાણવા જેવો છે. મામલતદાર સાહેબ માતરથી ઊપડેલા, અલિન્દ્રા હિંરજ અને મલિયાતજ થઇ ખાંધલી જવાના છે એવી ખબર મળી.

સ્વયંસેવક ઘોડા ઉપર તેમની પાછળ નીકળી પડયો. બન્ને હિરંજના ચોરામાં ભેગા થઈ ગયા. ત્યાંથી બન્નેએ લોકોને સમજુત કરી. મામલતદાર સાહેબને ત્યાંથી એક પાઈ પણ મળી નહી. ત્યાંના લોકોની દઢતાની ખાતરી થતાં, સ્વયં-સેવક મલિયાતજ થઈ ખાંધલી જઈ પહોંચ્યો, મામલતદાર સાહેબ હિરંજમાં થાક ખાવા રહ્યા, એટલામાં સ્વયંસેવક બે ગામ ફરી વળ્યા. મામલતદાર સાહેબ ખાંધલી આવી પહોંચ્યા ત્યાં સુધીમાં તેમની પાસે નાણાંનો ભાર વધ્યો નહિ, ઉલટો ભાથાના દાબડામાંથી પુરીઓ ખલાસ થઈ ગઈ. ખાંધલીમાં તેઓ સાહેબ પડાવ નાંખી રહ્યા. બીજે દિવસે ગામમાં આમથી તેમ ઘણી ટાંટીઆતોડ કરી પણ કાંઈ વળ્યું નહિ.

માતર તાલુકામા બીજી તરફ ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક ધૃમીટંજ રહ્યા હતા. તેમણે તા. ૩જી ના રોજ નવાગામ અને નાયકાના લોકોની સભાઓ ભરી લોકોની દઢતાને ઉત્તેજીત કરી.

ડા૦ હરિપ્રસાદ દેશાઈ મહેમદાવાદ તાલુકામાં મોરચો મારી પડયા હતા. અને દરરોજ એક બે ગામે જઈ લોકોની મુલાકાત લેતા રહેતા હતા. વણસોલીમાં તેમણે સભા ભરી તેને બીજે જ દિવસે મામલતદાર સાહેબ આવી પહોંચ્યા. તેમણે બાવાજી કલ્યાણદાસ નામના ૮૦ વર્ષના એક જમીનદારને સમજાવવા પ્રયાસ કર્યો, તેના જવાબમાં એ વૃદ્ધ જમીનદારે જવાબ આપ્યો કે—

"આપને ફાવે તો તાપે બાંધો. ફાંસીએ ચઢાવો. પણ મેં તો સોગન લીધા છે. તે મારાથી નહિ તોડાય. અને સૌ લોક સોગન ન તોડે એમ સમજાવીશ."

શ્રીયુત વલ્લભભાઈ અને રા. શંકરલાલ બેન્કરે આણંદ તાલુકાના ઓડ ગામમાં જઈ સભા ભરી લોકોને સત્યાગ્રહની લડતના હેતુ સમજાવ્યા. તે ગામમાં જપ્તીઓ કરવાની મુખી-તલાટીએ શરૂઆત કરી હતી, તે તેમના જવાથી અટકી પડી. ત્યાંથી રા. બેન્કરે બીજે દીવસે નાવલી (તા. આણંદ) ગયા, અને શ્રી૦ વલ્લભભાઈ, રા. લલુભાઈ કીશોરભાઈ અને હરિપ્રસાદ કંથારીઆ સાથે માતર તાલુકાના રધવાણજ અને સંધાણા ગામે જઈ પહોંચ્યા. આ ગામોમાં આસિ. કલેક્ટર મિ. હુડ લોકોના ઘરોમાં જાતે પેસીને માલ મીલકત જપ્તીમાં લઈ, મહેસુલ વસુલ કરવા પ્રયત્ન કરતા હતા. ત્યાંના લોકોને બરાબર હિમ્મત આપી સત્યાગ્રહમંત્રનો પાઠ પઢાવી શ્રી૦ વલ્લભભાઈ પાછા ફર્યા.

શ્રીમતિ અનસૂયા બ્હેન તા. ૪થીએ નાવલી આવી પહોંચ્યાં. ત્યાંનું કામ પતાવી અનસૂયા બ્હેન અને રા. બેન્કર કાસર, અજરપુર અને સામરખામાં ફરી વળ્યાં.

રા. મોહનલાલ પંડયા આ સમયે વડથલ ગામના ચમારોની વેઠનો નિકાલ કરવા મથી રહ્યા હતા. તેમણે વડથલના કેટલાક આગેવાનોની મદદથી ચમારોની વેઠ બંધ કરાવી, અને તેમને પીવાના પાણીના કુવાની મરામત કરવાની ગોઠવણ કરી.

એ જ દિવસે એટલે તા. ૪થી એપ્રીલના રોજ મહાત્માજી આણંદ તાલુકાના કરમસદ ગામે જઇ પહોંચ્યા. કરમસદ આણંદ તાલુકાનાં મુખ્ય ગામોમાં આણંદથી બીજા નંબરનું ગામ છે. આ ગામમાં મુખ્યત્વે પાટીદારોની જ વસતિ છે. લોકો પૈસે ટકે સુખી છે. તે ગામે ઘણા સાહસિક વેપારીઓને જન્મ આપ્યો છે. તે જ સાથે દેશોન્નતિના કાર્યમાં બે નરરત્ન–નામદાર વિઠ્ઠલભાઇ અને શ્રીયુત વલ્લભભાઇ–પેદા કરી પોતાની બક્કે સમસ્ત ખેડા જીલ્લાની કીર્તિ અમર કરી છે.

**મહાત્માજી કરમસદમાં**

આ લડતમાં પોતાનો હિસ્સો હાંસલ કરવા બિહારથી ખાસ કરી પધારેલા મ્હેમાનો શ્રી૦ રાજેન્દ્રબાબુ, બાઇ બદ્રીનાથ વર્મા અને આનન્દીબાઇ તથા 'ન્યુ ઇંડિયા'ના તંત્રી શુએબ સાથે મહાત્માજી વખતસર સભામંડપમાં આવી પહોંચ્યા. તેઓશ્રીએ પોતાનું ભાષણ શરૂ કરતાં કહ્યું કેઃ—

"જ્યારે થોડા દિવસ પહેલાં નડીયાદમાં આપણે ભેગા થયા અને સત્યાગ્રહની લડતનો નિશ્ચય કર્યો ત્યારે મેં મહમદઅલી અને શૌકતઅલીની બાબતમાં મારે દિલ્હી જવાનું છે એમ કહેલું. એ લડતની અંદર હું ઉપર ઉપરથી જ ભાગ લેતો દેખાઉં છું છતાં મારો આત્મા એમાં કેટલો પરોવાયલો છે તે હું જાણું છું. પણ જે માણસ અંદરથી અને બહારથી એને માટે બળ્યા કરે છે અને બળતો છતાં પરમેશ્વરને ભુલતો નથી તે ભાઇ તો આજે અહીં મારી સાથે આવેલા

ભાઇ શુએબ છે. મેં મુસ્લીમ લીગમાં કહ્યું હતું કે હિંદુસ્તાનમાં હું ઘણું ફરૂં છું, અને જેનું ખુદામાં દિલ લાગેલું હોય અને સાચાને ઓળખતા હોય તેવા મુસલમાનને હું જોઉં તો ભેટું. એવા ભાઇઓ તો ભાઈ મહમદઅલી અને શૌકતઅલી છે. એ લોકોની તો હું હજુ શોધમાં જ છું. એ બે ભાઇઓની શોધ કરતાં મને શુએબની ભેટ થઇ છે. મારી સલાહથી તેઓ અહિંઆં આવ્યા છે. જેટલા તે સાચા છે તેટલા જ તે વિદ્વાન છે. એમણે દુઃખ ભોગવવામાં બાકી નથી રાખી, અને શીખવવામાં બાકી નથી રાખ્યું.

"બીજા ભાઇને માટે તો શું કહું? મારા તો બે ભાઇઓ ગુજરી ગયા છે પણ જેમને જોઇને હું મારા ભાઇની ખોટ ભુલી જાઉં છુ તે રાજેન્દ્રબાબુ—એમણે મને એટલા રસના ઘુંટડા પાયા છે કે હું કદી ભુલી શકુ તેમ નથી. ભાઇ બદ્રીનાથ વર્મા પણ જનકરાજાની ભુમિ બિહારના જ છે. બહેન આનંદીબાઇ મારે પુત્રી નથી તે પુત્રીની ખોટ પુરી કરી રહ્યાં છે. પોતે વિધવા છે હજી તેમનો અભ્યાસ ચાલુ છે. પણ ચંપારણ્યમાં જ્યારે સ્રીઓની જરૂર પડેલી ત્યારે દાકતર દેવે મને આનંદી બેન શોધી આપેલાં. આ સૌને સાક્ષી રાખી આપણું કામ કરવાનું છે.

"મુંબઈ તો ધનાઢ્યોનું ધામ છે. ત્યાં સત્યાગ્રહ સમજાવવો બહુ આકરો છે. મુંબઇની સરકારને

એ સમજાવવો એ બહુ ભારે કામ છે. કારણ કે ત્યાં તો કાયદાની કલમ જ્યાં ત્યાં લાગુ પાડવામાં આવે છે. છતા મસલતને પરિણામે એક કમિટી નીમાઈ છે, તે લોકો કાગળ લખી સરકારને મળશે. મુંબઈમાં જાહેર સભાની વાત તો હાલ મુલતવી રહી છે. તમને છોડીને મુંબઈ જવું મને કડવું ઝેર જેવું લાગેલું. હું તમને છોડીને નથી જઈ શકતો. આ લડત મુંબઈના માણસોની મદદથી નથી જીતી શકતો. ખેડાના ખેડુતો બડભડ વિખરાઈ જાય, અને શ્વાસની માફક બળી જાય તો મુંબઈના માણસોની કોઈપણ મદદ આપણને ન તારી શકે. મુંબઈના લોકોને આપણું કામ ઉદ્ધતાઈ ભરેલું લાગે તોપણ તમે કહી શકશો કે ના, એ તો સાચનું કામ છે. ત્યારે જ તમે ટકી શકવાના.

“ આ ભાઈઓને આ પ્રસંગે લાવ્યો તે ઠીક જ થયું છે. આ ગામ વલ્લભભાઈનું છે. વલ્લભભાઈ જો કે હજી ભઠ્ઠીમાં છે એમને સારી રીતે તપવાનું છે, તોપણ મને લાગે છે કે એમાંથી આપણે કુંદન કાઢીશું. આવા સંજોગોમાં તમે અમને સુખે વદાય કરશો, એવી હું આશા રાખું છું. લાડુનું ભોજન તમે આપ્યું છે, પણ લાડુના ભોજન ઉપર દક્ષિણા આપવી પડશે. અને તે દક્ષિણા તે જ હોઈ શકે કે ભલે તમને પેલા તળાવમાં ડુબાડે કે અગ્નિમાં બાળે તોપણ સરકારને એક પૈસો આપો નહીં.

"ઘણા ગામના ભાઈઓને અહીંઆં બોલાવવામાં આવ્યા છે, વડોદરાની હદની અંદરના ભાઈઓ બીજા ભાઈઓને હિમ્મત આપી શકે છે, અને જમીન ખોવી પડે તોપણ અમારી જમીન આપીશું, તમારે માટે લુંટાવી દઈશું એવી ખાતરી આપી શકે છે. આપણે કહેતા હોઈએ કે ચારઆનીથી ઓછો પાક છે, તો સરકાર એક પૈસો લઈ જાય, તે કેમ બની શકે? પણ તેટલા જ માટે આ લડત નથી. એની પાછળ એક એવું તત્ત્વ રહેલું છે, કે સરકારનો કક્કો ખરો હોય કે રૈયતનો કક્કો ખરો હોય, ગમે તે હોય, તોપણ કોઈનો ખોટો કક્કો ખરો ન ઠરે. **સરકારની ખોટી લડત સામે લડવું તેમાં જ આપણી વફાદારી, આપણો ખરો ધર્મ છે.** એ આપણે ન કરીએ તો આપણે વફાદાર નથી, ધર્મવાન નથી. આપણે માણસાઈમાં આવવાનું છે. જાગ્રત થયા છીએ ત્યારે ચેતીને ચાલવાનું છે. દેશમાં ઉથલપાથલ થઇ રહી છે. બહાર લોહીની નદી વહી રહી છે. યુરોપની પ્રવૃતિ અજ્ઞાનની છે, તોએ પોતાને વીર પુરુષો પુરવાર કર્યા છે. એ વીર પુરુષોના આપણે ભાગીદાર થવા ઇચ્છીએ છીએ. વીરની સાથે જો વીર બનશું, તો જ સુંદર સ્થિતિ આવશે. આપણે વીર નહી બનશું તો એઓને આપણે નામર્દ બનાવશું. વીરની સાથે દીન બનીને આપણે તેને દીન બનાવીશું. જાગૃતિની ખાતર, પાઠ ભણવાની ખાતર, પાઠ ભણાવવાની ખાતર આપણે લડી રહ્યા છીએ.

"લડાઇમાં શસ્ત્ર લેવાથી વીરતા નથી આવતી. શસ્ત્ર હોય પણ હૈયાં બીકણ હોય તો શસ્ત્ર નકામાં છે. વીરતા માણસની નિર્ભયતામાં છે, તલવારના ઝાટકા ખાધા છતાં પણ ન ચસવામાં છે. એ વીરતા પુરૂષો સ્ત્રીઓ, બાળકો બધાને વિષે હોઇ શકે. એ વીરતા ખેડાના ખેડુતોમાં હો એમ ઇચ્છું છું બીજી અધુરી વીરતામાં હિંસા રહેલી છે, એ આપણે નથી લઇ શકતા, આપણું શસ્ત્ર સત્યના આગ્રહનું છે. એ સદાકાળ માટે છે. એ આજે તો એ જ અર્થ છે, કે ખેડાના ખેડુતો બધું વેચી દેવા દે પણ પૈસા ન ભરે. કરમ-સદના ખેડુતે કદી નહિ પડે. પડીને પોતાની સાચવેલી મીલ્કતનો ભોગ આપે. આપણે દુઃખ સહન કરવું છે. આપણે આપણી વસ્તુઓનું બલીદાન આપવું છે. ખાવાનું મળશે કે નહિ તેનો વિચાર જરૂરનો છે. પણ દાંત આપ્યા છે તો ચવાણું જરૂર. આપશે. આપણાં ધનમાલ-સરકારને જે જોઇએ તે ભલે લઇ જાય."

આ પછી ખેડુતોને ન ભરવાની પ્રતિજ્ઞા ઉપર સહીઓ કરવાનું કહેવામાં આવ્યું. ખેડુતો સહી કરે તે દરમીઆન જેને કાંઇ શંકા હોય, કાંઇ પુછવું હોય, તે પુછી શકતા હતા. એમાંથી એક જણે કહ્યું કે ગામમાં પોતાથી વિરૂદ્ધ પક્ષના કેટલાક એવા છે કે જેઓ સરકાર જમીન વેચે તેની રાહ જોઇને જ બેઠા છે, અને લીલામ થયે તરત લઇ લેશે. તેને મહાત્માજીએ આ પ્રમાણે ઉત્તર આપ્યોઃ

"ભીખ માગતા થવાની તો લહેત છે. બદદાનત રાજ્યને જે આપણી જમીન ઉપર બેઠા છે, તે તે લઈને પચાવી શકવાના નથી. સરકાર પણ જમીન ઉપર હાથ નાખશે ત્યારે આપણે તેની સાથે બહારવટું લેવાનું છે. રૂપિયા ઉધારવા માટે ૧૦૦૦૦૦ રૂપિયાની જમીન લેશે તો તે જમીન સરકારને નથી પચી શકવાની. આ લુટફાટનું રાજ્ય નથી પણ ન્યાયનું છે. આ રાજ્ય જે દિવસે ઇરાદાપુર્વક લુંટફાટનું છે, એમ મને ખબર પડશે, તે દિવસે હું બેવફા છું એમ માનજો. આપણી જમીન જશે તો આપણે શું કરવું, એ ધાસ્તી શું કરવા જોઈએ! એ જમીન કેમે કરી કોઇ વેચાવી શકવાનું નથી."

સભા બરખાસ્ત કરતા પહેલાં મહાત્માજીએ પોતાની સાથે આવેલા મ્હેમાનોને કાંઇક બોલવાનું કહ્યું. તે ઉપરથી ભાઈ રાજેન્દ્રબાબુ ઉભા થઇ હિન્દી બોલ્યાઃ—

તમારી સામે ઉભા રહેવાનો મારો અધિકાર નથી, પણ મારી ધૃષ્ટતાનું કારણ મહાત્માજીનો આગ્રહ છે. તમે જે વ્રત લીધું છે. તે મહાવ્રત છે. તમો મહાવ્રતીઓ ઉપર ગુજરાતની નહિ, મુંબઇ પ્રાંતની નહિ, પણ સારા ભારતવર્ષની નજર છે. તમે ભારે વાત ઉપાડી છે. દુઃખ ખમવાં પડશે, તકલીફ વેઠવી પડશે. પણ તમે પ્રભુપ્રતિ પ્રતિજ્ઞા લીધી છે, એટલે તરશો. તમારી પાસે અમે તો ઉપદેશ લેવા આવ્યા છીએ. અને તમારી સફળતા ઉપર અમારા ઉપદેશગ્રહણની સફળતા છે."

ભાઇ શુએબે ઉર્દુમાં અતિ બોધદાઈ પણ વિનોદભરી વાણીમાં ટુંક ભાષણ કર્યું. બાદ બ્હેન આનંદીબાઇ બોલ્યાં કેઃ "પોતાને ખેડામાં જમીન નથી તેથી દીલગીર થાય છે. કારણ કે જો તેમની પાસે જમીન હોત તો તે જમીન સરકારને હાથે લુંટાવા દેત, પણ એક કોડી ન આપત."

શ્રીયુત્ વલ્લભભાઈ પોતાના વતનમાં મહાત્મા ગાંધીજી અને બીજા દેશભકત મ્હેમાનોની સમક્ષ મળેલી આ જંગી સભા સમક્ષ બોલ્યા કે—

........મારા ન્હાનપણના દિવસો યાદ કરૂં છું, ત્યારે મને સાંભરે છે કે તે વખતે આપણા લોકોની પાછળ પાછળ અમલદારો ફરતા. આજ તમારી ધાસ્તિ જોઇને મારૂં હૃદય કંપે છે. પ્રભુ તમારી ટેક રાખો !"

**મહાત્માજી વડથલની મુલાકાતે**

મહાત્માજી તા. ૫-૪-૧૮ના રોજ નડીયાદથી શ્રીમતી કસ્તુરબા, આનન્દીબાઈ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, પ્રૉફેસર બદ્રિનાથ વર્મા, શ્રીયુત વલ્લભભાઇ, તથા રાઽકેશવપ્રસાદ દેસાઇ વગેરે મંડળ સાથે આવી પહોંચ્યા. આ મંડળનો ગામ લોકોએ ભારે ઉમંગથી સ્ટેશન ઉપર સત્કાર કર્યો. ગામની મોટી ભાગોળે વડની છાયામાં એક ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો. તેમને સંબોધીને મહાત્માજી બોલ્યા કેઃ—

" ભાઇઓ અને બ્હેનો,

ખેડા જીલ્લાની લડત વડથલથી બંધાઈ છે. વડથલમાં હું સ્થળે સ્થળે ભમેલો છું. અને મેં ખાતરી કરેલી છે કે અહિંનો પાક સરેરાસ ચારઆનીથી ઓછો છે. અહિં ત્યારબાદ કલેકટર આવી ગયા. તેમણે ઘણું લખ્યું છતાં ચારઆનીથી ઓછો પાક થયો છે, એમ મેં ખાતરી કરી છે, તેમાં ફેરફાર થયો નથી.

તમને મેં બતાવ્યું છે કે આ લડતમાં કેટલું દુઃખ છે. તમે જે દુઃખ સહન કરો છો, તેનો બહુ મહીમા હું ગણુતો નથી. કારણુ કે મેં સત્યાગ્રહની લડતમાં તમારા કરતાં વધારે દુઃખ સહન કરતા જોયા છે. મારે તો તમને કડવા ઘુંટડા જ પાવાના છે. વડથલમાં ભેંસો વેચાય, હરરાજીઓ થાય, જપ્તિઓ થાય તે દિવસો તમારે ઉજાણીના દિવસો સમજવા. વડથલથી જો કોઇને કેદ મળશે તો કેદખાનાં પવિત્ર થશે. અને બૈરાંઓએ તો ધણીઓ કેદમાં જાય એ નિમિત્ત જરૂર ઉજાણી કરવી.

ખાલસાની નોટીસો આવી છે. એ ધમકીરૂપ છે. છતાં જમીનના આપણે માલીક છીએ. જમીન ગમે તેવી કીમતી હોય પણુ તેથી આપણે આપણો ધર્મ બજાવતાં લગારે અચકવું નહિ. આ લડતમાં તમે ખુવાર થશો, તો તમારે કોઇને ભુખે નહિ મરવું પડે. અમે ભીખ માગીને પણુ તમારૂં પૂરૂં કરીશું. હું જાણું છું કે તમે ટેકની ખાતર દુઃખ વેઠશો. પણુ ભરણુપોષણુ માટે અમને કહો એવા નથી.

ભેંસો માટે પૈસા હું આપું, તેમાં મેં તેમ તમે બધાને છેતર્યા એમ ઠરે. તમને પૈસા મળે અને લડો એ ખોટું છે. સરકાર જોરજુલમ કરતી હોય તેમાં ઉભા રહી શકાય. પણુ તમે પૈસાની મદદ માગો ત્યારે હું એમજ કહીશ કે તમારે લડવું જ નહોતું.

મને નામર્દ માણસોનો સંગ કરતાં શરમ આવે છે. હિંદુસ્તાનનો જે પ્રાચિન કાળ હતો તે મારે મેળવવો છે. પ્રાચિન કાળમાં સીતા થયાં હોય તો આજ પણ થવાં જ જોઇએ. રામ થયા હોય તો આજ પણ રામ થાય જ. બાપદાદાનો આવો વારસો મળેલો હોય તો તેમાં વધારા સાથે તેવા માણસો આપણામાંથી પેદા થવા જોઇએ. હરિશ્ચન્દ્ર અને વિશ્વામિત્રનાં દૃષ્ટાંત તમે જાણો છો. હરિશ્ચન્દ્ર જેટલું આપણે ન કરી શકીએ. પણ એમાંનું કંઇક તો કરી જ શકીએ.

બૈરાંઓએ પણ પ્રતિજ્ઞા જાળવવી. જો બૈરાં ટકીલાં ન થાય તો એમનાં છોકરાં પણ નમાલાં થશે. જે ઇશ્વરે આપણને પેદા કરેલા છે, તે ઇશ્વર આપણને ન્યાય પણ આપશે. અને આ વખતે આપણે ટકાવ કરી શકશું તો કોઈ વખત રાજ્ય પણ કરી શકાશું. વડથલના માંણસોનો બચાવ કરવામાં મરવું પડે તો મને તો આનન્દનો દિવસ લાગે. દરેક એ વાત સમજી પ્રયત્ન કરીશું તો જ આપણાં બૈરાંછોકરાં આબાદ થશે.

અત્યારે તમારી ભેંસો વેચાય છે તે સારૂ છે. ભેંસો વગ્ચા મહેનુલ ભર્યાના દાખલા મેં જોયા છે.... ..........એવાં દુઃખ વર્ષોવર્ષ આપણે ભોગવવાં ન પડે તેથી આટલું વર્ષ સરકારને ભેંસો વેચવા દઇશું. આથી યાદ રાખજો કે સરકાર આજ જ એમ કરી શકશે. આવતે વર્ષ તો સરકારથી ભેંસો વેચાશે નહિ, અને બીજો જુલમ પણ નથી જ કરી શકવાના.

પશુપક્ષીને પણ ટેક હોય છે. તો તમે માણસ થઈ લીધેલી પ્રતિજ્ઞા ન ભુલશો. પ્રતિજ્ઞા લેતાં ઘણું સમજાવવામાં આવ્યું છે. આ લડતમાં જો કે આપણને શ્રીમન્તોની મદદ છે. પરન્તુ તેમની મદદ લઇ ઝુઝવું એ માણસને સોજા ચડે જાડો દેખાય તેના જેવું છે. કારણ કે એમાં સ્વાશ્રય નથી. ઇશ્વર ઉપર નજર રાખો ન્યાયને રસ્તે જતાં ભગવાન આપણને દુઃખ થવા દેતો નથી. ઇન્સાફ અને દયા આપણને ઇશ્વર સિવાય બીજા કોઇથી મળતાં નથી.

સરકારની મારફતે જે ઇલાજ લેવાવા ઘટે તે લેવાયે જાય છે. કોઇ કોઈ ગામોમાં મારપીટ થાય છે. તે હું જોઉં છું. હું એ સંબન્ધમાં કલેકટરને મળતો રહું છું.

હવે અમે તમારી સાથે કામ કરી રહ્યા છીએ તેમની સ્થિતિ જુઓ. હું ચોવીસ કલાકમાં એકે વખત ખેડા સંબન્ધી વિચાર છોડી શકતા નથી. ડા૦ હરિપ્રસાદ અહિં રહ્યા છે..........અમદાવાદમાં જાહેર જીવન માટે જે કામ જોઇએ તે હાજર છે. એ બધું મુકીને એ અહિંઆં આવી આ કામમાં જોડાયા છે, અને તમારી વચ્ચે રહે છે. મહુધેથી વલ્લભભાઇ બારિસ્ટર અને ભાઈ કેશવપ્રસાદ ચાલી આવે છે. ચંપારણ્યથી પણ બે ભાઇઓ આવેલા છે. જે દેશમાં જનક રાજા ફરતા હતા, તે દેશમાંથી

તેઓ તમારાં દર્શન અર્થે આવ્યા છે. એ બધાને ભુલી જઇ તમે વડથલની લાજ ખોશો નહિ, એમ હું આશા રાખું છું."

મહાત્માજીનું વ્યાખ્યાન પુરૂં થયા બાદ બે ત્રણ ખેડુતોએ મહાત્માજીને જપ્તીઓના સંબન્ધમાં ખુલાસા પુછ્યા તેમનું તેઓશ્રીએ શંકા સમાધાન કર્યું. બાદ મેળાવડો વિસર્જન થયો.

તે જ દિવસે મહાત્માજીને ખેડા જઇ કલેક્ટર સાહેબને મળવાનું હતું, તેથી તરત જ પાછા ફર્યા. તેઓશ્રીના ઉપદેશ પછી લોકો સંપુર્ણ રીતે દૃઢ બની ગયા.

કલેક્ટર સાહેબની મુલાકાત બાદ ખેડા ગામના લોકોના અતિ આગ્રહથી મહાત્માશ્રી બે કલાક રોકાયા. લોકોને ઉપદેશ કરતાં મહાત્માશ્રીએ કહ્યું કે: "સત્યને માટે જાન આપવો એ બહેતર છે. પણ આર્થિક ભયથી પશુ માફક દુઃખ સહન કરવું એના જેવું ભુંડું એક પણ નથી." સ્ત્રીઓને પોતાના ધણી મક્કમ રહે એવી સલાહ તેમને આપવાનો સંદેશો આપી મહાત્માજી રાતના નડીયાદ ગયા.

**ઉત્તરસંડામાં જાહેર સભા**

બીજે દિવસે એટલે તા. ૬ ઠ્ઠીના રોજ શ્રીમતી કસ્તુરબા, શ્રીયુત્ વલ્લભભાઇ પટેલ રા૦ મણીલાલ મહેતા અને ભાઇ મહાદેવ દેસાઈ વગેરે મંડળને લઇ મહાત્માજી ઉત્તરસંડા ગયા. ત્યાં અસંખ્ય સ્ત્રી-પુરૂષોની હાજરી વચ્ચે નીચે પ્રમાણે ભાષણ કર્યું.

"મારી ઉમેદ હતી કે આ સભાની અંદર બ્હેનો પણ આવશે. આ કામમાં જેટલી પુરૂષોની તેટલી જ સ્ત્રીઓની જરૂર છે. મને લાગે છે કે સ્ત્રીઓની વધારે હશે. જો સ્ત્રીઓ આપણા કામકાજમાં સામેલ હોય, આપણા દુઃખમાં ભાગ ભરનારી હોય, તો આપણે વધારે કામ કરી શકીએ...............

હું જોઉં છું કે લોકોનો ઉત્સાહ વધતો જાય છે. આ લોકોની લડત છે. અને લોકો સમજતા થઇ જાય તો સરકારની ઇચ્છા આવે ત્યાં સુધી તે ભલે લડે. આપણે હારવાના નથી. લોકોના હિમ્મત જોવાને હજી વખત આવે છે. આપણી માલમીલ્કત જપ્ત થાયછે. ભેંસો લઇ જવામાં આવે છે. આ સૌ દુઃખોનાં શિક્ષણમાં—સોનુ જેમ અગ્નીમાં તપે તેમ આપણી કસોટી થાય છે. આ લડતમાં તમે હિમ્મત દ્રઢતા અને ધીરજની પુંજી ભેગી કરી શકશો.

... ... ... ... ... ......

ઉત્તરસંડામાં સરકારે લેવાય એટલાં પગલાં લીધા છે,......આપણામાં દૈવત છે. દુઃખ સહન કરવાની શકિત છે. અને પ્રતિજ્ઞા પાળનાર છીએ, એમ આપણે જગતને બતાવી આપવું છે.

......'પાટીદારની કોમ દગો દેનારી છે' એવું મને કહેવામાં આવેલું. મને તો ખાતરી છે કે માણસ પોતને દગો ન દે તો, તેને કોઈ દગો ન દે. આ ત્રીરાશી

મેં જાતે અનુભવથી કાઢેલી છે. મારો તો અનુભવ છે કે હું સાચની વાત કરીશ, તો હું બીજા પાસેથી સાચજ માગી શકીશ. ઉત્તરસંડા પાટીદારોથી ભરેલું છે. અને આ લડત જીતાય તો પાટીદારો જ જીતવાના છે...... તેમણે વૈભવ જોયા છે. ગૌરવ જોયું છે. સારા નરસા દિવસો જોયા છે. તે દિવસો યાદ કરીને તમે યોગ્ય રીતે વર્તી શકો છો. આ ઉલ્કાપાતમાં તમે સામેલ થયા છો, એ તમારી સારમાણસાઈ છે.

તમને લાકડી ઉગામવાની સલાહ આપવામાં આવે છે. પણ તમારે યાદ રાખવુ જોઈએ કે લાકડી ઉગામનાર લાકડી રોકી પણ શકે છે. તમે એ શકિતનો સાચો ઉપયોગ કરો એમ હું ઈચ્છું છું. ખેડામાં એક એવું લશ્કર પેદા થાય કે જે હિન્દના નાક માટે હમેશાં લડવાને તૈયાર થાય, એ બહુ ઇચ્છવા જેવું છે. ઉત્તરસંડા જ્યાં ઘણા બહાદુર માણસો પડયા છે, તેની પાસેથી ઘણી ભારે આશા રાખવાનો અધિકાર છે. તમારે માટે જે કાંઇ કડવાં વચનો બોલ્યા છે......તેઓ સારા અર્થમાંજ બોલેલા છે. હાલ કસોટીમાં નકામા નીવડીએ તો ફજેતી થાય, એવા શુભ હેતુથી આ સલાહ આવેલી...... ...આટલા દિવસ થયાં ખેડા જીલ્લામાં હું હિમ્મતના ઘુંટડા પીયા જ કરૂં છું.........બધા જ નબળા ન નીવડે તો આપણને ચોવીસ કલાકમાં જ સ્વરાજ મળે.

મારી તમને સૌને છેલ્લી એકજ પ્રાર્થના છે કે ભલે સરકાર વાસણ વેચે, ખાટલા વેચે, ઢોરઢાંખર

વેચે, તો પણ તમે પડશો નહિ.........એ પ્રતિજ્ઞા હું માગું છું. એ દાનનો હું ભુખ્યો છું. એ દાન આપીને જ તમે મને સંતોષી શકો છો.

આ પ્રતિજ્ઞા પાળવાને માટે તમારે આપસ આપસનાં વેર પણ તજવાં પડશે. પ્રેમભાવની પુંજી લઇને આપણે ઝુઝવાનું છે. તમે સત્યાગ્રહ ન સમજનારાઓને મેં સત્યાગ્રહ ઉપદેશ્યો છે.........તમે મને અભયદાન ખુશી થઇને પ્રફુલ્લિત ચહેરે આપજો."

મહાત્માજી કોઈ ગામે એક દિવસથી વધારે બનતા સુધી રોકાતા નહોતા. કેમકે અમલદારો પુર રંગ ઉપર આવી ગયા હતા. આવા પ્રસગે ખેડુતોને હિમ્મત અને સલાહ આપવા મહાત્માજીનાં સાથીઓ મુખ્ય મુખ્ય સ્થળોએ મોરચો મારી બેઠા હતા. છતાં પણ મહાત્માજી પ્રસંગોપાત આવી જતાં લોકોમાં અને કામ કરનારાઓમાં નવો ઉત્સાહ અને જુસ્સો આવતો.

**તોરણા ઉપર અમલદારોની ચડાઇ.**

આ અરસામાં અધિકારી વર્ગ જપ્તીઓનો ઝપાટો ચલાવી રહ્યો હતો. લીંબાસી અને કઠાણાની હકીકતો આગળ આવી ગઇ. માતર તાલુકાના નવાગામ અને નાયકામાં લગ ભગ પીસતાલીસ ખાલસાના નોટીસો કાઢવામાં આવી, અને એકંદરે વચારાના કામને પહોંચી વળવા બે મહાલકારીઓની નીમનોક કરવામાં આવી. વડોદમાં ચોથાઇ દંડની સંખ્યાબંધ નોટીસો કાઢવામાં આવી. તે ઉપરાંત ખાલસાની નોટીસો અને

જપ્તીઓથી લોકોને અકળાવ્યા. ખુદ મામલતદાર જાતે કહેતા કે, સરકારને જમીનની ઘણી જરૂર છે. કેમકે લડાઇમાં ગએલા માણસોને આપવાની છે. કોઇ પ્રકારે લોકો ગભરાઇને મહેસુલ આપે છે, એ જ તેમને તો જોઇતું હતું. બોડમાં એ જ સ્થિતિ હતી. જ્યારે પીંગળજના મુખીને સસ્પેન્ડ કર્યો. નડીયાદ તાલુકામાં મામલો એટલો જ ગરમાગરમી ચાલતો હતો. વડથલમાં સંખ્યાબંધ જપ્તીઓ કરી. અને જપ્ત કરેલો માલ મહુધા લઇ જઇ થોડે થોડે હરાજ કરતા. લોકોને ડરાવવા વખતો વખત પોલીસ પાર્ટી બંદુકો અને કેદ કરવાની કડીઓ સાથે લાવવામાં આવતી અને કડીઓ ખાલી ખખડાવતી પાછી જતી. તળ નડીઆદ ગામમાં પણ જપ્તીઓનું કામ શરૂ કરી દીધું: અને ચકલાસી પાટીના મોહ્ના નરવારદાર દેશાઇ મુળજીભાઇ ગોકળભાઇ ઉપર નોટીસ કાઢી કે—

"........હોમરૂલના ભાષણોથી કેટલાક નરવાદારોના મન અવળે રસ્તે દોરવાઇ જવાથી જમીન મહેસુલ ભરવામાં વીલંબ થાય છે......નરવાના વહીવટનામાની કલમ ૨ પ્રમાણે બાકી રહેશે તો તમામ બાકી તમારી મિલ્કત જપ્ત કરી વસુલ કરીશું અને કરાર તુટયાથી નરવા તોડવા તજવીજ થશે."

આ બધી વાતોને ભુલાવી નાંખે એવી ભારે ધમાલ કપડવણજના મામલતદારે આદરી. રા૦ મોહનલાલ પંડયા તોરણામાં છાવણી નાખી પડયા હતા. અને કોઈ રીતે એક પાઇની મતા અધિકારીઓના હાથમાં ન જાય એ રીતે પોતાનું થાણું સાચવી બેઠા હતા. તેથી સરકારપક્ષે ઓચિંતો હલ્લો લાવી, ગામ ઉપર છાપો મારવાનો સંકેત ગોઠવ્યો. તે માટે

કચેરીના કારકુન અને પટાવાળાઓને લાવવા ઉપરાંત તોરણાની આસપાસના મુખી તલાટીઓની મ્હાર લેવાની ગોઠવણ રાખવામાં આવી હતી. જે સવારમાં આ હલ્લો આવવાનો હતો. તેની આગલી રાતે એ વાતની ખબર મળી. અને મળેલી બાતમીના આધારે મહાત્માજીને નડીયાદ ખબર આપવામાં આવી. મહાત્માજીને આ વાતની ખબર મળતાં, તરત જ તોરણા જઈ પહોંચવાની ગોઠવણ કરી. અને તા. ૭મી એપ્રિલના મ્હોટે પરોઢીએ જે સમયે ડી. ટી. કલેક્ટર અને મામલતદાર સાહેબ પોતાના લ્હાવ લશ્કર સાથે તોરણા ઉપર છાપો મારવાના હતા તે જ સમયે મહાત્માજી પણ ગામમાં દાખલ થયા. તોરણામાં તેઓશ્રી થોડો સમય રહી લોકો સાથે ખુબ મળી હળી પુરતી હિમ્મત આપી ત્યાંથી માતર તાલુકાના નવાગામ જવા ઉપડી ગયા. ત્યાં પણ મામલો આવો જ ગરમાગરમ ચાલી રહ્યો હતો. ત્યાં માતર તાલુકાના ખેડુતોની એક મોટી સભાની ગોઠવણ કરવામાં આવી હતી. તોરણામાં મામલતદાર સાહેબ ચાર દિવસ સુધી પડાવ નાખી રહ્યા. તેના પરિણામે ત્રેવીસ જપ્તીઓ કરી શક્યા હતા.

ઉપર જણાવ્યું તેમ મહાત્માજીએ તા. ૬ઠ્ઠીની પાછલી રાતથી મુસાફરી શરૂ કરી, તા. ૭મીના રોજ કપડવણજ

**મહાત્માજી માતર તાલુકાની સભામાં**

તાલુકાના તોરણા ગામથી માતર તાલુકાના નવાગામ ખાતે જઈ પહોંચ્યા. તે દિવસે તેમની સાથે શ્રીમતી કસ્તુરબા, અનસૂયા બ્હેન, શ્રીયુત વલ્લભભાઈ, શં૦ બૅન્કર અને ભાઈ મહાદેવ દેસાઈ હતા.

માતર તાલુકાના અને ખાસ કરી દશક્રોસીના ખેડુતોની સભા સમક્ષ મહાત્માજીએ કહ્યું કેઃ—

"......અમે તોરણાથી આવીએ છીએ.........જેટલું જોર નવાગામ અને દશક્રોસીનાં ગામો કરી રહ્યાં છે તેટલું જ જોર તોરણા કરી રહ્યું છે......મને લાગે છે કે આટલી ભારે ચઢાઈ છતાં તોરણા નહિ પડે.

તમે જોસથી લડત ચાલુ રાખજો. તમારા કામમાં બૈરાંને હાજર રાખશો. બૈરાંની હિમ્મત અને ધીરજ આપણને જોઈએ. બૈરાં આપણને કહે કે ભેંસ જાય તે ન ખમાય, અને શરમ અને બીકથી હારી જાય તો આપણે ઉભા રહેવાનું નહિ રહે. જો તેઓ આપણને હિમ્મત આપે તો આપણી પણ હિમ્મત ટકી રહે.

સ્વરાજ્ય અને ધર્મનું પહેલું પગથીયું ટેક જાળવવામાં છે. તે ચુકો તો બધુંય ચુક્યા......અમલદારોને આપણા હક્ક બતાવી શકીએ, એમાં જ સ્વરાજ્ય છે. આપણા હક્ક જાણવાની ને જાળવવાની આપણી ફરજ સમજવાની જ આ લડત છે.

આ લડતમાં હદ ઓળંગવી ન જોઈએ. કેટલીક પજવણીની ફરીયાદ થઈ છે. પજવણી કેટલીક જરૂરની છે. જે પજવણી અંતરના દુઃખરૂપે નીકળે તે સાચી છે. જે પજવણી અસત્ય અવિવેક અને ઉદ્ધતાઈમાંથી નીપજે છે તે આપણને ન શોભે. એ તો સ્વચ્છંદની નીશાની છે.

આપણે અમલદારો સામે ઉદ્ધતાઈ કરીશું, તો બીજે પણ આપણાથી ઉદ્ધતાઇ થશે. ઘરની અંદર ઉદ્ધતાઈ કરનાર બહાર ગુલામી દશામાં હશે. કેમકે ઉદ્ધતાઈના પોષણ માટે ગુલામગીરીની જરૂર છે. માટે આપણે હદ મર્યાદા અને વિવેક આ લડતથી શીખવાનાં છે, સત્યાગ્રહની લડતમાં સાચ અને વિવેક મુકવાના હોય જ નહિ.

પરંતુ જુસ્સો તો જોઇશે જ. વળી ઉત્સાહ વિના તો ઘડી પણ ન ટકાય. પણ તેને વિવેકના ઢાંકણે ઢાંકીશું તો જ તે ઢોળાશે નહિ. આપણી પ્રતિજ્ઞા થોડા મહીના માટે નથી. અનંતકાળ માટે છે. જ્યાં સુધી સરકારે આપણને આપણું માગેલું નથી આપ્યું, ત્યાં સુધી આપણું સર્વસ્વ જાઓ તોયે ચસવાના નથી........ તમારે મારા ઉપર કે કોઇના ઉપર નહિ, પણ તમારા પોતાજ ઉપર અચળ શ્રદ્ધ રાખવી જોઇએ. આ લડત કેવળ મહેસુલ મુલતવી રહે તેટલા માટે નથી. એની પાછળ જે ટેક રહેલી છે. તે પળે તે માટે જ આ લડત છે. સરકાર અને આપણે એ બેમાંથી કોનો કક્કો ખરો એ આપણે આ લડતથી બતાવી શકીએ છીએ. સરકારને જ્યાં સુધી પ્રજાની સંમતી નથી ત્યાં સુધી તે નથી ટકવાની. તમારી પ્રતિજ્ઞા પાળવાથી તમને જે સંતોષ મળશે તેટલો તમને તમારી જમીનમાંથી મળવાનો નથી ભાટચારણો તમારા પુરૂષાતનની વાતો કરશે, તે સાંભળી તમારાં બાળકો પણ વીર પુરૂષ થશે. તમારાં

બાળકો માટે પ્રતિજ્ઞા પાળવા રૂપી વારસો મુકી જશો, તે અમર વારસો ગણાશે. પ્રતિજ્ઞા પાળનાર વીરની માફક ઝુઝશે. અને એ રીતે ઝુઝવામાં સ્વરાજ્ય છે.

પ્રજાને ચઢવા માટે દુઃખ ભોગવવા સિવાય બીજો ગમબાણુ ઉપાય નથી.........તિલક મહારાજને સરકારે જતાં અટકાવ્યા.........તમને એમ લાગશે કે તેમને જવાની જરૂર તો હતી. પણ જો આપણે આપણું પ્રતિજ્ઞા પાળતા થઇ જઇએ તો આપણને બહાર સ્વરાજ્ય લેવા જવું પડતું નથી.........

સત્યની ખાતર દુઃખ વેઠવામાં જ તમારે તથા તમારા વારસો માટે સારૂં છે. તેમાં જ તમારો ધર્મ જળવાશે. તેમાં જ તમારી અને આખા હિન્દની ઇજ્જત રહેશે."

ઉપર પ્રમાણે મહાત્માજી નવાગામના લોકોને સત્યાગ્રહનો મંત્ર પઢાવી, તેમના ઉત્સાહને અને ઉમંગને તાજો કરી, પોતાના સાથીયો સાથે તા. ૮મી એપ્રિલના રોજ બોરસદ ગયા. ત્યાં ચાર હજાર માણસોની ગંજાવર મેદની આગળ ભાષણ કરતાં મહાત્માજીએ કહ્યું કે, "પ્રજાની સંમતીથી જ સરકાર મહેસુલ ઉઘરાવી શકે. પ્રજાને છંછેડીને સરકાર કોડીએ ન પામે....." તા. ૯મીના રોજ રા૦ કલ્યાણજી મહેતાએ ખાનકુવા અને ડાગજીપુરામાં સભાઓ ભરી. અને રા૦ બૅન્કર તથા અનસુયા બ્હેન આણંદ તાલુકાના હાડગુડ અને ઝીટોડીઆ ગામોમાં જઈ પહોંચ્યાં. આ દરમીયાન અમલદારોએ મહેમ-

દાવાદ તાલુકાના અકલાચા ગામને ઉંચું નીચું કરવા માંડયું. અને ભડાભડ નોટીસો ચોડવા માંડી. આ ખબર મળતાં મહાત્માજી સિંહુજ થઈ અકલાચા જઈ પહોંચ્યા.

તા. ૧૦મીના રોજ મહાત્માજી, કસ્તુરબા, રા૦ કૃષ્ણલાલ દેસાઈ, રા. કાળીદાસ ઝવેરી તથા ભાઈ કલ્યાણજી મહેતા સાથે મહેમદાવાદ તાલુકાના સિંહુજ ગામે આવી પહોંચ્યા. બરાબર એક વાગે ખાસ ઉભા કરેલા મંડપમાં સ્ત્રીપુરુષો સમક્ષ મહાત્માજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું:

**સિંહુજમાં સભા**

" બ્હેનો અને ભાઈઓ,

હું વાત કરૂં તે પહેલા પુછું છું કે આમાંથી કેટલા ભાઈઓએ સરકારધારો ભર્યો નથી? (ઘણાક હાથ ઉંચા થયા) હમણા જ હું સાંભળું છું કે બ્હેનોએ એવી વાત કરી કે અમે ઘણાં ડરી ગયાં છીએ ને છેલ્લા બે ત્રણ દીવસમાં ઘણા પૈસા ભરાઈ ગયા છે. તમારામાંના જેણે ડરીને પૈસા ભરી દીધા છે તેને માટે હું દિલગીર છું. જેણે પ્રતિજ્ઞા લીધી હોય એવા કોઈએ ભરી દીધા હશે તો તેને માટે વધારે દિલગીર છું. વચન ન લેવું એ ડહાપણ છે, પણ લેવું તો જરૂર પાર પાડવું. સાધારણ માણસને પૂછું તો જવાબ મળશે કે આ લડત મહેસુલ એક વર્ષ મુલતવી રખાવવાની છે, પણ એની પાછળ જે છે તે ભારે વાત છે, તેને માટે આપણે લડીએ છીએ. આપણે બિલકુલ નિર્ભય થઈ

જવું. ભય રાખવો માણસનું કામ નથી. નથી પુરૂષનું, નથી સ્ત્રીનું. ભય તો પશુ રાખે છે. પરમ દિવસે મેં દાખલો આપેલો કે મોટર ચાલી જાય છે ત્યારે બળદની આંખ જોઉં છું ને મને દયા આવે છે. મોટર પાસે આવતાં તો બળદ થરથર કંપી જાય છે, ને કેટલીક વખત ગાડાં ઉંધાં વળી જવાનો ભય રહે છે. બળદને આ ડર વિના કારણનો છે. જેમ બળદની દશા તેવી આપણી. મેં ઘણી કઠોર ઉપમા લઇ લીધી. માણસને ન શોભે એવી; પણ સાચે સાચી છે. કંઇ પણ કારણ વિના આપણે ડરી જઇએ એ શું? તલાટી કે બીજા અમલદારો કોઇને મારતા નથી, મારી શકે પણ નહિ. રાવણીયા પણ પુછી ને ચાલ્યા જાય છે. એઓ ડરે છે કે અત્યારે પ્રજાનો વખત છે. પણ આપણે તો આ લડતમાં કોઇને નુકસાન કરવું નથી. એક પાસથી એ લોક ડરે છે, બીજી તરફથી આપણે ડરીએ! એ શું?

સરકાર આપણાં ઢોર લઇ જાય તો લઇ જાય, દાગીના લઇ જાય તો આપવા. પણ એક ચીજ આપણે નથી આપવી અને તે આપણું માન. જે પોતાનું માન ન જાળવે તે કંઇ ધર્મી કહેવાય નહિ, જેને ઇશ્વરનો ડર છે, તે બીજા કોઇથી નથી ડરવાનો. જેને સર્વ શક્તિમાન, સર્વજ્ઞ કલ્પેલો છે તે માણસનું-પુરૂષનું અને સ્ત્રીનું બન્નેનું રક્ષણ કરશે. આ લડતમાં આટલા બધા સોગન લઇને કામ કરી રહેલા છે, એમને દુઃખ દઇને તમે કેમ પડી જાઓ? જે ભાઇઓ

પડી ગયલા છે તેમનામાં હિમ્મત હોય, દેશની દાઝ હોય તો ઉભા થઇને કહો કે, જે બાકી નથી પડેલા તેના ખોળાધર અમે છીએ. એની જમીન જશે, ઢોર જશે તો અમે ભાગ આપશું. કેટલીક બ્હેનોએ કહ્યું, તમો બે દીવસ વ્હેલાં આવ્યાં હોત તો ન ભરત. તે બ્હેનને કહીશ કે આ વાત તમે પોતે કહી હોય તો તમારા ધણીને કહેજો કે આપણી દોલત કોમને માટે વાપરજો. લડત પત્યા પછી કોઇને કંઇ નુકસાન ન રહે, તો કંઇ કરવાનું નથી. મેં પરમદિવસે વાસદ અને બોરસદમાં કહ્યું હતું કે પડેલા માણસ બે ચીજ કરી શકે. એક તો પડેલાને એમ થાય કે બીજાને પાડીએ. પોતાની નબળાઇ કબુલ કરવાને બદલે ઢાંકવા મથે ને વગર પુછડીવાળા ઉંદરના જેવું કરે. તેવું કોઇના મનમાં રહી ગયું હોય તો કાઢવા પ્રયત્ન કરજો. બીજું કે નથી પડેલા તેને હિમ્મત આપે. એ આપણો ધર્મ છે એમ સમજી વર્તે. પ્રતિજ્ઞા ન લીધી હોય ને પડયા તેણે પોતાનો ધર્મ નથી ખોયો. પણ માન તો ખોયું છે. છતાં એની ફરજ છે, તે એણે ન ભુલવી. બીજા નથી પડયા, તેને ન પડવાને હિમ્મત આપવી. એમ કરતાં કરતાં દેશ ઘડાઇ શકે. નથી પડયા તેમણે પ્રતિજ્ઞા ને ચુસ્તપણે વળગી રહેવું.

સરકારને આપણે ન્યાયી માનેલીછે, ને તેથી આ લડત છે. નહિ તો બીજા પ્રકારની હોત. ૧૦ રૂ. ને સારૂ દશ હજારની જમીન ન પચે. કદાચ સરકાર એવી

જુલમ કરે ને જમીન ખાલસા કરે તો હું તો એ સરકાર સાથે બહારવટું જ કરું. તમને પણ તેવી સલાહ આપું. એ સિવાય બીજી કઈ રીતે રહી શકાય ? સરકાર પાંચ દશ રૂપિયા માટે આમ કરે એ મારા ખ્યાલમાં નથી આવતું સરકાર જરૂર ડારો (ભય) દેશે. આપણે છોકરાને ડારો દઈએ છીએ. કેટલાક તો સ્ત્રીને પણ ડારો દેવાથી જ રાખી શકાય એમ માને છે. હું પોતે તો પશુને પણ ડારાથી ન રાખી શકાય, એમ માનું છું. સરકારનું રાજ્ય ડારાથી ચાલે છે. ભયથી જ રાજ્યો નીભે છે, એવી માન્યતા ખોટી છે. એ ભયથી આપણે ડરી જવાનું નથી. આપણે તો રૂડી રૂડી ન્યાયવૃત્તિ પર બેસવાનું છે. એટલે નિશ્ચિન્ત ચિત્તે બેસજો. ભેંસો લઈ જાય એમાં સરકારની સામે થવું નથી. તેમ હાથે કરીને આપવું નથી. આજ સુધી આપતા આવ્યા, ડરતા આવ્યા, ને મનમાં ને મનમાં કચવાયા. પરિણામે આપણે રાંકડા થઈ ગયા. ખેડામાં સુવર્ણ પાકે છે. એવા બહાદુર માણસો એમાં વસે છે કે, આખો દહાડો કામ કરે. એમણે છપ્પનના દુકાળ પછી પણ પોતાની જમીન લીલીછમ કરી છે. એવા લોકોની જમીનમાંથી ને ચહેરામાંથી નુર કેમ ઉડી ગયું ? લોકો ડરથી રહેતા આવ્યા એજ એનું કારણ છે. એ સ્થિતિમાંથી નીકળી જવાની આ લડત છે. ખેડા જીલ્લામાં આ થશે એનો પડઘો હિંદુસ્તાનમાં પડશે. આપણા પોતાના હાથમાં આપણો ઉદ્ધાર છે, આપણા પોતાના હાથમાં આપણો

બચાવ છે. દુઃખો આપણી મહેનતથી કાપી શકીશું.

આપણે બીજું પણ આ લડતથી શીખી શકીશું. આપણે હથિયારથી નથી લડવું. આપણને ડંકા કે બાલા નથી જોઈતા. સત્યથી લડવું છે. સત્યનું જેને હથિયાર છે, તેને બીજા કશાની જરૂર નથી. ભય રાખ્યા સિવાય સત્યથી લડશું તો સિદ્ધિ મેળવશું, માન મેળવશું. આમાં સરકાર સામે કજીયો કર્યો છે, એમ પણ નથી લાગવાનું.

હું સાંભળું છું કે સરકારની સામેની સત્યાગ્રહની લડતમાં અસત્ય ચાલે છે. ખેડુતને અમલદાર પુછે છે કે તમે પૈસા કેમ નથી ભરતા, તો ચારઆની પાકની વાત ન કહેતાં બીજાં બ્હાનાં બતાવે છે ને ડરે છે. મામલતદાર કે કલેકટર આવે તેની સામે આપણે ઉદ્ધતાઈ ન કરીએ. તે કાંઈ માગે તે વેઠથી ન આપીએ. હુકમથી તે ન માગી શકે, પણ આપણે આદરસત્કાર તો ન જ ભુલવો જોઈએ. એમને જોઈતી ચીજ મફત આપવાનું પ્રયોજન નથી, પણ જોઈતા પૈસા લઈને તો આપવી. આપણે વિનય નથી છોડવાનો. ગઈ કાલે મારી પાસે રાવ આવી કે પૈસા આપતાં છતાં લોકો ચીજ આપતા નથી. આ કેવી સત્યાગ્રહની લડત? આથી મને દર્દ થયું. જે જુલમમાંથી બચી જવા પામે તે બીજા પર જુલમ કેમ કરે? ત્રીજી વાત—પરમદિવસે ત્રણ વાગે નડીયાદમાં મામલતદારની કચેરીમાં કમિશનર સાહેબ તમને બે બોલ કહેવા માગે

છે. હું ઇચ્છું છું કે તમે બધા ત્યાં જજો. એઓ એમ પણ કહે કે હું તમને આડે માર્ગે લઇ જાઉં છું. હું ક્યે માર્ગે લઈ જાઉં છું તેનો ન્યાય હું નથી કરી શકતો, પણ મને તો સાચું લાગે તે બતાવું છું. તમને એ સાચું લાગે તો એક અવાજે કહેજો, કે એ સલાહ માનવાથી અમારૂં માન વધે છે, અમારો હક્ક અમે જાળવીએ છીએ. આમ કહેવાથી પ્રૅટ સાહેબ ગુસ્સે નહિ થાય. તેઓ સમજે છે કે પ્રજાને દુઃખ થાય ત્યારે તે બતાવવાનો તેને હક્ક છે. દુઃખ બે રીતે બતાવાય. મારે તેને મારીને અને સહીને. મને કોઇ સલામ કરવા કહે ને હું સલામ ન કરૂં. તે મને પાટુ મારે તોપણ ન ભરૂં, ત્યારે મારો વિજય છે. કારણ કે સામા માણસને રસ પાટુ મારવામાં નથી, પણ સલામ ભરાવવામાં છે. તે મારીને સલામ લઇ શકતો નથી, ત્યારે તે સમજશે કે આની પાસે તો **સલામ કરીને જ સલામ લઇ શકાશે.** એ જ ન્યાય છે. **દુઃખ સહન કરીને દુઃખમાંથી નીકળી જવું એનું નામ સત્યાગ્રહ.**

અમારી જમીન, ઢોર, ઘરેણાં એ અમારાં વચન કરતાં, માન કરતાં, ધર્મ કરતાં વ્હાલાં નથી. અમે આપ સાહેબને વિનવ્યા, વારંવાર કહ્યું કે પાક ચાર-આનીથી ઓછો છે ને આપનો ધારો છે, કે ચારઆનીથી ઓછો પાક હોય તો મહેસુલ મુલતવી રાખવું. તમે નલાટીની વાત માની ને અમારી ન માની. હવે એ

મનાવવાનો એક જ માર્ગ છે, કે અમે મહેસુલ જાતે ન આપીએ. આ કમિશનર સાહેબને નિર્ભયપણે જણાવજો. મારી ઉમેદ છે કે તમે બધા સભામાં જજો. એમનું કહેવું નિર્ભયપણે સાંભળજો, ને બોલવા રજા આપે તો બોલજો. પછી હિન્દુ અનાથાશ્રમમાં આવજો. ત્યાં આપણે વાત કરીશું. કોઇ પણ માણસ ડરી જાય એમ સરકાર નથી ઇચ્છતી, ને ઇચ્છતી હોય તોપણ ન ડરવું. આપણે સ્વરાજ્યનો વાવટો ઉડાવતા થઇ ગયા છીએ ને ઘણા તો મેમ્બર પણ હશે. સ્વરાજ્ય આપણે હાથમાં લેવાનું છે, તે એક જ રસ્તે મળશે. આપણે કેવળ નિર્ભય થઈ જવું. સરકારધારો ગમે તે થાય તોપણ ન જ ભરવો. બ્હેનો પોતાના ધણીને હિમ્મત આપશે ને આગળની બ્હેનો જેમ ધણીને મજબુત રાખતી ને હિમ્મત આપતી તેમ આ ગામની બ્હેનો પોતાના ધણીને, ભાઇઓને, પુત્રોને હિમ્મત આપશે. કોઇને કંઈ પુછવું હોય તો પુછી શકે છે. મામલો એવો છે કે સમજીને કરવાનું છે. ગેરસમજથી ભુલ ન થઈ જાય."

**અકલાચામાં ભવ્ય સભા**

સિંહુજની સભાનું કામ પતાવી મહાત્માજી તરત જ અકલાચા જવા ઉપડી ગયા. ત્યાં લોકો વરસાદની પેઠે રાહ જોઇ રહ્યા હતા. સભા માટે મંડપની રચના કરવામાં આવી હતી. મહાત્માજી પોતાના સાથીઓ સાથે આવી પહોંચતાં લોકોએ 'વંદેમાતરમ્' અને 'મહાત્મા ગાંધીજી કી જે' ના

જયનાદથી સર્વમંડળને વધાવી લીધું. સભાનું કામ શરૂ કરતાં મહાત્માજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

"ભાઇઓ અને બ્હેનો,

આજે આ કેટલાક છોકરા પાસે વાવટા છે તેમાં હું જોઉં છું કે જે વાવટો અમદાવાદમાં મજુરોએ ઉડાવ્યો હતો અને જેમાં "એક ટેક" એવું લખ્યું હતુ તે છે. એ વાવટો ઉડાવવાનો અધિકાર તો તેને જ છે કે જેના મનમાં એક ટેક કોતરાઇ રહી હોય.

અત્યારે ખેડા જીલ્લા ઉપર હિંન્દુસ્તાનની નજર છે ખેડા જીલ્લો જો પડી ગયો તો એમ સમજવું કે હિંન્દુસ્તાનના બીજા ગામના ખેડુતો ઘણા વખત સુધી નથી ઉઠી શકવાના. કામ શરૂ કરતાં પહેલાં વિચાર કરવો એ ડહાપણ છે, પણ પછી છોડી દઇએ તો એક જ પરિણામ મળે અને તે નમાલાનો. જયાંના લોકો નમાલા થાય તે દેશ નકામો છે. માલની કીમત માણસો ઉપર છે. ખેડા જીલ્લાની જમીન ઉપર માણસો ન વસતાં હોય તો તે તેની કીમત નથી. જાનવરને માણસ ન પાળે તો તેની પણ કીમત નથી. તેથી એમ સાબીત થાય છે કે માલની કીમત માનવી ઉપર છે: પણ જો માનવી માલ ઉપર અધિકાર ન ભોગવે તો નમાલો ગણાય. ખેડામાં જે લડત ચલાવી રહ્યા છે તે મહેસુલ મુલતવી રાખવાની છે: પણ તેની પાછળ જે વાત છે તે બહુ જરૂરી છે. સરકાર એમ કહે છે કે અમે કહીએ તે જ

સાચું રૈયત કહે તે ખોટું. અથવા સરકાર હવે એને બીજા રૂપમાં મુકવા માગે છે, કે અમે પણ સાચા અને રૈયત પણ સાચી. તોપણ સરકાર કહેવા ઇચ્છે છે કે અમલને માન મળવું જ જોઇએ. **અમલ આંધળો છે ખોટો છે, ગેરઇન્સાફી છે તેને માન આપવું એમ જે સરકાર કહે તેનું રાજ્ય ન નભી શકે—ન નભવું જોઇએ.** સરકારી રાજ્યમાં આપણને બચપણથી શીખવાય છે કે અહીં તો ન્યાય જ છે, ને તે તોળી તોળીને આપવામાં આવે છે એ અંગ્રેજ સરકારનો આદર્શ છે. જો કે બધાને ન્યાય જ મળી જતો નથી છતાં આદર્શ છે ખરો, અને એ છે ત્યાં સુધી જ મારા જેવા વફાદાર રહી શકે. મને લાગે છે કે એ આદર્શ પણ સરકાર છોડી દે છે અને આપખુદીનું તત્ત્વ દાખલ થાય છે તો કહું છું કે આપણે એ સરકારની સામે બંડ જ કરવું જોઇએ. આપણે એમ માનીને બેઠા છીએ કે અહીં ઇન્સાફ મળી શકે એમ છે, તો એમ પણ કહી શકીએ કે તમારો ગેરઇન્સાફ હશે તો અમે સામા થઇ શકીશું. એમાં વફાદારી છે. તમે બધાએ મને એક માર્ગ દોર્યો છે. હું અહિં આવ્યો, તપાસ કરી. મને અને મારા સાથેના ભાઇઓને તમે બતાવ્યું કે ખેડા જીલ્લામાં પાક ચારઆનીથી ઓછો થયો છે. જો તમે ખોટું બોલ્યા હશો તો જેટલાં દુઃખ પડે તેટલા ઓછાં. ને સાચું હોય તો આપણું માગેલું આપવાની સરકારની ફરજ છે. અને આપણે માગ્યું પણ શું છે?

એક વર્ષ ફક્ત મહેસુલ મુલતવી રાખવાનું. તેમાંએ તમે મુલતવી રાખવાનું જાહેર કરો તો અમારામાંના ખમતીધર પોતાના પૈસા ભરી દેવા તૈયાર છે. આવી વ્યાજબી માગણી પણ સરકાર ન સ્વીકારે તો પ્રજાની ફરજ શી? શાસ્ત્રામાં ફરમાવ્યું છે કે રાજા ભુલ કરે તો પ્રજાએ બતાવવી. અમલ હમેશાં આંધળો છે અને ભુલ સહેલમાં નથી જોઇ શકતો. જંગલી મુલકમાં ન્યાય આંધળો થાય તો પ્રજા મારામારીથી ન્યાય મેળવે છે. હિંદુસ્તાનમાં પણ ઘણાં વર્ષ આમ ચાલેલું છે અને હજી ચાલ્યા કરશે, પણ આપણામાં ધર્મતત્ત્વ દાખલ થયું છે. અંધારાનો નાશ કરવો હોય તો અજવાળું દાખલ કરવું જોઇએ, અન્યાયનો નાશ કરવો હોય તો ન્યાય દાખલ કરવો જોઇએ. અસત્યનો નાશ કરવો હોય તો સત્ય દાખલ કરવું જોઇએ. આપણે એ કરી રહ્યા છીએ. સત્યનો તો સદા જયજ છે. તમને પણ એટલું સુઝવું જોઇએ કે દૃઢતા જાળવી રાખશું તો એવી સરકાર કોઇ જન્મેલી નથી કે આટલા બધાને ખુવાર કરી શકે. પછી સરકાર રાજ્ય કોના ઉપર કરે? સત્યાગ્રહ ત્યાંજ ચલાવવો પડે કે થોડાંજ માણસો સત્યની પરીક્ષા કરી શકતાં હોય, એટલે સત્યને સારૂ દુઃખ સહન કરવું પડે એ દુઃખ સહન કરતાં કરતાં આપણે ચઢવાના છીએ. સરકાર સામે આપણને દ્વેષ નથી, ઉલટો ભાવ પ્રદર્શિત કરીએ છીએ. બંનેને ચઢવાનો એકજ ઉપાય છે. દુઃખ સહન

કરવું. આપણે આજ સુધી દુઃખ નથી સહન કર્યું એમ નથી.

હું સાંભળી રહ્યો છું કે દરેક માણસ એવું કહે છે કે અમે દુઃખમાં ડુબી રહ્યા છીએ, પણ જ્ઞાનપુર્વક દુઃખ સહન કરીએ તો આપણે તરીએ. હિન્દમાં અજ્ઞાનથી ત્રણકરોડ માણસ ભીખારી દશામાં રહે છે, પણ એ ત્રણ કરોડ માણસ જ્ઞાનથી એક જ વખત જમે તો હિંદુસ્તાન દેવભૂમી થઇ જાય. એ તપશ્ચર્યા કરવા બેઠા જીસ્સો તત્પર છે? ઇશ્વરને સાક્ષી રાખીને તમે એ પાળજો. એ કહેવા હું આજે આવ્યો છું. મેં ખેડા જીલ્લા ઉપર વિશ્વાસ રાખેલો છે. લડતમાં પડયા ત્યારે કેટલાકે એવી ખબર આપેલી કે પાટીદાર લોક પર વિશ્વાસ રાખવા જેવું નથી. એ કોમ શસ્ત્રનો ઉપયોગ કરી શકે પણ વચન ન પાળી શકે. ટેક ન જાળવી શકે. પરંતુ મને એમ નથી લાગ્યું. દુનિયામાં કોઇપણ પ્રજા એ ગુણ ન પાળી શકે એમ નથી. એ ટેક તમે જાળવી શકો એમ છો એ બતાવી આપવાનો અને મને હર્ષ લેવાનો પ્રસંગ આવ્યો છે. કેટલાકે પ્રતિજ્ઞા તોડી છે તેટલી આપણે જવાબદારી વધારે છે. જેઓની પ્રતિજ્ઞા ઉભતી છે તેમણે બમણા જોરથી પ્રતિજ્ઞા જાળવવાની છે. જેમ બે ત્રણ બેલ–ગાડાં હોય અને એકાદ ગાડું ભાગે તો બાકીનાં ગાડાંને વધારે ભાર ખેંચવો પડે, તેમ ખેડાને તમે ઉજવલ કરો એવી મારી ઇચ્છા છે.

પરમદિવસે નડીયાદમાં કમિશનર સાહેબનું નિમંત્રણ છે. એમને વાત કરવી છે. જેમણે સરકારધારો ભર્યો છે તેમની સાથે નહિ, પણ નથી ભર્યો તેમની સાથે. એટલે ન ભર્યો હોય તેમણે ખાસ ત્યાં જવું. અને તમે પ્રતિજ્ઞા લીધી છે, એને વિષે નિર્ભય થઇ ગયા હોય તો એ વિષે કહેવું હોય તે કહેજો. કમિશનર સાહેબ કહેશે કે ગાંધી તમને ભમાવે છે. એણે નેક સલાહ નથી આપી. કદાચ એમ કહે કે એ માણસ તો સારો છે. પણ આ બાબતમાં ભુલ કરી છે. જો મારી ભુલ હોય, તો તે તમે કરાવેલી છે. તમે કહેલી વાત પરથી ચારઆની ઠરી છે. હજી કોઇએ આવીને મને નથી કહ્યું કે અમે તમને ખોટી હકીકત આપેલી. તમારી પાસેથી મેં આંકડા લીધા, ને તેમાં ચારઆની ઠરી એ ખરી વાત છે. એમાં મેં પ્રજાને આડે માર્ગે નથી લીધી. જો આમ છે, તો તમારે પ્રૅટ સાહેબને આ વાતની સાક્ષી પુરવી. કોઇએ પ્રૅટ સાહેબથી ડરી જવું નહિ. ગરીબમાં ગરીબ રૈયતે પણ સ્વતંત્રતા જાળવવી જોઇએ. તમે તેમને જુઠ્ઠું બોલીને રીઝવશો, તો એ શું આપી શકવાના હતા? સાચું બોલીને સ્વતંત્રતા દાખવશો તો શું છીનવી લઈ શકશે? આપણો ઉદ્ધાર આપણા હાથમાં છે. આપણી સ્વતંત્રતા પણ આપણા હાથમાં છે. બીજા આપશે તો ઉછીના પૈસાની પેઠે તે સાચવી રખાશે નહિ.

સ્વતંત્રતા, નિર્ભયતા, સત્ય એ ગુણો કેળવવાના છે. એ આત્મામાં રહેલા છે પણ સુતેલા છે. એને જગાડીએ તો આપણે પુરૂષ–નહિ તો–પશુ છીએ. પશુમાં એ ગુણો સુતેલા છે. પશુ મટીને આપણે પુરૂષ થઇએ. માણસાઈ મેળવવા માટે આપણે લડીએ છીએ. બ્હેનોને હું કહું છું કે તમે પણ તમારા ધણીને કહેજો કે ગમે તે દુઃખ પડશે, તોપણ આપણે સરકારધારો ભરવા જવાના નથી. પ્રજાએ ટેક રાખવો એ સ્હેલી વાત છે. એ ટેક રાખશો તો પ્રજા ઘણી આગળ વધી શકશે. જેટલા ઉપાય ટેક જાળવવા લઈ શકાય એટલા લેશો. જેણે પૈસા ભર્યા છે તેને સલાહ એ છે, કે જેણે નથી ભર્યા તેને ટકાવી રાખવા. એક પણ માણસ સત્યને જાળવી રાખતો હોય તો તેને આપણે મદદ કરવી. સારો થનારને પછાડવો નહિ.

**વડોદના સત્યાગ્રહીઓ સમક્ષ મહાત્માજીનું ભાષણ**

મહેમદાવાદ તાલુકામાંથી મહાત્માજી એકદમ આણંદ તાલુકામાં પહોંચી ગયા. આણંદ તાલુકામાં વડોદ એક સુંદર, મોટું ગામ છે. આ ગામમાં લગભગ બધા જ ખાતેદારોએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી હતી. અને અત્યાર સુધીમાં બહુ બહાદુરી ભર્યો ટકાવ કરી રહ્યા હતા. તા. ૧૧મીના રોજ મહાત્માજીએ વડોદ અને આસપાસનાં ગામોના બહાદુર સત્યાગ્રહીઓ સમક્ષ નીચેનું પ્રોત્સાહક ભાષણ કરી તેમના શુરાતનમાં ઔર જુસ્સો રેડ્યો.

"જેમ જેમ દિવસો જતા જાય છે તેમ તેમ કસોટી વધતી જાય છે. હું આજ કમિશનર સાહેબને મળી, અમદાવાદથી ચાલ્યો આવું છું. તેમની સાથે એક કલાક વાતચીત થઈ હતી. તેમણે ખેડાના ખેડુતોને પોતે નડીયાદમાં ભરવાં ધારેલી જાહેર સભાની ખબર આપ્યાની વાત કરી. મેં તેમને ખાતરી આપી કે ખેડુતો જરૂર સભામાં હાજર રહેશે. હું ઉમેદ રાખું છું કે જેમણે મહેસુલ નથી આપેલું એવા બધા ત્યાં હાજર રહેશો. અને કમિશનર સાહેબની સલાહ સાંભળશો. કમિશનર સાહેબ તમને કહેશે કે પાક નથી થયો તેથી ન ભરવાની હું જે સલાહ આપી રહ્યો છું, તે વાજબી નથી, પાક થોડો ઘણો નિષ્ફળ જાય, તો પણ સરકારને મહેસુલ ભરી દેવાની પ્રજાની ફરજ છે. તેમનું આ કહેવું ભલે ઠીક હોય. હું તો તમને એટલું જ કહી શકુ કે તમે એકવાર પ્રતિજ્ઞા લીધી છે, તે મુકી નથી શકતા. કમિશનર સાહેબ તમને અથથી ઇતિ સુધી બધો ઇતિહાસ કહી સંભળાવશે. તમને તમારી પ્રતિજ્ઞા માટે માન હોય તો તમે દ્રઢતાપૂર્વક કમિશનર સાહેબની સામે તમારો પક્ષ રજુ કરશો. તમે પ્રતિજ્ઞા કેમ લીધી છે, સમજીને લીધી છે કે નહિં, તથા તેમાંથી તમે શું લાભ ઉઠાવવા માગો છો, એ તમે તેમને ચોખ્ખું બતાવી શકો છો.

મહેસુલ આપવામાંથી છુટીએ એટલું જ મેળવવાની આ લડાઈ નથી, એમ હું ગામે ગામ કહેતો આવ્યો

છું. લડતથી આપણે સરકારને બતાવવું છે કે પ્રજામતને સરકારે માન આપવું જ જોઇએ. **પ્રજામતની વિરૂદ્ધ જઇને કોઇ રાજા રાજ નથી ચલાવી શકતો. આ સિદ્ધ કરવાનું મેં મારી જીંદગીનું પ્રધાન કાર્ય ગણ્યું છે.** આપણી પ્રજા નિચોવાઇ ગઇ છે; ધન નિચોવાઈ ગયું છે. એમ નહિ પણ તેનામાં વીર્ય રહ્યું નથી. નુર રહ્યું નથી. મને એક ઉપમા વારંવાર યાદ આવે છે. જેમ બળદની પાસે મોટર છે તેમ પ્રજાની પાસે સરકાર છે. પછી સરકાર બ્રીટિશ સરકાર હો કે દેશી રાજ્ય હો. મોટર પાસેથી જતાં બળદની આંખમાંથી આંસુ નીકળે છે, અને પસીનો છુટે છે તેમ સરકારની સત્તાથી પ્રજા કાંપી રહેલી છે, એ મારાથી જોયું જાય એમ નથી. લોકો બોલતા નથી તો હું ચુપ રહું છું. પણ જ્યાં લોકો બોલે છે ત્યાં હું કાંપું છું તેમને કહું છું કે તમારે માટે સીધો ઇલાજ છે. તમે પરાણે દુઃખ સહન કર્યું છે, એટલે તમે દુઃખ દુર નથી કરી શકયા. તમે વધારે દુઃખ સહન કરીને તે દુર કરી શકો છો. તમે સરકારને કહી શકો છો કે, કેટલાક ગામોમાં છઆનીથી ઓછો પાક થયો છે. ઘણાખરામાં ચારઆનીથી ઓછો પાક થયો છે, તો અર્ધું બાકી તો જરૂર મુલતવી રહેવું જ જોઇએ. અને ચારઆનીથી ઓછું જ્યાં પાકયું છે, ત્યાં બધું મુલતવી રહેવું જોઇએ. આટલું તમે કરાવી શકો તો તેના ઉપર પ્રજાના જીવનનો પાયો રહેલો છે. પ્રજા રાંકડી છે. તે રાંકડી મટી

તેનામાં એંટ આવે, હિમ્મત આવે, એની ઉપર જ બધો આધાર રહેલો છે.

સવારમાં આપણે અનેક ઋષિઓનાં અને સતીઓનાં નામ ભણીએ છીએ, સીતા, રામ, નળ, દમયંતી, પ્રહલાદ વગેરેના નામ આપણે નિત્ય લઈએ છીએ તે શું કામના? નામ જ લેવાનાં રહ્યાં હોય, તો આપણી શી દશા? આપણી દશા પશુની જ થઈ ગઇ છે. શાસ્ત્ર કહે છે કે, **જે મનુષ્ય હોવા છતાં પશુ-જીવન ગાળે છે, તે બીજા ભવમાં પશુ જનમશે.** મનુષ્યમાંથી પશુ યોનિમાં જવું પડે એ સ્થિતિ મને કમકમાટ ઉપજાવી રહી છે. આપણે એ સ્થિતિમાંથી નીકળે જ આરો રહેલો છે. તમે કલેક્ટર પાસે ગયા, કમિશનર પાસે ગયા, મુંબઈ સરકાર પાસે ગયા અને ન ફાવ્યું ત્યારે થાકીને બેઠા, એમ જ જો હોય તો મારે કહેવું જોઇએ કે આવી રીતે બેઠા રહેવું એ પશુની સ્થિતિ છે. મનુષ્યને સુખેથી કે દુઃખેથી ધારેલું લેવાનું છે. **સુખ આપણે મારીને કે મરીને લઈ શકીએ છીએ. આમાં પહેલો ઉપાય પશુનો અને બીજો મનુષ્યનો છે.** પશુનો આત્મા સદા સુતેલો રહે છે. મનુષ્યનો આત્મા સદા જાગ્રત રહે છે. આપણા આત્માનો જ્યાં સુધી વિકાસ ન થાય, જાગ્રતી ન થાય ત્યાં સુધી આપણો ઉદ્ધાર નથી. આત્મબળ વાપરીને પશુબળનો તદ્દન નાશ કરીને જ આપણે મનુષ્યની સ્થિતિએ પહોંચી શકવાના છીએ. આપણા શાસ્ત્રોમાં

વાતો ચાલે છે કે, અમુક ઋષિઓની ભૃકુટીમાંથી અગ્નિ ઝરતાં બધાં દુઃખ નષ્ટ થઇ ગયાં. એ શાસ્ત્રવચનોનો અર્થ એ જ કે આત્મા ઉઘડયો કે બધાં દુઃખ ટળી ગયાં. આપણો આત્મા ઉઘડે, તો સરકાર તરફથી આપણને મળતા બધા અન્યાય દુર થાય. હું આ તમને સ્પષ્ટ શબ્દોમાં શી રીતે મુકી બતાવું? દુઃખમાંથી આપણે સુખ લેવું છે, તો આપણે દુઃખ ખુબ ભોગવવું જ જોઇએ, સાચને માટે મરી જાણવું જોઇએ. દુનિયામાં ભલે મોટા ચમરબંધીઓ માને કે પોતે સુખમાં મ્હાલે છે, દુઃખ પોતાને છે જ નહિ, તેઓ સમજતા નથી કે તેઓ ઘડીકમાં પામર બનવાના છે. જેણે હૃદયમાં આત્મા જોયો છે, જેણે સત્યને હૃદયમાં સ્થાન આપ્યું છે, તે સદા સુખી છે. મારૂં સર્વસ્વ ચાલ્યું જાય, પણ મારા આત્માનો આનંદ કોઇ નથી લઇ શકવાનું. એ આનંદ તમને સર્વને આવો એવું ઇચ્છું છું. આપણામાં ધર્મજાગૃતિની જરૂર છે, સાચું બોલતાં અને સાચું કરતાં શીખવું જોઇએ, હિમ્મત વિના આ બની શકે તેમ નથી. આપણે પૈસા ભરશું તો તે સરકારના ડરથી ભરવાના નથી. દરરોજ ઘેર રાવણીઆઓ ભલે આવે, જમીના હુકમો ભલે થાય. તોપણ શું? તમને ખાતરી હોય કે તમે ભયથી જ નથી ભરતા, તો હું તમને આગ્રહથી કહું છું કે તમે તમારૂં બધું લુંટાવી દેજો, ફકીર બનજો, પણ જરાય ડરતા નહિ. એથી જ તમે મનુષ્ય બનશો આપણે ભરી

દેશું તો જરૂર ડરપોક બનશું. બ્હેનોને હું ખાતરી આપું છું કે આપણે ભુખે નથી મરવાના. આજ જે ચાલી જશે તે કાલ મેળવવાના છીએ, પણ આપણું વચન ગયલું પાછું નથી મળવાનું. માટે આપણે આપણી આબરૂ, વચન, માન અને મર્દાઇને સાચવવાનાં છે. એનો જ વારસો તમારી પ્રજા પાસે મુકી જવાનો છે. તમને ઇશ્વર શક્તિ આપે અને તમે તમારાં નામને હિન્દુસ્તાનમાં ઉજ્જ્વળ કરો. પ્રતિજ્ઞા જે ભાઇઓએ લીધી છે, તેઓ અમને નિર્ભય કરજો, અને **મને કહેજો કે બ્રહ્માંડ તુટે, અને સુર્ય કાલે ન ઉગે તોપણ એ ચળવાની જ નથી.**"

કેટલાક ખેડુતોએ પુછ્યું કે કમિશનર સાહેબને શું કહેવું? તેમને ગાંધીજીએ કહ્યું કે:

"કહેજો કે માથાં કાપી લો તોપણ નથી ભરવાના, સરકારનાં અન્યાયી પગલાંને વશ નથી થવા માગતા, પણ તમે મહેર કરો અને માફ કરો. ગરીબોને દુઃખી ન થવા દો તો અમારામાં જે પૈસા ભરી શકે એવા છે તે ભરશું. મોટા ચમરબંધી પાસે પણ આપણે કેમ ડરીએ? નિર્ભય થઈ તો પછી ૧૦૦ વીઘાં જમીન હોય કે ૧,૦૦૦ વીઘાં જમીન હોય તોપણ શું?

ઉત્તર વિભાગના કમિશનર ના. એફ. જી. પ્રૅટ મહેસુલી ખાતાના જુના અને જાણીતા અનુભવી અમલદાર સાહેબે ખેડા જીલ્લાની પ્રજાને 'છેવટના હુકમ રૂપ' સલાહ આપવા ખેડુતોની એક સભા ભરવાનો સંકેત કર્યો. જે સમયે પ્રજા અને સરકાર વચ્ચે આવી રસાકસી ભરી લડત ચાલતી હતી તે વખતે અધિકારીઓના બોલાવ્યાથી લોક ભેગા થશે કે કેમ તેનો નાનાથી મોટા સુધી સૌ અધિકારીઓને વસવસો ઉભો થયો. તેથી ના. પ્રૅટ સાહેબની સલાહ સાંભળવા આખા જીલ્લાના લોકો ભેગા થાય એવી ગોઠવણ કરવામાં મહાત્માજીની મુખ્ય મદદ માગવામાં આવી. મહાત્માજીએ પત્રિકા દ્વારા ગામેગામ ખબર પહોંચાડી. અને સરકારે બોલાવેલી સભામાં હાજર રહેવા લોકોને સલાહ આપી.

**ના. પ્રૅટ સાહેબનો એક વધુ પ્રયાસ**

તા. ૧૨મી એપ્રીલના રોજ નડીયાદ મુકામે મામલતદારની કચેરીના મેદાનમાં સાંજના ત્રણ વાગે જીલ્લા કલેકટર, આસી. કલેકટર, મામલતદારો, મહાલકારીઓ અને કેટલાક રાજભક્તો તથા મહાત્માજીના સાથીઓ અને તેમની ખાસ સુચનાથી હાજર રહેલા દોઢથી બે હજાર ખેડુતો સમક્ષ સરકાર 'માબાપ'ના પ્રતિનિધિ રૂપે ગુજરાતના સુબા ના. પ્રૅટ સાહેબે નીચેનું યાદગાર ભાષણ કર્યું:

**શરૂઆતમાં મારી એવી વિનંતી છે કે તમે બધા જેટલા અહીં હાજર છો, તે મારી વાત સાંભળીને ધ્યાનમાં લઇ ઘેર જશો ત્યારે ઘરમાં ગામમાં પ્રસિદ્ધ કરશો કે જેથી આખા જીલ્લામાં માહિતી કે લાય**

કારણ એ છે કે હું હમણાં બોલું છું તે કાંઇ તમારા માટે જ નહિ, પણ આખા જીલ્લાને માટે છે; અને આખા જીલ્લાને મારા શબ્દ સાંભળવાની તક આપવી જોઇએ. માટે મહેરબાની કરી પ્રસિદ્ધ કરશો.

તમોને મે. ગાંધી સાહેબ (તાળીઓ) શ્રીયુત મહાત્મા ગાંધીજી (જોસબંધ તાળીઓ) અને તેની સાથે જે ગૃહસ્થો કામ કરે છે તેમણે બહુ સલાહ આપેલી છે. ગામેગામ ફરીને ભાષણો કરેલાં છે. આજ અમારો વારો છે. મહેરબાની કરી અમારૂં ભાષણ સાંભળો. અમારી સલાહ સાંભળો. મે. ગાંધી સાહેબે અને બીજાઓએ ખેડુત લોકોના હક બાબત બહુ બ્યાન કરેલું છે. હવે ખેડુતોના હક શું છે, તેનું મુખ્તેસર બ્યાન હું કરીશ. ખેડુત લોકોના હક છે તે શા પ્રકારના છે તે કહીશ. તમારો હક એવો છે, કે જમીન તમારા કબજાભોગવટામાં રાખી શકો; વંશપરંપરા રાખી શકો. તેના પર જે આકાર બાંધેલો છે તે ૩૦ વરસ સુધીને માટે કાયદેસર બાંધેલો તેમાં કોઇ વધારો થવાનો નથી. તમે ગમે તે સુધારો જમીનમાં કરશો, કુવા કરશો, પીતનું વાવેતર કરશો તો પણ ત્રીસ વરસમાં વધારો નથી થવાનો. તે તમારો હક છે. પણ જ્યારે કોઇ પણ માણસનો હક હોય ત્યારે તે હકની બાજુમાં ફરજ પણ હોય છે. આપ ખેડુત લોકની હકની બાજુમાં શી ફરજ છે, તેનો વિચાર કરો. તમારી એક ફરજ એ છે, કે કાયદા પ્રમાણે જે આકાર બાંધેલો છે. તે ભરવો. તે ફરજની શરત ઉપર તમારી જમીન કબજાભોગવટામાં રાખશો કાયદેસર બાંધેલો આકાર જ્યાં સુધી ભરશો ત્યાંસુધી તમારો હક સલામત છે. કાયદા પ્રમાણે બાંધેલો આકાર તે શું ! તે આકાર કોણ બેસાડે છે; સરકાર આકાર બેસાડે છે. તેના અમલદારો બેસાડે છે. તેમાં કોઇ વકીલનો હાથ નથી, બેરીસ્ટરનો નથી. આકાર બાંધવાની સત્તા સરકારના હાથમાં છે, સરકારી અમલદારના હાથમાં હવે તે આકાર જ્યાં સુધી ભરશો ત્યાં સુધી તમારી જમીન જશે નહિ. કલેક્ટર સાહેબ તમારો હક નહિ ખુંચવી લે, કમિશનર

સાહેબ પણ ન ખુંચવી શકે. ના. વાઈસરાય અને ગવર્નર સાહેબ પણ ન લઈ શકે. આ હક એવો છે કે તે બાબત તમો હાઈકોર્ટ સુધી લડી શકશો. પણ તે હકની બાજુમાં જે ફરજ છે, તે ન બજાવો તો તમારો હક જોખમમાં આવે છે. નોકરોને પગાર લેવાનો હક છે. પણ પગારનો હક ક્યારે થાય? જ્યારે નોકરી કરે ત્યારે. નહિ તો હક જતો રહે.

તમારા ગામોમાં બે જાતના નોકરો છે. રૈયત ઉપયોગી અને સરકાર ઉપયોગી. જેવા કે મુખી, મતાદાર, વગેરે એ લોકો માત્ર સરકાર ઉપયોગી કહેવાશે. તેથી સરકારનું કામ કરશે. આકાર વસુલ કરવાના કામમાં મદદ કરશે. તે કામમાં ના પાડશે ત્યારે તેમના હક જોખમમાં આવશે. અને જે વંશપરંપરાનો હક છે તે જશે. આકાર બાંધવામાં સરકાર સિવાય બીજી સત્તા નથી. તેથી દીવાની કોર્ટમાં તકરાર જઈ શકશે નહિ. આકાર વધારે છે કહીને કોઈ દાવો લાવશે તે ચાલશે નહિ. તે આકાર બેસાડવામાં સરકાર જેટલા વાંધા લોકો તરફથી થાય, તકરાર થાય, તે સાંભળીને, પુરી મસલત કરીને, છેવટનો હુકમ કરે છે. તે પછી આકાર કાયમ રહે છે. હાઈકોર્ટ સુધી લડો તો પણ તે ન ફરે. આકાર બાંધવાનો કાયદો છે તેવો આકાર મુલતવી રાખવાનો છે. ખેડુત લોકોને કાયદેસર હક નથી. કે માગણી કરે અથવા તકરાર કરે કે આકાર મુલતવી રાખવો જોઈએ. એ બાબત અમારો હક છે. હક હોય તો દીવાની કોર્ટમાં લડી શકો. પણ આમાં હક નગણુ વરસ આવે ત્યારે અમલદાર પાકની સ્થિતિ લક્ષમાં લઈને વાંધો હોય તે સાંભળીને છેવટનો હુકમ કાઢે છે. જે પ્રમાણે આકાર બાબત કાંઈ તકરાર ન ચાલી શકે તેમ મુલતવી રાખવાના છેવટના હુકમ પછી તકરાર ન ચાલી શકે. કેટલો આકાર મુલતવી રાખવો જોઈએ તે બાબત સરકાર જેટલી રૈયતની વાજબી હકીકત મળશે, વાજબી અરજી મળશે તે ધ્યાનમાં લઈને પોતાનો હુકમ કાઢે છે. પણ છેવટનો હુકમ કાઢવાની સત્તા અમલદારના હાથમાં છે. મે. ગાંધી સાહેબના હાથમાં તે

નથી. મે. વલ્લભભાઇ સાહેબના હાથમાં તે નથી. આ બાબતમાં તમારી કંઈ લડત ચાલી શકશે નહિ, એવી સમજ તમારા મનમાં બેસાડવી જોઇએ. મારા શબ્દો તમારે સાંભળવા જોઇએ. હું ઉત્તર વિભાગનો કમિશનર છું. મારા શબ્દો મારા છે એટલું જ નહિ, પણ ઉપરના હુકમરૂપ છે. અમારા શબ્દો તે મારા નથી પણ ના. વિલિંગડન સાહેબના છે. મારા હાથમાં લોર્ડ વિલિંગડન સાહેબનો એક કાગળ છે. એમાં લખ્યું છે કે આ કામમાં જે હુકમ કરશો તે બહાલ રાખીશ. તમે જે શબ્દો બોલશો, તે હું સાચા કરીશ એવો ના. ગવર્નર સાહેબનો આ કાગળ છે. ત્યારે તમારે સમજવું જોઇએ કે આ હું જ બોલું છું એમ નથી. ના. ગવર્નર સાહેબ બોલે છે.

મે. ગાંધી સાહેબ ઘણા સારા, અને પવિત્ર છે. (તાળીઓ) સારા હેતુથી, પવિત્ર અંતઃકરણથી તમારો લાભ સમજીને તે તમોને સલાહ આપે છે. તે એવી રીતે કહે છે કે તમે આકાર નહિ ભરો, અને એ કારણથી ન ભરો કે ન ભરવાથી ગરીબ લોકોનો બચાવ કરશો, કેમ એમ કહે છેને ? હમણાં પણ એમ જ કહે છે. કાલની મુલાકાતમાં પણ મને એમજ કહેતા હતા. તમે કહો છો કે ગરીબનો બચાવ કરવો જોઇએ. સરકાર ગરીબપરવર નથી ? ગરીબના બચાવની ફરજ તમારી છે કે સરકારની ? આ ફરજ બજાવવામાં સરકારની ખામી છે ? તમોને દુકાળની યાદગીરી નથી ? મને યાદ છે છપ્પનના વરસમાં, અઠ્ઠાવનના ઉંદરીયા દુકાળમાં, અમદાવાદમાં અને પંચમહાલમાં હું કલેકટર હતો. તમને યાદ હશે કે ગરીબના બચાવમાટે સરકારે કેટલાં બધાં બાંધકામો ઉઘાડલાં ? ગરીબ છોકરાઓ માટે રસોડાં ખોલ્યાં, તળાવ બાંધ્યાં, તગાવી આપી લાખો રૂપીયા ખરચ્યા, તે મારી યાદગીરીમાં છે. જે તમારામાંના ઘરડા છે તેમને જરૂર યાદ હશે. આવી સરકાર સામે હમણાં આ જીલ્લામાં તમારી લડત ચાલે છે. દુનિયામાં મોટી લડાઇ ચાલે છે. વખત એવો છે કે સરકારને બધી જાતની મદદ આપવી જોઇએ આ લડાઇ ચાલતાં આ જીલ્લામાં

સરકારને શું મળે છે.? મદદ મળે છે કે લડત મળે છે? થોડા દિવસ ઉપર હું અમદાવાદમાં હતો. પરેડના મેદાનમાં ફરવા નીકળ્યો હતો. ત્યાં ઉત્તર હિંદુસ્તાનમાંથી આવેલા પલટણના સિપાઇઓ જથાબંધ પ્રતિજ્ઞા કરતા હતા કે બહાદુરીથી અને વફાદારીથી ના. શહેનશાહની નોકરી અમે કરીશું. આ જીલ્લામાં પ્રતિજ્ઞા થાય છે, ને બીજી જાતની.

હવે સરકારની સામે લડત ચલાવશો, તમારી ફરજની યાદગીરી ન રાખશો, ત્યારે તમારા હક જોખમમાં આવશે. આથી તમારા ઉપર આવી ચાલનાં જે બધાં પરિણામો છે તે આવશે. શું પરિણામ થશે તે તમે જાણો છો. અને આ પરિણામ આવશે તે તમારે માથે આવશે. જે તમોને આવી જાતની સલાહ આપે છે, તેમને માથે નહિ આવે. હોમરૂલના ગૃહસ્થો વગેરેના માથા ઉપર નહિ આવે. તેમને કાંઇ નુકસાન નથી થવાનું. નુકસાન દુઃખ થશે તમારા ઉપર. હોમરૂલવાળા ફરે છે, ભાષણો કરે છે, ને સલાહ આપે છે. તે કંઇ જેલમાં જવાના નથી. (સાહેબ મોકલશો તો જઇશું--એક અવાજ) સરકાર દયાળુ છે તે લોકો કદાચ ગેરસમજુતમાં હશે. આફ્રીકામાં જ્યારે આવી જાતની લડત ચાલતી હતી ત્યારે શ્રીયુત મહાત્મા કેદમાં ગયા હતા. (તાળીઓ) આ સરકારના રાજ્યમાં તે કેદ નહિ જશે. અમદાવાદમાં અફવા ચાલતી હતી કે મહાત્માજીને કેદ કરવાના છે, તે ખોટી હતી. એમના માટે જેલ લાયક નથી. હું ફરીથી કહું છું કે તે ઘણા સારા અને પવિત્ર માણસ છે. ચોથાઇ દંડ જમીનખાલસા આ બધાં પરિણામ તેમને માથે નથી, તમારા માથે છે. દયાળુ સરકારની બહુ દિલગીરીનો સબબ થશે, અગર એ બધાં પરિણામ તમારા માથાપર આવશે. સરકારના મનમાં ક્રોધ નથી. સરકારની લડત કાંઇ ખેડુત સાથે ચાલતી નથી. માબાપને બાળકો લાત મારે તો માબાપને દિલગીરી થાય છે, ક્રોધ નથી થતો. આ બધું નુકસાન—જપ્તી, ચોથાઇ, ખાલસા, નરવાનાં ગામો તોડી નાખવાં

એ બધાં નુકસાન તમારે શા માટે સહન કરવાં જોઈએ ? સરકારનો આકાર છે તે ઘણે ભાગે વસુલ થઈ ગયો છે. પુષ્કળ ગામોમાં આકાર ભરપુર વસુલ થઇ ગયો છે, પાઈ પણ બાકી નથી. જીલ્લાની મહેસુલના ૮૦ ટકા વસુલ થઈ ગયા છે. બાકી થોડી રકમ છે. આ થોડી રકમને માટે તમે આટલાં બધાં નુકસાનથી લડશો ? નુકસાન કબુલ કરશો એ મને વાજબી નથી માલમ પડતું. તમારી મિલકત તમે નાખી દેશો ? તમારા નરવા નાખી દેશો તમારાં છોકરાં બૈરીઓનો વિચાર નહિ કરશો ? તમે મજુર વર્ગમાં ઉતરી જશો ? શા માટે ? તમારા ભાઇઓ ઘણે ભાગે ભરી ગયા છે, બાકી થોડા છે, સરકાર આશા રાખે છે કે તમે વિચાર કરીને જ બીજી સલાહ સાંભળશો. રાજ કારભારનો જમીનના આકારનો, જમીનના કાયદા બાબતનો મને ૨૮ વરસનો અનુભવ છે. શ્રીયુત મહાત્મા ગાંધી (તાળીઓ) મારા મિત્ર છે. (તાળીઓ) તે હમણાં બે ત્રણ વરસથી આફ્રીકાથી આવેલા છે. જીંદગીનો મોટો ભાગ એમણે આફ્રીકામાં ગુજારેલો છે. એઓ વિદ્યામાં, ભાષા બાબતમાં અને ધર્મ બાબતમાં બહુ પંડિત છે. તે વિષયમાં તેઓ જે બોધ આપે છે તે ખરો છે. પણ રાજકારભારના કામમાં, જમીનના બાબતમાં, આકાર બાબતમાં તે ઓછું જાણે છે. તેમાં હું વધારે જાણું છું. તમારાપર જે પરિણામ આવશે તેથી હું દિલગીર થઇશ. મારા પાટીદાર લોકોના નંબર ખાલસા થશે તો હું દિલગીર થઇશ. પણ એમ થશે તેની જવાબદારી તમારા હાથમાં છે. પ્રતિજ્ઞા કરીને પરિણામ સહેવું કે આકાર ભરવો. સરકાર જાણે છે કે ઘણા માણસો જથાબંધ ગામડામાં ફરીને તમને ખોટી સલાહ આપે છે. સરકાર જાણે છે કે ખેડુઓના હક બાબે ગેરસમજુત થઇ છે. તેથી દયાળુ સરકાર મારી સલાહ સાંભળવાની છેવટની તક આપે છે, તમારી ગેરસમજુત નીકળી જાય, તેથી તમને તાકીદ આપવા હું આવેલો છું. તમારો ઠરાવ જેમ થશે તેમજ પરિણામ થશે. પણ તે પરિણામ જે આવશે તે તમારી પ્રતિજ્ઞા કબુલ

કરવાથી આવશે. તમે નહિ [illegible] શકશો કે તમને સલાહ અને તાકીદ ન મળ્યાં હતાં. તમે પોતે વિચાર કરીને જે કરો તે કરશો. હું છેવટની સલાહ આપવા આવેલો છું, બાકી એટલુંજ મને કહેવાનું છે કે ખેડૂતોની ફરજ છે કે અમારી તિજોરીમાં પૈસા લાવવા. અમારા મામલતદાર સાહેબો, તલાટીઓ તમારો માલ જપ્ત કરી પૈસા લેશે એમ ન ધારશો. અમે એટલી બધી તસ્દી લેવાના નથી. અમારા અમલદારોનો વખત કીમતી છે. તમે આકાર ભરશો ત્યારે પૈસા તિજોરીમાં જશે. કોઇને ઘેર ઉઘરાવવા નહિ જાય. હું તમને ધમકી નથી આપતો. સારી રીતે સમજો. માબાપ ધમકી આપતા પણ સલાહ આપે છે. પણ તમે આકાર નહિ આપો તો જમીન ખાલસા થશે. ઘણા કહેછે કે જમીન ખાલસા નહિ થાય. હું કહું છું કે એમ બનશે. મને પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. મારા શબ્દો હું સાચા કરીશ. જેનો આકાર નહિ ભરાય તેની જમીન ખાલસા થશે. જે લોકો જાણીને ના પાડે છે તેમને ફરી જમીન આપવાની નથી. એવા ખેડુતો સરકારની ચોપડામાં નથી જોઇતા. એવા ખેડુતો અમારા હકના પત્રકમાં નથી લખવા. જે નીકળી ગયા તે કદી દાખલ નહિ થાય.

હવે મારે બે ચાર શબ્દો કહેવાના બાકી છે, અને તે તમારી પ્રતિજ્ઞા બાબત. આ મેળાવડામાં પ્રતિજ્ઞાવાળા કેટલા છે તે હું જાણતો નથી. મે. ગાંધી સાહેબ અહીં હોય ને હુકમ કરે તો એવા લોક હાથ ઉંચા કરે તો મને માલુમ પડે. તમારી મરજી હોય તો હમણાં તેવા ઉંચા હાથ કરે (આ વખતે પાંચસોને સુમારે હાથ ઉંચા થયા.) હું ઘણો ખુશ છું, હું ઘણો ખુશ છું. કારણ કે પ્રતિજ્ઞાવાળાઓ માટે હું આવેલો છું. બધા મળીને કેટલા છે ! બે હજાર હશે મને માલમ નથી તમો કહેશો કે અમે પ્રતિજ્ઞા કરી છે. ને તે પછી આકાર ભરી શકતા નથી. તેનો જવાબ હું આપું છું. કોઇ માણસ ગેરસમજુતીમાં અથવા ભુલથી પ્રતિજ્ઞા કરે તો તે બાંધેલો

નહિ રહેશે. આવી પ્રતિજ્ઞા નભી રહેશે નહિ. આવી પ્રતિજ્ઞા તમે તોડી નાખશો તો કોઇ પણ માણસ ન કહી શકશે કે તમારૂં પાપ છે, દોષ છે. ભુલભરેલી પ્રતિજ્ઞા કોઈ તોડશે તો દુનિયા તેને નિર્દોષ ઠરાવશે. અમદાવાદમાં શું થયું છે તે તમારા લક્ષમાં આવ્યું હશે. પણ ઘણા વર્તમાનપત્ર વાચતા નથી તો હું કહીશ કે અમદાવાદમાં એક લડત ચાલતી હતી, લડત શેઠીઆઓની અને મજુર લોકની હતી. મજુરોએ એમ પ્રતિજ્ઞા કરી કે ૩૫ ટકાનો વધારો અમને મળવો જોઇએ. ૩૫થી ઓછો કબુલ ન કરવો તે ન મળે ત્યાં સુધી કામ ન કરવું, છેવટે શું થયું? માલમ પડયું કે તે પ્રતિજ્ઞા વાજબી નહતી. તે પ્રતિજ્ઞા નભી ન શકી. પ્રતિજ્ઞા તોડી નાખીને હમણાં તે બધા ૨૭ા ટકા કબુલ કરીને પોતાના કામ પર દાખલ થઇ ગયા છે. તે પ્રમાણે હું કહું છું કે જે વખતે તમે ભુલભરેલી પ્રતિજ્ઞા સાંભળી તે વખતે સરકાર તરફની તમારી જે ફરજ છે તે વિસારીને આ પ્રતિજ્ઞા કરી તે સિવાય આ પ્રતિજ્ઞા કરવાથી જે પરિણામ થશે તે બાબત તમોને પુરો વિચાર ન હતો. તમારા માટે જ નહિ પણ તમારાં છોકરાં માટે પણ તમે પરિણામનો વિચાર ન કર્યો, આ બધું લક્ષમાં લઇ હવે તમે ફરી વિચાર કરો કે સરકાર આગળ ફરજ બજાવવી કે પ્રતિજ્ઞા. જે પરિણામ થાય તે ભોગવવું."

મે. કમિશનર સાહેબે ખેડુતોને કાંઈ કહેવું હોય તો કહેવાની રજા આપવાથી ઘણા ખેડુતો એક પછી એક બોલવા ઉભા થયા, કરમસદના રા. નરસિંહભાઇએ કહ્યું કે: "સાહેબ અમારી આ લડત સરકારને નડત કરવાની નથી. પૈસાદાર પૈસા ભરે (કમિ૦-પૈસાદાર કયાં ભરે છે? નથી ભરતા) તો ગરીબો લાચારીથી ભરી દે ને દુઃખ ભોગવે."

**ખેડુતો સાથે વાટાઘાટ**

કમિશનર સાહેબ—"શું તમે એમ કહો છો કે આ લડત નથી? તે લડત છે. મેં ગાંધી સાહેબ કહે છે, બધા કહે છે."

કમિશનર સાહેબે શ્રીયુત વલ્લભભાઇ તરફ જોતાં તેમણે ઉભા થઇ જણાવ્યું કે "સાહેબ આ લડત છે એમ તો એ ખેડુત પણ કહે છે. પરંતુ એ લડત કનડગત કરવાને માટે નથી એમ એનું કહેવું છે" એ પછી શ્રીયુત વલ્લભભાઇ બોલવાનું શરૂ કરતા હતા તેમને કમિશનર સાહેબે પુછ્યું કે "તમે ભાષણ કરવાના છો વલ્લભભાઇએ જણાવ્યું કે "ના સાહેબ, મારે બીજું તો કહેવાનું નથી પણ અમદાવાદના મજુરો ની બાબતમાં ખુલાસો કરવો છે."

કમિશનર સાહેબ– "ઠીક, તમે બોલો. પણ આજે અમારો વારો છે. અમારા તરફ બોલજો" (હસાહસ)

તે પછી શ્રીયુત વલ્લભભાઇ ભાષણ કરતાં જણાવ્યું કેઃ—

મે કમિશનર સાહેબે અમદાવાદના મજુરોની પ્રતિજ્ઞાની વાત જણાવી. તેનો ખુલાસો કરવાની મારી ફરજ છે. કારણ કે તે વખતે કામ કરનારામાં હું પણ એક હતો. ત્યાં મજુરોની પ્રતિજ્ઞા તુટી જ નથી. એતો જ્યારથી લડત ઉપડી ત્યારથી ઠરાવ હતો, કે જો શેઠીઆઓ પંચ નીમે ને તે વધારો ઠરાવે તો અમારે કાંઇ વાંધો નથી, અને અમે કામપર ચઢીશું. પછી પંચ નિમાયું, અને પહેલે દિવસે ૩૫ ટકાથી મજુરો કામપર ચડેલા. ને પંચનિકાલ આવે ત્યાંસુધી રજા ટકા લીધા. આ હકીકત "ન્યુ ઇન્ડીઆ" વગેરે છાપામાં સલાહની પહેલાના દિવસોમાં છાપેલી હતી. આ મજુરોની સભામાં

આપણા કમિશનર સાહેબ પણ પધારેલા. એમને ગાંધી સાહેબને માટે ઘણું માન છે. (તાળીઓ) (કમિશનર સાહેબ--હા, છે.) ગાંધી સાહેબના મનમાં પણ પ્રેટ સાહેબના માટે માન છે, મારા મનમાં પણ છે. એ જ સાહેબે મીલ મજુરોની સભામાં સલાહ આપેલી કે મહાત્મા ગાંધી તમને સાચેસાચી સલાહ આપશે. તેમની સલાહ પ્રમાણે તમે વર્તશો તો ન્યાય મેળવશો. હું તમોને કહું છું કે તમે પણ આ બાબતોમાં મહાત્માજીની સલાહ પ્રમાણે ચાલશો તો એ જ કમિશનર સાહેબના હાથે ન્યાય મેળવી શકશો. અહિં પણ કમિશનર સાહેબ કમિટી નીમી તપાસ કરાવે તો આપણને કાંઇ જ વાંધો નથી. બધું પાધરૂં ઉતરે."

ને પછી એક ખેડુતે ઉભા થઇ જણાવ્યું કે—

"સાહેબ, સરકાર તો માબાપ છે, આપ કમિશનર સાહેબનાં દર્શન અમારે માટે દુર્લભ જેવાં છે, તેનો આજે આપે અમને લાભ આપ્યો. હવે હું હાથ જોડીને આપ માબાપને અરજ કરૂં છું કે આપ અમારા ગામે પધારો ને કેટલું પાક્યું છે, તેની ખાતરી કરો. અમારા ઘરમાં કંઇ પાક આવ્યા નથી, મરકીનું દુઃખ છે. વળી બાજરી છપ્પનીઆમાં પણ બે રૂપીએ મણ હતી. આજે તો સવા ત્રણ રૂપિઆ તેના થયા. ચાર પાંચ રૂપિયા ચોખાના થયા. વળી મહુડાં પણ અમે હવે સરકારના કાયદાથી રાખી શકીએ નહિ, ગરીબ લોકો આ સ્થિતિમાં શું ખાય! અને ક્યાંથી પૈસા ભરે! અમારા હળની કોશ લોઢાને લીધે મોંઘી થઈ ગઈ છે. ગાડાનાં ખીલા જેને અમે લકુા કહીએ છીએ તે ૨--૩ રૂપીએ મળતા તેના આજે બાર રૂ. થયા છે. મજુરો ત્રણ આને મળતા તેના છ આના થયા. હવે અમે સરકારધારો ક્યાંથી ભરીયે સરકાર માબાપે વિચાર કરવો જોઈએ.

કમિશનર સાહેબ "પાક બાબત કાંઇ જવાબ આપવાના નથી. ભરવુ છે કે નહિ તે કહો."

કઠલાલના રા. મોહનલાલ પંડયાએ જણાવ્યું કે—

સાહેબ, આ સવાલ હવે સરકાર મહેસુલ ભરવા સંબંધે છે, તેના કરતાં સાચજુઠનો વિશેષે કરીને છે. અમે કહીએ છીએ, કે પાક ચારઆનીથી ઓછો છે, તે સરકાર માનતી નથી, જો સરકાર તે માને તો અમે જરૂર પૈસા ભરીએ, એક સાધારણ તલાટી કહે તે ખરૂં મનાય છે, ને પ્રતિષ્ઠિત ખેડુતોનું ખોટું, તે અસહ્ય છે. હિન્દુશાસ્ત્રમાં હરિશ્ચંદ્ર જેવા રાજાએ સત્યની ખાતર રાજપાટ છોડી દીધું, તો પછી જમીનનો ટુકડો છોડવો તે શા હિસાબમાં છે! જે પ્રતિજ્ઞા લેવામાં આવી છે, તે વિચાર કરીને લેવામાં આવી છે, અને સુર્યનારાયણ આમનો આમ ઉગે તોપણ ન ફરી શકે નહિ. છતાં સરકાર માબાપ આખી રૈયતને મારી નાખશે, તો તે દુઃખ ધીરજથી સહન કરીશું, અને પૈસા નહિ ભરીએ.”

ચિખોદ્રાના એક ખેડુત--“કમિશનર સાહેબને મેં આજે જ જોયા છે એઓ ઘણા ભલા છે. આપણે પૈસા ભરવા, પણ સાહેબે હમણાં જ કહ્યું કે ૮૦ ટકા તો ભરાઇ ગયા છે, ત્યારે બાકી થોડા જ હશે. તે પૈસાના નવ મહીનાના વ્યાજનું જ નુકશાન જાય એમ છે. જો એમ છે તો રાજા અને પ્રજા વચ્ચે એકતા થતી હોય તો હું નુકસાન પેટે, બચરવાળ છું, છતાં હજાર રૂપિઆ આપવા રાજી છું.”

કમિશનર સાહેબ--“ સરકારને પૈસા બાબત કંઈ મુશ્કેલી નથી. એક રૂપિયો પણ વધારે ન આપશો તો ચાલશે.”

ઉત્તરસંડાના રા. નરહરભાઇ:—“મે. આસી૦ કલેક્ટર સાહેબ અમારે ગામ પધારેલા. તેમને મેં મારાપર કાઢેલી ખાલસા નોટીસ બતાવેલી. મેં કહ્યું, મારી પાસેના લેણા રૂપિયા વસુલ થાય તેટલી જ જમીન ખાલસા કરવી યોગ્ય છે. ચાર રૂપિયાને માટે સરકાર હજાર રૂપિયાની જમીન લઇ શકે?”

કમિશનર સાહેબ-"હા, તે સરકારની મરજીની વાત છે. આ રૂપિયા ચારની તકરાર નથી. ૩૬ કરોડની તકરાર છે. તમે તકરાર કરશો, તો આખી પ્રજા તકરાર કરશે."

છેવટે કમિશનર સાહેબે ઉપસંહાર કરતાં જણાવ્યું કે:

"જેટલું મારે કહેવાનું હતું તે હું કહી ગયો. બાકી છેવટનો ઠરાવ તમારા હાથમાં છે. જે માણસ સન્યાસી છે તેની મિલકત જાય તેની ફીકર નથી, પણ તમે સન્યાસી નથી, તેનો વિચાર કરજો."

લોકોની સ્વતંત્રતા અને નિર્ભયપણું જોતાં કમિશનર સાહેબ અને કલેકટર સાહેબ વગેરે સાહેબો ખેડુતોની સભા છોડી ચાલ્યા ગયા. લોકોએ 'વંદેમાતરમ્' અને 'મહાત્મા ગાંધીજીકી જય'ના જયનાદથી તેમને વિદાયગીરીનું માન આપ્યું. ત્યાંથી સૌ લોક મહાત્મા ગાંધીજીનાં દર્શન માટે 'સત્યાગ્રહ મંડપ'માં ગયા.

સરકારી સભામાંથી 'સત્યાગ્રહ મંડપ'માં આવેલા લોકોને યોગ્ય સ્થાને બેસાડવામાં આવ્યા. કમિશનર સાહેબના ભાષણની લોકોના મન ઉપર પડેલી સહેજસાજ અસર પણ મહાત્માજીએ પ્રેમ અને શૌર્યનાં વચનો સંભળાવી ધોઇ નાંખી. આ પ્રસંગને અનુસરી ભાઇ કલ્યાણજી મહેતાએ રચેલું નીચેનું કાવ્ય, તેમણે જ ગાઇ સંભળાવ્યું.

**સત્યાગ્રહ મંડપમાં મહાત્માજીનું ભાષણ.**

# અમે સત્યાગ્રહી ચેલા

## (ગઝલ)

બન્યા ગાંધી ગુરૂજીના, અમે સત્યાગ્રહી ચેલા;
અમારી ટેક જાળવવા, મરી જવા થયા ઘેલા.

દીધો છે મંત્ર ગાંધીએ, સહીને જીતવું મરવું;
સહીને દુઃખથી તરવું, ન દુઃખોથી કદી ડરવું.

નથી કંઇ દ્વેષ અંતરમાં, નથી ઘા મારવો સ્હામો;
સહીને જીતવાનો છે, અમારો ન્યાયનો દાવો.

ન કરવું હાજી હા કદીએ, વસ્યું જો અંતરે બીજું;
ભલે શિર જાય તોયે શું? અમારે સાચ તે કરવું.

ભલે ચોથાઇથી દંડે, વતન છો ખાલસા મુકે:
ઘરેણાં ઢોરઢાંકરની, ભલે હરરાજીઓ થાએ.

અમે ના દાસ લક્ષ્મીના, અમારી દાસી એ રહેશે:
અમારા માનને માટે, ખુવારી છો બધી થાશે.

કરી કુરબાની ફરહાદે, શિરીનના પ્રેમને માટે:
અમારી ટેક એ શિરીન, મરીશું તેહને માટે.

તરાવે યા ડુબાડે કે, અમોને ભઠ્ઠીમાં બાળે:
અમારે જીવવું મરવું, હવે ગાંધીજીના હાથે.

શૂરો સેનાપતી ગાંધી અમારો સત્યનો કિલ્લો:
અટળ શ્રદ્ધા અમારી છે, તૂટે ના તોપથી તૂટયો.

જગતમાં આસુરી શસ્ત્રો, થશે જુઠાં પડી હેઠાં;
છૂટયાં જ્યાં સત્યનાં બાણો, અમારા રામનાં છોડયાં.

ધરા આખી ધ્રુજી જાશે, સુણી સત્યાગ્રહી ટંકાર:
ઉતરશે દેવ સ્વર્ગેથી, લઇને હાથમાં જયમાળ.

બાદ મહાત્માજીએ નીચે પ્રમાણે લોકોને પ્રોત્સાહન આપ્યું:—

"આજ જે ભાઇઓ અહીં આવ્યા છે તે ભાઇઓ બહુ મહત્ત્વનું કામ કરી આવ્યા છે. બધા કમિશનર સાહેબને જે કહેવાનું હતું, તે હિમ્મતપુર્વક કહી આવ્યા છો, એ જ મારે મન આપણી જીત છે. આ લડતનું રહસ્ય, આપણે અમલદારો સાથે મિત્રભાવથી વરતીએ, આપણે તેમને સરખા માની આપણી વાત તેમને કહી શકીએ તે બતાવવાનું છે. ટુંકામાં આપણે માણસમાં આવવાનું છે. મહેસુલની બાબતમાં સરકાર પાસે આપણી માગણી સ્વીકારાવવી એ જ રહસ્ય હોઇ શકે. કમિશનર સાહેબે મિત્રભાવથી અને મિઠાશથી વાત કરી. અમલી તોરથી ન કરી એમાં જ આપણી જીત છે. જીતમાં બીજું કાંઇ મહાભારત નથી કરવાનું. દુઃખ સહન કરી લેવું, અને તેની સાથે ન્યાય અને સત્યને વળગી રહેવું, એમાંજ જીતની પરિસીમા છે. સરકાર જમીન ખાલસા કરશે, એમ કમિશનર સાહેબે મને પણ કહ્યું હતું. બહુ વિનયથી કહ્યું હતું. બહુ મિઠાશથી કહ્યું હતું, કે હું મશ્કરી નથી કરતો; ખાલસા કરીશું. મેં પણ એટલા જ વિનય અને મિઠાશથી કહ્યું હતું કે, તમે જમીન લેશો ખરા, પણ પચાવી શકવાના નથી. કમિશનર સાહેબે કહ્યું કે— 'આ લડત વ્યાજ ખોવાની નથી. સિદ્ધાન્તની છે. સાત લાખ રૈયતની નહિ, પરન્તુ તેત્રીસ કરોડના

સંબન્ધની છે. હું કહું છું કે રૈયત અને રાજાના સંબન્ધમાં પંચનું તત્ત્વ સ્વીકારાવવાની આપણી લડત છે. મજુરોની લડત વખતે પણ કહેવાતું હતું કે મજુરો અને માલીકોના સંબન્ધમાં વળી પંચ શા? લેવડદેવડની દ્રષ્ટિથી જ જોઇશું, તો પંચનો અવકાશ ન હોય, પણ ધર્મની દ્રષ્ટિએ પંચ વિના ચાલે જ નહિ. માલીકો અને મજુરો વચ્ચે બાપ અને દીકરાનો સંબન્ધ છે. અહીં રૈયત અને પ્રજાનો સંબન્ધ ગુલામ અને શેઠનો નથી, પણ ઉપર કહ્યો તેવો જ છે. અને બાપના અન્યાયની સામે થવાની દીકરાની ફરજ છે.

જે ભુડાઓએ પ્રતિજ્ઞા આજે જાહેરમાં કરી બતાવી છે, તે તેઓએ મરણાંત સુધી પાળવી જોઇએ. મ્હારા તરફથી કહું છું કે, તેમને જમીન નથી મળી ત્યાં સુધી હું લડયા કરીશ, અને મ્હારૂં જીવન છે ત્યાં સુધી એ લડત છોડીશ નહિ. હા, એ લડતમાં તમારે સામેલ રહેવું જોઇશે જ. જમીન પડતી મુકીને તમે સહન કર્યા કરશો, તો મ્હારી સાથે તમે સામેલ જ છો. તમે મહેસુલ ભરી દેશો તો મારી સાથે સામેલ રહેવાપણું રહેતું નથી. હરિશ્ચંદ્રે અનેક દુઃખો વેઠયાં, નીચ ઘેર વેચાયા અને રાજ પાછું મેળવ્યું. એનું સર્વસ્વ ગયું પણ એને સત્યના જયનું ભાન ઉંડે ઉંડે હોવું જ જોઇએ. તમે એવા હરિશ્ચંદ્ર બધા થાઓ, એવી મ્હારી લાગણી અને વિશ્વાસ છે. **ધર્મને સિદ્ધ કરવાનો ઉપાય ધર્માચરણ છે. એકલાં**

ભજનકીર્તન એ ધર્માચરણ નથી. ઇશ્વરને વિષે, અણવિશ્વાસ હોવો ન જોઇએ. સ્નાનસંધ્યાદિ વિના એ વિશ્વાસ મેળવી શકતા હોઇએ, તો સ્નાનસંધ્યાદિની જરૂર નથી. આ આત્મજ્ઞાન આપણે મેળવવાનું છે. **આત્મજ્ઞાન એટલે આત્માની શક્તિનું જ્ઞાન. આત્માની શક્તિ પ્રેમ કરવાની, પ્રેમ પ્રસારવાની, પ્રેમને માટે મરવાની છે.**

પ્રૅટ સાહેબે મ્હને સન્યાસી કહ્યા હતો. પ્રૅટ સાહેબની વાત સાચી યે ખરી અને ખોટી યે ખરી. હું સન્યાસીનો દાવો નથી કરતો. તમે જેટલા ભુલથી ભરેલા માનવી છો, તેટલો ભુલથી ભરેલો માનવી હું છું. એટલો જ માત્ર ફેર છે કે મને સન્યાસી થવાની ઇચ્છા છે. હું પ્રયત્નવાન છું. સત્યાગ્રહથી બધા રાજ્યપ્રકરણી સવાલો ઉકેલી શકીએ છીએ. આપણી લડતથી પ્રૅટ સાહેબનું વલણ બદલાયું. અગાઉ તમે સાંભળ્યું હશે કે કમિશનર કઠોર દીલના છે, પણ તેમ નથી. માત્ર એમના મનમાં તમારી સાથે સીધી વાત કરવાનું થતું નહોતું. એની ભાષા તમારી લડતથી બદલાય. એણે બુદ્ધિપુર્વક નથી બદલી. એની મેળે બદલાઇ છે. એજ આત્માનો પ્રભાવ.

લડતમાં જમીન ખોવી એમાં કંઇ નથી. જમીન ખોવાને સન્યાસીની જરૂર નથી. ગૃહસ્થાશ્રમની જરૂર છે. યુરોપમાં લોહીની નદી ચલાવી રહ્યા છે તે

સન્યાસી છે કે ? ગ્રહસ્થાશ્રમીઓ જ છે. તન, મન, ધન આપીને ઘુમતા લોર્ડ જ્યોર્જ સન્યાસી છે કે ? ઇંગ્લાંડ આ લડત લડી રહ્યું છે તે શું જમીન માટે કે ? નહિ જ. એને એમ થયું કે જર્મનીનો કક્કો કેમ ખરો હોય ? છતની પાછળ કરોડો રૂપિયાનો લાભ થાય એ સાચું, પણ તેની ખાતર એ નથી લડતું. જર્મનીની પણ એવી જ દશા છે. એ પણ માન માટે લડી રહ્યું છે. એને પોતાનો કક્કો સાચો પાડવો છે. આપણે તો ભુખ્યા નથી મરવાના, એની બીજાઓએ ખોળાધરી આપી છે. પેલાઓને તો માત્ર બાહુબળ જ ખોળાધરી છે. પોતાના પુત્રોને ટપ ટપ પડતા-મરતા જુએ છે, તેમને આંસુ નથી પડતું. તમે પણ તમારૂં માન જાળવીને જ તમારી જમીન લઇ શકવાના છો. તમે જો જમીન લઇને તમારા આત્માનું બળીદાન આપશો તો મને ભારે દર્દ થશે. એટલું જ નહિ, પણ હિન્દુસ્તાન ઉપર પણ અસર બહુ માઠી થશે.

આખરે તમને એટલું જ કહેવાનું કે ઇશ્વરને દરમિયાન રાખીને ઇરાદાપુર્વક જે પ્રતિજ્ઞા લીધી છે, તે તમને ગમે તે થાય તોપણ પાળજો, અને જાળવજો. મારા ઉપર નહિ પણ આત્મા ઉપર આધાર રાખજો.

જમીન જાય તોપણ શું ? તેમજ આપણે માન જાળવી શકીશું, કીર્તિ વધારી શકીશું. સરકાર પણ લડતથી રાજી થઇ કહેશે કે આવા ઉપર રાજ કરવું.

સમોવડીઆ ઉપર રાજ ચલાવવું, એજ સુંદર સ્થિતિ છે.

પ્રૅટને મેં તો અગાઉ પણ એકવાર કહેલું કે તમે ભય અને ત્રાસનું રાજ્યં ચલાવી રહ્યા છો. પ્રેમનું રાજ્ય ચલાવો તો યાવચ્ચંદ્રદીવાકરૌ રાજ્ય ટકશે. મેં પત્રો લખીને પણ વારંવાર આ સમજાવ્યું છે.

જર્મન શહેનશાહ સામ્રાજ્ય પશુબળથી લેવા ધારે છે. હું સામ્રાજ્ય આત્મબળથી લેવા ધારૂં છું. એ બળથી લડતનો જય છે. જય છે એમાં હાર છે જ નહિ. જેણે આત્માને ઓળખ્યો છે, જાણ્યો છે, તેને ખાત્રી છે કે જય જ છે. ગમે તેટલું દુઃખ વેઠીને પ્રતિજ્ઞા પાળશો તો જય છે, જય છે, જય છે."

**મહાત્મા ગાંધીજીએ ના. પ્રૅટને વાળેલો જાહેર પ્રત્યુત્તર.**

તા. ૧૨ મી એપ્રિલના રોજ પ્રૅટ સાહેબે આપેલા ભાષણમાં સત્યાગ્રહીઓ અને ગાંધીજી સંબન્ધમાં જે હુમલો કર્યો હતો, તેનો ઉત્તર અંગ્રેજી લેખદ્વારા વર્તમાનપત્રોમાં આ પ્રમાણે વાળ્યોઃ—

## લડતની ગુંચ

ખેડા જીલ્લાના ખેડુતો સમક્ષ કમિશનરે ગુજરાતીમાં કરેલા ભાષણને અંગે ખેડુતોને તેમજ કાર્યકર્તાઓને ન્યાય આપવા ઉત્તરની અપેક્ષા રહે છે. મારી સમક્ષ

એ ભાષણુનો અક્ષરશઃ હેવાલ છે. તેમાં સરકારની રાજનીતિ સંક્ષેપમાં દર્શાવવા કરતાં સીધેસીધી બતાવી દેવામાં આવી છે. કમિશનર કહે છે કે મહેસુલની મોકુફીના સંબન્ધમાં રેવન્યુખાતાના અમલદારોનો ચુકાદો છેવટનો છે. તેઓ ખેડુતોની ફરિયાદો સાંભળે ખરા પરન્તુ અમલદારોના છેવટ નિર્ણય વિષે કોઇ શંકા ઉઠાવી શકે નહિ, લડતની ગુંચ જ આ છે. ખેડુતો તરફથી એવી દલીલ કરવામાં આવેછે કે સ્થાનિક અમલદારો અને તેમની વચ્ચે જ્યારે તીવ્ર મતભેદ પડે, ત્યારે એવી બાબતનો નિર્ણય કરવાનુ કામ તટસ્થ પંચને સોંપી દેવુ જોઇએ. બ્રિટિશ રાજબંધારણ આ તત્ત્વ ઉપર ઘડાયું છે, એમ માનવામાં આવે છે. કમિશનરે અમુક જ સિદ્ધાન્ત ધ્યાનમાં રાખી આ તત્ત્વ વહેતું મુકી, પીડા વ્હોરી લીધી છે. અને તેના સમર્થનમાં, તેમના પોતાના ચુકાદાની વિરૂદ્ધ નહિ આવે એવો ના૦ વિલિંગ્ડન સાહેબ નો પત્ર મંગાવી, પોતાના હાથ મજબુત કર્યા છે.

તેઓ પોતાની અવસ્થિતિનો બચાવ કરવા, વિગ્રહને વચ્ચે આણે છે. અને આખા સામ્રાજ્યના સંકટના સમયે ખેડુતોને અને મને આ લડતથી ખસવા સમજાવે છે. પરન્તુ મારી દૃઢ માન્યતા છે કે, કમિશનરની વલણમાં જર્મન સંકટ કરતાં પણ વધુ સંકટ સમાયેલું છે. સામ્રાજ્યની અંદરના જ આવા સંકટમાંથી તેને મુક્ત કરવામાં હું સામ્રાજ્યની સેવા બજાવું છું. હિન્દ લાંબી નિદ્રામાંથી જાગૃત થાય છે,

એ વાત ભુલવા જેવી નથી. પોતાના હક અને ફરજો સમજવા ખેડુતોએ વિદ્યા સંપાદન કરવાની જરૂર નથી. કોઇ પણ સમર્થ સલ્તનત તેમની ઇચ્છા વિરૂદ્ધ જઇ શકે નહિ, એવી દિવ્ય શક્તિઓ તેમનામાં છે, તેનું માત્ર ભાન કરાવવાની જરૂર છે. ત્યારે જ તેઓ બતાવી શકે કે પ્રજાની સંમતિ સિવાય રાજ ચલાવવું સંભવિત નથી. ખેડાની પ્રજા હિન્દમાં પ્રથમ પદ ધરાવતા એક શાહી પ્રશ્નનો નિકાલ લાવવા મથે છે. સણંદી ખાતું એક વખત આ પ્રશ્ન સમજશે, ત્યારે જ તે લોકોના હકોના આધાર રૂપ થનારા ખરા સણંદી અમલદારો પુરા પાડશે. હાલના સણંદી નોકરોનું રાજ ભય અને ત્રાસનું જ રાજ છે. ખેડાના ખેડુતો પ્રેમના અમલ માટે મથી રહ્યા છે. મામલો આવી કટોકટીએ આણનાર કમિશનર છે. જ્યારે તેને લાગ્યું કે મતભેદનું કારણ ઉભું થયું છે, ત્યારે પ્રજાને સમજાવી લેવાની તેની ફરજ હતી, અને છે. લોકોની ઇચ્છાને તાબે થઇને મિસીસ મેબ્બીકને ઠપકો આપ્યો ત્યારે, અથવા તો એવી જ માંગણીને આધીન બની કાનપુરની મસીદનો એક ખુણો પાછો બેસાડયો ત્યારે, ન્યાયનો વહિવટ જેટલો ભયમાં હતો, તેટલો ભય, કમિશનર લોકની માગણીઓને તાબે થઇને નમતી મુકે અને છુટો બક્ષે તેથી હિન્દની આવરૂને નથી. જો મેં લોકને હાલ તેમણે લીધેલા ખુલ્લા અને અનુકુળ માર્ગને બદલે, તેમની માગણી સાંભળવાની કમિશનરના ઇનકાર સામે દદ થવાની

સલાહ આપવામાં આંચકો ખાધો હત, તો તેમનો અ-સંતોષ ઉંડો જામત અને ખરાબ લાગણી જન્મ પામત. એ જ પુત્ર પોતાના પિતાનો ખરો પુત્ર છે કે જે પોતે તેની આજ્ઞાઓને સત્યતાથી પાળી શકે એમ ન હોય તો, તેની સામે ખરાબ ભાવ મનમાં ધરાવવાને બદલે, પોતાને જે લાગતું હોય, અને તે જ પ્રમાણે માનભેર તેની સામે થવું પડતું હોય તે સઘળું જ ખુલ્લા દિલથી અને માનભેર કહી દે. સરકાર અને લોક એ બે વચ્ચેના સંબન્ધને આવો જ કાયદો હું લાગુ પાડું છું, માણસ પોતાના અંતઃકરણને કદી કોઇ કારણે મુકી શકતો જ નથી. પરંતુ જેમ એક શાણો પિતા પોતાના પુત્ર સાથે તરતજ પતાવટ કરી દે, અને તેમાંયે ખાસ કરીને બહારથી કુટુંબને શીર ભય આવવાનો હોય ત્યારે તેની નારાજી પ્રકટવા ન દે, તેમ જો શાણી સરકાર ખેડુતો સાથે સત્વર પતાવટ કરશે, તો તેને તેમની નારાજી વહોરવી પડશે નહિ. ખેડુતોને પોતાને અમલદારોના ફરમાનો ગેરવાજબી અને અન્યાયી લાગતાં હોય, છતાં તે ફરમાનો પળાવવાનો પરવાનો આપવા વિગ્રહને વચ્ચે ધરી શકશે નહિ.

## કમિશનરનાં ગંભીર વચનો:—

કમિશનર પોતાના માર્ગને અનુસરવા માટે લોકના હૃદયને એમ કહીને મજબુત બનાવે છે કેઃ રૂ. ૪ લાખની મહેસુલ પેટે હું હમેશને માટે રૂ. ૩ કરોડથી

વધુ કીમતની ૧॥ લાખ એકર જમીન ખાલસા કરીશ. અને તેના માલિકોને તેમની સ્ત્રીઓને અને છોકરાંઓને ખેડામાં જમીન કબજે ધરાવવાને નાલાયક જાહેર કરીશ. તે ખેડુતોને આડે રસ્તે દોરવાયલા, તેમ તે સાથે હઠીલાઈથી ચડેલા માને છે. તેનાં ગંભીર વચનો આ છેઃ—

"તમે એવી સમજમાં રખે રહેતા કે અમારા મામલતદારો અને તલાટીઓ તમારી જંગમ મિલ્કત જપ્ત કરીને અને તેને વેચીને તમારી મહેસુલ વસુલ કરશે. અમારા અમલદારોનો સમય કીમતી છે. તેઓ માત્ર તમારા પૈસા આણીને ત્રીજોરીઓ ભરશે. આ કાંઇ ધમકી નથી. મારૂં કહેવું ખરૂં માનજો કે માબાપ પોતાના છોકરાંને ધમકી આપતાં નથી. તેઓ માત્ર સલાહ આપે છે પરંતુ જો તમે તમારાં ભરણાં નહિ ભરો તો તમારી જમીન જપ્ત થશે. ઘણા લોક કહે છે કે આમ બનશે નહિ. પણ હું કહું છું કે તેમ થશે. મારે કાંઇ પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. જેઓ ભરણાં નહિ ભરે તેમની જમીનો જપ્ત થશે. જેઓ હઠીલાઇ કરશે તેમને ભવિષ્યમાં કોઈ જમીન મળશે નહિ સરકાર તેમનાં નામ "રેકર્ડ ઓફ રાઇટ" નોંધણી પત્રકમાં રાખવા માગતી નથી. જેઓનાં નામ નીકળી જશે. તેમનાં નામ પાછાં કદી પણ દાખલ થશે નહિ."

મારૂં એમ કહેવું છે કે જુલમ (tyranny) અને વેર લેવાની વૃત્તિ(Vindictiveness)ના આવા આશય સામે મરણ પર્યંત લડવું, એ હરેક વફાદાર શહેરીનું પવિત્ર કર્તવ્ય છે. અમદાવાદના હડતાળીઆઓએ જાણી બુઝીને પોતાની પ્રતિજ્ઞા તોડી, એમ કહેવામાં કમિશનરે

મને અને તેમને ઘાતકી રીતે અન્યાય કીધો છે. સમાધાની જાહેર થઈ તે સભામાં તેઓ હાજર હતા. મીલમજુરોએ પ્રતિજ્ઞા તોડી, એવો મત ભલે તે ધરાવે, (જો કે એ સભામાંના એમના ભાષણે તો આથી ઉલટી અસર જમાવી હતી) પરંતુ હડતાળીઆઓએ જાણી જુઝીને હડતાળ તોડી છે, એમ બતાવી શકાય એમ નથી. તેથી ઉલટું, તેઓ માગ્યા પ્રમાણે પહેલા દિવસે રોજી લઇ કામે ચઢયા અને લવાદને ચુકાદાનું કામ સોંપ્યું. મીલમાલેકોએ જે લવાદની ના પાડી હતી તે મીલમજુરોએ સ્વીકારાવી. તેમની લડત જ પોતાના રોજમાં ૩૫ ટકા અથવા લવાદ ઠરાવે તેવો વધારો ઠરાવવાને માટે હતી, અને તે પ્રમાણે થયું છે. હડતાળીઆઓ અને મારી સામેનો કટાક્ષ, મારે દિલગીરી સાથે કહેવું જોઇએ કે છુપો અને કારી ઘા છે.”

**ખેડા જીલ્લાના સત્યાગ્રહીઓને સંદેશો**

મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહ મંડપમાં કરેલા ભાષણનો લાભ માત્ર ત્યાં હાજર રહેલાઓને જ મળ્યો. જ્યારે અધિકારીઓ પોતાના હાથ નીચેના માણસો મારફત પ્રૅટ સાહેબના ભાષણની ફાવે તેવી વાતો ઉડાવે. આથી લોકો ખોટી રીતે દોરવાઇ ન જાય, અને પોતાના નિશ્ચય ઉપર અડગ રહે, તેથી મહાત્માજીએ નીચેનો સંદેશો પત્રિકાદ્વારા ગામે ગામ પહોંચાડયો.

"મહેરબાન પ્રૅટ સાહેબનું ભાષણ આપે ધ્યાનપુર્વક અને વિનયપુર્વક સાંભળ્યું એ બહુ ઠીક કર્યું છે. સત્યાગ્રહીને એ જ શોભે. કમનશીબ જોગે આપણે સરકારના મહેસુલ બાબતના હુકમનો નિરાદાર કરવો પડયો છે. પણ આપણે સરકારી અમલદારોને આપવું ઘટે છે તે માન ભુલીએ નહિ. આપણે ભયમાંથી, ગુલામીમાંથી મુક્ત થવા ઇચ્છીએ છીએ. વિનય છોડવા ઇચ્છતા નથી. ઉદ્ધત તો આપણાથી બનાય જ નહિ. સત્યાગ્રહમાં હમેશા વિનય તો હોય જ.

મહેરબાન કમિશનર સાહેબે ખેડુતોના હક બતાવ્યા અને ફરજ પણ બતાવી. બંને સલાહ યોગ્ય છે, પણ મનુષ્ય માત્રનો એક ભારે હક અને તેની ફરજ છે, એ તેઓ સાહેબે નથી બતાવેલું. બીકથી કોઇ પણ માણસે કશુંએ ન કરવું એ તેની ફરજ છે, તેથી જ્યારે ધાસ્તી આપી કોઇ આપણી પાસે કામ કરાવવા ઇચ્છે તે કામની સામે થવું તે આપણો હક છે. એ હકની રૂએ ખેડાની પ્રજા અત્યારે સરકારના હુકમનો માનપુર્વક નિરાદર કરે છે. આપણે માનીએ છીએ કે વર્ષ ચાર આની કરતાં ઓછું થયું છે, તેથી સરકારધારો મુલતવી રહેવો જોઇએ. એટલે જો મુલતવી રહેવો જોઇતો ધારો ભરીએ, તો માત્ર આપણી જંગમમિલકત વેચાવાના કે જમીન ખાલસા થવાના ભયને લીધે જ ભરીએ. આવા ભયને વશ થઇએ તો આપણે પુરુષાર્થહીન રહીએ. આવા ભયથી લગભગ ૮૦ ટકા

ખેડુતોએ સરકારધારો ભરી દીધો છે. એટલે ૨૦ ટકાના હાથમાં ૧૦૦ ટકાની લાજ રહેલી છે. જેણે પોતાનો પુરુષાર્થ ખોયો છે, તે વફાદારી પણ નથી બતાવી શકતો. પશુઓ ને મનુષ્ય વચ્ચેનો ભેદ પુરુષાર્થમાં જ રહેલો છે. પુરુષાર્થ દાખવવાની આ લડત છે.

મહેસુલ ખાતાના કે બીજી બાબતના સરકારી હુકમો પ્રજાએ અરજી કર્યા છતાં ન ફેરે, તો મુંગે મોઢે માથે ચડાવવા જ જોઇએ, એવું બ્રીટીશ બંધારણ નથી. એ રાજનીતિ નથી. પ્રજા જે હુકમને જ્ઞાનપુર્વક અન્યાયી અથવા જુલમી માને, તે હુકમની સામે થવાનો તેને જન્મથી જ હક છે, અને એ પ્રજાની ફરજ છે. જે ધારો કુટુંબમાં લાગુ પડે છે તે જ રાજાપ્રજાની વચ્ચે પણ લાગુ પડે છે. અને જ્યાં એ ધારાનું ખંડન થાય છે ત્યાં રાજાપ્રજા વચ્ચે કલેશ થાય છે. રૈયત છુપી રીતે બેવફાઇ કરે છે. રાજા અવિશ્વાસુ અને વહેમી બને છે. સરકારના હુકમની સામે થતાં એક વસ્તુ યાદ રહેવી જ જોઇએ. સરકારનો હુકમ ગેરવાજબી છે એમ આપણે સર્વાંશે કહી ન શકીએ. આપણે તેને ગેરવાજબી માનીએ છતાં હકીકતમાં એ વાજબી પણ હોય. તેથી જેમ ખાનગી વહેવારમાં તેમ રાજાપ્રજા વચ્ચે પણ મતભેદનો ફડચો પંચથી જ થવો જોઇએ. આમ અસલના રાજાઓ કરતા, અંગ્રેજ સરકાર હમેશાં કરે છે. એવા પંચને 'કમિશન' અથવા તો 'કમિટી'નું નામ આપે છે. અને રાજ્યપક્ષનું માન

જળવાય તેથી એ પંચના ઠરાવોનો અમલ અદાલતોમાં નથી થતો. પણ રાજ્યસત્તાની મુનસફી ઉપર રહેલો ગણાય છે. છતાં છેવટનું પરિણામ તો જેવું સાધારણ પંચમાં આવે છે, તેવું જ આમાં આવે છે. પ્રજામતને માન આપ્યા વિના રાજ્ય ચલાવવું અશક્ય છે. પણ જો રાજા કમિટી કે કમિશન પણ ન નીમે તો પ્રજાએ શું કરવું? જે પ્રજામાં પશુબળ પ્રધાનપદ ભોગવે છે, ત્યાં મારપીટ ચાલે છે, અને શસ્ત્રોનો ઉપયોગ કરી પ્રજા ન્યાય મેળવવા મથે છે. આ પદ્ધતિ નિરર્થક છે એમ મારો પોતાનો તો અનુભવ છે. હું એમ પણ માનું છું કે બધાં ધર્મશાસ્ત્રોએ મારામારી કરીને ન્યાય મેળવવાની પદ્ધતિને વખોડી છે, અને એ પદ્ધતિ આપણે કુટુંબવ્યવહારમાં તો લાગુ પાડતા નથી. સીધો રસ્તો એ જ છે કે આપણે પોતે હુકમનો નિરાદર કરતાં જે દુઃખ વેઠવું પડે તે ધીરજથી અને રોષ લાવ્યા વિના વેઠવું. આથી ઘણા અર્થ સરે છે. **આપણે ખોટા ઠરીએ તો દુઃખ વેઠયું એ યોગ્ય જ હતું. આપણે સાચા હોઇએ તો સામેના એટલે સરકારપક્ષમાં દયા ઉત્પન્ન થયા વિના રહેનાર જ નથી.** એટલે છેવટે સરકારને ન્યાય આપે જ છુટકો. આ શાસ્ત્રપ્રમાણ છે, સત્યનો સદાય જય જ કહ્યો છે. અને એ વાક્યની સિદ્ધિ આપણે વખતો વખત અનુભવીએ છીએ. આમ સત્યને સારૂ એટલે ધર્મને સારૂ દુઃખ વેઠવા ખેડાની પ્રજા નીકળી પડી છે.

રહેને આપણે નબળા થઇ જઇએ, તેથી પ્રતિજ્ઞા લઇને આપણે આપણને બાંધી લીધા છે. આમ પ્રતિજ્ઞાઓ કર્યા વિના કોઇ પ્રજા ચડતી નથી. **પ્રતિજ્ઞા એટલે અનિવાર્ય નિશ્ચય. જે નિશ્ચય નથી કરી શકતો, તે માણસ વગર સુકાનના વહાણની માફક આમતેમ અફળાઇ નાશ પામે છે.** કમિશનર સાહેબ કહે છે કે પ્રતિજ્ઞા અયોગ્ય છે અને વગર વિચારે લેવાઇ છે. અયોગ્ય નથી એમ આપણે આગળ જોઇ ગયા. કેમકે આપણે જેને ગેરવાજબી હુકમ માનીએ તેની સામે થવાનો આપણને હક છે. આ પ્રતિજ્ઞા વગર વિચારે નથી લેવાઇ એમ દરેક પ્રતિજ્ઞા લેનાર જાણે છે. સુર્યની ગતિ ફરે પણ આ વિચારપુર્વક લેવાએલી યોગ્ય પ્રતિજ્ઞા ન જ ફરે.

હું દિલગીર છું કે નામદાર પ્રૅટ સાહેબે અમદાવાદના મીલમજુરોની હડતાલ વિષે હકીકતથી વિરૂદ્ધ વાત પોતાના ભાષણમાં કરી છે. તેમાં તેઓ સાહેબે વિનયનો, ન્યાયનો, મર્યાદાનો, અને મિત્રતાનો ભંગ કર્યો છે. હું ઉમેદ રાખું છું કે તેમણે આ દોષો અજાણતાં કર્યા છે. કોઇએ આ જગતમાં પોતાની પ્રતિજ્ઞા પાળી હોય તો મજુરોએ પોતાની પ્રતિજ્ઞા પાળી છે. તેઓએ હંમેશાં કહેલું કે પંચ ઠરાવે તે પગાર લેવા તેઓ કબુલ થશે. હડતાલ દરમીયાન માલેકોએ આ તત્ત્વનો ઇન્કાર કર્યો તેથી જ મજુરોએ ૩૫ ટકાની માગણી કરી. પણ તેઓએ પંચનો ઇન્કાર ત્યારબાદ પણ કર્યો નહતો.

તેઓએ પહેલા દહાડાને સારૂ ૩૫ ટકા લીધા અને ને પ્રતિજ્ઞાનો અક્ષર જાળવ્યો. પછી તે સારૂ પંચ મુકરર થયા ને પંચ ઠરાવે તે લેવા તેઓએ કબુલ રાખ્યું. દરમિયાન માલેકોના ૨૦ ટકા ને મજુરના ૩૫ ટકા વચ્ચેનો દર લેવાનું ઠર્યું. તેમાં પણ પંચના ઠરાવ પછી લેવું દેવું થશે. આમ પ્રતિજ્ઞાનું રહસ્ય જળવાયું. વળી એમ તેમ હોય પણ ના. પ્રૅટ સાહેબ કહે છે તેમ મજુરોએ જ્ઞાનપુર્વક પ્રતિજ્ઞા તોડી જ નથી. ના. પ્રૅટ સાહેબનું માનવું હોય તો માની શકે છે કે મજુરોએ પ્રતિજ્ઞા તોડી. તે તેમની મુખત્યારીની વાત છે. પણ મજુરોની માન્યતા એ હકીકતની વાત છે. હકીકત ના. પ્રૅટ સાહેબ અવળી રજુ કરે છે. જ્યારે સુલેહ મજુરોને સમજાવવામાં આવી ત્યારે તેઓ સાહેબ હાજર હતા. પ્રતિજ્ઞા કેમ પળાઇ એ સમજાવ્યું ને મજુરોએ તે વધાવી પણ લીધું. આ બધાના તેઓ નામદાર સાક્ષી હતા. તેમણે તે સુલેહ વિષે ભાષણ કરેલું કેઃ—

"તમારા વચ્ચે સમાધાન થાય છે, તેથી મને બહુ આનંદ થાય છે. મને સંપુર્ણ ખાતરી છે કે જ્યાં સુધી તમે ગાંધી સાહેબની સલાહ લેશો, અને કહેલું કરશો, ત્યાં સુધી તમારો સુધારો થશે અને તમને ન્યાય મળશે. તમારે યાદીમાં રાખવું જોઇએ કે, તમારે માટે ગાંધી સાહેબે તથા તેમના મદદગાર ભાઇઓ અને ગૃહસ્થોએ ખુબ દુઃખ વેઠયું છે, તસ્દી લીધી છે, તમારા ઉપર પ્રેમ બતાવ્યો છે."

આમ છતાં તેઓ પ્રતિજ્ઞાભંગની વાત કરે છે તે મારી અલ્પમતિ પ્રમાણે સમજી ન શકાય તેમ છે.

કમિશનર સાહેબે ધમકી-ખુબ આપી છે, તેમણે એમ પણ કહ્યું છે કે એ ધમકી પોતે ખરી પાડી દેશે. એટલે તેઓ સાહેબ પ્રતિજ્ઞા કરનારાઓની બધી જમીન ખાલસા કરશે, અને તેના વારસોને પણ ખેડા જીલ્લામાં જમીનની માલિકી ભોગવવાને બિનહકદાર ઠરાવશે.

આ ઘોર વચન છે, ક્રુર છે, કઠોર છે. હું માનું છું કે આ વચનમાં અતિ તીવ્ર રોષ ભરાયલો છે. જ્યારે નામદાર કમિશનર સાહેબનો રોષ શાંત થશે ત્યારે આવાં ઘોર વચનને સારૂ તેઓ સાહેબ પશ્ચાતાપ કરશે. સરકાર અને પ્રજા વચ્ચેના સંબન્ધને તેઓ સાહેબે 'માબાપ અને છોકરાં' વચ્ચેના સંબન્ધ જેવો માન્યો છે. કોઈ માબાપે પોતાના છોકરાંને સવિનય સામે થવાને સારૂ પદભ્રષ્ટ કરવાનો દાખલો આખી દુનિયાના ઇતિહાસમાં જોવામાં આવ્યો નથી. ખેડાની પ્રજાની પ્રતિજ્ઞા ભુલભરેલી હોય, એ અશક્ય નથી. પણ તે પ્રતિજ્ઞામાં અવિનય, ઉદ્ધતાઇ કે દાંડાઇનો અંશ સરખોયે નથી. આવી ધાર્મિક ભાવથી ઉન્નતિ ખાતર લેવાયેલી પ્રતિજ્ઞાની, ઉપર પ્રમાણે ઘોર સજા થાય એ વાત હું હજીયે અશક્ય સમજું છું. એવી સજા હિંદુસ્તાન સાંખી ન ન શકે, બ્રીટીશ રાજ્યાધિકારીઓ કદી પાસ ન કરે. બ્રિટિશ પ્રજાને આવી સજા વિષે ત્રાસ જ છુટે. જો

આવો ઘોર અન્યાય બ્રિટિશ સલ્તનતમાં થાય તો એ સલ્તનતમાં હું તો બહારવટે રહી શકું પણ બ્રીટીશ રાજ્યનીતિ વિષે નામદાર કમિશનર સાહેબ કરતાં મારો વિશ્વાસ વધારે છે. અને હું હજુપણ જે વચન મેં આપને પહેલાં કહેલાં છે. તે કહી સંભળાવું છું, કે શુદ્ધ ભાવે કરેલાં કાર્યને સારૂ તમે તમારી જમીન ખોઈ બેસો એ હું અસંભવિત માનું છું. છતાં આપણી તૈયારી જમીન ખોવાની પણ હોવી જોઇએ. એક તરફ પ્રતિજ્ઞા અને બીજી તરફ આપણું સર્વસ્વ રાખો; તે બધી મિલ્કત-સ્થાવર અને જંગમ-ની કીમત પ્રતિજ્ઞાના પ્રમાણમાં કાંઇ જ નથી. તમારી પ્રતિજ્ઞાના પાલનરૂપી વારસો લાખો રૂપિયાની મિલકત કરતાં ઘણો વધારે કીમતી છે. તેમાં આખા હિંદુસ્તાનને ઉંચે ચઢવાનો રસ્તો રહેલ છે, અને મારી ખાત્રી છે કે એ રસ્તો તમે કદી છોડશો નહિ. ઇશ્વર એ પ્રતિજ્ઞા પાળવાનું તમને બળ આપો એવું ઇચ્છું છું."

નડીયાદ<br>
તા. ૧૭-૪-૧૯૧૮ } મોહનદાસ કરમચંદ ગાંધી

**સ્વયંસેવકોને સૂચના**

ખેડા જીલ્લામાં સત્યાગ્રહની લડતને અંગે ઘણા સ્વયંસેવકો ફરતા હતા. તેઓને હમેશાં ગામડાઓમાં ફરવું પડતું. અને કેટલાકને તો અમુક ગામે થોડા દિવસ રહેવું પડતું. આ સ્વયંસેવકોનો અવરજવર ગામ લોકને ભારે ન પડે એટલું

જ નહિ, પણ તેઓ ગામને ઉપયોગી થઈ પડે તેવા હેતુથી એક પ્રતિજ્ઞા મહાત્માજીએ બહાર પાડી તે નીચે પ્રમાણે છેઃ

૧. સ્વયંસેવકોએ યાદ રાખવાનું છે, કે આ લડત સત્યાગ્રહની હોવાથી તેમાં સર્વથા સત્યનો જ પ્રયોગ કરવાનો છે.

૨. સત્યાગ્રહમાં દ્વેષને અવકાશ નથી. એટલે શાવણીઆથી કરી ગવર્નર સાહેબ સુધી કોઈ પણ અમલદારને વિષે કઠોર શબ્દ કહાડવો નહિ તથા કોઈ કહાડે તો તેને અટકાવવા એ સ્વયંસેવકનું કામ છે.

૩. સત્યાગ્રહમાં ઉદ્ધતાઈ હોય નહિ. જે પોતાને શત્રુ માને છે તેની સાથે પણ આપણે સંપુર્ણ વિનય વાપરવો ને લોકોને વિનય વાપરતાં શિખવવું. ઉદ્ધતાઈથી લડતને હાની પહોંચે છે ને તે લંબાય છે. વિનયથી તેને લાભ થાય છે. આ વાક્યનો વિચાર દરેક સ્વયંસેવકે ખુબ કરવો ને પોતાના મનમાં વિનયના લાભના ને ઉદ્ધતાઈના ગેરલાભના અનેક દાખલા ઘટાવી લોકોને સમજાવવા.

૪. સ્વયંસેવકોએ ધ્યાનમાં રાખવું, કે આ ધર્મયુદ્ધ છે. લડત ન લેવાથી ધર્મને હાની પહોંચતી હતી, તેથી જ તેમાં આપણે ઉતર્યા છીએ. એટલે ધર્મપાલનને સારૂ જે જે નિયમોના પાલનની આવશ્યકતા છે તે બધા નિયમો અહીં પણ પળાવા જોઈએ.

૫. આપણે સત્તાના મદ—આંધળા અમલ—ની સામે થઈએ છીએ, પણ બધી સત્તા સામે નથી થતા, એ ભેદ ઓળખી રાખવાની જરૂર છે. એટલે અમલદારોને તેમનાં બીજાં કાર્યોમાં પુરી મદદ કરવી એ આપણી ફરજ છે.

૬. જે ન્યાય કુટુંબકલેશ થાય ત્યારે આપણે લાગુ પાડીએ છીએ તે જ અહીં પાડવાનો છે. સરકાર અને પ્રજાજન એક મોટું કુટુંબ છે એમ કલ્પી જે વર્તન આપણું હોવું જોઈએ તે આપણે ધારણ કરવાનું છે.

૭. જેઓ આપણા વિચારના નથી તેઓનો આપણે બહિષ્કાર નથી કરવાનો, તેઓનો તિરસ્કાર નથી કરવાનો, પણ તેઓને આપણે આદરભાવથી જીતી લેઈશું આવો આપણે સંકલ્પ કરવો.

૮. "ચાલાકીથી" આપણે એકે કામ નથી લેવાનું. નિખાલસતા ને સરળતાનો જ સદા ઉપયોગ કરવાનો છે.

૯. ગામડાંઓમાં વસતાં, લોકોની ઓછામાં ઓછી સેવા લેવી. જ્યાં ચાલીને જવાય ત્યાં વાહનનો ઉપયોગ ત્યાગવો. સાદામાં સાદું ભોજન તૈયાર કરવાનો આગ્રહ કરવો. પકવાનો કરવા દેવાની મનાઈ કરવામાં સેવા શોભશે.

૧૦. સ્વયંસેવકોએ ગામડામાં ફરતાં લોકોની આર્થિક સ્થિતિ, કેળવણી સંબંધી ખામીઓ વગેરેનું અવલોકન કરવું, ને બચતા વખતનો તે સ્થિતિઓમાં ખામી હોય તે દુર કરવામાં ઉપયોગ કરવો.

૧૧. ગામનાં છોકરાંઓને ભણાવવાનો પ્રસંગ લાવી શકાય તો લાવવો.

૧૨. ગામોમાં આરોગ્યતાના નિયમોનો ભંગ થતો હોય ત્યાં લોકોનું ધ્યાન ખેંચવું.

૧૩. લોકો એક બીજામાં તકરાર ફિસાદ કરતા હોય તો તેમાંથી બચાવવા પ્રયત્ન કરવો.

૧૪. લોકોમાં ફુરસદ વેળાએ સત્યાગ્રહનું પોષણ કરનારાં પુસ્તકો વાંચી સંભળાવવાં. પ્રહ્‌લાદ, હરિશ્ચંદ્ર, સુધન્વા ઇત્યાદિનાં આખ્યાનો વાંચી સંભળાવવાં. પશ્ચિમમાંથી, ઈસ્લામી ગ્રંથોમાંથી શુદ્ધ સત્યાગ્રહના દાખલાઓ મળી આવે છે, તે બધાથી લોકોને વાકેફગાર કરવા.

૧૫. સત્યાગ્રહમાં કોઈપણ સમયે શસ્ત્રપ્રયોગને અવકાશ નથી. આમાં ઉંચામાં ઉંચી દશાએ અહિંસાનું સંપુર્ણતાએ પાલન છે એ કદિ ભુલાવું ન જોઇએ. જ્ઞાનપુર્વક દુઃખ ઉઠાવીને બધથી દુઃખ પામી રહ્યા છીએ તેનું નિવારણ કરવું એ સત્યાગ્રહ છે. આમાં કોઇને દુઃખ દેવાપણું તો હોય જ નહિ. સત્યાગ્રહમાં સદા જય છે, તેમાં હાર હોય જ નહિ, એ પોતે સમજી લેવું ને લોકોને ધીરજથી સમજાવવું.

નડિયાદ<br>સત્યાગ્રહને માંડવે } મોહનદાસ કરમચંદ ગાંધી

મહાત્માજી પ્રૅટ સાહેબની ભાંજગડમાં ગુંથાયા. દરમિયાન જુદાં જુદાં મથકોએ લડતનું કામ ચાલી જ રહ્યું હતું.

**જુદાં જુદાં મથકોએ ચાલતી લડત**

મહાત્માજીના સાથીઓ જુદાં જુદા ગામોમાં ફરી સત્યાગ્રહની લડતનો ઝુંડો રોપતા હતા. શ્રી. કૃષ્ણલાલ દેશાઈ, રા. કાળીદાસ ઝવેરી અને રા. હીરાલાલ પારેખ મહેમદાવાદ તાલુકાના સિંહુજ અકલાચા વગેરે ગામોમાં ઘુમતા ફરતા હતા. મહાત્માજીના આગમન પછી સિંહુજ અકલાચા રીંછોળ વગેરે ગામોના લોકોમાં ઠીક ઉત્સાહ જોવામાં આવતો હતો. અમલદારોની નોટીસો અને જપ્તીઓ લોકોને મન રમત થઈ ગઇ હતી.

મ્હાતર તાલુકાના નાયકા ગામના ૨૫ ખાતેદારો ઉપર ખાલસાની નોટીસો બજી ચુકી હતી. અને નોટીસની અવધ ૧૨મીએ પુરી થતી હતી. છતાં કોઈ સત્યાગ્રહીએ પૈસા ભર્યા નહિ. જમીનો ખાલસા થવા દીધી. આ રીતે લગભગ ૩૫૦ એકર જમીન ખુલ્લે ચોક ખાલસા થવા દીધી. મહાત્માજીએ આ પ્રસંગને અનુસરી એ બહાદુર સત્યાગ્રહીઓને લખ્યુ કે:

> "૨૫ ખાતેદારની જમીન ખાલસા થયાની ખબર મેં હમણાં જ સાંભળી તે માટે તમને બારેમાં બારે મુબારકબાદી ઘટે છે. આ લડતના વીર યોદ્ધા થવા માટે હું તમને ધન્યવાદ આપું છું. મારી સંપુર્ણ ખાતરી છે કે સરકારી દફતર સિવાય ખાલસાની બીજી કશી અસર થવાની નથી. ......"

શેખપુર અને સાયલા ગામના તલાટી છગનલાલ કાલીદાસને અગાઉ પોતાની ફરજ બરાબર નહિ બજાવવાનું કારણ જણાવી સસ્પેન્ડ કરવામાં આવ્યા હતા. તે બાબતમાં તેમનો જવાબ લઈ આસી૦ કલેક્ટરે તેમને નોકરીથી છુટા કર્યા.

માતર તાલુકાના પીંગળજ, હેરંજ, ખાંધલી અને અસલાલીના મુખીઓ ઉપર નોટીસો કાઢવામાં આવી કે તમને નોકરીમાંથી દુર કેમ ન કરવા તેનું કારણ બતાવો. હેરંજના મુખીનો પરવાનો ખુંચવી લેવાની ધમકી આપવામાં આવી: લોકો સત્યાગ્રહ કરે તેમાં ગામના મુખી બીચારા શું કરે?

મુખી જેવા સ્વતંત્ર અને માનવંતા હોદ્દો ધરાવનાર ઉપર પણ સરકારની હઠને જબરજસ્તીથી પોષવાની ધમકી !

આ જ દિવસોમાં એટલે તા. ૧૩મીએ શ્રીમતી અનસૂયા બેન, રા૦ બેન્કર અને ફુલચંદભાઇ બોરસદ તાલુકાના ઇસણાવ અને પીપળાવના લોકોને સત્યાગ્રહની લડતનું રહસ્ય સમજાવતા હતા. શ્રીમતી અનસૂયા બેને સ્ત્રીઓની જુદી સભા ભરી, આ લડતમાં સ્ત્રીઓના કર્તવ્યનું ભાન કરાવ્યું. ત્યાંથી શ્રી. અનસૂયા બેન અને રા૦ બેન્કર આમોદ, પંડોલી અને પાળજ થઇ સુણાવને રસ્તે ગાડામાં બેસી નડીયાદ ગયાં. અને રા૦ ફુલચંદભાઈ હરિપ્રસાદ કંથારીઆ સાથે પાલજ ખડાળા, પોરડા, સુણાવ વગેરે ગામોમાં ફરી વળ્યા. જ્યારે શ્રી૦ અનસૂયા બેન અને રા૦ બેન્કર નડીયાદ જઇ આણંદ તાલુકાના પણસોરા ગામે જઇ પહોંચ્યા.

શ્રીમતી કસ્તુરબા આ લડતમાં હવે એટલાં ઝઝુમવા લાગ્યાં. તોરણામાં મામલતદાર સાહેબે હલ્લાહલ્લી કરી તેવીસ ઘેર જમીઓ કરી શકયા હતા. તેમાં તેમણે સ્ત્રીઓના દાગીના, હુક્કા, દેગડા, ઘડા, દુઝણી ભેંસો વગેરે જપતીમાં લીધાં હતાં. ત્યાંના લોકોને આશ્વાસન આપવા શ્રીમતી કસ્તુરબા રા. મોહનલાલ પંડયા સાથે તા. ૧૩મીના રોજ તોરણા આવી પહોંચ્યાં. શ્રીમતી કસ્તુરબાના આગમનથી લોકોને આનન્દનો પાર રહ્યો નહિ. અને સ્ત્રીઓએ તો ખરેખર પુષ્પોનો વરસાદ વરસાવ્યો. સ્ત્રીપુરૂષોની ભારે મેદની સમક્ષ શ્રીમતી કસ્તુરબાએ બોધ આપ્યો કે—

"આપણા પુરૂષોએ સત્યની ખાતર સરકાર સાથે જે લડત ઉપાડી છે તેમાં આપણે તેમને ઉત્સાહ આપવો જોઇએ. સરકાર જે દુઃખ દે તે સહન કરવું; આપણો માલ લઇ જવા તેમનો વિચાર થાય તો તેમને લઈ જવા દેવો. આપણી જમીન ખુંચવી લે તો જમીન જવા દેવી. પણ સરકારને એક પૈસો આપીને જુઠા બનવું નહિં. કારણ રૈયત સરકારને કહે છે કે પાક નથી, તો સરકારે તે માનવું જોઈએ. છતાં ન માનતાં તે દુઃખ દે તો દુઃખ ખમવું. પણ આપણી પ્રતિજ્ઞા પરથી ખસી જવું ન જોઈએ........સરકારી નોકરથી ડરવું નહિ પણ ધીરજ રાખવી. અને આપણા ભાઇઓ, પતિઓ અને છોકરાઓને હિમ્મત આપવી."

કેટલીક બહાદુર સ્ત્રીઓએ શ્રીમતી કસ્તુરબાના બોધને ગ્રહણ કરી તેમને વચન આપ્યાં કે—

"જ્યારે તમે અમારે માટે આટલાં આટલાં દુઃખ વેઠો છો, તો પછી અમે શામાટે ડરી જઇએ? અમે હિમ્મત રાખીશું અને સરકારને પૈસા આપવા દેશું નહિ."

તોરણામાં સભાનું કામ પુરૂં કરી થોડોક વખત વિશ્રાન્તી લઈ તેઓશ્રી કઠલાલ પધાર્યાં.

આ પ્રમાણે જુદા જુદા કાર્યકર્તાઓ જુદા જુદા તાલુકાઓમાં ભ્રમણ કરી જ રહ્યા હતા.

મહાત્માજી સત્યાગ્રહ મંડપમાં રહી ના. પ્રૅટ સાહેબને જાહેર જવાબ આપવામાં તેમજ કેટલાક અગત્યના પત્રવહેવારમાં ગુંથાયા હતા.

રેવન્યુ મેમ્બર મિ. કારમાઇકલ અને સર જેમ્સ ડયુબોલેની તા. ૧૩મીએ મહાત્માજીએ મુંબઇના રાજદરબારમાં મુલાકાત લીધી. આ મુલાકાત ઘણો લાંબો વખત ચાલી. અને આ લડત વિષે ઘણી રસભરી ચર્ચા થઇ. મહાત્માજી આ મુલાકાતનો હેવાલ પ્રકટ કરવા ધારતા હતા. અને તેમ કરવાની સર નારાયણ ચંદાવરકર વગેરે મુંબઇના કેટલાક મિત્રોની સલાહ હતી. આથી મહાત્માજીએ બન્ને નામદારોની સાથે હેવાલ પ્રકટ કરવાની મંજુરી માટે પત્રવહેવાર ચલાવ્યો. પણ હેવાલ બાબત ત્રણે એકમત થઇ શકયા નહિ, એટલે આખી મુલાકાતનો હેવાલ ખાનગી જ રહ્યો.

**લડતના સંબંધમાં આગેવાનો પત્રવ્યવહાર**

સર નારાયણ ચંદાવરકરને મહાત્માજીએ તા. ૧૫મીના પત્ર સાથે મિ. પ્રૅટના ભાષણનું અક્ષરશઃ ભાષાન્તર બીડયું. અને વડથલમાં પાકની આનાવારી સંબન્ધમાં કલેકટર મિ. ઘોશલે તથા પોતે તૈયાર કરેલા હેવાલ બીડી આપ્યા.

મહાત્માજી લગભગ ૧લી એપ્રિલથી સર નારાયણ ચંદાવરકર, સર સ્ટેનલી રીડ, કે. નટરાજન, નામદાર શાસ્ત્રીઆર વગેરે સાથે આ લડતના સંબન્ધમાં તેમની સહાનુભુતી મેળવવા પત્રવહેવાર ચલાવી રહ્યા હતા. પરન્તુ મહાત્માજીના એ બધા પ્રયાસનું સંતોષકારક પરિણામ આવ્યું નહિ.

મહાત્માજીએ નામદાર પ્રૅટ સાથે પણ સમાધાની માટેના સંદેશા ચલાવવામાં બાકી રાખી નહોતી. પ્રૅટ સાહેબે તા. ૧૨મીએ જે વાદમાર ભાષણ કર્યું તે પહેલાં તેમની સાથે ઘણો

પત્રવહેવાર ચાલેલો. પ્રૅટ સાહેબે છેલ્લા કાગળમાં મહાત્માજીને લખેલું કે—

"તમે તમારાં સઘળાં હથિયાર નાંખી દઈ મસલત કરવા આવવું હોય ત્યારે તમારે માટે દરબાર ખુલ્લાં છે. મારા હાથ તો કાયદા અને વહીવટના નિયમથી બંધાએલા છે."

આના જવાબમાં મહાત્માજીએ લખેલું કે—

"હું તો સત્યાગ્રહી છું. મારાં હથિયાર તો શું પણ મારૂં સર્વસ્વ હું બીજી રીતે અર્પણ કરી દઉં પણ સિદ્ધાન્ત તો મરણાન્તે પણ મારાથી ન જ મુકાય."

તા. પ્રૅટ સાહેબે નડીયાદથી પાછા ફરી તા. ૧૮મીએ શાહીબાગના રાજમહેલમાંથી મહાત્માજી ઉપર એક પત્ર લખ્યો. આ પત્રમાં તેઓ સાહેબે લખ્યું કે, "મારૂં ભાષણ લોકોએ માન અને શાન્તિથી સાંભળ્યું. બાદ ચર્ચા થઈ. તે ઉપરથી સમજાયું કે મારો પ્રયાસ મિથ્યા ગયો. આ રીતે સરકાર સામે લોકોને ઉશ્કેરી મુકવાથી અને અંધશ્રધાળુ બનાવી દેવાથી પ્રજાની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ ન થાય એમ મને લાગે છે" વળી નડીયાદના હોમરૂલ લીગના સભાસદો જેઓ આ લડતમાં કામ કરતા હતા, તેમના વિષે પણ કડવી ટીકા કરી.

મહાત્માજીએ તા. ૨૫મીના રોજ પ્રૅટ સાહેબના કાગળનો બહુ સચોટ જવાબ વાળ્યો. જવાબમાં લખ્યું કે—

"તમને સ્વરાજ્યવાદીઓ માટે ખોટો ખ્યાલ ભરાઈ ગયો છે. તેમનામાં જે સારા ગુણો છે, તેમનો તમે પણ

મારી પેઠે ઉપયોગ કરો. તેમને શાન્તિથી સુધારવા અને મારી પેઠે તેમને તમારે પોતાને માર્ગે દોરવા પ્રયત્ન કરી જાઓ. હું તો તેમ કરવામાં મારી સંપુર્ણ સફળતા જોઉં છું. તમે પણ તેમ કરો તો તેઓ જરૂર તમારા થઇને રહે એમાં કાંઇ જ શંકા નથી. ખેડા જીલ્લાની પ્રજા અંધશ્રધામાં દોરાય છે એમ હું લેશ પણ જોતો નથી; છતાં પણ મને ખાતરી છે, કે જો તેઓ મારી સલાહ માનશે, તો તેમની નૈતિક અને આધ્યાત્મિક અવનતિ તો નહિ જ થાય"

**આણંદ તાલુકાના ઓડ ગામમાં સભા**

આ રીતે મહાત્માજી લોકોની આ લડત જીતવા બધી દીશામાં પોતાનાં બાણુ ફેંકી રહ્યા હતા. એક તરફથી જશ-ભર્યું સમાધાન કરવા સરકાર સાથે સંદેશા ચલાવતા, અને તેમાં દેશના નેતાઓની સહાય માગતા જ્યારે બીજી તરફથી લોકોના ઉત્સાહ અને જુસ્સાને ટકાવી રાખવા રાત, દિવસ કે તાપ અથવા ભુખનો વિચાર કર્યા વગર નિરન્તર રટન કરી જ રહ્યા હતા. તેઓશ્રી તા. ૧૬મીએ પાછા જીલ્લાનાં ગામોમાં ફરવા નીકળી પડ્યા. અને આણંદ તાલુકાના ઓડ ગામે જઈ પહોંચ્યા. ત્યાં સ્ત્રીપુરૂષોની મોટી સભા સમક્ષ શ્રીયુત વલ્લભભાઈ વગેરેના અચાનક આગમનને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે—

"જે વખત માણુસ સંભારતાં સાદ દે છે તે વખતે આપણામાં કહેવત છે તેમ તે સો વર્ષ જીવે છે. ભાઇ વલ્લભભાઇ અને લલ્લુભાઇએ આપણને સંભારતા સાદ

દીધો છે. એટલે આપણે અત્યાર સુધી રોકાયા તેનો બદલો આપણને મળી રહ્યો છે. તમને ગયે અઠવાડીએ મળવાની ઉમેદ હતી, પણ હું મુંબઇ ગયો હતો, અને અમદાવાદમાં પ્રૅટ સાહેબને મળવા ગયે હતો, એટલે ન આવી શકાયું. મુંબઇમાં હું જે મોટા અમલદારોને મળ્યો તેઓની સાથે મને શું વાતચીત થઇ તે હું તમને કહીશ. એ વાત તમને બધાને કહું તે પહેલાં મને લાગે છે, કે મારે એક વાત તમને કહી દેવી જોઇએ. મેં નડિયાદમાં સાંભળ્યું છે, કે ખેડાની પ્રજા બહુ તેજી છે. આપણે જોઇતું તેજીની પાસે જ લઇ શકીએ છીએ. અત્યાર સુધીમાં ખેડાની પ્રજાએ પોતાનાં તેજ અને બળ પોતાના હક સાચવવામાં નહિ, પણ આપસઆપાસનાં લોહી રેડી હકો ગુમાવવામાં જ વાપર્યાં છે. અને પરિણામે ખેડાની ભુમિ જે ફલદાઇ છે, સુંદર છે, જેને તમારા બાપદાદાએ સુવર્ણ ભુમિ બનાવી છે તેને આપણે કજીઆની અંદર ખપાવી દઇએ છીએ. આ વઢવાડ અને કજીઆઓમાં ઓડ ગામના લોકોને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. અહીંઆ એકબીજાનાં ઘરો સળગાવી મુકવામાં આવે છે, નાની નાની બાબતમાં ભારે કજીઆ અને કોર્ટ દરબારે ચઢવાનું થાય છે. જ્યાં સુધી આ સ્થિતિ કાયમ હશે ત્યાં સુધી આપણે કોઇપણ પ્રકારની લડત નથી જીતી શકવાના. તમે પ્રતિજ્ઞા લીધી છે—ઠેઠ સુધી ઝુઝવાની, અને ન્યાય લેવાની. હું ચોક્કસપણે કહું છું, કે આપણો

ઘણો ખરો સમય સામસામે તકરાર કરવામાં, દ્વેષ કરવામાં ગાળીશું તો જીતી નથી શકવાના.

પ્રૅટ, કાર્માઇકલ અને ડુમોક્ષે સાહેબોએ ડોકી ધુણાવેલી છે, અને અતિશય વિરોધ જાહેર કર્યો છે. આનું કારણ હતું. દ્વેષથી કરેલો છે, એમ નથી. એમણે મને કહેલું કે, તું નથી ઓળખતો ખેડાની પ્રજાને. પ્રૅટે કહેલું કે મને મહેસુલખાતાનો ૨૮ વર્ષનો અનુભવ છે. એ પ્રજા આ લડતને અંગે આગળ વધશે, એની ઉન્નતિ થશે, એ નીતિવાળી થશે એમ અમે માનતા જ નથી. અમે તો એમ માનીએ કે એ પ્રજા ઉદ્ધત બનશે, છેવટે સરકાર સાથે લઢીને નાશ પામશે. એ વચનો ઓડના ભાઇઓ આગળ મુકીને હું આગળ વધીશ. તમે જે લડતમાં રોકાયા છો તેમાં સત્યનો અંશ જ માત્ર છે એમ નથી, પણ એની અંદર સચરાચર સત્ય વ્યાપેલું છે. પ્રહલાદને કોઇએ પુછ્યું તારા વિષ્ણુ ક્યાં છે? તેણે કહેલું, જળમાં, સ્થળમાં, ચારે દિશામાં, આકાશમાં પાતાળમાં, દશે દિશામાં વિષ્ણુને હું જોઉં છું. તેમ આપણે દશે દિશામાં સત્ય જોઇએ ત્યારે જ આપણે આ લડતને સત્યાગ્રહની લડત કહી શકીએ. એ લડત નામથી નહિ પણ કામથી આપણે જીતી શકવાના છીએ. જાહેરમાં એક રીતે અને ખાનગી વ્યવહારમાં આપણે બીજી રીતે નથી વર્તી શકતા. વિષ્ણુતત્ત્વ જેટલે દરજ્જે વ્યાપક છે. તેટલે દરજ્જે સત્ય વ્યાપક છે. અમુક ઠેકાણે વિષ્ણુ નથી એમ આપણે

નથી કહી શકતા. તેમ સત્ય અમુક જ ઠેકાણે છે અને અમુક ઠેકાણે નથી એમ આપણે નથી કહી શકતા.

તમે એક ગામના, એક કોમના, એક ધંધાના. તમારે ઘર બાળવાં શું! અદાલતે ચઢવાં શું! તમે એક બીજાની માફી માગીને દરેકે જેમ રહેવું જોઇએ તેમ રહેશો અને બતાવશો કે અમે અમારા હિસાબકિતાબ સત્યાગ્રહથી જ કરવાના છીએ. સત્યાગ્રહ સરકારની જ સામે થાય એમ કહેનાર સત્યાગ્રહ સમજતો જ નથી. આપણે ધમકીથી દાંડાઇથી સરકારની સામે લડવા નથી ઇચ્છતા. પણ દુઃખી થઇને ખુશીથી દુઃખ ખમીને લડવા ઇચ્છીએ છીએ. દુઃખનિવારણ માટે જાણીબુઝીને દુઃખ ખમવું એ જે સમજ્યો છે તે હમેશાં જીતી શકે. પછી શત્રુઓ બહારના હોય કે અંદરના હોય, સરકાર હોય કે બીજા કોઈ હોય તેની હરકત નહિ. તમે આ રસ્તો ન લેશો તો પ્રતિજ્ઞાનું પાલન કરવું તમને અશક્ય થઇ પડશે. નાયકામાં ૨૫ જણ સામે ખાલસાની નોટીસ થઈ હતી. એ દિવસ સુધી છેવટની ધમકીઓ ચાલી, આખરે કાલે એઓની જમીન ખાલસા થઇ ગઇ છે. એ ખબર મને જ્યારે મળી ત્યારે મેં એ લોકોને મુબારકબાદીનો કાગળ મોકલાવ્યો. મેં તેમને લખ્યું કે ખાલસા તો માત્ર સરકારના દફતરમાં જ રહેશે. છતાં તમારી પ્રતિજ્ઞા તો એવી છે કે સમુળી ખાલસા થઇ જાય છતાં તમે નિશ્ચિંત રહેશો; તો મારે તમને દીલાસો આપવાનો હોય જ નહિ. માત્ર મુબારકબાદી જ

આપવાની રહેશે. આ તેઓને માટે આનંદનો, ધન્યવાદનો પ્રસંગ છે, એટલે મેં તેમને દિલાસો નથી આપ્યો, ધન્યવાદ જ આપ્યો છે. તમને પણ કહું છું કે ખાલસાને પ્રસંગે ખાલસાના હુકમ તમે ઉલ્લાસથી વધાવી લેશો. મને સ્વપ્નેય નથી સૂઝતું કે સરકાર આપણી જમીન ખાલસા કરી શકે. બ્રીટીશ સલ્તનતમાં એ અશક્ય લાગે છે. એ જો શક્ય થાય તો મને બ્રીટીશ સલ્તનતમાં બહારવટે જવા સિવાય બીજો ઉપાય નથી રહેતો. સઘળું દુઃખથી જ લેવું છે, ખમીને લેવું છે એવો મારો ભરોસો ચાલ્યો જાય તો એ સલ્તનતમાં હું ઓછું જ રહી શકું. પણ મારી એ વાત એમ સૂચવે છે કે જમીન ખાલસા નહિ જ થઇ શકે, પ્રતિજ્ઞા લેવામાં વાંક શો કર્યો એમ કોઇ પુછશે તો કહીશ કે વાંક નહિ પણ વફાદારી જ કરેલી છે. પાક છઆનાથી અને ચારઆનાથી ઓછો થયો, સરકારને ધારો મુલતવી રાખવા આપણે વિનંતિ કરી, અરજી કરી, સભાઓ ભરી અરજી કરી, ધારાસભાના આપણા પ્રતિનિધિઓ, ગોકળદાસભાઇ અને પટેલની અરજીઓ ગઇ, તોપણ આપણને નાઉમેદી જ મળી. જે પ્રજામાં શુરાતન છે, મર્દાનગી છે, વફાદારી છે, તેણે આ પ્રસંગે શું કરવું જોઇએ ? એ સરકારના હુકમને તાબે થાય, તો રાજાપ્રજા વચ્ચેની વ્યવસ્થાને ધોકો પહોંચે. રાજાપ્રજા વચ્ચેની વ્યવસ્થા સાધારણ રીતે એવી છે, કે જ્યારે રાજાપ્રજા વચ્ચે મતભેદ હોય ત્યારે રાજા પ્રજાને નમતું આપે.

આપણે તો આપણે કહીએ તે માનીને રાજા નમતું આપે એમ માગ્યું નથી. આપણે તો કહ્યું કે અમે કહીએ છીએ તે સાચું ઠરે તો અમને ન્યાય મળવો જોઇએ. આપણે પંચ માગ્યું અને પંચ કહે તે અમારે કબુલ છે એમ કહ્યું, પણ પંચ પણ સરકાર ન આપી શકી. ગ્રૅંટ સાહેબે કહ્યું છે, કે પ્રજા આ બાબતમાં કાંઈ બોલી શકતી નથી. આ તત્ત્વ આપણે ૫૦ વર્ષથી કબુલ કરતા આવ્યા છીએ. ડરીને આપણે ભિખારી થયા છીએ. આપણાં ઘર સમારવા જેટલા આપણી પાસે પૈસા રહ્યા નથી. પાક નબળા થતા જાય છે. આવું ડરપોકપણું આપણામાં જ્યાં સુધી હોય ત્યાં સુધી આપણને ઇશ્વર મેઘ પણ કેમ આપે. સત્ય હોય ત્યાં મેઘ નિયમિત વરસે છે. માટે આપણે તો ભયને તિલાંજલી આપવાની છે. એ તિલાંજલી ન આપીએ તો લડાઇ ખોવાના છીએ. અનેક સંકટો ભયને અંગે જ રહેલાં છે. એ દુર કરવાની જ આ લડાઇ છે. હા અને નાને આપણે ત્યાં વેર થયાં. ખરા ખોટાનાં વેર થયાં. પ્રજા કહે, કે અમે કહીએ તે ખરૂં, સરકાર કહે કે અમે કહીએ તે ખરૂં. આપણે તો કહીએ છીએ, કે પ્રજા કહે છે તે સત્ય હોય તો જ કરવું જોઈએ; છતાં આપણને રાહત નથી મળતી. રાજા પ્રજાની વચ્ચે લડત વખતે રાજાએ શું કરવું એ નિર્ણય જ આ લડાઇનું પરિણામ કહેવાશે. હિન્દ આખું હલમલી રહેલું છે. આખા હિન્દની આંખ તમારા ઉપર ચોટેલી છે. તો તમે હિમ્મત રાખીને ટકી રહેજો.

નામર્દ ન બનશો. કાર્યનો આરંભ ન કરવો એ ડહાપણ, પણ કર્યા પછી મરણાન્ત સુધી ન મુકવું એ બુદ્ધિનું બીજું લક્ષણ છે. આપણે શરૂ કરેલું મુકી દઇશું તો જરૂર આપણે બાયલા કહેવાઇશું, નામર્દ કહેવાઇશું.

પાટીદારો અને ગુજરાતની પ્રજા સાથે ચેતીને ચાલવાનું છે એમ મને કહેવામાં આવ્યું છે, પણ હું તો મારાથી જ બીજાને જોઉં છું. અને મનમાં નિશ્ચય કરૂં છું, કે બીજા ન જ પડે. મારો આત્મા તે તમારામાં છે, મારી શક્તિ તે તમારી છે. માત્ર મારી વધારે ખીલેલી છે. વળી મારો અનુભવ તમને અનાયાસે મળી ગયેલો છે, એટલો તમને લાભ અને રાહત છે. એટલે મને ઉમેદ છે કે તમે જરૂર ટકી રહેશો. પાટીદારો સાહસિક છે, ક્ષત્રિય છે, ખેડાના માલિકો હોવાનો દાવો કરે છે, તેઓ પોતાનું સાહસ ન છોડશે, ક્ષત્રિયતા ન છોડશે, છેવટ સુધી લડીને બતાવી દેશે કે પ્રજાના મતને કોઇપણ સરકાર નથી જતો કરી શકવાની. આમ થશે તો સ્વરાજ્ય આપણા હાથમાં જ છે. સ્વરાજ્ય આપણા હક અને ફરજ સમજવામાં અને તે ભોગવવામાં અદા કરી જાણવામાં છે. ભલેને મોંટેગ્યુ સાહેબ આવે, અને આપણને સ્વરાજ્યના મોટા મોટા રૂક્કા મળે, તોપણ તેની કિમત કાંઇ નથી. જો આપણે આપણી ફરજો અને હકો નહિ જાણતા થયા હોઇશું તો એ હકો અને ફરજો મેળવવા અને બજાવતાં શીખવા માટે કેળવણીની જરૂર નથી, પણ વિચારની જરૂર છે. એ

વિચાર તમારામાં છે. વિચારપુર્વક તમે પ્રતિજ્ઞા લીધી છે. વિચારપુર્વક તેનું પાલન કરતાં નથી દ્વેષ કરવો, નથી તલવાર લેવી, નથી ધારીઆં ઉભાં કરવાં, નથી ભાલાં લેવાં. સત્ય એ જ આપણી હિંમત અને શ્રદ્ધા છે સત્યાગ્રહની અંદર હારને અવકાશ હેજ નહિં જો હારશું તો આપણે પોતે જ હારશું. આપણને જો માન કરતાં આપણી જમીન વહાલી લાગશે તો આપણે જરૂર હારવાના છીએ, બીજા કોઇનો દોષ તમે નથી કાઢી શકવાના. મારો પણ નથી કાઢી શકવાના. પણ મેં જે ખેડાની પ્રજા ઉપર વિશ્વાસ મુકેલો છે તે ખોટો નહિ પડે. સરકારની સામે ઝુઝીને તમે ખેડાનું નામ ખરૂં પાડો, અને તેમ કરીને તમે ઇશ્વરને સંતોષો એવી મારી પાર્થના છે."

**દંતેલીમાં મહાત્માજીની પધરામણી**

ઓડથી મહાત્માજી બોરસદ તાલુકાના દંતેલી ગામે જઇ પહોંચ્યા. ત્યાં તેઓશ્રીએ તા. ૧૭ ગીની સ્હવારમાં એક સભા કરી. તે પ્રસંગે તેઓશ્રી નીચે પ્રમાણે બોલ્યાઃ—

"આપણે સરકારની પાસેથી ન્યાય લેવાને સારૂ આ લડત લડીએ છીએ. અને જે પુરૂષ અથવા સ્ત્રી એ લડત લેવા નીકળી પડે તેણે બીજાને પણ ન્યાય આપવો જોઇએ. પશુઓને ટાંકવા માટે ચુંકોવાળા પરૂણા વપરાતા મેં અહીં જોયા. પશુઓ પ્રત્યે આ એક ક્રુર અન્યાય નહી તો શું? આપણે ગાયનું રક્ષણ કરનારાઓનો

ઝલકાબ ધરાવીએ છીએ. ગોરક્ષા માટે મુસલમાનો જોડે મોટા મોટા ઝગડામાં પડીએ છીએ, છતાં એલને માટે ચુંકવાળા પરૂણા વાપરતાં અચકાતા નથી. આવાં પાપોને લઇને આપણે કેટલાક ઉપદ્રવો સહન કરવા પડે છે. જેવા કે દુકાળના વર્ષમાં સરકારધારો ભરવાનું, વગેરે. મારી ઉમેદ છે કે હવેથી અહીંઆ ચુંકવાળા પરૂણા તો નીકળી જશે. હું જ્યારે પેટલાદ સ્ટેશનથી બળદગાડામાં બેસીને આવતો હતો અને બળદને ચુંકવાળો પરૂણો ભોંકતો મેં જોયો હતો, ત્યારે મને એમ થઇ ગયું કે જોડા નહી પહેરવા સારૂ મારા મનમાં જે કાંઈ મજા માનતો હોઉં તેથી વધારે દુઃખ જોડા ન પહેરી ગાડીમાં બેસવામાં છે. આજે હું જીવદયાની વાત કરવા નથી આવ્યો, પણ ન્યાયની વાત કરવા આવ્યો છું, પણ ન્યાય માગવો હોય તો આપણે અન્યને ન્યાય આપવો જોઇએ એવું મારૂં ધારવું હોવાથી આટલું બોલવાની ધૃષ્ટતા કરી છે.

સરકારધારો ભરવો એ કાંઇ મોટી વાત નથી. કોઇને ત્યાંથી ઉછીના લાવી ભેંસ અથવા જમીન વેચીને પણ આપણે આપી શકીએ છીએ. ત્યારે પઇસા ન ભરવા, જપ્તી થવા દેવી, જમીન ખાલસા થવા દેવી એ બધો ઉત્પાત શા સારૂ ? આમ ઘણા ડાહ્યા માણસો, ઘણા અમલદારો આપણને કહે છે. આનો જવાબ હું અનેક ઠેકાણે આપી ચુકયો છું, આ ધારો આપવાનો સવાલ નથી પણ સિદ્ધાન્તનો સવાલ છે. આપણે રાવણીઆની

બીકથી, સરકારની બીકથી જ પઈસા ભરી દઈએ છીએ. એવી બ્હીકથી ન ભરવા એ આપણે નક્કી કરવા માગીએ છીએ. કમિશનર સાહેબે પેલે દહાડે જે કાંઈ કહ્યું તેનું તાત્પર્ય એટલું જ હતું કે સરકારના હુકમની સામે પ્રજા થઈ શકે જ નહી. ત્યારે હું **તમારામાં જે તત્ત્વ દાખલ કરવા માગું છું તે એ છે કે સરકારના અન્યાય ભરેલા હુકમ સામે થવું એમાં બેવફાઇ નથી, પણ ફરજ છે.** એ હુકમ સામે થયા વિના ચુપકીથી માની લેવા એ નબળાઈની નિશાની છે, બીરૂતાની નિશાની છે. આપણા કુટુંબની અંદર પુત્રને અને પુત્રીને માબાપથી આઘાત પહોંચી જાય ત્યારે તેમની સામે બોલવાનો તેમને હક છે. આપણામાંના ઘણાક ડરીને ચાલે છે. સાધારણ રીતે એવો નિયમ છે કે દીકરો ન્યાય માગે છે, ત્યારે માબાપ દીકરાને નથી કહેતા કે વારસો છીનવી લઈશ, તારા પુત્ર અગર તેના પુત્રને કાંઈ મળવા દઈશ નહિ. જે ધારો કુટુંબમાં ચાલે છે તે ધારો આપણે સરકારને લાગુ પાડવા માગીએ છીએ. સરકારના ધારાની આપણે સામે થઈને પણ મારવા નથી ઇચ્છતા, તેમનું વાજબી નથી લેવા ઇચ્છતા. આપણે તેમ કરવામાં જેટલું દુઃખ સહન થાય તેમ કરવું જોઈએ. ભયથી દુઃખ સહન કરતા હતા. તે જ્ઞાનથી સહન કરવું જોઈએ. એટલે પછી એ પહેલું અને છેલ્લું સહન કરવાનું રહે.

સરકારને કસોટી કરવાનો અધિકાર છે. તમે બધા ભાઇઓ અને બહેનો સરકારની સામે રમત રમી રહ્યાં છો, પણ સરકાર જ્યારે જમીન ખરેખર ખાલસા કરશે ત્યારે તમે કેટલા ટકી રહો છો એ જોવાનું છે. સરકાર બધા ઉપાય કરે છતાં તમે નહિ જ પડો એમ સરકાર જોશે તો તે સહેજે નમી પડશે. આ આપણી જ સરકાર માટે હું નથી કહેતો. દરેક રાજ્યની સરકાર જ્યારે જ્યારે ત્યાંની પ્રજાએ એકમત થઇને કહ્યું છે કે અમે હુકમને આધીન નથી થવાના ત્યારે સરકાર નમ્યા વિના ઉભી રહી શકી હોય એવું મારા જાણ્યામાં નથી. આપણી સરકાર અમુક યોગ્ય ધોરણને વશ થઇને રાજ્ય ચલાવે છે. આપણે અંગ્રેજી ધોરણને વફાદાર રહેવું એ આપણી ફરજ છે. પણ જગતમાં કેટલીક એવી જગ્યા છે કે જ્યાં કાંઇપણ ધોરણ હોતું જ નથી, એટલે કે જ્યાં રાજા જુલમી અને આપખુદી હોય છે, પણ પ્રજામત જુલમીમાં જુલમી રાજાની પાસે પણ ન્યાય લઈ શક્યો છે. તો અંગ્રેજ સરકાર પાસે ન્યાય લેવાનું તેમાં તો શું ?

માટે જ હું તમને બધાને કહું છું કે તમે સૌ ઠેઠ સુધી મક્કમ રહેશો. તમે બધાએ અમને હોંશથી બોલાવ્યા છે. તમે હિમ્મત કદી નહિ ખોશો એમ ઇચ્છું છું. તત્વને તમે બરાબર સમજી લો એ ઇચ્છવા જેવું છે. ચોથે દીવસે મુંબઈમાં હું કાર્માઇકલ સાહેબને મળ્યો હતો. આ સાહેબ વિલીંગ્ડન—ગવર્નર સાહેબથી

બીજે નંબરના આપણા અમલદાર છે, અને મહેસુલ ખાતાના વડા છે. તેઓ સાહેબે મને મુલાકાત વખતે સવાલ કર્યો કે આ લડતને અંતે પ્રજાનું નીતિબળ વધશે કે ઘટશે, અને પ્રજા સત્તાને આધીન રહે એવી થશે કે ઉદ્ધત થશે. મેં તો તેમને કહ્યું છે કે નીતિબળ અને આધીનતા ઓછું થવાનો સંભવ નથી. સત્યાગ્રહની લડતનું ગમે તે પરિણામ આવે, પણ અંતે નીતિ અને વિનય વધ્યા વિના રહેતાં નથી. આપણી અધોગતિ થતી હોય તો આપણો સત્યાગ્રહ તે સત્યાગ્રહ નહિ પણ દુરાગ્રહ કહેવાય. આપણો પાક ઘણે ઠેકાણે ચારઆનીથી પણ ઓછો થયો છે, લગભગ બધે ઠેકાણે છઆનીથી ઓછો થયો છે. તો આપણને અર્ધું મહેસુલ મુલતવી મળવાનો હક છે. એ મુલતવી આપવાની આપણે સરકારને વિનંતી કરી. સરકારે આપણી પાકની આનાવારી ન કબુલ કરી. આપણે સરકારની પાસે તપાસ કરનાર પંચની માગણી કરી. તેમને ખાતરી આપી કે અમલદારોએ કાઢેલી આનાવારી સાચી ઠરે તો અમે તેને તાબે થઈશું. એમ માનીને કે તેમાં કાંતો આપણું કમનસીબ હોય અથવા આપણે જુઠા હોઇએ, છતાં પંચ પણ સરકારે આપણને આપ્યું નહિ. આ સંજોગોમાં આપણે સરકારધારો ન ભરીએ. અને વસુલ કરવો હોય તો આપણી મિલકતમાંથી વસુલ કરવા દઇએ તે વાજબી નથી. આપણો જો આ વખતે સરકારધારો વસુલ થતો

બંધ ન કરાવી શકીએ તો કોઈ દહાડો આપણે તેમ ન કરાવી શકશું.

ખેડા જીલ્લાના ગામોમાં હું જેવાં બબ્બે માળનાં મકાનો જોઉં છું તેવાં બીજે ક્યાંયે નથી જોતો. તે જીર્ણ થઇ ગયાં છે, તે પડી જવાનાં છે તેનું કારણ એ છે કે આપણી પાસે તેની મરામત માટે પઇસા નથી. જો પઇસા હોય તો જરૂર આપણે તેને સમરાવીએ. આ ઉપરથી હું મારી પોતાની આંખે જોઉં છું કે પ્રજા કંગાળ થઇ ગઇ છે. સરકારધારો ઉઘરાવી લે, અને આપણે ચું કે ચાં ન કરીએ તો આવતે વર્ષે આપણી એવી જ સ્થિતિ થાય. નઠારાં વર્ષો તો આપણા કપાળમાં લખેલાં છે. અનાજની કપડાંની મોંઘવારીનો પાર નથી. રોગો એટલા ઉત્પન થઇ રહ્યા છે કે વગર લડાઇએ લોકો કમોતે મરી રહ્યા છે. આવે પ્રસંગે ખેડા જીલ્લાની પ્રજા જે સ્વમાન જાળવનારી છે, તે ધારો ન ભરશે અને કરવાનું જરૂર કરશે એમ સમજી ને જ મેં અન્યાય અને દુઃખ સહન કરીને ન્યાય લેવાની તમને સલાહ આપી છે. ઉદ્ધત નહિ પણ મર્દ બનીને આપણે એ ન્યાય લઇ શકીએ છીએ. નબળાઇમાંથી આપણે મર્દાનગીમાં આવવાનું છે, તે પછી તે મર્દાનગી ભલે ઉદ્ધતાઇ ગણાય. આપણે સરકારને ગુંચવવાના નથી, અમલદારને દુઃખી કરવાના નથી. આપણી લડત એવી સીધી છે, કે આપણું નીતિબળ વધશે જ. આપણને આપણા આત્માની પિછાન ન પડી હોય,

આપણામાં દ્વેષ રોષ વધ્યા હોય તો આપણે જરૂર પડવાના છીએ. માટે તમોને આજીજી કરીને કહું છું કે સત્યને તમે બીલકુલ ન છોડશો. સત્યની ઝાંખી એક વસ્તુમાં કરનાર સત્યને દરેક ઠેકાણે જોશે. વિનય અને સત્ય જીંદગીના દરેક ભાગની અંદર દાખલ કરશો. આથી આપણા બધા ઝઘડા નાશ થશે. આપણામાં આગ લગાડવી, કોર્ટમાં લાંબા કેસો લડવા એવા બધા દોષો પુષ્કળ છે આપણી ઉપર જ્યારે દાવાનળ આવ્યું છે ત્યારે આપણે બધા એક થઇએ. અને તેમ કરી ઉત્તરોત્તર વધતા જઇએ એવી આ લડત છે.

તમને સૌ ભાઇઓને હું મક્કમ રહેવાની આજીજી કરૂં છું અને સૌ બહેનોને કહું છું કે તમે તમારા ધણીઓની હિમ્મત હરાવશો નહિ, પણ હિમ્મત આપજો."

**ચીખોદ્રામાં મહાત્મા ગાંધીજીનું ભાષણ.**

તા. ૧૭–૪–૧૮ ના રોજ સ્હવારમાં દંતેલીની સભા આટોપીને લાગલા જ મહાત્માજી આણંદ તાલુકાના ચીખોદ્રા ગામે જવા નીકળી પડયા. સાંજના ૭ વાગે ત્યાં પહોંચતાં તરત જ સભાનું કામ શરૂ કર્યું. ચીખોદ્રા ભારે ટેકીલું ગામ છે. માત્ર એક સરકારી અમલદાર સિવાય કોઇએ બીજા હપ્તામાં લાગ પાઈ અત્યાર સુધીમાં ભરી ન હતી. સભામાં ગામના પાટીદારો ઉપરાંત આસપાસનાં ગામોનાં લોકો મળી લગભગ બે હજાર માણસ મહાત્માજીનાં વચન સાંભળવાં

ભેગા મળ્યા હતા. ગામ લોકનો ઉત્સાહ અપૂર્વ હતો. સૌએ મહાત્માજીનું નીચેનું વ્યાખ્યાન એકાગ્રચિત્તે સાંભળ્યું:—

"મારી ઉમેદ હતી કે ગયે અઠવાડીયે ચીખોદ્રામાં આવી સાનાં દર્શન કરી શકીશ. પણ મારે કમિશનરને મળવા અમદાવાદ જવું પડયું હતું, કમિશનર સાહેબના પણ ઉપરી સાહેબ મિ. કાર્માઇકલને મળવા મુંબઇ જવું પડયું, એટલે મારાથી તેમ નથી બન્યું. તમારી સ્થિતિ ગમે તે થાય પણ ચિખોદ્રા અને આસપાસનાં બીજાં ગામો જ્યાં દયાનન્દ સરસ્વતીનું શાસન વર્તે છે, ત્યાં મારૂં અને વલ્લભભાઇનું આગમન તમને ઉત્તેજન આપવાને ન હોય, પણ તમારી પાસેથી ઉત્તેજન લેવાને સારૂ જ થશે. તમારામાં અગ્નિ પ્રકટાવવાને સારૂ નહિ, પણ અગ્નિ લઇ જવાને સારૂ હશે. મને ખાતરી છે કે તમે આ વચન છેવટ સુધી ખરાં પાડશો.

હિંદમાં અત્યાર સુધીના સમયની અંદર મોટા મોટા શિક્ષકો ઘણા થઈ ગયા છે, તેની પંક્તિમાં દયાનંદ સરસ્વતી અગ્રસ્થાન લેશે, એટલું જ નહિ પણ જ્યારે બીજા શિક્ષકો અતિશય રૂઢ છાપ નથી પાડી શકયા ત્યારે દયાનંદ બહુ સારી છાપ પાડી શકેલા. આ અને એની આસપાસનાં ગામોમાં શુદ્ધ વેદોનો ધ્વનિ તો નીકળતો જ હશે પણ આચરણ પણ વેદમાં ચીતરાયલું છે, તેવું જ હશે એવી મને આશા છે.

વળી મને આશા રાખવાને કારણ છે, આ અને એની આસપાસનાં ગામોમાં યમ અને એની

નિયમનું પાલન હમેશાં થતું હશે, અને આ અને આસપાસનાં ગામોમાં સ્વદેશીવ્રતનું શુદ્ધ પાલન થતું હશે. અને મને જો માલમ પડશે કે આ ગામના લોકો ચોખોકા-માં વણાયલું કાપડ નથી પહેરતા, અને પરદેશી અથવા અહીંનું પણ મીલોમાં વણાયલું કાપડ પહેરે છે તો મને બહુ દુઃખ થવાનું છે. અહીંયાં ઘણાઓનાં કપડાં જોઇને ચમકું છું. જોઉં છું કે વિદેશી કે સ્વદેશી ગમે તે હો, પણ લગભગ બધાનાં કપડાં મીલના વણા-ટનાં છે, અને મીલોમાં વણાયલું કાપડ ત્રણચતુર્થાંશ વિદેશી છે. કારણ જે સંચામાં એ બનેલું છે તે સંચા વિદેશી છે. એ સંચા બનાવવામાં ઘણો ખરો પૈસો ખપેલો હોય છે, અને તે પૈસો વિદેશના જ કારીગરોને મળેલો હોય છે. મીલોમાં બનેલું કાપડ વાપરનારને જે સંતોષ થાય છે તે એટલો કે એ બનાવવાના પૈસા આપણા મજુરોને મળે છે. પણ એ મજુરો પોતાનાં ખેતરો મેલીને, પોતાનો વધારે સારો ધંધો અને સાદું જીવન મેલીને મીલમાં ધંધે લાગેલા છે, એમ થોડા જ વિચારે છે. એટલે આ અને તેની આસપાસનાં ગામો જ્યાં દયાનંદ સરસ્વતીજીનું શાસન વર્તે છે ત્યાં તમે તમારૂં કાપડ વાપરી અહિંસા અને અસ્તેયનું પાલન કરતા હશો, એ બાબત મને શંકા છે. કારણ સ્વદેશી વ્રતના પાલનમાં જ આ બંને વ્રતનું પાલન રહેલું છે. પણ આ હું તો બીજી જ વાત ઉપર ચાલ્યો. હું એટલું જ કહેવા ઇચ્છતો હતો કે આપણામાં યમ નિયમાદિ

પાલનની અશક્તિ જેટલે દરજ્જે હોય તેટલે જ દરજ્જે આપણે પડીએ છીએ.

સરકારે આપણી સામે જે અન્યાય રચેલો છે તેની સામે સત્યાગ્રહ વાપરવામાં અને આપણે જે જે કર્યું છે તે કાંઇ ખોટું નાટક નથી કરેલું, પણ ખરા ઉદ્‌ગારો આપણે કાઢેલા છે, આપણે ખરૂં સ્વરૂપ બતાવ્યું છે એમ સિદ્ધ કરવામાં એ નિયમોનું પાલન બહુ જરૂરનું છે. પાક છ આનીથી ઓછો થયો છે ત્યાં સરકારે અર્ધું મહેસુલ મુલતવી રાખવું જ જોઇએ, એ હક લોકોનો થઇ ગયલો છે. સરકારે એ હકનો ઇનકાર કર્યો છે, અને તમારૂં કાંઇ ચાલશે નહિ, અને અંતે તમારા હકમાં નુકસાન થશે, એવું કહી આપણને કેટલાંક કઠોર અને કડવાં સૂત્રો સમજાવ્યાં છે. વળી મહેસુલ બાબતના કોઇપણ હુકમની વિરુદ્ધ પ્રજા ન બોલી શકે, તેની સામે આપણે અદાલતમાં અથવા હાઇકોર્ટમાં ન જ જઈ શકીએ! અરજી કરીએ, કલેક્ટર ન માને તો કમિશનર પાસે જઇએ, કમિશનર ન માને તો ગવર્નર પાસે જઇએ, પણ તે પહેલાં કમિશનર સાહેબ ગવર્નર સાહેબને કહી આવી શકે છે કે તમે વચમાં ન આવશો, નહિ તો અમે રાજીનામું આપશું! આવું છે કે નહિ તે તો કોણ જાણે. પણ કમિશનર સાહેબે પોતાના ભાષણમાં ધમકી તો આપવામાં કસર નથી રાખી. પોતે ગવર્નર સાહેબ પાસેથી કાગળ લાવ્યા છે અને તેમાં ગવર્નર સાહેબે

તેમને લખ્યું છે કે તમે જે કરશો તેના ઉપર મારો સહીસિક્કો છે. જે કહેશો તે મારે કબુલ છે. આટલો બધો અધિકાર મેં કોઈ જગ્યાએ દુનિયામાં નથી સાંભળ્યો. રાજાઓ કેટલીક વાર તરાપ મારી બધું લઈ લે છે, પણ તે લોકો જુલમગાર કહેવાયા છે. અંગ્રેજ સરકાર ન્યાયી છે, જુલમગાર નથી. અંગ્રેજ સરકાર પાસે જેટલું સહેલાઈથી માગેલું મળી શકે તેટલું સહેલાઈથી બીજે કયાંઈ નથી મળી શકતું. પણ પ્રૅટ સાહેબે તો આપણને નવું જ સૂત્ર સમજાવ્યું. આપણે સમજીને શુદ્ધ ભાવે મહેસુલ ન આપવાનો નિશ્ચય કરીએ એ ગુન્હો નથી, બેવફાઈ નથી, સત્ય છે, મર્દાની છે, વિનય છે. મારી તો તમને સલાહ છે કે ૩૦ લાખ રૂપિયાની તો શું પણ ૩૦ કરોડ રૂપિયાની જમીન હોય તોપણ તેને આપણે ખાલસા થવા દઈશું. આપણે પશુ હોઈએ તો લાકડી લઈને ઉભા થઈએ. બીજા દેશોમાં એમ જ થાય છે. પણ આપણો તો સત્યાગ્રહનો ધર્મ છે, એટલે આપણે તો શુદ્ધ આત્મબળે કરીને જ આપણી લડત લડવાની છે. ભયથી સરકારધારો ભરી દેવાને બદલે અથવા હુલ્લડ કરીને તે વસુલ થતો અટકાવવાને બદલે આપણે તો સત્યાગ્રહ અંગીકાર કરેલો છે. એ સત્યાગ્રહ શું છે? અનાદિકાળથી ચાલ્યો આવેલો એ ધર્મનો આચાર છે. એ કુટુંબમાં આચારમાં મુકાયલો છે, અને જ્યારે જ્યારે જુલમ થાય ત્યારે સામે ન થતાં જે દુઃખ થાય તે

સહન કરી લેવામાં જ એનું રહસ્ય છે. એમાં સંપૂર્ણ અહિંસાધર્મ રહેલો છે, અને તેથી જ આપણે એને ધર્મયુદ્ધ કહેલું છે. આપણે જીતવા માગીએ તે રાજ્યકર્તાને ભય ઉપજાવીને નહિ, પણ એમની ન્યાયવૃત્તિને જાગ્રત કરીને. એમ કરવામાં આપણે રાજદ્રોહી નથી, અધર્મી નથી. કોઇપણ વખત એવો નથી કે જ્યારે સત્યનું ચાલવું બંધ થાય, દયાધર્મની ગતિ બંધ થાય. સાચ હમેશાં છે; દયાધર્મની ગતિ ચાલુ જ છે, એટલે આપણું કાર્ય શુદ્ધ છે. ખેડૂતોને માટે મને વિશ્વાસ છે કે તમે બધા સત્યાગ્રહનું શુદ્ધ તત્ત્વ સમજી તે ગ્રહણ કરશો. **દુન્યવી અને દીની દુઃખોનાં નિવારણ માટે સત્યાગ્રહ જેવી બીજી જડીબુટ્ટી નથી.** એનું તમે સેવન કરશો તો જણાશે કે આપણા હાલના દુઃખનું તેમજ બીજાં દુઃખોનું નિવારણ આપણે એક જ ઉપાયે કરી શકીશું. યાદ રાખવું કે તમે એવી લડત લીધી એટલે એમાં તમારે છેવટ સુધી ટકવું જ જોઇએ. એમ જો નહિ કરો તો તમે ધર્મ ગુમાવ્યો કહેવાશે અને હિંદુસ્તાન ઉપર ભારે ખરાબ અસર થશે. **આ લડતને અંતે ખેડા જીલ્લો સરકારને એવું સૂત્ર સમજાવશે કે પ્રજામતની અવગણના કરીને તે ચાલી નથી શકવાની, માન આપીને જ ટકી શકશે, તો તેટલામાં આ લડતની સાર્થકતા છે.** મહેસુલ મુલતવી રાખવાની પાછળ આ જે તત્ત્વ રહેલું છે તે તત્ત્વ સરકારે પાસે કબુલ કરાવવાને માટે જ સરકાર

સામે આ લડત ચલાવવાનું રહે છે. તમે પ્રતિજ્ઞા લીધી છે એટલે તમે તેમાંથી નથી ચળી શકતા. એનો અર્થ તમને નહિ કહેવો પડે. તુલસીદાસે રામાયણમાં દશરથની સમક્ષ રામલક્ષ્મણને મુખે એ બહુ સરસ રીતે કહેવડાવ્યું છે. તમે રામાયણ બહુ સારી રીતે વાંચશો તો સમજાશે કે વચન એ કેટલી બધી ભારે વસ્તુ છે. **જે વચન પાળે છે તે મોક્ષ મેળવી શકે છે. જે વચન નથી રાખી શકતો તે સુકાન વિનાના વહાણની જેમ છે.** ગમે તેવું દુઃખ પડે, આકાશ પાતાળ એક થાય તોયે તમે તમારી પ્રતિજ્ઞાને વળગી રહેશો. બહેનોને હું એટલું જ કહીશ કે તમે તમારાં ધરેનું રાચરચીલું જાય, ઢોર જાય, જમીન જાય તોપણ નાઉમેદ ન બનતાં તમારા ધણીઓને અને ભાઈઓને પ્રતિજ્ઞામાં અડગ રાખશો. પ્રભુ તમને એ પ્રતિજ્ઞા પાળવાની મતિ આપો અને તેને અંગે રહેલાં બધાં ફળો આપો.

**રાસમાં મહાત્માજીનું વ્યાખ્યાન**

બીજે દિવસે એટલે તા. ૧૮-૪-૧૮ ના રોજ જંગાળ, બનીજરા, કણભા, અમીઆદ, દીવેલ, ડભાસી, ગોળેલ, સર્દજપુર, ખાનપુર, વંડલી, કઠાણા વગેરે ગામોના આશરે ૨૫૦૦ ખેડુતોની સભા આગળ બોરસદ તાલુકાના રાસ મુકામે મહાત્માજીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું:

"ગયે અઠવાડિયે હું તથા વલ્લભભાઈ અહિ આવવાના હતા, પરંતુ મારે મુંબઈ તથા અમદાવાદ

જવું પડયું એટલે ન આવી શક્યો, તે માટે માફી માગું છું.

આજે આ તાપની અંદર મેં સહેજ પુછ્યું કે સભાનું સ્થાન કેટલું છેટું છે. મને કહેવામાં આવ્યું કે તે પાસે છે, એટલે મેં કહ્યું કે હું ચાલી જઈશ. હું એટલો બધો કોમળ નથી કે આટલે સુધી ચાલી ન શકું. છતાં અહીં સુધી આવતાં બત્રા જુવાનો ઘણો પરિશ્રમ ઉઠાવી એવા મંડી પડયા કે મને તાપ ન લાગે. ખરેખર, એ તેમનો મારી તરફનો પ્રેમ જ સૂચવે છે. તે એ પણ સૂચવે છે કે જે સલાહ મેં તમને આપેલી છે તે તમને મીઠી લાગેલી છે. પરંતુ તમે જાણો છો કે સલાહથી તો નથી તમારે સુખે સુવાનું, કે નથી મારે સુખે સુવાનું; તેમ જ મારી સાથે કામ કરનારાઓને પણ સુખે સુવાનું નથી. પરંતુ દુઃખ સહન કરવાનું છે, ઉજાગરા વેઠવાના છે, ઠેકાણે ઠેકાણે બટકવાનું છે. તમારે તો ભેંસ જપ્ત થાય તો થવા દેવાની, દાગીના જવા દેવાના, જમીન ખાલસા થાય તો થવા દેવાની. છતાં મારી આવી સલાહ નેક સલાહ છે એમ માનો છો તેથી જ તમે મારા ઉપર આટલા પ્રેમનો વર્ષાદ વરસાવો છો. મારૂં મન આથી અત્યન્ત પ્રસન્ન થાય છે. પરંતુ એ સાથે મારી કેટલી જવાબદારી છે અને તે કેટલી વધતી જાય છે એનું મને સૂક્ષ્મ જ્ઞાન છે. એમ છતાં સ્વપ્નામાંયે મને નથી આવતું

કે હું આ સલાહ ખેંચી લઉં. જેમ જેમ દિવસો જતા જાય છે તેમ તેમ મને લાગે છે, કે જો આ સલાહ મેં તમને નહિ આપી હોત તો ગુજરાતના લૂણનો હું હરામી થયો હોત. જે શાંતિથી ગુજરાતમાં હું બેસું છું, સેવા કરૂં છું તે જો આ સલાહ નહીં આપી હોત તો મારી સેવાની અંદર મેં ત્રુટી રાખી છે, એમ મને લાગત. એ સલાહ આપવાનાં બે કારણો છે. સલાહ અપાયલી છે તેને અંગે પુરુષો અને સ્ત્રીઓ ઉંચે ચડશે, તેમની ઉન્નતિ થશે અને દુનિયાની નજરે પણ ઉંચે ચડેલાં ગણાશે. એક કારણ એ છે કે સરકારનું વર્તન અત્યાર સુધી તો એવું જ રહ્યું છે કે રૈયતને જાણે કંઈ પૂછવાપણું જ નહિ રહ્યું હોય એમ તે વર્તે છે. ધારાસભાઓમાં, મ્યુનિસિપાલિટીઓમાં બધે એમ જ છે એમ માણસોએ અનુભવેલું છે, વર્ણવેલું છે. એની પાછળ પ્રજામત નથી હોતો. તેમાં પ્રજાનો મત આણવાનો પૂરેપૂરો પ્રયત્ન પણ નથી થયો એમ લાગે છે. આપણે નાના સરખા સિપાઈથી પણ ડરીએ છીએ. સ્ત્રીઓની તો પછી વાત જ શું? એક રાવણીયાના આવ્યાથી તો નાસભાગ થઈ જાય છે. મોટા અમલદારોની સામે જોયું એટલે તો મહાદશા થઇ જાય! તેની આગળ એક ઉદ્‌ગાર કહાડી ન શકાય. એ સ્થિતિ જાનવર કરતાં પણ વધારે ખરાબ છે. જાનવર પણ મારપીટ કરે છે અને હઠ લઇ બેસે છે. આ સંજોગોમાં આપણે તેને ચલાવી નથી શકતા. એનાથી પણ આપણે

હલકાં થઈ ગયાં. પરંતુ ધીક મારવી એ માણસનું કામ નથી. આપણાં શાસ્ત્રોમાં મનુષ્ય અને પશુ વચ્ચે પાંચ ચીજ સામાન્ય ગણેલી છે. તેમાં ભય પણ એક ચીજ છે. પોતાનું મનુષ્યપણું સાબીત કરવા ઇચ્છતા હોય તેણે ભય છોડી દેવો જોઇએ. તેને લાત મારવાની કે ધીક મારવાની ઇચ્છા ન રહે. એ એક શક્તિ છે કે જે મનુષ્યમાં જાગૃત છે, પણ જાનવરમાં ઉંઘેલી છે. તેનાથી આપણે યોગ્ય વસ્તુઓ મેળવી શકીએ છીએ.

આ આપણી લડત બે પ્રકારની છે. એક તો બીલકુલ ડરવું નહિ. પ્રૅટ સાહેબને હમણાં નડિયાદની સભામાં હિમ્મતપૂર્વક ખેડુતોએ જવાબ આપ્યા તેમ ગવર્નર સાહેબની પાસે પણ આપણી હકીકત કહી શકીએ. આપણે લુંટફાટ કરીને, ઉદ્ધતાઇ કરીને નથી લડવું; આપણી આત્માની શક્તિ ખર્ચીને લડવું છે. દુઃખ દઈ જીત નથી મેળવવી. દુઃખ સહન કરી જીત મેળવવી છે. એ મનુષ્યનો કાયદો છે, ઇશ્વરી કાયદો છે. આપણાં શાસ્ત્રો કહે છે કે સુખ ભોગવવા દુઃખ સહન કરવાં જ પડે, તપશ્ચર્યા કરવી જ પડે. ભરત, રામ, લક્ષ્મણ, શત્રુઘ્ન એવા છોકરા પેદા થાય તે માટે દશરથે શું કર્યું? તપશ્ચર્યા કરી. નળરાજાએ પણ શું કર્યું? તપશ્ચર્યા. પોતાનું માન જાળવવા ખાતર, સત્યનું સ્વરૂપ જાળવવા સારૂ અસંખ્ય દુઃખો સહન કર્યાં. માટે જ આપણે સવારમાં જે ભક્ત રાજાઓનાં નામ

હ્યો ઈ.એ તેમાં નળરાજાનું નામ આવે છે. ઈશ્વરી ગુણોવાળા આપણા વડવાઓ થઈ ગયા. દુઃખો સહન કરી વારસો મૂકી ગયા. દુઃખો સહન કરી આપણે તે વારસામાં વધારો કરવાનો છે. દુઃખો સહન કરી આપણે દુઃખ ટાળીશું તો આપણે જગતમાં અંકાઈ જઈશું. તે જોઈ જગત વધી શકશે.

આવો દાખલો ખેડા જીલ્લાની પ્રજા અત્યારે જગત આગળ મૂકી રહી છે. દુનિયાને એનાથી જેટલો લાભ છે તેટલો જ લાભ ખેડા જીલ્લાના લોકોને પણ છે. ખચિત એમાં સ્વાર્થ તો છે જ. સ્વાર્થ સમજીને લડાઈ શરૂ કરી છે. આપણો પાક ચાર આનીથી ઓછો છે. તો સરકારે આ વર્ષે પોતાના નિયમાનુસાર સરકારધારો મુલતવી રાખવો જ જોઈએ. પ્રૅટ સાહેબ કહે છે કે તમે જુઠા છો, અમારા તલાટીઓ જ ખરા છે અને તેથી સરકારધારો વસુલ કરીશું. આપણે તો શુદ્ધ ભાવથી કહીએ છીએ કે સરકારની આનાવારી ખોટી છે અને આપણી આનાવારી ખરી છે, માટે સરકારધારો મુલતવી રહેવો જોઈએ.

આ સ્વાર્થ છે. પરંતુ એ લડતમાં એનાથી પણ વિશેષ સ્વાર્થ સમાયેલો છે, તે એ છે, કે પ્રજામતને માન આપતાં સરકાર શીખી જાય. આમાં મોટો સ્વાર્થ છે. આમ આ લડતમાં બેવડો સ્વાર્થ છે. એક તો એ કે મહેસુલ માફ રહે; બીજું પ્રજાનું પ્રજાપણું મક્કમ

થાય. આ સ્વાર્થ કંઇ જેવો તેવો નથી. તેથી આપણે દુઃખ સહન કરવાં જોઇએ. આ કામ કંઇ આપણે વગર વિચાર્યે નથી કર્યું. વિચારીને કામ કરેલું છે. સારા કામને માટે લીધેલી પ્રતિજ્ઞા, લોકસંગ્રહને માટે લીધેલી પ્રતિજ્ઞા સૂર્ય પૂર્વમાંથી પશ્ચિમમાં ઉગે, તોપણ ન જ તૂટે. એ પ્રતિજ્ઞાને વળગી રહો એમ હું પ્રાર્થના કરૂં છું. એ મ્હારી નમ્ર સલાહ છે. પહેલું કામ એ કરજો કે જે પ્રતિજ્ઞા લીધી છે તેને પાળજો.

એ પ્રતિજ્ઞાથી આત્મશુદ્ધિ કરવાની છે. સત્યાગ્રહની શક્તિ એટલી વ્યાપક છે, કે એનાથી બધાં દુઃખો દૂર કરી શકાય છે. જેમ અગ્નિ સ્પર્શથી બધા મેલોને બાળે છે તેમ સત્યાગ્રહથી પણ બધા મેલો દૂર થાય છે અને અનેક દુઃખોનું નિવારણ થાય છે."

## શ્રીયુત વલ્લભભાઈનું ભાષણ

"આજે આ કાંઠાની ભૂમિ ઉપર દેવલોક પધાર્યા હોય અને ભૂમિ પાવન થાય તેમ આજે મહાત્માશ્રીનાં પગલાંથી તે પાવન થઈ છે. બોરસદ તાલુકાના લોકો તોફાનીમાં તોફાની છે એમ તેઓની આખા જીલ્લામાં ખ્યાતિ છે. અને ખાસ કરીને કાંઠાના લોકો ઘણા તોફાની છે એમ કહેવાય છે.

હવે સત્યાગ્રહની લડત કાંઠામાં શરૂ થઈ માટે આપણે ટંટો, લૂંટફાટ અને દગો વગેરે છોડી દેવાં જોઈએ, ન્યાયને રસ્તે લડવું જોઇએ. તમારામાં જે ઝનુન હોય તેને ન્યાયને રસ્તે લડતાં વાપરવું. તે શક્તિનો ખોટો ઉપયોગ કરી લડવું નહિ. ધારીયાં ઉગામવાનું છોડી દેવું.

ભાઈચારો રાખવો, વિનયથી, વિવેકથી, ચાલવું. આપણું જે હક હોય તે મક્કમપણે માગવા. મામલતદારોની બીક છોડી દેવી. હકની વાત હિમ્મતથી કહેવી. મામલતદારથી તમે હલકા નથી. કેટલીક વખત તો એવું હોય છે કે મામલતદાર પાસે ૨૫ વીઘાંયે જમીન હોતી નથી. આપણે તેને ત્યાં સીધું જોખવા નહિ જવું. સત્કાર કરવો તો ઘેર બોલાવીને. તેના દાબથી, રૂઆબથી ડરવું નહિ, પરંતુ નિર્ભય બનવું. આપણી લડતનો મુખ્ય હેતુ એ છે કે મનમાંથી ભય કાઢી નાખવો, કુચાલ, કુસંપ, ટંટો, ફિસાદ દૂર કરવાં.

સરકાર તમને ખુબ તાવશે, તમને ડપકો પણ આપશે, પણ દુઃખ વિના સુખ નથી. સમજીને દુઃખ વેઠવું એ સારામાં સારો રસ્તો છે. હું જાણું છું કે તમને સીધે રસ્તે ચઢાવવા હોય તો ચઢી શકો છો. તમારી લડતમાં ધર્મનું તત્ત્વ બધું છે અને મહાત્માજી તરફ તમે એટલો બધો પ્રેમ બતાવ્યો છે કે મહાત્માજીએ બતાવેલો રસ્તો તમે પકડી રાખશો એવી મ્હારી ખાત્રી છે.

સરકાર શું કરશે ? જપ્તીઓ કરશે, ચોથાઈ ચઢાવશે, જમીન ખાલસા કરશે. પરંતુ તમે કોઈપણ જાતનું તોફાન ન કરશો. મેં જોયું છે કે તમારે ત્યાં જપ્તી થાય ત્યારે તમે થાળીયાં ઉછાળો છો. પરંતુ હવે તો આપણે લાકડીયે ઉગામવી નહિ. જમીન ખાલસા કરે તો કંઈ આખા ગામની જમીન ખાલસા ન થાય. તમારી જમીનમાં તો તમે જ હળ ચાલશો. આ રાજ્ય અન્યાયનું નથી. તમે જાણો છો કે એક કુંભાર પણ ગધેડા ઉપર પહેલાં એક મણ ભાર મૂકે, તે ખેંચે તો પાછો અધમણ ભાર વધારે, એમ કરી કરીને તેની પાસે બે મણ બોજો ખેંચાવે છે; તેમજ સરકાર પણ તમે જેમ જેમ બોજો સહન કરતા જાઓ છો તેમ તેમ વધારે બોજો તમારા ઉપર મૂકે છે. તમે જે બોજાને અત્યાર સુધી સહન કર્યો છે તેને ફેંકી દો ને નિર્ભય થઈ બેસી જાઓ. સાચું છે તે અનુસરો. પછી સરકાર પણ કહેશે કે તે

ધારે છે તેવી પ્રજા નિર્માલ્ય નથી. છેવટમાં મારી વિનંતિ છે કે આકાશ ને પાતાળ એક થઇ જાય તો પણ તમારી પ્રતિજ્ઞા તોડશો નહિ. તેમ કરશો તો ખેડા જીલ્લાનું નામ હિન્દના ઇતિહાસમાં પહેલું લખાશે. આખા હિન્દુસ્તાનની આંખ અત્યારે તમારી ઉપર છે. રૈયત જે ઇન્સાફ માગે તે ઈન્સાફ સરકારને આપવો જ પડે. જો પ્રજાબળ એકત્ર થાય તો કોઈ પણ સરકાર તેની સામે થઈ શકતી નથી. તો આ ન્યાયી સરકાર તો કેમ જ થઇ શકે ? આ પ્રતિજ્ઞા પાળવામાં જ તમારી ભવિષ્યની પ્રજાનું બહેતર થવાનું છે."

શ્રીયુત વલ્લભભાઇનું ભાષણ પૂરૂં થયા પછી રા૦ જમનાદાસ મહેતા (બૅરીસ્ટર-ઍટ-લૉ) જેઓ આ લડતમાં ભાગ લેવા મુંબઇથી પધાર્યા હતા તેમણે ટુંક ઉપદેશ આપ્યો અને સભા વિસર્જન થઈ.

**કાસરમાં ખેડુતોની સભા**

તા. ૨૦-૮-૧૮ના રોજ મહાત્મા ગાંધીજી, શ્રીમતી કસ્તુરબા, શ્રી૦ મનુ સુબેદાર, તથા શ્રીયુત વલ્લભભાઇ વગેરે આણંદ તાલુકાના કાસર ગામે ગયા. ત્યાં તળાવ પાસેના સુંદર વડના મનોરંજક છાંયડામાં ખેડુતોની સભા સમક્ષ મહાત્માજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

"અહીંઆં હું કંઈ વધારે કહેવા નથી ઇચ્છતો. ગામની સ્થિતિ શું છે તે વિષે મેં પૂછી લીધું છે. ૨-૩ ગામ મક્કમ હોય ત્યાં પરિણામ તો કુશળ જ હોય. તમારા ઉપર ચોથાઇની નોટીસો નીકળી છે, તમારી ભેંશો જપ્ત થઇ છે, તમારા દાગીના પણ જપ્તીમાં

લઇ જવામાં આવ્યા છે. આપણે ત્યાં સુધી તો આવી પહોંચ્યા છીએ. આમાં કાંઇ ખાસ નુકસાન નથી. એ સિવાય બીજું દુઃખ પણ નથી. હવે ખાલસા થવાની વાત આવી પડેલી છે. માણસો વાત કરે છે કે અમે મક્કમ છીએ. તેઓ આમ હોવાનું શું કારણ બતાવે છે? તેઓ કહે છે કે અમે જાણીએ છીએ કે અમારી જમીન ખાલસા થવાની નથી. પરંતુ એ વાત મારી હિંમતની વાત છે. તમે ખચિત ધ્યાનમાં રાખજો કે આપણી આબરૂ આપણી ટેકની પાછળ છે, અને એ ટેકની પાછળ જમીન છે. જમીનની પાછળ ટેક નથી. જો તમે બધા સરકાર સામે ઝુઝવા તૈયાર હશો તો જરૂર આપણે સરકારને જમીન પચવા નહિ દઇએ.

નાયકામાં એકસો ઇકોતેર વીઘાં જમીન ખાલસા કરી છે. પરન્તુ ફક્ત કાગળ પર લખવાથી જમીન ખાલસા થઇ છે એમ હું નથી માનતો. આ જમીન ઉપરથી તમે જ્યાં સુધી નાસી નહિ જાઓ અથવા તો તમને જ્યાં સુધી જેલમાં નહિ મોકલે ત્યાં સુધી જમીન ખાલસા થઇ શકી શકાય નહિ. એવી સ્થિતિ સરકારથી લાવી શકાય જ નહિ. તેમ કરવું હોય તો તમને કેદમાં મૂકી દેવા જ જોઇયે. તમારામાંથી એટલા બધાને માટે જેલો ક્યાંથી લાવશે? સરકારે તો પછી જમીનની આસપાસ ગઢ ચણવો જોઇએ. પરંતુ એ કદી બન્યું નથી. અગાડીના વખતમાં ગામનાં ગામ ઉજ્જડ કર્યાં છે, તોપને ગોળે તેમને ઉરાડયાં છે, પરંતુ સત્યાગ્રહીઓનાં

ગામડાંઓ કોઇ દિવસ ઉજ્જડ થયાં હોય એમ મેં જોયું નથી.

**સત્તા તો આપણી છે, સરકારની નથી.** દૃઢ થઇ લડયા રહો એટલે તમારૂં તથા હિન્દનું નામ ઉજ્જ્વળ થશે. તમે ઢંકાઇ જશો તો સમસ્ત હિન્દના ખેડુતો ઢંકાઇ જશે. સરકાર આપણી પાસે આપણો મત લઇ સત્તા ચલાવી શકે. ફક્ત એ સત્તાથી તેમ નથી કરાવી શકતી.

એક બીજી વાત. બીજા સામે જે સત્યાગ્રહ કરે તે પોતાને હાથે જુલ્મ કરતો નથી. જો તમે તે કરશો તો તમારે હાથે દાંતકરડીયાં કરવાં પડશે, અને એ વસ્તુ તમારો નાશ કરનારી થઇ પડશે. પછી એ સત્યાગ્રહ નહિ પરંતુ દુરાગ્રહ થઇ પડશે. એ વસ્તુ તો વ્યાપક છે. સૂર્યનાં કિરણોની માફક એ વસ્તુ તો ફેલાયા જ કરે. જેમ સરકારને આપણે કહીએ છીએ કે તમારી સત્તાની આર અમારામાં નથી ઘોંચી શકવાના, તેમ તમે બળદને તે ઘોંચી શકશો નહિ. તમારી સ્ત્રીઓને, તમારા ગામના હજામ, ઢેડ, કુંભાર બધાને શુદ્ધ ન્યાય જોખાને આપવાનો છે."

**અજરપરામાં ભાષણ**

તે જ દિવસે મહાત્માજી કાસરથી અજરપરા જઇ પહોંચ્યા અને ત્યાં ભેગા મળેલા લોકો સમક્ષ આ પ્રમાણે ભાષણ કર્યું:—

"અજરપરા એક વખત હું આવી ગયો છું, છતાં આ વખતે તમારા આમંત્રણથી અમે બધા પાછા આવ્યા છીએ. માસ્તર સાહેબે મામલતદાર અને પ્રજા વચ્ચે થયેલો સુંદર સંવાદ મોકલી આપ્યો હતો અને તે પત્રમાં તેમણે કેટલાક સવાલો પૂછ્યા હતા, એટલે આજ અમે બધા અહીં આવ્યા.

સૌથી પહેલાં હું તમને મામલતદાર સાહેબે કહેલી એક વાત વિષે બે શબ્દો કહીશ. એમણે સૂચવ્યું કે આપણા બાપદાદાઓએ સરકાર પાસે જ્યારે જમીન લીધી તે વખતે તેમણે જે પ્રતિજ્ઞા લીધી હતી તે પ્રતિજ્ઞા યાને કરાર તમારે પહેલા પાળવા જોઇએ. હવે આપણા બાપદાદાઓ કયા કરારમાં ઉતર્યા હશે તેનો વિચાર કરી લઇએ.

મામલતદાર સાહેબે કહેલા કરાર આપણા બાપદાદાએ નથી કર્યા. સરકાર કાયદા કરતી આવે. પસંદ ન હોવા છતાં આપણે તે કાયદાને વશ થઇએ છીએ. દાખલા તરીકે મહેસુલનો કાયદો આપણને પસંદ ન હોવા છતાં આપણે તેને વશ થઇએ છીએ. પરંતુ આપણા અસલી કરાર શું હતા? પુરાતન કાયદો તો એ હતો કે સરકારને ચોથ આપવાની એટલે કે આપણા ખેતરમાં જે દાણો પાકે તેનો ચોથો ભાગ આપવાનો. જો ખેતરમાં દાણો પાક્યો હોય તો જ સરકાર ચોથો ભાગ લઇ જાય, ન પાક્યો હોય તો મહેસુલ લેવાય જ નહિ. આ આપણો

કરાર છે. હવે તો સરકાર માને છે કે સરકારના કાયદાઓ માટે કાયદા કર્યા છે. અનાજનો ભાગ લેવાને બદલે નાણાં લેવાનું નક્કી કર્યું. સરકારે એ કાયદો કર્યો તેથી લાભ થયો એમ મારૂં માનવું નથી. કદાચ કાયદો થયો પણ હોય. સરકારી અમલદારો સરકારી નોકરી કરતા આવ્યા છે તેને કાયદાનું જ્ઞાન ભલે હોય. પરંતુ કરારમાં કાયદાના જ્ઞાનની જરૂર નથી. એ અસલી કરારની રૂએ જ આપણે પણ પ્રતિજ્ઞા લીધી છે. હવે આપણે ધ્યાનમાં રાખવાનું છે કે શુદ્ધ મનમાં જે સુઝી આવે તેની વિરુદ્ધ આપણે ન વર્તવાનું. આપણા અંતર્યામીનો હુકમ આપણે પાળવાનો છે. સરકારી કાયદો એવો છે, કે જો પાક ચાર આનીથી ઓછો હોય તો મહેસુલ મુલતવી રાખવું. સરકાર કહે છે કે પ્રજાનો એ હક નથી, મહેરબાની છે. એ મહેરબાનીનો અર્થ એવો નથી કે સરકારની ઇચ્છા આવે ત્યારે એ મહેરબાની બતાવે. પ્રજા અત્યારે સરકારને મદદ કરી રહેલી છે અને જો સરકારના અમલદારો ભૂલ કરે તો તે સુધારવી એ તેનું કામ છે—ફરજ છે. કરાર એવો છે. આપણે સ્વાર્થી સાક્ષી છીએ એમ ધારી કદાચ આ વાત ન કબુલાય. પણ મુસાફરોએ લખેલું છે કે ગામડાંના લોકો એક વખત સ્વરાજ્ય એટલે પ્રજાસત્તાક રાજ્ય ચલાવતા હતા. એ સ્વરાજ્યનો આપણો અસલી કરાર છે. એ કરારની રૂએ આપણે કહીએ છીએ કે આ અમારૂં રાજ્ય છે. રાજસત્તા એક જ રીતે ચાલી શકે અને તે પ્રજામતને માન આપીને જ.

આપણી લડત મહેસુલ મુલતવી રાખવાની નથી. એવી લડત હોત તો તે તુચ્છ ગણાત. પરંતુ એ લડતની પાછળ જે તત્ત્વ છે તેને માટે આપણે લડીએ છીએ. એ તત્ત્વ એ પ્રજાસત્તાક રાજ્યનું છે. એમાં જ પ્રજાસત્તાક રાજ્યોનો જીર્ણોદ્ધાર છે. પ્રજા હવે જાગૃત થવા માંડી છે અને તેને અંગે તે પોતાના હકો સમજવા લાગી છે. એ હકો સમજવામાં જ સ્વરાજ્ય છે. એ લડત આપણે ધુળધાણી થવા દેવી જોઇયે નહિ. એની પાછળ જે તત્ત્વો રહેલાં છે તેને પાણી પાઈ આપણે ઉછેરીએ તો આ લડત, આ વડ જે મધુર અને મીઠો છાંયડો આપે છે, તેના જેવી રાહત આપે. એ મેળવવાની આ લડત છે. સરકાર ભલે આપણને હસી કાઢે, પ્રજા પણ આપણને ભલે હસી કાઢે, પરંતુ તમારે સમજવું જોઇએ કે આ લડત પૈસાની નથી પરંતુ એ લડત તો માનની છે.

શું પ્રજા પોતાના હકો છોડી દે તો તે પોતાનુ માન જાળવી શકે ખરી કે? આપણા અત્યંત માયાળુ અને હિંદીઓનાજ ભલા ચાહનારા મિત્ર વડર્બર્ન પોતાના મરણ સુધી હમેશાં કહ્યા કરતા, કે જેમ જેમ હિન્દમાં ગ્રામપંચાયતો નષ્ટ થતી જાય છે તેમ તેમ ત્યાંથી સ્વરાજ્યની કુંચી ખોવાતી જાય છે. ગ્રામપંચાયતોનો જીર્ણોદ્ધાર પુસ્તકો લખવાથી નથી થવાનો. દરેક ગામની પ્રજા પોતાના ગામની વ્યવસ્થા કઇ રીતે કરી શકે એ

હક સામબાલવો તેનું નામ તે જીર્ણોદ્ધાર. હવે તો આપણા દેડા, ભુજામો એ હક સમજતા થઈ ગયા છે. ગ્રામ-પંચાયતનો જીર્ણોદ્ધાર થઈ ગયો એટલે સ્વરાજ્યની ચાવી મળી ગઈ.

સત્યાગ્રહની લડત વ્યાપક છે. સરકારની સામે જ સત્ય અને બાકી અસત્ય એ જોઈ હું દુઃખી થાઉં છું. મને લાગે છે કે ફક્ત સત્યની જ લડત છે એમ હજુ તમારા બધાના મનમાં ઠસી ગયું નથી. એ વાત તમને કર્ણપ્રિય છે; પરંતુ તમારા હૃદયમાં હજુ એ ઠસી નથી ગઈ. સત્ય ઉપર આપણું જીવન ટકી રહે છે તેમાં આપણને વિશ્વાસ નથી. જપ્તી આવે અને કોઈ ચીજ ન હોય તો કહી દેવું કે અમારી પાસે કોઈ ચીજ નથી. પરંતુ જો તમારી પાસે માલ પડેલો હોય અને ન આપવો હોય તો ચોખ્ખે ચોખ્ખું કહી દેવું, કે અમારી પાસે માલ છે, પણ અમે તે આપવા માગતા નથી. આ સત્ય હું સમજી શકું. સરકારના અમલદારો સીધું માગે તે ન આપવા ઇચ્છીએ તો તરત ના કહી દેવી, પણ તમે એમ નથી કહી શકતા કે તમારી પાસે દાણા નથી. સત્ય બોલવા ઇચ્છે છે તે દરેક પ્રસંગે સત્ય બોલશે. પહેલાં તમે ન્યાય જોખી આપો, પછી ન્યાય જોખાવવા જાઓ. સત્યાગ્રહ શું છે તેનો નિર્ણય કરી મરણાંત સત્યાગ્રહ જ કરવો જોઈએ. પછી તમારે તમારાં હૃદય તંગ બનાવવા બીજી જરૂર નહિં પડે. તમારે અમને કાગળો તાર લખવા પડે. સત્ય એ જ ભગવાન છે.

તેના વાસથી બધા પ્રશ્નોનો જવાબ અંતરમાંથી જ આવશે. દાગીના જાઓ, જમીન જાઓ પરંતુ ધર્મ જશે નહિ. પ્રતિજ્ઞામાં જે ધર્મ સમાયલો છે, તે પાળવાને ઇશ્વર તમને શક્તિ આપે એવી મ્હારી તેના પ્રત્યે પ્રાર્થના છે. એ ધર્મસ્થાપનામાં જ સ્વરાજ્યની સ્થાપના છે."

**પાળજના લોકોને મહાત્માજીનો ઉપદેશ**

તા. ૨૨-૪-૧૮ના રોજ મહાત્મા ગાંધીજીએ પાળજ અને આસપાસના લોકોને ઉદ્દેશીને કહ્યું કે:—

"આપણા ઉપર હમેશાં બે તોહમત મુકવામાં આવે છે; એક તો એ કે આપણાં બધાં કામો અધુરાં હોય છે, બીજું એ કે આપણે કરીએ છીએ તે સમજપુર્વક નથી કરતા. નાટક કરનારા જેમ ગોખી નાખે અને ભજવે તેમ આપણે આપણાં કાર્યો કરીએ છીએ. તેથી જે અસર થવી જોઇએ તે થતી નથી. હરિશ્ચંદ્રનું નાટક ભજવાતાં સત્ય તો રૂંવાડામાં હોય જ નહિ, એ આ છોકરીઓએ સાબીત કરી આપ્યું છે. (સભાની શરૂઆતમાં છોકરીઓએ 'વંદેમાતરમ' નું ગીત ગાયું હતું, તે ઉપરથી મહાત્માજીએ આ કહ્યું છે.) ગીત ગાયું તે અધુરૂં છે. ગાવું જોઇએ એવી રીતે નથી ગાઇ શકી. આપણને એવી આદત પડેલી છે, કે ગમે તેમ કરી નાખો એટલે ચાલશે, પણ જ્યાં સુધી ખરો સુર નહિ નીકળે ત્યાં સુધી તેની અસર નહિ

થાય. આપણા બાપદાદાઓને ખબર હતી એટલે મંત્રોનું ઉચ્ચારણ બરોબર થાય એ ઉપર ખાસ ધ્યાન આપતા. જો એમાં ભંગ થાય તો તે પાપ ગણતા. તેમ વંદેમાતરમ્ જેવું મારે કાવ્ય કે જે કાવ્ય ઉપર જેમ દુનિઆની બીજી પ્રજાઓ વીરરસ માટે (પોતાના રાષ્ટ્રીય કાવ્ય ઉપર) આધાર રાખે છે, અને તેનાથી જેમ રૂવાડાં ઉભાં થાય, તેવું કાવ્ય છે. તેના ધ્વનીથી હજુ આપણે જાણીતા નથી થયા. એવું આપણું અધુરૂં પધુરૂં કામ થાય છે. એનાં સુરો એવી સુંદર રીતે ગોઠવેલા છે, એના પ્રાસ એવા સરસ છે; પરંતુ અત્યારે આપણામાં નાટકનો ભાવ આવી ગયો છે. એટલે વગર સમજે આપણે તે ગાઇએ છીએ. એ ગીતથી આપણે રસબોળ નથી થઈ ગયેલા. એવી આપણી સ્થિતિ બધાં કાર્યોમાં છે. ખેડા જીલ્લામાં પણ જો આપણું કામ અધુરૂં હશે, આપણે બરોબર સમજ્યા નહિ હોઇએ તો આ છોકરીઓના ગીતની માફક આપણી લડત ફાટી જવાની છે.—નકામી થવાની છે. પરંતુ તમારે ધ્યાનમાં લેવાનું છે, કે આપણી લડત અધુરી રહેવી જોઇએ નહિ.

બીજી સરત એ છે, કે આપણી લડત સમજપુર્વક લડાવી જોઇએ. પ્રૅટ સાહેબે મને એક વખત પુછ્યું હતું કે જે કામ તું કરી રહ્યો છે તે લોકો સમજે છે ખરા? લોકો ન સમજે તો તેનાં બુરાં પરિણામ આવ્યાં વિના ન જ રહે. જો અમો એ લડતને બરોબર ન સમજાવી શકીએ તો અમો અધોગતિને જ પહોંચવાના,

પણ જો તમે નહિ સમજો તો અમારી જ અધોગતિ વર્ણવી તેવી જ તમારી પણ થશે. આવી પુણ્ય લડતમાં આપણે આપણું કામ અધુરૂં નહિ રાખીએ, વગર સમજે પણ આપણે તે ન કરીએ. કહે છે કે છોકરીઓ ભયભીત થઇ ગઇ છે. એ આપણી ત્રીજી ત્રુટી છે. આપણે આપણાં બધાં કામો ધાસ્તીમાં કરીએ છીએ. નાના સરખા અમલદારોની પણ આપણને ધાસ્તી રહે છે. હું એનાથી છુટો છું એમ હું માનું છું. છતાં હું દિલ્હી જવાનો છું તેનો મને અત્યારથી વિચાર આવ્યા કરે છે. એમ ન થવું જોઇએ. હું વારંવાર કહું છું તેમ મોટા ચમરબંધીને મળવાના હોઇએ તોપણ આપણે વિચાર શું કરવાનો? ફક્ત એટલું ધ્યાનમાં રાખવાનું કે તેમની સાથેની આપણી ભાષામાં માધુર્ય હોવું જોઇએ. કઠોરતા હોય તો પણ આપણે તેને સારા શબ્દોમાં મુકી શકીએ. એ ત્રણ દોષો જો આપણી લડતમાંથી કાઢી નાંખી શકીએ, તો આ લડતમાં આપણી હાર હોય જ નહિ. આપણે ધ્યાનમાં રાખવાનું કે આપણી લડત વગર વિચારે નહિ થવી જોઇએ. તે અધુરી નહિ હોવી જોઇએ અને તેમાં ભય પણ નહિ રાખવો જોઇએ. સાચને બિલકુલ આંચ નથી હોતી તો પછી ભય તો શાનો જ હોય?

વલ્લભભાઇએ મને કહ્યું હતું, કે આ ગામમાં મામલતદાર આવ્યા હતા, અને ચાર રાત સુધી તેમણે લોકોને વિનવ્યા હતા. અને તેમને જે જોઇતું હતું તે તેઓ

ન લઈ શકયા. એટલી હિમ્મત તમે બતાવી છે, એટલે મારે તમને કંઈ કહેવાનું તો રહેતું જ નથી. મેં હમણાં જ તમને કહ્યું કે હું દિલ્હી જવાનો છું. મારી ઇચ્છા તો એવી જ રહે છે, કે હું આ જીલ્લામાંથી ખસું જ નહિ; પરંતુ આ લડતને અંગે જ મારે દિલ્હી જવાનું છે. વાઇસરૉય સાહેબ સભા ભરવાના છે. યુરોપમાં ચાલી રહેલા મહાભારત યુદ્ધમાં આપણે શું વધારે ભાગ લઈ શકીએ, કેટલા વધારે સિપાઈઓ આપી શકીએ એ વિચારવાનું છે. સિપાઈગીરી ફરજીયાત કરવી કે નહિ તે સવાલ પણ કદાચ ચર્ચાશે. સરકાર સાથેના કજીઆઓ પણ છોડી દેવાની સલાહ મળશે. પરંતુ આપણે આ કજીઓ આપણે હાથે વ્હોરી નથી લીધો. એ તો આવી પડયો છે, દાવાનળ આવી પડયો હોય તો આપણે આડા હાથ રાખીએ, અને કહીએ કે અમારાથી સહન ન થાય. અહીં જે સમજાવી રહ્યો છું તે જ હું ત્યાં કહીશ કે લડત અમે વ્હોરી નથી લીધેલી, તે આવી પડેલી છે. એ શબ્દ હું વાઇસરૉય સાહેબને કયારે કહી શકું? તમે દૃઢ અને હિમ્મતવાન હો ત્યારે જ.

આપણે પડવાનું તો છે જ નહિ. ખાલસા કરવું એ અશકય છે, કારણ આપણે તલભાર પણ ગુન્હો નથી કર્યો. સારે માર્ગે જનારને કોણ બોલાવી શકનાર છે? આપણે આ ઝાલી રાખીએ ત્યાં સુધી દુઃખો ભોગવવા પડે, તમારી જમીન ખાલસા થાય તો પણ ન

ડરજો. એ જમીન પાછી લેવી એ આપણો સંકલ્પ છે. બહારવટે નીકળવાનું છે એ પણ આપણો સંકલ્પ છે. વિનવીને કહું છે કે તમે ડર ન રાખશો. તમારે તો હિન્દનું નાક જાળવવાનું છે. માન જાળવવાની આ લડત થઈ ગઇ છે. ખેડા જીલ્લાના આટલા હિમ્મતવાન માણસો કે જેની પાસે ધન હતું અને છે એ આબાદીને પાછી મેળવવી છે. તેનો પહેલો પાઠ આ છે. આપણી પાસે જે છે તે રાખી શકીએ, તેમાં ઉમેરો કરી શકીએ ત્યારે આબાદાની કહેવાય. તેને માટે આપણે અંદરનાં તેમજ બહારનાં કારણો દુર કરવાં જોઇએ. આપણે અંદરના કજીયા મટાડવા જોઇએ. બહારની ઉપાધિઓ માટે સજ્જ રહેવું જોઇએ. **બહાર તેમજ અંદરની ઉપાધિઓ સત્યાગ્રહની જડીબુટ્ટીથી દુર કરી શકીએ છીએ. એ હથિયાર આપણે પ્રાણની માફક સાચવી રાખવું જોઇએ.** બ્હેનો, હું તમને કહું છું કે મરદોને તમે હિમ્મત આપજો. જો પ્રતિજ્ઞા તુટશે તો આપણા વારસો નાહિમ્મતવાન થશે. **પ્રતિજ્ઞાને જમીન કરતાં પણ વધારે વહાલી કરી સંઘરજો, અને યાદ રાખજો કે પ્રાણ જાય તો જ પ્રતિજ્ઞા જાય.**

**સુણાવમાં મહાત્માજી**

સુણાવ, બોરસદ તાલુકાનું એક સુંદર ગામ છે. ત્યાંના લોકો છેલ્લાં પંદર વરસથી લગભગ સ્વરાજ ભોગવે છે. ત્યાં ઘણા ધનવાન પાટીદારો વસે છે. ખેતી કરવા ઉપરાંત કેટલાક વેપાર તરફ વળ્યા છે, અને દુર દેશાવરો સાથે આફ્રીક

વેપાર ચલાવે છે. ત્યાંની સાર્વજનીક સંસ્થાઓ તરતી છે. દવાખાનું, વાચનાલય અને શાળા ગામના પ્રમાણમાં ભારે ખર્ચે ગામ પોષે છે. ગામના રસ્તાઓ ફળીઆં સ્વચ્છ રાખવા પાછળ પુરતી કાળજી રાખવામાં આવે છે. જે ગામમાં બહારની આટલી ઉજાળામણુ હોય તેના લોકો સુખી અને સુઘડ હોય એમાં શી નવાઇ? વેપારમાં વળેલા અને ધનાઢ્ય થએલા પાટીદારોએ હજી પણુ પોતાની ઘરની ખેતી છોડી નથી. એ તેમની ઉન્નતિનું એક ચિન્હ છે. આવા સુન્દર ગામમાં મહાત્માજી તા. ૨૨-૪-૧૮ ના રોજ પધાર્યા. ગામ લોકે તેમનો ભારે હર્ષભર્યો, વાગતે ગાજતે, ભારે ધામધુમ સાથે સત્કાર કર્યો. લોકોના પરદેશી વસ્તુઓના મોહને તોડવા મહાત્માજીએ અંગ્રેજી વાજીંત્રો વિષે ટીકા કરતાં કહ્યું કેઃ

"પાળજ અને આ ગામ વચ્ચે મેં એક તફાવત જોયો ને તેને વિષે વાત કરવાની મને ઇચ્છા થઇ જાય છે. પાળજમાં હું દાખલ થયો ત્યારે મેં જોયું કે ત્યાં બેન્ડ નહોતું, પરંતુ તેને બદલે ઝાંઝ-પખાજ હતાં. ઝાંઝ અને પખાજનો સુર સાંભળી મને મારા બચપણુના દિવસો યાદ આવ્યા. તેમાં જે શક્તિ, માધુર્ય અને કળા જોયાં તે શક્તિ, માધુર્ય અને કળા હું બેન્ડમાં નથી જોઈ શકતો. બેન્ડ એ પરદેશી વસ્તુ છે. ઝાંઝ-પખાજ દેશી વસ્તુ છે. બેન્ડમાં નકલ છે, એ નવીન છે. ઝાંઝ-પખાજ એ પ્રાચીન છે. બેન્ડનો સુર યુરોપમાં શોભી નીકળે છે. બેન્ડ મને ખરાબ જ લાગે છે એમ નથી છતાં તેનો સુર બરોબર નથી નીકળતો, એમ લાગે છે.

આપણે જે વગાડીએ તે સરસ જ હોવું જોઇએ. દેશ ગરીબ છે અને રહેશે, તેને શોભી શકે એવું વાદ્ય આપણા વડવાએ શોધી કાઢયું; તે જ આપણને શોભે છે. ધર્મકાર્યમાં પણ વાજીંત્ર અને સંગીતને મુખ્ય ભાગ આપેલો છે. સુરમાં, પડેલા માણસને ઉપર ચઢાવવાની શક્તિ છે. બેન્ડમાં એવી શક્તિ નથી. એનાથી છોકરાં રીઝે છે. પરંતુ છોકરાંના કાનમાં જે સુર આવવા જોઇએ તે નથી આવતા એટલે તેઓ બેસુરાં થઇ જાય છે. હું કહું છું કે ગામડાઓમાં બેન્ડ શા માટે દાખલ કરવું જોઇએ? રેઢીયાળ જેવું બેન્ડ દાખલ કરવું એ તો નાદાની છે. ઝાંઝ-પખાજ જેવી સરસ સસ્તી અને મધુર વસ્તુને શા માટે છોડીએ?

બેન્ડ અને ઝાંઝ-પખાજમાં જે ભેદ રહેલો છે તેવો ભેદ આપણા હાલના અને પ્રાચીન જીવનમાં રહેલો છે. જો આપણી લડત બેન્ડ જેવી હશે તો તે તુટી જશે. અમલદારોને લાગે છે, કે આપણી લડતમાં સુર નથી. જ્યારે તેઓ જોશે કે તેમાં સુર છે, ત્યારે તેઓ મોહિત થઇ જશે. જેમ ઝાંઝ-પખાજમાંથી સુર, રસ, રહસ્ય લઇ શકાય છે તેમ જો આપણી લડત સુરવાળી હશે, રહસ્ય સમજાય એવી હશે, સંપુર્ણ હશે તો આપણે તેમાંથી સાર કાઢીશું.

મને તમારા આટલા બધા ઉત્સાહની વચ્ચે પણ ધાસ્તી રહે છે, કે આપણે આ લડતમાં કંઇક નાટકનો

આભાસ કરતા હોઇએ. આપણા મનમાં ધાસ્તી છે. અનિશ્ચિતપણું રહેલું છે. બહારથી આપણે કહીએ છીએ કે જમીન ખાલસા થાય તો કંઇ નહિ પરંતુ હૃદયમાં ધાસ્તિ હોય એમ લાગે છે. આવી સ્થિતિમાં કદાચ પછડાવાનો પ્રસંગ પણ આવે; પરંતુ તેની અસર આખા હિંદુસ્તાનમાં પડશે. હું ઇચ્છું છું કે આપણી લડત પ્રાચીન સમયનાં ઝાંઝ-પખાજ જેવી અચલિત રહે.

એમ કહેવામાં આવે છે કે ગુજરાત સુતેલું છે. થોડા વખત ઉપર સૌ પુછતા કે ગુજરાતને શું થયું છે? ગુજરાત કુંભકર્ણની નિદ્રા લઇ રહ્યું છે એ આરોપ હવે ઉઠી ગયો હોય એમ લાગે છે. આ મધ્યાન્હ કાળમાં આપણે જાગ્રત થયા છીએ. આટલા બધા ભાઇઓ અહિં એકઠા થયા છે તે પોતાનું માન જાળવવા ભેગા થયા છે. હવે કોઇ ગુજરાતને સુતેલું નથી કહી શકતા, પણ આપણી નિંદ્રા ખરી ઉડી ગઇ છે, કે આપણામા નાટકનો આભાસ છે એ સવાલ પુછવાનો રહ્યો છે. હૃદયમાંથી એક જ ઉદ્ગાર નીકળી શકે. આ નાટકના જેવો ખોટો દેખાવ તો કેમ જ હોઇ શકે? આ આપણી લડત તો સત્યની છે. તેમાં ખોટું હોઇ શકે જ નહિ. જ્યારે સરકારની ઉપર આ છાપ પાડી શકશો ત્યારે સરકાર આપણી થશે. તે આપણી નોકરી કરશે. પણ જો આપણે ચાલાકી કરતા હઇશું, દંભ કરતા હઇશું, ભયભીત હઇશું તો સરકાર નહિ દબાય. દાખલા તરીકે

ભાવનગરના કેટલાક ભાઇઓએ ઉતાવળ કરી હડતાળ પાડી હતી. તે હડતાળ ચલાવતાં નહિ આવડી. તેઓમાં દુઃખ સહન કરવાની શક્તિ ન હતી. તેઓએ મહારાજા સાહેબની માફી માગી. ઓછો પગાર મળે છે એ તો જગપ્રસિદ્ધ વાત છે. પગારમાં વધારો માગ્યો છતાં તે નહિ મળ્યો. હડતાળ પાડી એમાં શું ખોટું કર્યું? મને જાણીને આઘાત થાય છે, કે તેઓએ માફી માગી. શા માટે માગવી પડી તે ખબર નથી પડતી. મહાજને પણ વચ્ચે પડી એ લોકોની લાજ લુંટી છે. આપણને આવો પ્રસંગ ન આવે એવું હું ઇચ્છું છું. આપણે શુદ્ધ દાનતથી માનેલું છે, કે પાક ચારઆનીથી ઓછો છે. સરકારધારો નથી ભરવાના એ વિચારપુર્વક કહેલું છે. જાગ્રત અવસ્થામાં કહેલું છે. આપણે કદી પણ માફી માગવાના નથી. આપણી જમીન લઇ લે, કેદમાં નાંખે, એ બધી વસ્તુઓ ત્રાજવામાં એક બાજુ મુકીએ અને બીજી બાજુએ ટેક, માન અને આબરૂ મુકીએ તો બીજું ત્રાજવું વધી જવાનું. આપણે માન નથી જવા દેવાના, પ્રતિજ્ઞા નથી જવા દેવાના.

આપણી પ્રતિજ્ઞાની પાછળ શું રહ્યું છે? હક્કની સાબીતી. લશ્કરો લડતાં હોય ત્યારે એક બીજાની વચ્ચે આપ લે કરે છે. કેટલીક વખત ખંડણીની આપ લે થાય છે. કેટલીક વખત પાંચ રૂપિયાનું નજરાણું અપાય છે. જે નજરાણું આપે તે હારી ગયો છે. એમાં હક્કની

કબુલાત થાય છે. આ તત્ત્વ તેની પાછળ રહેલું છે. આપણે પણ એ કબુલાત સરકાર પાસે માગીએ છીએ. પંચ કહે છે તે પરમેશ્વર કહે છે. પ્રજામત સર્વોપરી છે. એ અવાજ પરમેશ્વરનો છે, એમ જ્યારે આપણે કબુલ કરાવીએ ત્યારે જ તેમાં આપણી સાર્થકતા છે. પરંતુ એ વસ્તુ કોણ બતાવી શકે છે. જેણે ભય ત્યજી દીધો છે તે આપણે કોઈ પણ ગોરાથી ડરી જવાનું નથી. કોઇ પણ જાતનો અંતરપટ રાખ્યા વિના વાત કરવાની છે. સ્ત્રીપુરૂષોની વચ્ચેના ખોટા પડદા જેમ તુટવા જોઇશે તેમ સરકાર અને પ્રજા વચ્ચેના અંતરપટ પણ તુટવા જોઇશે. આપણા હક્ક સમજ્યા વિના એ સ્થિતિ નહિ આવે.

એ સ્થિતિ શી રીતે આવે? પશુબળથી નહિ. આત્મબળથી—પ્રેમબળથી. જે આત્મબળને પુજે છે તેની જીત છે. આપણી લડતમાં પશુબળનો ઇન્કાર છે. આપણું તો આત્મબળ છે. બળીઓ તો એવો કે ન નમવાનું હોય ત્યાં તસુ પણ ન નમે. જે મોતને હમેશાં સાથે લઈ ફરે છે તે ખરો વીરલો છે. એ ખરેખરૂં આપણું ક્ષત્રિયપણું છે અને એ જ આપણી લડતનું ફળ છે. હિંદુસ્તાન એમ સમજે, કે તલવારની બીલકુલ જરૂર નથી ત્યારે અંગ્રેજ તો શું પણ આખી પૃથ્વી આપણને નમશે. આપણને એટલે સત્યને. એમ બોલવામાં અભિમાન નથી. સત્યમાં હાર હોય જ નહિ. ને તેથી આ લડતમાં આપણે નબળા નહિ પડીએ, એ ઇચ્છવા જોગ છે. આ

લડતને અંગે આપણી અરસપરસ તકરારો બંધ પડવી જોઇએ. આ લડત આપણી નથી પણ પ્રૅટ સાહેબની છે. પ્રજામતને માન અપાવવું એ જ આ લડતનો હેતુ છે. મારે આ લડતને અંગે જ બહાર જવાનું છે. દિલ્હીમાં વાઇસરાય સાહેબ દરબાર ભરવાના છે. અરસપરસ તકરાર બંધ કરવા ત્યાં તકરાર ચાલવાની. હું તો તેમને એ જવાબ આપીશ કે લડત આપણે નથી લડતા કમિશનર લડે છે. આપણી લડત રક્ષાની છે. આપણે આડો હાથ ધરેલો છે. હુમલો નથી કરેલો. પણ એ દરમિયાન તમે પડી જાઓ તો મારી શું સ્થિતિ થાય? સૌ કોઇ કહેશે કે પ્રજાનો વાંક નથી, તો પ્રજાએ દૃઢ રહેવું જોઇએ. ગમે તે નુકસાન વેઠવું જોઇએ. તો જ હું ત્યાં કહી શકું કે પ્રજાનો વાંક નથી, કમિશનરનો વાંક છે.

હું તમને કહું છું, કે તમારી જમીન ખાલસા ન જ થઇ શકે. ચોપડામાં ભલે થાય પણ જ્યા સુધી આપણું મતુ તેની નીચે નહિ આવે ત્યાં સુધી ખાલસા થશે નહિ. અત્યાર સુધી અહીંની જવાબદારી મારી અને વલ્લભભાઇ જોડે વહેંચાયલી છે. પરંતુ હું દિલ્હી જાઉં તે દરમિયાન એ જવાબદારી વલ્લભભાઇ એકલા ઉપર આવી પડશે. તમે જો એ જવાબદારી ઓઢી લેશો તો આગળ વધ્યા જ જશો. હું અહીં હોઉં તો જ તમે નિર્ભય રહો તો આ સત્યાગ્રહ તમારો નથી, મારો છે. સત્યાગ્રહ ખેડા જીલ્લાનો છે. નથી મારો, નથી વલ્લભ-

બાઇનો કે નથી અનસુયા બ્હેનનો. હું તો ફક્ત તમને માર્ગ જ બતાવી શકું. તે માર્ગ લેવાની ફરજ તમારા ઉપર છે. ખેડા જીલ્લાની રૈયત ઉપર છે. સમજીને સત્ય પકડી રાખજો, દૃઢ રહેજો. વિશ્વાસ રાખશો તો જીતવાના જ. આટલી પ્રતિજ્ઞાથી તમારો સુયશ હિંદુસ્તાનમાં વર્તાઇ રહ્યો છે, તેને નિભાવવાની એક જ વસ્તુ એ છે કે પ્રતિજ્ઞા પાળવાની, હિમ્મત રાખવાની, વિનયને વળગી રહેવાનું, સત્યને વળગી રહેવાનું, ઉદ્ધતાઇ નહિ કરવાની. ખોવાનું તમારે છે, પરંતુ જેટલે દરજ્જે તમે ખોશો તેટલા પ્રમાણમાં તમે આગળ વધશો. માન જાળવવું એ આપણો ધર્મ છે. જમીન કરતાં ધર્મ વિશેષ છે. ધર્મ જેણે જાળવ્યો છે, તે કોઇ દિવસ પરાજય નથી પામવાનો. તે કોઇ દિવસ ભુખે પણ નથી મરવાનો. મારી પહેલી અને છેલ્લી સલાહ અને પ્રાર્થના એ જ છે, કે કદી પ્રતિજ્ઞા નહિ તોડશો. સહી કરવાથી ટેક આવી જાય છે અને તે આપણે કોઇ દિવસ છોડી શકતા નથી."

મહાત્માજી આ પ્રમાણે ગામેગામ ફરી રહ્યા હતા. તે દરમિયાન તેમના સાથીઓ પણ પુર ઉમંગથી જુદા જુદા તાલુકાઓમાં ઘુમી રહ્યા હતા. શ્રીયુત વલ્લભભાઇએ મહેમદાવાદ તાલુકાના અકલાચા, સિંહુજ, રીંછોલ, વડથલ વગેરે બાર ગામોના પાટીદારોના પંચને ભેગું કરી જમીનમહેસુલ નહિ ભરવાના વગેરે ઠરાવો પસાર કરાવ્યા. ભાઇ વામન મુકા-

દમ અને ડૉ. હરિપ્રસાદ દેસાઇ કપડવણજ તાલુકાના કઠલાલ, તોરણા અને કપડવણજ ખાતે જઇ વેઠવારાનું જડમુળ કાઢતા હતા. આ સભાઓમાં પંચમહાલના વામનજી ખેડાના ખેડુતો સમક્ષ પોતાનો સંદેશો ગાઈ બતાવતા હતા, તેમાંની થોડીક ટુંક આ પ્રમાણે છે.

"ખેડા તણા ખેડુત વીરા વચન આપ્યું પાળજો,
ખોળે તમારે આબરૂ છે હિન્દની સંભાળજો.
લીધી પ્રતિજ્ઞા ગાંધીજી નેતા ગણી પુર આશથી,
રણમાં પડ્યા વીરા પછી ડરવું હવે શું ત્રાસથી ?
જપ્તી થશે ને ઢોર ગાડાં વાસણો લુગડાં જશે,
પણ રાખશો જો વચન તો એ પુણ્યથી બમણા થશે.
જો કેદમાં લઈ જાય તો હસતે મુખે સીધાવજો,
જગ આરતી ઉતારશે કીર્તી કમાઈ આવશો.
મારે ભલે કાપે ભલે ડામે ભલે તે સાંખજો,
પણ ઝોળીમાં અધીકારની મહેસુલ તમે ના આપજો.

૨૦ ઍન્કર અને શ્રીમતી અનસુયા બ્હેન તાપ અને ચાકનો લેશ પણ વિચાર કર્યા વગર ગામડે ગામડે ફર્યા જ કરતાં હતાં. એક દિવસ આણંદ તાલુકામાં તો બીજે દિવસે બોરસદ અને ત્રીજે દિવસે નડીયાદ તાલુકાના કોઇ ગામમાં સભા કરતાં.

બીજી બાજુ બાકી રહેલી મહેસુલ ઉઘરાવવા અધિકારીઓ એક ગામથી બીજે ગામ અને બીજેથી ત્રીજે એમ દરમજલ કરી રહ્યા હતા. તેમના અને મહાત્માજી તથા મહાત્માજીના

સાથીઓના ફરવામાં ચોખ્ખો તફાવત દેખાઇ આવતો હતો. અધીકારીઓની બીક લોકોના મનમાંથી ભાગી ગઇ હતી. વેઠવારાની ચાલતી સેર તુટી પડી હતી. ગામના મુખી મતાદારોનાં મન આ લડતને અંગે તેમના પ્રત્યે ચલાવવામાં આવેલી રીતભાતથી ઉંચાં હતાં, એટલે માન સન્માનના પણ વાંધા પડી ગયા હતા. એક તરફથી પ્રતિષ્ઠાનું ખંડન અને બીજી તરફથી જે ગ્રહસ્થોને ત્યાં ભોજન છુડાવેલાં અને દુધપુરીનાં વાળુ કરેલાં તેમને જ ઘેર નજરમા થઇ જપ્તીઓ કરી, ફુઝણી ભેંશો કે સ્ત્રીઓના દાગીના લઇ જવા. આવી છેક કફોડી સ્થિતિમાં સરકારી માણસોને કામ કરવું પડતું. એક ગામથી બીજે ગામ જવા વેઠ બંધ થવાથી વાહન મળે નહિ, અને નાનાં ગામોમાં ભાડે ગાડું ફેરવવાનો દસ્તુર નહિ. અધિકારીઓની જ્યારે આ દશા હતી ત્યારે મહાત્માજી, મહાત્માજીના સાથીઓ અને સ્વયંસેવકોની પ્રજાજન વચ્ચે પ્રેમભાવની સજ્જડ ગાંઠ બાઝી ગઇ હતી.

**મતાદારોને સરકારની ધમકી. મતાદાર એટલે શું ?**

દરેક ગામે મુખી મતાદારો હોય છે. ગામ વસાવનાર કુટુંબના માણસો અસલથી આ હોદ્દો ભોગવતા આવ્યા છે. માજી રાજમાં પણ એ નિયમ ચાલુ રહેલો છે. જવલ્લે કોઇ ગામે તેમાં ફેરફાર થયો હશે. બ્રિટીશ રાજની સ્થાપના વખતે પણ મુખી મતાદારોના સંબન્ધમાં જુની પ્રથા ચાલુ રાખવામાં આવી. મુખીનો રાજ સાથે નિકટ સંબન્ધ રહે છે, જ્યારે મતાદારો મુખીની મદદમાં રહી રાજને ટકાવી રાખવામાં સાધન રૂપ થાય છે.

આ વર્ગ મોટે ભાગે રાજભક્ત હોય છે. તે તેઓ ગામ પ્રત્યેની પોતાની ફરજોનું ભાન ભુલી જઈ રાજના ખરેખરા સ્થંભરૂપ થઇ પડયા છે. આ વર્ગને પણ સરકારનું હળાહળ જુઠ સાલ્યું, તેથી આ વખત તેઓ રાજહઠને ટેકો આપવાથી અળગા રહ્યા. સરકાર તેમની આ વર્તણુંકથી ધુંધવાઇ ઉઠી, અને મતાદારોના હોદ્દા કેમ છીનવી ન લેવા તે સામે કારણ બતાવવા જીલ્લાનાં કેટલાક ગામોના મતાદારો ઉપર નોટીસ કાઢી. તે મુજબ કપડવણજના મામલતદારે કાઢેલી નોટીસો તોરણા ગામના મતાદારો પાસે મહાત્માજીએ નીચે પ્રમાણે જવાબ અપાવ્યોઃ—

"મતાદાર તરીકેની અમારી સરકાર તરફની તેમજ રૈયત તરફની ફરજનો અમને પુરતો ખ્યાલ છે.

અમે સરકારધારો નથી ભર્યો, અને અમારા ગામના બીજા માણસોને ધારો ન ભરવાની સલાહ આપીએ છીએ, એ એકતરફી વિચાર કરતાં અમે સરકાર તરફની અમારી ફરજનો ભંગ કર્યા બરોબર ગણી શકાય, પણ અમારો નમ્ર અભિપ્રાય આ પ્રમાણે છે.

અમો મતાદાર છીએ તેનું પ્રથમ કારણ એ છે. કે અમે વંશ-પરંપરાથી લોકોના પ્રતિનિધિ તરીકે ગણાતા આવ્યા છીએ. અમારા હાથમાં લોકોની પટલાઇ રહી છે. એ પટલાઈ રહેવાનું કારણ પણ અમારી લોકસેવા અને તેમના તરફની વફાદારી એ હતાં, જો અમે એ વફાદારી અને સેવા તજી દઈએ, તો અમારો મતાદારીનો મુળ અને પહેલો હક ગુમાવી દઇએ. જો આ વિચાર ઐતિહાસિક તેમજ બધી દ્રષ્ટિએ ખરો હોય તો અમે મહેસુલ નથી ભરી તેથી લોક-સંગ્રહ કર્યો છે એટલું જ નહિ પણ સરકારની શુદ્ધ સેવા કરી છે.

જ્યારે અમારા હૃદયની અંદર લોક સેવા અને સરકારના હુકમની વચ્ચે વિરોધનો આભાસ આવે, ત્યારે સરકારના હુકમનો આદરપુર્વક નીરાદર કરવો એ ધર્મ માનીએ છીએ. એમ કરીને અમે સરકારનું તેમનાથી થતી ભુલ તરફ નમ્રતાપુર્વક ધ્યાન ખેંચીએ છીએ.

આટલે દરજ્જે જતા પહેલાં સરકારને વિનવવામાં અમે અને પ્રજાએ જરાએ મણા નથી રાખી, અને હજુ પણ અમે સરકારને વિનવીએ છીએ કે પ્રજાને દુ:ખમાંથી છોડવે, તેની પ્રતિજ્ઞાને માન આપે અને પ્રજામતને રાજમતથી ઓછો ન ગણે.

સરકાર ઘડીભર રોશથી અમારો ભલે ત્યાગ કરે. અમે એ ધીરજથી સહન કરીશું. પણ અમે સરકારના છીએ તે મટવાના નથી. કેમકે અમે પ્રજાના મટી શકતા નથી. સરકારની હૃરિત પ્રજાના કલ્યાણના અર્થે જ છે, અને હશે. એ કલ્યાણ કરવામાં અમારી સેવા સરકાર હમેશાં લઇ શકશે.

છેવટમાં અમારી ઉમેદ છે કે અમારી ધાર્મિક લાગણીને માન આપી સરકાર અમને વંશપરંપરાથી મળેલા હોદ્દા ઉપર હાથ નહી નાંખે, અને અમારી ઉપર પોતાની રહેમની નજર રાખશે. કાળે કરીને અમારી યોગ્યતા અમે સાબીત કરીશું એવી અમારી ઉમેદ છે.”

સમાધાની બાબત ખાસ સંદેશો

આ સમયે યુરોપમાં ભારે જાદવાસ્થળી ચાલી રહી હતી એ પ્રચંડ યુદ્ધમાં હિન્દે લાખો સૈનિકો, અઢળક ધન અને લડાયક સામગ્રિ પુરી પાડી હતી. પરન્તુ આ યુદ્ધ આધુનિક સુધારાની પરાકાષ્ટાએ પહોંચેલું હોઇ એવું તો સર્વભક્ષી ચાલતું હતું કે જે ગયું તે સ્વાહા થઇ ગયું. આખરે મહા કટોકટીના પ્રસંગે વીલાયતની સરકારે હિન્દ

પાસેથી મદદની આશા રાખી. અને તે વખતના હિન્દના વાઇસરાય લોર્ડ ચેમ્સફર્ડ હિન્દનાં જુદાં જુદાં મંડળોના આગેવાનોની મદદ માગવા દિલ્હીમાં એક દરબાર ભરવાનો સંકેત કર્યો જુદાં જુદાં રાજદ્વારી મંડળોના નેતાઓ સરકાર સાથેના અંદરઅંદરના નાના મોટા ઝગડાઓ ભુલી જઈ સામ્રાજ્યને મદદ કરવા વિનંતિ કરવામાં આવી. તે અનુસાર મહાત્માજીને પણ આમંત્રણ થયું. મહાત્માજી ના૦ વાઇસરાયની આ યુદ્ધ પરિષદમાં જવા તત્પર થયા. અને જતાં જતાં કમિશનર મી૦ પ્રૅટને તા. ૨૨મી એપ્રિલના રોજ લખ્યું કેઃ

" યુદ્ધ પરિષદમાં હાજર રહેવા મને બોલાવ્યો છે. તેનો જ પહેલો હેતુ અંદર અંદરના મતભેદો દુર કરવાનો છે. ખેડા પ્રકરણ એ જ કોટીમાં ગણાય. હું તેમને આ પરિષદ અને તેના હેતુને આગળ ધરી ફરી પણ વિનંતિ કરતાં આંચકો ખાતો નથી. હું જો ના૦ વાઇસરાય સાહેબને દિલ્હીમાં કહી શકું કે અમે ખેડા પ્રકરણનો—અમારા ઘરનો કજીઓ હોલવ્યો છે તો તેમને કેટલી બધી શાન્તિ વળશે.

હું આજ તો ભીખારીઓના ઉદ્ધાર અર્થે બોલાવવામાં આવેલી પરિષદ અને ખેડા જીલ્લાંમાં ચાલતી લડતના સંબંધમાં મુંબઈના નેતાઓએ બોલાવેલી સભામાં હાજરી આપવા ત્યાં જાઉં છુ. ત્યાંથી હું બારોબાર દિલ્હી જઇ, યુદ્ધ પરિષદમાં હાજર રહીશ.

જો તમે મારી વિનંતિ સ્વીકારો એટલે કે બાકી રહેલી જમીનમહેસુલની રકમ આવતી સાલ મુલતવી

રાખો તો તમે ખાતરી રાખજો કે સરકારનો આવો ઠરાવ બહાર પાડવાની સાથે જ સારી સ્થિતિવાળા લોકો આપોઆપ મહેસુલ ભરી દેશે. આ વાત તમારે ગળે ઉતરે તો મને તારથી અંગર માણુસ સાથે ખબર મોકલશો. જેથી હું મુંબઈની સભામાં સમાધાનીનો ઠરાવ જાહેર કરી શકું."

આ સંદેશાનો ના. પ્રૅટ સાહેબે જવાબ વાળ્યો કે કેમ અને જવાબ વાળ્યો તો શા મુદ્દાથી તે ધ્યાનમાં ન લીધો તે કહેવાનું સાધન મળી આવતું નથી. પણ આ પ્રયાસની શુભ અસર ન થઈ એ તો દેખીતું છે, કેમકે લડત તો ચાલુ જ રાખવી પડી.

મુંબઈ નગરીના નાગરિકોએ એક જાહેર સભા બોલાવવા ભારે તૈયારી કરી હતી. મુંબઈની સુપ્રસિદ્ધ શાન્તારામની

**મુંબઈની જાહેર સભા**

ચાલીના વિશાળ ચોગાનમાં ખેડા જીલ્લામાં સત્યાગ્રહની લડત ચલાવતી વીર પ્રજા માટે સહાનુભુતિ દર્શાવવા તા. ૨૭મી એપ્રિલના રોજ માનનીય નામદાર વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલના પ્રમુખપણા નીચે એ સભા ભરવામાં આવી.

ના. વિઠ્ઠલભાઈ પટેલે સભાનું કામ શરૂ કરતાં લડતની શરૂઆતથી તે દિવસ સુધીનો હેવાલ વિસ્તારથી કહી સંભળાવ્યો. ત્યારબાદ સભામાં ગેરહાજર રહેવા માટે દિલગીરી દર્શાવનારા અને ખેડા જીલ્લાની પ્રજા પ્રત્યે સંપુર્ણ સહાનુભુતિ દર્શાવનારા ના. મહમદઅલી ઝીણા અને શ્રીમતી સરોજીની નાયડુના

તારોનો સાર વાંચી બતાવ્યા બાદ કર્મવીર ગાંધીજીને વિનંતી કરતાં તેઓશ્રીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું—

" ભાઇઓ અને બ્હેનો,

આપને પ્રમુખ સાહેબે જણાવી દીધું છે કે ખેડાની રૈયતે સરકાર પાસે ઇન્સાફ લેવા શું શું ઉપાયો લીધા હતા. હું એક જ વાત ઉમેરવા ઇચ્છું છું. એ લડત બીજા કોઇએ શરૂ કરી નથી. ખેડાના લોકોને તેમ કરવા કોઇએ શીખવ્યું નહોતું. આ લડત રાજ્યપ્રકરણી નથી. કેટલાક આક્ષેપો કરે છે, તેમ આ લડતનું મૂળ હોમરૂલરો પણ નથી. હું અહિં એ બાબતની સાક્ષી આપવા ઊભો છું. એ લડત ચલાવનારા હળ ચલાવનારા ખેડુતો જ છે......એ લડતનું મુળ બેરીસ્ટરો કે વકીલો પણ નથી, માત્ર ખેડુતો જ છે. ગોધરાની પરિષદ પછી કેટલાક ખેડુતોએ વિચાર કર્યો કે આપણે આપણાં હીત જાળવવા પ્રયાસ કરવો જોઇએ. તેમણે મને લખ્યું કે સરકાર પાસે દાદ માગવાનો અમને હક છે, તમે મદદ કરશો ? આથી તમે જોઈ શકશો કે આ લડતનું મુળ બહારની ચળવળ નથી. પણ બહારની મદદથી એ લડત શોભી ઉઠી. આપણા પ્રમુખ સાહેબ અને ના. ગોકુળદાસભાઇએ તેને શોભા આપી. તેથી જીત માટે લોકોને શ્રદ્ધા પડી. ......ગુજરાત સભાના પ્રતિષ્ઠિત અને ઠરેલ સભાસદોએ પણ તપાસ કરી અને ખાતરી કરી કે મદદ મળવી જોઇએ. લોકોની દાદ માટે આટલો ટેકો બસ હતો. છતાં

અમલદારોને રીઝવવા ઓછું નથી થયું. હું એ બાબતની સાક્ષી આપું છું.

સત્યાગ્રહની લડત જેને ખરૂં દુઃખ ન હોય તેનાથી ન લડી શકાય. સત્યાગ્રહની લડત સીપાઇની લડાઇ કરતાં વધારે શૌર્યવાળી છે. સિપાઈ પાસે હથિયાર છે. તેને ઘા કરવામાં રસ છે. સત્યાગ્રહી જાતે દુઃખ સહન કરીને લડી શકે છે. ખોટા માણસથી તે ન થઇ શકે. તે દુઃખ સહન કરી શકે નહિ. સત્યાગ્રહી જેમ જેમ દુઃખ પડે તેમ તેમ તે શુદ્ધ થતો જશે. સોનાને તાપ ઉપર મુકતાં તે વધારે શુદ્ધ થાય છે. સત્યાગ્રહીની પણ એ જ કસોટી છે. સત્યાગ્રહનું હથિયાર સત્યનો આગ્રહ કરવો એ જ છે. કોઇપણ પ્રકારનો ભય રાખ્યા વિના સત્યાગ્રહી લડી શકે છે.

ખેડાના માત્ર પુરૂષો જ નહિ, પણ સ્ત્રીઓ પણ આ લડતમાં સામેલ રહે છે. ગામડાઓની સભાઓમાં એક અલૌકિક દેખાવ થઈ રહે છે. તેઓ કહે છે કેઃ "સરકાર ભલે અમારી ભેંસો લઈ જાય, દાગીના લઇ જાય અને ખેતરો ખાલસા કરે; પણ અમારા મરદોએ લીધેલી પ્રતિજ્ઞા પાળવી જ જોઇએ." આ લડત ભવ્ય છે, વ્યાપક છે. એની સુવાસ દરેક ઠેકાણે વ્યાપી જાય છે. ખેડાની રૈયતનું વર્ણન આપવાની મારી શક્તિ નથી. ખેડાની રૈયત સરકારની અત્યારની આફત ટાળી શકે તેમ છે. પાટીદારો ક્ષત્રિ હોવાનો દાવો કરે છે.

સરકારની પ્રેસનોટ ખેડાને આબાદ કહે છે. અને એક રીતે તે સત્ય છે. એ ‘ભાગ્યું તોપણ ભરૂચ’ના જેવું છે. જ્યારે હું તેમનાં મકાનો જોઉં છું, ત્યારે એક વખતની ભવ્યતાની યાદ આવે છે. તેમણે મહા પ્રબળતાથી, ધૈર્યથી, મહેનત કરી ખેડા જીલ્લાને એક સુન્દર ઉપવન બનાવ્યું છે. પણ તેમનાં ઘરો જોતાં મારી આંખમાં આંસુ આવે છે. તેઓ કહે છે કે અમારી પાસે પૈસા નથી. નહિતો અમારાં ખેતરો હજી પણ કેવાં સરસ હોત!

આ શું સૂચવે છે? જે રાહત સરકારે આપવી જોઇતી હતી, તે હજી પણ નથી આપતી. આવાં દુઃખો ખેડા જીલ્લાની પ્રજા ઉપર અનેક વખત પડેલાં છે. આ સભામાં આવેલાં બ્હેનો અને ભાઇઓને હું પુછું છું કે તમે તેમના ઘરમાં જઇ કોઠીમાં લાકડી ફેરવીને જુઓ, ખેતરોનો પાક તપાસો, અને તેઓ પાસે કાંઇ ન હોય તો શું કરો? તમે આ કલ્પનાથી ઘટાવી શકશો કે તેઓ કેવી સ્થિતિમાં હતા. તેમણે કહ્યું કે અમારી આ હાલત છે. જો આમાં ચગદાઈ ગયા તો એકે આરો નથી. આ સાલનું મહેસુલ આવતી સાલ ભરવામાં એક વર્ષનું વ્યાજ બચે. પણ વ્યાજ બચાવવાનો સવાલ જ નહી. તેમનું વ્યાજ મુંબઇનો એક શેઠ આપી શકત. પણ તેમાં તેમનાં દુઃખનો છેડો નહોતો. સરકાર ધારત કે દર વર્ષે તેઓ એમ વ્યાજે કાઢીને મહેસુલ ભરી દેશે. પણ હું એ તત્ત્વ કેળવવા

ઇચ્છું છું કે સરકાર પ્રજાને પુછયા વિના મહેસુલ લેવાનો આંક ન બાંધી શકે. મહેસુલનો કાયદો ખરાબ છે, એમ કહી આપણે દુઃખ દુર નથી કરી શકતા. તેમાંથી છુટવાનો માત્ર એક જ ઇલાજ છે કે જ્ઞાનપુર્વક એ દુઃખ સહન કરીને તે હમેશાંને માટે દુર કરવું. મિ. પ્રૅટે પણ ખુલ્લું કહ્યું હતું કે: "હું આ વખતે મુલતવી રાખું પણ આખો દેશ સમજી જાય કે આવી બાબતમાં પણ પ્રજાથી વચ્ચે પડી શકાય છે."

દુઃખ કેળવવાનો આ શુભ અવસર છે. આવો પ્રસંગ વારે વારે નથી આવતો. તેમાં પ્રજાએ જે મર્યાદા જાળવવી જોઇએ તે જાળવી છે. ખેડાની પ્રજાએ તેને ધર્મનું સ્વરૂપ આપી દીધું છે. તેઓ કહે છે કે અમે દુઃખ સહન કરી અમારૂં દુઃખ મટાડીશું.

× × ×

ખેડા અને ચંપારણ્યનો અનુભવ મને એ જ શિખવે છે, કે લોકનાયકો પ્રજામાં ફરશે, તેમની સાથે ખાશે પીશે, તો તેથી બે વર્ષમાં એવા મહત્વના ફેરફાર થઇ શકે કે જેની વાત નહિ. આ લડતનો ઉંડો અભ્યાસ કરજો.ખેડા જીલ્લાની પ્રજાને ઓળખી લેજો. લાગણી અને વચનથી જેટલી મદદ આપી શકાય તેટલી મદદ આપજો. આપણે અવિનયથી ન્યાય નથી માગતા, પણ સરકારના હદયમાં સત્ય જાગૃત કરીને માગીએ છીએ. ન્યાય નહિ મળે ત્યાં સુધી એ પ્રજા ઝુઝયાં કરવાની છે."

મહાત્માજીનું વ્યાખ્યાન સમાપ્ત થયા બાદ ખેડા જીલ્લાના ખેડુતો પ્રત્યે સહાનુભુતી દર્શાવનારો અને નિષ્પક્ષ તપાસનું પરિણામ આવે ત્યાં સુધી મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવાની વિનંતિ કરવાનો ઠરાવ રજુ કરતાં લોકમાન્ય તિલક મહારાજે કહ્યું કેઃ—

" આ પ્રશ્ન માત્ર ખેડા જીલ્લાના ખેડુતોના સંબંધનો જ નથી. સને ૧૮૯૬માં આવી જ પરિસ્થિતિ કોલાબા જીલ્લામાં ઉભી થઇ હતી. અને આજે મી. પ્રેટ અને તે વખતના મી૦ ( હાલ સર ) જેમ્સ ડ્યુબોલે સાથે મતભેદ પડયો હતો. તે વખતે ખેડુતોની જમીન ખાલસા કરવામાં આવી હતી......... રૈયતની જમીન છતાં સરકાર એક બે વર્ષના મહેસુલની ખાતર ખેડુતને ભીખ માગતો કરી મુકે છે ! પાક બરાબર ઉતર્યો કે કેમ તે તપાસવાની સરકાર દરકાર કરતી નથી. તેમને તો એક જ લક્ષ હોય છે કે ગમે તેમ કરી મહેસુલ વસુલ કરવું.

ખેડા જીલ્લાના ખેડુતોએ દાદ માગી. પણ મી. પ્રેટ કહે છે કે પાક સંબંધી નિર્ણય કરવાનો માત્ર તેમનો એકલાનો જ હક છે. આ મુશ્કેલ પ્રશ્નનો નિકાલ લાવવા સ્વતંત્ર કમિશન નીમાવું જોઇએ. આવા સંકટમાં આવી પડેલા ખેડા જીલ્લાના દેશબંધુઓને ઉત્તેજન આપવા આપણે આ ઠરાવને સંમતિ આપવી જ જોઇએ."

શેઠ જમનાદાસ દ્વારકાદાસે આ ઠરાવને અનુમોદન આપતાં લડતનો ટૂંકમાં હેવાલ આપી જણાવ્યું કે—

"........જો આપણે સરકાર પાસે દાદ પણ માગી ન શકીએ તો આપણે સ્વતંત્ર થવાને નહિ, પણ ગુલામ થવાને જ લાયક છીએ.........સરકારની હઠ છે, દુરાગ્રહ છે. આપણો સત્યાગ્રહ છે. પ્રજા દુઃખ સહન કરીને પોતાના હક પ્રતિપાદન કરવાને તૈયાર

છે. સત્યના બળ પાસે સરકારને નમતું આપવું જ પડશે..........
અમલદારો હોમરૂલરો અને પોલીટીકલ એજીટેટરો (રાજકીય ચળવળ કરનારા) ઉપર આક્ષેપ કરે છે. ગાંધીજી ઉપર તો આક્ષેપ કરવાની સરકારના મોટામાં મોટા અમલદારની પણ તાકાત નથી. સરકારના આક્ષેપોનો હું સદંતર ઇન્કાર કરૂં છું. આપણા સ્વરાજ્યવાદીઓ ખોટી ઉશ્કેરણી કે પજવણી નથી કરતા પણ પ્રજાના દુઃખ માટે સહન કરવા તૈયાર છે.......... પંદર વીસ રૂપિયાની મહેસુલ ખાતર પંદર વીસ હજારની કીંમતની જમીન ખાલસા કરવામાં આવે છે. જો સરકાર આમ કરવાની હિમ્મત કરે તો સ્વતંત્રતાનો દાવો કરનારી સરકારને હસ્તી ધરાવવાનો હક નથી.........સરકાર આવાં કામો કરીને ઈશ્વરની નજરમાં ગુન્હેગાર ન થાય એટલા માટે એક વફાદાર રૈયત તરીકે આ વાત તેમને સાફ સાફ કહું છું.”

ઉપરના ઠરાવને રા. મનુભાઈ સુબેદારે ટેકો આપતાં જણાવ્યું કે—

“........રાજા અને પ્રજા વચ્ચે મતભેદ થાય ત્યારે જુના વખતમાં મહાજન પાસે નિવેડા કરવામાં આવતો. આજે પરદેશથી આવેલા અને પ્રજાથી દુર રહેતા મી. પ્રેટ કહે છે કે મારો નિર્ણય ખરો. લોર્ડ વિલીંગ્ડને તો પોતાનો જમણો હાથ કાપી આપ્યો છે......અમે સરકારને કહીએ છીએ કે અમે માગીએ છીએ તે અમને આપો તો જ શાન્ત થઇશું.........તમે જમીન ખાલસા કરશો તો ખેડુતોને અમે ખભા ઉપર બેસાડી લોર્ડ વિલીંગ્ડનના જેવા મહેલમાં બેસાડીશું. પણ તેમને દુઃખ તો પડવા નહિ દઇએ.”

મી. પ્રૅટના નડીઆદના ભાષણની વલણને ધિક્કારવાનો અને મહેસુલ ભરવાની ના પાડનાર ખેડુતો એનેતે ..ના વારસોનો હમેશને માટે બહિષ્કાર કરવામાં આવશે એવા

ખ્રમઝીના શબ્દો પાછા ખેંચી લેવાની ફરજ પાડવાનો ઠરાવ ગી. બી. જી. હોર્નિમેને રજુ કરતાં કહ્યું કે—

"........આ લડત સ્થાનિક નહિ, પણ પ્રજાકીય લાભની છે. તેમાં વિશાળ અને મહત્ત્વના મુદ્દા સમાએલા છે......જો મી. પ્રેટના ભાષણના કથનને એમને એમ જવા દઈશું તો સ્વરાજ્ય અને સ્વમાન ભોગવતી પ્રજાના હકકોની માગણી કરવાનો હક્ક પણ છોડી દેવો જોઇશે.........મી. પ્રેટ માત્ર એકહથ્થુ સત્તાધારીની સત્તાથી સંતુષ્ટ નથી. તે ઉપરાંત પણ એ જણાવે છે કે મહેસુલ ભરવામાં કસુર કરનારની સ્ત્રીઓ અથવા તેમનાં બાળકોનાં નામ કદાપી સરકારી દફતરે ચઢવા દેવામાં આવશે નહિ.........રૈયત અને તેમનાં સ્ત્રી બાળકોનો હમેશને માટે બહિષ્કાર કરવાનું એ શા આધારે કહે છે... ...તેનો ઠરાવ બીજો કોઇ પણ કમીશનર ફેરવી નાંખે......ઇંગ્લાંડમાં ખુદ પાર્લામેન્ટ બેઠી છે. મી. પ્રેટને તો શું પણ લોર્ડ વિલીંગ્ડનને પણ પોતાના કામ માટે જોખમદાર રહેવું પડે છે. આવી સત્તાનો તો હીબરૂ લોકના ત્રિમુર્તિ ઇશ્વર વિના ભાગ્યે જ કોઇ દાવો કરે! ......સરકારના સંબન્ધમાં આ દેશમાં 'માબાપના' ધર્મની ભાવના છે. જ્યાં સુધી લોકો ધારે કે સરકાર માબાપ છે, ત્યાં સુધી જ એ લાગુ પડે છે. પોતાની મેળે માબાપ થયેલા ધારી બેસવાથી મી. પ્રેટ માબાપ બની શકે નહિ......જ્યાં સુધી સરકાર લોકોની ભાવનાઓ અને ઇચ્છાઓને માન આપે ત્યાં સુધી જ સરકાર માબાપ બની શકે."

શ્રીયુત જયકરે અનુમોદન આપતાં માબાપ શબ્દનો ખરો અર્થ સમજાવી, તેમના વાત્સલ્ય, સ્નેહ અને દયા આદિ સદ્‌ગુણોનું વિવેચન કર્યું હતું. વધારામાં જણાવ્યું હતું કે એ સ્નેહને બદલે હાલની સરકાર ધાક જ બતાવે છે. અને મી.

ફ્રૅટના ભાગણે તો સદ્ગુણોને દબાણ્યુ અને જોહુકમીમાં ફેરવી નાંખ્યા છે.

ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર કરી ના. ગવરનર તથા ના. વાઇસરોય ઉપર મોકલી આપવાની પ્રમુખ સાહેબને સત્તા આપી સભા વિસર્જન થઇ.

એક તરફથી આખા દેશની આ લડત પ્રત્યે મીઠી નજર હતી, જ્યારે મુંબઇ સરકારે તા. ૨૪-૪-૧૮ ના રોજ એક યાદી બહાર પાડી 'મી. ગાંધીના કપોલ કલ્પિત વિચારોમાં પ્રજા દોરાએલી છે, એમ જણાવી ખેદ જાહેર કર્યો. આ યાદી નીચે પ્રમાણે છેઃ—

**સરકારની બીજી યાદી**

### ના. મુંબઈ સરકારનો ખુલાસો

ખેડા જીલ્લાની ખેતીવાડીને લગતી સ્થિતિ વિષે તા. ૧૬ મી જાન્યુઆરી ૧૯૧૮ ના રોજ ના. મુંબઈ સરકારે છાપાજોગી યાદી બહાર પાડી હતી. તે પછી બનેલા બનાવોના સંબન્ધમાં જાહેર પ્રજાને ખબર આપવા માટે, હાલમાં મુંબઇ સરકારે નીચેની વધુ યાદી બહાર પાડી છે.

### ના. ગવરનર જોગ ગયેલું ડેપ્યુટેશન

તા. ૫મી ફેબ્રુઆરી ૧૯૧૮ ના રોજ ના. સર દી. ઇ. વાચ્છા, ના. ગોકુળદાસ પારેખ, ના. વિઠ્ઠલભાઇ પટેલ અને મી. ગાંધી—ના પ્રતિનિધિમંડળે ના. ગવરનરની મુલાકાત લીધી હતી. આ મુલાકાત દરમિયાન ના. પારેખ અને ના. પટેલે ખેડાની સ્થિતિ વિષે પોતાના વિચારો જણાવ્યા હતા. તેમણે રજુ કરેલી હકીકત સંપુર્ણ ધ્યાનમાં

લેખામાં આવી પણ એ બીના પાકને લગતી વીગતવાર તપસીલ ઉપરથી નહિ પણ ખેડુતો સાથેની વાતચીત ઉપરથી બાંધેલા સામાન્ય ખ્યાલોને આધારે રચાયેલી હોવાથી, સરકારી અમલદારોના વિગતવાર આંકડાઓ અને અડસટ્ટા ઉપરથી રજુ થયેલી હકીકત સાથે સરખામણી અને તુલના થઈ શકે એમ નહોતું. સરકારી હેવાલ તેમની આગળ રજુ કરવામાં આવ્યો, પણ એ વિગતમાં ઉતરવાની તેમની ઈચ્છા જણાઇ નહિ. આથી તપાસ ચલાવવા માટે કમિટિ નીમવાની તેમની માગણીને કાંઇ સબળ કારણ જણાયું નહિ. છતાં તે પછી થોડા વખતમાં મી. નામજોશીની જગ્યાએ કલેકટર તરીકે મી. ઘોશાલની નિમણુંક થવાથી સરકારને તેમની મારફતે વધુ તપાસ ચલાવવાની તક મળી હતી. મી. ઘોશાલ ખેડા જીલ્લાનો લાંબા વખતનો અનુભવ ધરાવે છે, અને જીલ્લાની સ્થિતિ વિષે તેઓ માહિતગાર છે.

**નવા કલેકટર મી. ઘોશાલે નવેસરથી કરેલી તપાસ**

પાકની સ્થિતિ વિષે દિલસોજીથી તપાસ ચલાવી શકે તેવો મી. ઘોશાલ માટે અભીપ્રાય બાંધી શકાય. તેમને પાકની સ્થિતિ વિષે શરૂથી તપાસ કરવાને ખાસ સુચવવામાં આવ્યું હતું. જીલ્લાના દરેક ગામડાની હકીકત ધ્યાનમાં લીધા પછી મી. ઘોશાલે માતર અને મહેમદાવાદનાં બધાં ગામડાઓની અને નડીઆદનાં મોટે ભાગે ગામોની શિયાળુ પાકની આંકણી નવેસરથી કરવાનો હુકમ કર્યો. તેઓ જે અનુમાન પર આવ્યા, તે માજી કલેકટર મી. નામજોશીના અનુમાનને મળતા જ હતા. માત્ર તેમણે મેળવેલી માહીતી પરથી ફક્ત માતર તાલુકાનાં અમુક ગામોનું મહેસુલ મુલતવી રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

**હિન્દ સેવક સમાજની તપાસનું પરિણામ**

આ દરમિયાન હિન્દ સેવક સમાજનું આ સવાલ તરફ ધ્યાન ખેંચાયું. તેમણે સ્થાનિક તપાસ કરવાનો ઠરાવ કર્યો. આ સંબન્ધમાં

સરકાર કોઈ પણ સ્વતંત્ર તપાસને આવકાર આપવાને પ્રથમથી જ આતુર હતી. તેટલા માટે ઉત્તર વિભાગના કમિશનર અને જીલ્લા કલેક્ટરને ખાસ સુચવવામાં આવ્યું કે હિન્દ સેવક સમાજના જે સભાસદો આ તપાસ કરવા આવે તેમને સરકારી આંકડા અને હેવાલો માટે પુરતી સગવડ આપી માહિતગાર કરવા, જેથી તેઓ યથાર્થ તુલના કરી સાર ગ્રહણ કરી શકે. આ સભાસદોએ તપાસ માટે માતર તાલુકો પસંદ કર્યો, અને તા. ૨૯મી જાન્યુઆરીએ તપાસ શરૂ કરી, તા. ૧૨ મી ફેબ્રુઆરીના રોજ ખતમ કરી હતી. તા. ૧૩ મી ફેબ્રુઆરીએ કમિશનર અને કલેક્ટર સાથે તેમણે મી. ગાંધીની રૂબરૂમાં આ વિષે મસલત ચલાવી તથા મી. દેવધર અને તેમના સાથીઓને જણાવ્યું કે:—

૧ ઉભા શિયાળુ પાકને ઝાકળથી નુકસાન થાય, તે વિષે ખેડુતોને ઘણી ચિન્તા છે.

૨ તેમના અભિપ્રાય મુજબ ૨૩ ગામડાઓમાં અટલી મહેસુલ મુલતવી રાખવાની જરૂર છે.

૩ ડાંગરના પાકને રેલથી થએલા નુકસાનના પ્રમાણમાં આવેલી છુટ જોઇએ તેટલી પુરતી નથી.

પહેલા સવાલના જવાબમાં કમિશનરે તરત જ કબુલત આપી હતી કે જે ગામમાં શિયાળુ પાક મોટા વિસ્તારમાં હોય ત્યાં એ પાક નુકસાનમાંથી બચી ગયો છે, એમ ખાત્રી થાય ત્યાં સુધી જમીન મહેસુલ માટે દબાણ કરવામાં આવશે નહિ. આ પાકની મોસમ ઝાકળ અથવા બીજા ગંભીર નુકસાની સિવાય પસાર થઈ છે.

બીજા મુદ્દાના સંબન્ધમાં જણાવવામાં આવેલાં ૨૩ ગામોમાંથી એક ગામડાનો પાક સમાજના સભાસદોએ છ આની કરતાં વધુ જણાવ્યો હતો, તેથી કમિશનરે બાકીનાં ૨૨ ગામડાઓના પાકની

સ્થિતિ વિષે ફરીથી સંભાળપુર્વક તપાસ કરવાની પરવાનગી આપી હતી. આ ફરી તપાસના પરીણામે માતર જીલ્લામાં જ્યાં શિયાળુ પાક કંગાલ ઉતરતો માલુમ પડયો છે, તે માટે રૂ. ૨૮,૩૪૨ ની વધુ રકમ મુલતવી રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

ત્રીજા મુદ્દાના સંબન્ધમાં કમિશનરે જણાવ્યું હતું કે એ વિષે સરકારની તપાસ હજી અધુરી છે, પણ તે પુરી થયે તે વિષે દિલસોજીથી કામ લેવામાં આવશે, અને જ્યારે આ તપાસ પુરી થઈ ત્યારે ૧૩ ગામડાઓમાં રેલથી થએલા નુકશાનને લીધે રૂ. ૧૩,૫૮૦ ની મહેસુલ મુલતવી રાખવાની છુટ મુકવામાં આવી હતી.

હિન્દ સેવક સમાજે શરૂઆતમાં ઠાસરા તાલુકામાં તપાસ ચલાવવાનો ઈરાદો રાખ્યો હતો. પણ એવું જણાય છે કે તેમને મળેલી ખબર ઉપરથી તે તાલુકામાં તપાસ કરવા માટે ખાસ કારણ ન હતું, એવા અનુમાન ઉપર તેઓ આવ્યા હતા.

## મી. ગાંધીની તપાસ—કલ્પિત ખ્યાલો ઉપર રચાએલી તેમની દલીલ

મી. ગાંધીએ તે પછી આખા જીલ્લામાં તપાસ કરવાનું માથે લીધું. અને પોતાની તપાસનું પરિણામ કલેકટર સન્મુખ રજુ કરી. મી. ગાંધીએ તપાસ શરૂ કરી તે ઘણો વખત અગાઉ ખરીફનો પાક કાપી લેવામાં આવ્યો હતો, એ વાત ધ્યાનમાં લેવી જોઇએ. ખેતરમાંથી પાક કાપી લીધા પછી પાકનો ખરો અંદાજ આંકવાનું કાંઈ સાધન નહોય ત્યારે પાકની આની કાઢવાનું કેટલું મુશ્કેલ પડે, તે સ્હેલાઈથી સમજી શકાશે. આ મુશ્કેલીથી મી. ગાંધી માહિતગાર હતા, પણ તેમણે માની લીધું કે આ વર્ષે કેટલો પાક ઉતર્યો, અને સાધારણ વર્ષોમાં કેટલો પાક ઉતરવો જોઇએ, તેની ખેડુતોને પુછીને સરખામણી કરવાથી બહુ ચોકસ અને ભરોસાદાર પરિણામ તારવી

શકાય. વળી તેમણે એવો ખ્યાલ બાંધ્યો હતો કે એક ગામની ખાતેની સરેરાશ આંકણી કરવામાં શિયાળુ પાક તેમજ રૂનો પાક ગણતરીમાં લેવો જોઈએ નહિ. આ બે મુદ્દાઓ—જેમાંનો એક તદ્દન આધાર વગરનો અને કલ્પિત છે, અને બીજો દેખીતી રીતે ગેરવાજબી છે—તેવા મુદ્દાઓને આધારે તેમણે પુરવાર કરવાનો દાવો કર્યો છે, કે આખા જીલ્લાનો પાક જુજ અપવાદ સિવાય ચારઆનીથી ઓછો ઊતર્યો છે. તેમણે રજુ કરેલી વિગતો અને તેમની દલીલો કમિશનરે અને કલેકટરે કાળજી પૂર્વક ધ્યાનમાં લીધી હતી તેમજ તે વિષે મી. ગાંધી સામે રૂબરૂમાં મસલત ચલાવી હતી. અને જે ગામોમાં મી. ગાંધીએ અંગત તપાસ કરી હતી, તે ગામોના અડસટ્ટાઓ કલેકટરે બહુ બારીકીથી તપાસી જોયા હતા. આ વધુ તપાસ વેળાએ કલેકટરે મી. ગાંધીને હાજર રહેવાને આમંત્રણ કર્યું હતું. પણ તેઓ અમદાવાદમાં હોવાથી હાજર રહી શકયા નહોતા. માતર તાલુકાના લીંબાસી ગામમાં કલેકટર તપાસ કરતા હતા તે વેળા મી. ગાંધી હાજર રહ્યા હતા.

ત્યાં ક્ષેત્રફળના ૩ ટકા બાજરીનું અને ૭૦ ટકા ડાંગર, કપાસ અને ઘઉંનું વાવેતર હતું. ડાંગરના પાક (૯૨૮ એકર) ને રેલથી કાંઈ નુકસાન થયું નહોતું. કપાસ (૩૭૮ એકર) સાધારણ ઠીક હતો અને ઊંચા ભાવ ઉપજતા હતા. ઘઉંના પાક (૧૧૨૫ એકર)ની કીમતનો અંદાજ તો નીચેની હકીકતથી નીકળી શકે તેમ છે. ઘઉંના પાકનો થોડો ભાગ મહેસુલની ખાતર જપ્ત કરવામાં આવ્યો ત્યારે ખેડુતો પાસે જ એ પાકની કીમત રૂ ૧૩,૪૪૫ આંકતા હતા. જ્યારે એ ખેડુતો પાસે મહેસુલની લેણી રકમ રૂ ૨૨૦૦ની હતી.

મી૦ ગાંધી વકાલતની દલીલ સરકારી હુકમો ફેરવવા પુરતી વાજબી ન જણાયાથી, કમિશનરે તા. ૨૦મી માર્ચના રોજ તેમને તે પ્રમાણે લખી જણાવ્યું હતું.

**સત્યાગ્રહની લડત.**

તા. ૨૧ મી માર્ચના રોજ મી. ગાંધીના પ્રમુખપણા હેઠળ ગુજરાત સભાએ સત્યાગ્રહની લડત ચલાવવાનો ઠરાવ કર્યો હતો. એ ઠરાવને અનુસરી આખા જીલ્લામાં જમીન ધારણ કરનારાઓને મહેસુલ ન ભરવા માટે ઉત્તેજન આપવામાં આવે છે, એટલું જ નહિ પણ જેઓ મહેસુલ આપવાને રાજી છે, તેમને નહિ આપવાને ખુલ્લી રીતે સમજાવવામાં આવે છે.

**મહેસુલ મોટે ભાગે વસુલ થઇ ગયું છે.**

દરમિયાન જમીનમહેસુલ ઉઘરાવવાનું કામ ચાલુ રાખવામાં આવ્યું છે. અને ઘણાખરા તાલુકાઓમાં ચાલુ વર્ષની મહેસુલનો મોટો ભાગ અત્યાર પહેલાં ઉઘરાવી લેવામાં આવ્યો છે. માતર તાલુકામાંથી સૌથી વધારેમાં વધારે બાકી રકમ છે. ત્યાં તા. ૨૦મી એપ્રિલ સુધીમાં ૭૦ ટકા જેટલી આણંદ, કપડવણજ, મહેમદાવાદ અને ઠાસરામાં ૮૬ થી ૯૮ ટકા જેટલી અને બોરસદ તાલુકામાં ૭૮ ટકા જેટલી મહેસુલ વસુલ થઇ છે. બોરસદ તાલુકામાં બાકી રહેલી મહેસુલનો ૫/૬ જેટલો ભાગ તો ચાલુ માસની શરૂઆત પછી જ વસુલ કરવાનો હતો. નાના ખેડુતોએ ઘણા મોટા ભાગે પોતાની મહેસુલ અત્યાર પહેલાં ભરી દીધી છે. અને બાકી રહેલી મહેસુલ જેઓ ભરી શકવાની સ્થિતિમાં છે, તેઓ પાસે જ વસુલ કરવાની રહેલી છે, પણ તેમને તે નહિ આપવાને સમજાવવામાં આવે છે.

તપાસ માટે કમિટીની જરૂર નથી. મી. ગાંધી અને બીજાઓ હજી એક સ્વતંત્ર તપાસ ચલાવવાને સરકારને દબાણ કરે છે. આ અરજ સરકાર કબુલ રાખવાને બિલકુલ તૈયાર નથી. આ સવાલમાં જેઓ રસ લેતા આવ્યા છે. તેઓમાંના કેટલાકોમાં મહેસુલ મુલતવી રાખવાને લગતા ઘડવામાં આવેલા નિયમોને આધારે કહાડવામાં

આવેલા હુકમો ઉપરથી ઉભી થયેલી ખરી વસ્તુ સ્થિતિ પરત્વે પુષ્કળ ગેરસમજુતી ઉભી થઇ છે. આ હુકમ બહાર પાડવા પહેલાં કાંઇ પ્રકારની છુટ બક્ષવા માટે સરકાર બહાલી આપવાની હતી. ખેડુતોને તાત્કાલિક રાહત આપી શકાય તેટલા માટે છુટછાટ આપવાની સત્તા કલેકટરને બક્ષવામાં આવી હતી. અને કાયદાના ધોરણે નક્કી કરવામાં આવેલી હદ સુધી છુટછાટ મુકવા તેમને પુર્ણ-અધિકાર આપવામાં આવ્યો હતો. કાયદાના ધારાધોરણ કલેકટર સરળતાથી વહીવટ કરી શકે તેટલા પુરતા છે. તે પ્રમાણે વર્તવાને સામાન્ય સિદ્ધાન્તો ઘડવામાં આવ્યા છે. મહેસુલ મુલતવી રાખવા કે માફ કરવા માટે ખેડાના ખેડુતો હાલ જેવો દાવો કરે છે, તેવો દાવો હક્ક તરીકે કહી શકાય નહિ. માત્ર મહેરબાની ખાતર રાહત મેળવવા તેઓ માગણી કરી શકે. જમીન મહેસુલ પુરેપુરૂં ઉઘરાવવામાં આવે તે સમયે કલેકટરને સામાન્ય વિચાર કરી લેવાનો હોય છે. કે સંકટ છે અગર તો ફેલાવાનો સંભવ છે કે કેમ. આ સવાલ નક્કી કરવા માટે શિયાળુ પાક સુદ્ધાં તમામ પાકની આંકણી કરવાનું કામ સૌથી અગત્યનું હોય છે. પણ તે ઉપરાંત બીજા સવાલો પણ ધ્યાનમાં લેવાના હોય છે, અને સામાન્ય આર્થિક સ્થિતિ વિષે સંભાળપૂર્વક તપાસ કર્યા પછી જ છેવટ ઠરાવ ઉપર આવી શકાય છે.

ઘડીભર માની લઈએ કે તપાસ માટે કમિટી નીમવા સરકાર પોતાની ખુશી બતાવે. પણ દેખીતું છે કે વહીવટ ખાતાની અંદર એવી તપાસ સહેજ પણ ઉપયોગી નીવડે નહિ. કેમકે વહીવટ કરવાનો છેવટ અધિકાર તો એ ખાતાના હાથમાં જ રહેવાનો. ઉપર બતાવ્યું છે તેમ ૨ સિવાયના સઘળા પાક કાપી લેવામાં આવ્યા છે, અને કમિટીને તપાસ કરવા અને કોઇ પ્રકારના નિર્ણય ઉપર આવવા માટે કાંઇ પણ સાધનો રહેલાં નથી. ફક્ત એક તરફ સરકારી આંકડા અને બીજી તરફ મોઢાની જુબાની રહેલી છે. આ આધાર ઉપરથી ખાસ-

ખોટાનો નિર્ણય થઇ શકે નહિ, તેથી હાલ તપાસ ચલાવવી વ્યર્થ છે.

વળી સરકારે આંકડા વગેરેની હકીકત જેઓ તપાસવાની ખાહેશ રાખતા હોય, તેઓ માટે ખુલ્લી મુકી છે. રજુ કરવામાં આવેલી પ્રત્યેક દલીલ વિષે બારીક તપાસ કરવામાં આવી હતી. અને જ્યાં જ્યાં એ દલીલો સંગીન આધારભુત હતી ત્યાં સરકારી હુકમોમાં ફેરફાર કરવામાં આવ્યા હતા. મોસમ વીતી ગઇ છે, અને હજી સુધી ખેડાના લોકોમાં સંકટની નિશાનીઓ જણાઈ નથી. ખેડુતોને જે રાહત આપવામાં આવી છે તે પુરતી છે. એમ જણાશે એવી સરકારની ખાતરી છે.

ખેડા જીલ્લાના સંબંધમાં નિષ્પક્ષ પંચ નીમવાની અનાવશ્યકતા સુઝવતી સરકારી યાદી તા. ૨૪મી એપ્રિલના રોજ બહાર પડી. આ સમયે મહાત્માજી દિલ્હી યુદ્ધ પરિષદમાં ગયા હતા. ત્યાંથી આવ્યા બાદ યાદીના સચોટ જવાબમાં નીચેનો ખુલાસો તા. ૬ઠ્ઠી મેના રોજ બહાર પડયો.

**સરકારી યાદીનો મહાત્માજીએ આપેલો જવાબ**

**સરકારી યાદીના દોષો**

"ખેડાની મુશ્કેલીઓના સંબંધમાં પ્રકટ થએલી સરકારી યાદીમાં કેટલીક બાબતો દબાવી દેવામાં આવી છે, અને કેટલીક વધારા પડતી દર્શાવવામાં આવી છે, આમ બન્ને રીતે તે દોષિત છે. ના૦ પારેખ—પટેલે કરેલી તપાસ ઉપરથી મેળવેલી હકીકતના ખરાપણા માટે કમિશનરે વાંધો ઉઠાવ્યો હતો. અને મેં તરત જ

તપાસ કરવા માટે એક પંચ નીમવાની સૂચના કરી હતી. ખરેખર, સરકાર માટે એ જ સિધો માર્ગ હતો. જો એ પ્રમાણે કરવામાં આવ્યું હોત તો, નજરે દેખ્યાં ન જાય એવાં—દાખલા તરીકે ખેડુતોની કુઝણી બેસે દોરી જવાનાં, સ્ત્રીઓના દાગીના જપ્ત કરવાનાં અને જમીનો ખાલસા મૂકવાનો હુકમો કાઢવાનાં—કામો કરવામાંથી સરકાર ઉગરી જાત. તેને બદલે યાદીમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ એક બહુ લાંબા અનુભવવાળા કલેકટરની નિમણુક કરી. પરન્તુ એ શું કરી શકે? સારામાં સારા અધિકારીને ખરાબ—હલકા-વાતાવરણમાં રહેવાનું હોય છે. વળી, પ્રતિષ્ઠાને વધારેમાં વધારે વજન આપનાર અને હમેશાં ખરૂં જ કરવામાં આવે છે, એવી માન્યાતાવાળી નોકરશાહીનાં બંધન અને પ્રણાલિકાને અનુકૂળ થવું પડે છે.

શ્રી૦ દેવધર અને તેમના સાથીઓની તપાસના વિષે યાદીમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે પરથી ચોખ્ખો ભાસ થાય છે કે કમિશનરે તેમની ભલામણો સ્વીકારી હતી. પણ એ હેવાલ રજૂ કરતી વખતની મુલાકાત પ્રસંગે હું હાજર હતો. કમિશનરે એ હેવાલ સામે વાંધો લીધો હતો. અને ચોખ્ખું કહેલું કે જો રાહત આપવામાં આવશે તો તે હાલતને લીધે તો નહિ જ, કેમકે હેવાલમાં જે કાંઇ વિશેષ હકીકત જણાવવામાં આવી છે, તે ખરી અને અગત્યની નહોતી.

માતર તાલુકાની વિપત્તિ તો ખરેખરી હૃદયદ્રાવક

છે. આ તાલુકાનાં કેટલાંક ગામોના વિસ્તારમાં નહેરો આવેલી છે તેમને બેવડું સંકટ છે. (૧) આતવૃષ્ટિથી પાકની સામાન્ય નિષ્ફળતા; (૨) અને રેલથી થયેલો બિલકુલ નાશ. આ બીજા કારણુ માટે તો મહેસુલ આખુંય માફ થવું જ જોઇએ. પણુ મારા જાણવા મુજબ ઘણાઓને તે લાભ મળ્યો નથી.

હાંસોટ તાલુકામાં સંકટ નથી તેથી તપાસ કરવાને કાંઇ કારણુ નહોતું, અને તેથી જ હિન્દ સેવક સમાજના સભાસદોએ ત્યાં તપાસ કરવાનું બંધ રાખ્યું, આ વાત તદ્દન જુદી છે. પરન્તુ હું એકેએક ગામની તપાસ કરવાનો હતો, તેથી તેમણે એ કામ પડતું મૂકયું. આ વાત તેમણે તેમની નોંધમાં પણ લખી છે.

## પાકની ગણતરી

મારી તપાસને સરકારે ‘ અદ્ધર તપાસ ’ કહેવામાં અન્યાય કર્યો છે. મારી દૃઢ માન્યતા છે કે જો ખેડુતોની હકીકત ઉપર વિશ્વાસ રાખવામાં આવે તો મારી રીતે તદ્દન સાચું જ પરિણામ આવે. કેટલો પાક ઉતર્યો, તે ખેડુત સિવાય બીજો કોણુ વધારે ચોકસપણે કહી શકે? લાખો ખેડુતો જુઠું બોલવા માટે મોટું તરકટ રચે એ હું માની શકતો જ નથી. કેમકે પરિણામે તો મોટા લાભ થવાને બદલે દુઃખ સહન કરવાનું નિર્માએલું હતું. વળી લાખો ખેડુતો પાકની એકંદર ગણતરી

આનીની અંદર લાવવાની ખાતર, બધા જ પાકની આનીઓ ગોખીને તૈયાર કરી લે, એ પણ શક્ય નહોતું. હું છાતી ઠોકીને કહું છું કે મારી ગણતરી ખોટી પડે નહિ, કેમકે ભૂલ થવા ન પામે તેવી કેટલીક કુંચીઓ છે. ખરીફ અને રવી પાક—બન્ને—ની સરકારી આનાવારી સામે મેં વાંધો ઉઠાવ્યો હતો. તે સમયે શિયાળુ પાક ઉભા હતા. એ પાક લણી લેવામાં આવે તે વખતે તેની ખરી આનાવારી કહાડવા સૂચવ્યું હતું. મેં તે માટે વડથલ ગામ પસંદ કર્યું હતું. મારી દલીલ એવી હતી કે જો ખેડુતોની શિયાળુ પાકની ગણતરી ખરી પડે અને સરકારની ખોટી ઠરે તો તે જ નિયમ અનુસાર ચોમાસુ પાકની ખેડુતોની ગણતરીને ખરી માનવામાં અજુગતું કહેવાય નહિ. મારી આ માગણી સ્વીકારવામાં આવી નહિ. વળી મારે એ પણ કહેવું જોઇએ કે કલેકટરે વડથલ ગામના પાકની તપાસ કરી ત્યારે મને હાજર રહેવા દેવાની મારી માગણી ધ્યાનમાં લેવામાં આવી નહોતી.

આનાવારી કહાડવામાં મેં રવી પાક અથવા કપાસ પાક ગણતરીમાં લીધા નથી, એમ યાદીમાં લખવામાં સરકારે ગંભીર ભુલ કરી છે. મેં આ બન્ને પાક ગણતરીમાં લીધા છે. મેં માત્ર સરકારી પદ્ધતિ સામે તાર્કિક વાંધો ઉઠાવેલો. કારણ તદ્દન સ્પષ્ટ છે. જો હજાર માણસની વસતિમાં ૨૦૦ માણસો શિયાળુ પાક કરે અને આઠસો માણસોના ચોમાસુ પાકની

આની ચાર આનીથી કરી હોય તો તેવે પ્રસંગે પાકની એકંદર ગણતરી કરવામાં શિયાળુ પાકની એકંદર ગણતરી કરવામાં આવે તો એ આંકડો માણસોને ચોખ્ખો અન્યાય થાય.

## ગંભીર ભુલો

લીંબાસી ગામના પાક વિષે સરકારી યાદીમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે જોઇ હું ભારે અજાયબ થાઉં છું. જ્યારે અધિકારીઓ પાકની તપાસ કરતા હતા ત્યારે હું ત્યાં હાજર નહોતો. બીજું કે ઘઉંના પાકની કીંમત રૂ. ૧૩૪૪૫ આંકવામાં આવી છે; પણ તે તો ત્રણ ગામના ઘઉંનો પાક છે. એટલે એ પાક ઉપર ત્રણ ગામનું મહેસુલ ભરવાનું હતું. વળી ૧૮૦૦ માણસની વસતિવાળા ગામને રૂ૧૩૪૮૫નો પાક, એ શા હિસાબમાં? આ ઉપરાંત લીંબાસીના લોકોને લગભગ તેટલી રકમનો ડાંગરનો પાક થએલો, એ મારે અંતે જણાવી દેવું જોઇએ. પણ એક માણસ દીઠ વર્ષે રૂ ૩૦ની ખોરાકીની ગણતરીના હિસાબે લીંબાસીના લોકોને ૭૨,૦૦૦ રૂપિઆનું તો માત્ર અનાજ જોઇએ. જો અધિકારીઓએ ઘઉંના પાકનો જે અંદાજ કહાડ્યો છે, તે ખરો જ હોય તો રૂ. ૮૩,૦૨૧ની કીંમતના ઘઉં થાય. આ આંકડો મને કલેકટર સાહેબે કહેલો. સરકારી યાદી કેટલી અધરતાલ છે તે બતાવતાં મારે કહેવું જોઇએ કે આખા ગામનો પાક ખળાંઓમાં પડેલો હતો.

અને લોકોની ગણતરી મુજબ તે લગભગ રૂ. ૯૦૦૦થી પણ ઓછી કીમતનો હતો. સરકારે ઘઉંનો પાક દશઆનાની મોનજેલો. જ્યારે પાકનો ફેસાર ઉપરથી ગણતાં પાકની આની ૧૦૧ દશાંશ થાય છે. આ ઉપરાંત પણ એક વાત છે. તે એ કે ઘઉં વાવવા વીઘે એક મણ બીઆરૂ જોઇએ. અને લીંબાસી ગામમાં એકંદર ૧૯૬૫ વીઘાંમાં ઘઉંનો પાક કરવામાં આવ્યો. આની સરખામણી ૩૦૦૦ મણ ઘઉં, એટલે કુલ રૂ. ૯૦૦૦નો પાક કેવળ નજીવો ગણાય. આ હકીકતની સરકારને ખાતરી કરી આપવા માટે મેં કલેકટર સાહેબને કહેલું. જેથી અમારી બન્નેની રૂબરૂમાં પાકની ખરેખર તોલી લેવામાં આવે તો સરકારનો ભ્રમ દૂર થાય. તેમણે મારી આ માગણી ગણકારી નહિ. તેથી ખેડુતોની ગણતરી સાચી છે, એમ જરૂર માની લેવું જોઇએ.

## સત્યાગ્રહની હિમાયત

સરકારી યાદીમાં સાવ ખોટી વાતો લખી નાંખવામાં આવી છે તે દર્શાવતાં મારે જણાવવું જોઇએ કે ગુજરાત સભાએ સત્યાગ્રહ આદરવાની ભલામણ કરનારો ઠરાવ પસાર કર્યો નહોતો. સભાએ પોતાને શિર આવતી જવાબદારીમાંથી છટકવા ખાતર તેમ કર્યું હતું એમ કાંઇ નથી, પરન્તુ સભાના બંધારણ પ્રમાણે બહુમતિને માન આપી સભા પાસે સત્યાગ્રહનો ઠરાવ

પસાર ઠરાવવાનું મને પોતાને જ ઠીક લાગ્યું નહિ. અને તેથી સભાસદોને પોતપોતાની મરજી મુજબ વર્તવાની છૂટ મળી શકી. ખરેખર એ વાત સાચી છે કે સભાના ઘણા આગેવાન સભાસદો ખેડાની લડતમાં ભાગ લઇ રહ્યા છે.

જે લોકો જમીન મહેસુલ ભરવાને ખુશી હતા તેવા માણસોને મેં ઉશ્કેરીને પૈસા ભરતા અટકાવ્યા, આ વાતનો હું બિલકુલ ઇનકાર કરૂં છું. સરકારી યાદીમાં જુદા જુદા તાલુકાઓના વસુલતના આંકડા આપવામાં આવ્યા છે. એ જ રાવણીઆ અને તલાટીઓની ક્રૂરતા સૂચવે છે. પ્રજાને તો કાયદાને આધારે એક કારી ફટકો જ લાગ્યો છે. જમીનો ખાલસા મૂકી હસજ કરી મહેસુલ બાકી ન રાખતાં વસુલ કરશે તેથી તપાસ કરવાનું કે રાહત આપવાનું બિલકુલ કારણ નહોતું, એમ તો કેમ જ કહી શકશે ?

હું કબૂલ કરૂં છું કે કાયદાના આધારે નહિ, પણ રહેમદિલીથી મહેસુલ મુલતવી રાખવામાં આવ્યું છે. પરન્તુ એ રાહતનો અમલદારોના તોર કે તેમની ધૂન ઉપર આધાર નથી. પરન્તુ તે માટે ધારાધોરણ નક્કી થએલ છે. અને પાક ચાર આનીથી ઓછો ઠરે, છતાં સરકાર એ રાહત આપવાનાં નિયમોનો અમલ ન કરે એવું બની શકે નહિ. આનાવારી ખરી કે ખોટી એ જ એક મુખ્ય મુદ્દો છે. જો આનાવારી બરાબર હોય તો

રાહત આપતી વખતે સરકાર પાછળથી બીજા મુદ્દા વચ્ચે લાવે છે. દાખલા તરીકે: "જીલ્લાની સામાન્ય આર્થિક સ્થિતિ". જીલ્લામાં પ્લેગ ચાલે છે અને મોંઘવારી છે તેથી પ્રજાને રાહત મળવાનાં ઘણાં કારણો છે. કલેકટર સાહેબે મને કહેલું કે આ છેલ્લા મુદ્દા હું ધ્યાનમાં નહિ લઉં. માત્ર પાક ઉપર જ આધાર રાખીશ.

મને લાગે છે કે એક સ્વતંત્ર પંચ નીમવાની માગણીના સમર્થનમાં મારે જેટલું કહેવું તેટલું હું કરી ચૂકયો છું. વળી જ્યાં સુધી એક ખેડુતની પણ બાકી રહે ત્યાં સુધી આવા પંચને અવકાશ છે. કેમકે જમીમાં જો કોઇ બીજી ચીજ હાથ ન લાગે તો તેની જમીન ખાલસા મૂકવા સરકાર પાછી પાની કરે નહિ. તલાટીના આકડા જુઠા છે એમ સાબીત કરી આપવા ખેડુતો તૈયાર છે. કેટલાક તલાટીઓ હિમ્મતથી કહેવા તૈયાર છે કે આનાવારીના આંકડા તેમના કહેવા પ્રમાણે કાયમ રાખવામાં આવેલા. પણ જો આ પળે હવે સ્વતંત્ર પંચ નીમવાની આવશ્યકતા ન જણાય તો પછી ત્યારે મહેસુલની માત્ર જુજ રકમ બાકી છે તો તે સરકાર મુલતવી કેમ નથી રાખતી! કેમકે જો તે ન કરવામાં આવે તો સારી સ્થિતિવાળા ખાતેદારો ટપોટપ ભરી દેવાની કબુલાત આપે છે.

આથી ચોખ્ખી પ્રતિજ્ઞા થાય છે કે સરકાર હઠ પકડી બેઠી છે અને કમિશનર તેનો નાયક બન્યો છે.

## ના૦ વાઇસરૉયનો સુલેહનો સંદેશો

ના૦ વાઇસરૉય અંદર અંદરના કજીઆ સમાવી દેવાની ભલામણ કરે છે. શું આ અરજ પ્રજાને માટે જ છે કે અમલદારવર્ગને પણ તે લાગુ પડે છે? જ્યારે પ્રજાની માગણી ન્યાયકાર અને નીતિયુક્ત હોય તો તેમણે લોકમતને માન આપી શાન્તિ ન ફેલાવવી જોઇએ ?

જો સંકટનો અર્થ કેવળ ભુખમરો જ કરવામાં આવતો હોય તો હું કહી દઉં કે ખેડાની પ્રજા ભૂખે મરતી નથી. પણ જો ભરણાની ખાતર માલ વેચવો પડે અને ખોરાકી માટે અનાજ વેચાણ લાવી ખાવું પડે એ સ્થિતિનો સંકટ શબ્દની વ્યાખ્યામાં સમાવેશ થતો હોય, તો તેવું સંકટ તો આજ ખેડા જીલ્લામાં ઘેરઘેર છે. અસંખ્ય ખાતેદારોએ ઝાડ, ઢોર કે બીજી જણસો વેચીને મહેસુલ ભર્યું છે. એવા દાખલાઓની મારી પાસે ખોટ નથી. અધિકારી વર્ગે એક સોટે મહેસુલ વસુલ કર્યું એ હકીકત સરકારી યાદીમાં છેક જ ગળી જવામાં આવી છે એ ગજબની વાત છે. ખેડુતોને પણ સરકારે હઠીલાઇનો ઠીક પાઠ શીખવ્યો. ખેડુતો ચાર લાખની જમીન મહેસુલ ખાતર ત્રણ કરોડની જમીન ખોશે એવી ધમકીના ત્રાસમાંથી

મુક્ત નથી! અધિકારીવર્ગનું પાસું ખોટું છે, એવો ભાસ ઉપરના કથનથી શું નથી નીકળી શકતો?"

મહાત્માજી દિલ્હી ખાતે યુદ્ધ પરિષદમાંથી આવ્યા બાદ તરત જ બીજાપુર ખાતે ના૦ વિઠલભાઇ પટેલના પ્રમુખપણા નીચે રાજકીય પરિષદ ભરવાની હતી તેમાં ભાગ લેવા પધાર્યા. ત્યાંથી તેઓ પોતાના કાર્યક્ષેત્રમાં તા. ૧૨મી મેના રોજ આવી પહોંચ્યા. અને બીજે દિવસે ખેડા જીલ્લાની યાત્રા પાછી શરૂ. તે દિવસે તેઓ શ્રીએ બોરસદ તાલુકાના ઢુંડાકુવાના સત્યાગ્રહીઓની મુલાકાત લીધી. તે ભાઇઓને બોધ આપતાં તેઓશ્રીએ જણાવ્યું કેઃ—

**ઢુંડાકુવામાં મહાત્માજીનું ભાષણ**

"તમને ખબર હશે કે હું પંદરેક દિવસ બહાર ફરી આવ્યો. હું દિલ્હી જઈ આવ્યો, ત્યાંથી મુંબઇ થઇ બીજાપુર ગયો હતો. આ પંદર દિવસના વચગાળાની અંદર ખેડામાં શું થયું છે તે મારા ખ્યાલમાં રહેતું હતું. હું જ્યાં હતો ત્યાં કાગળ તારથી મને ખબર પડયા કરતી હતી. તમે જોયું હશે કે ખેડા જીલ્લામાં આપણી લડતના પરિણામે પુરેપુરી નહિ તો લગભગ પુરી જીત તો મળી છે. તેનું કારણ એ છે કે ના. પ્રૅટ સાહેબે જે ધમકી આપી હતી, જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞા તેઓ નથી પાળી શકયા. કોઇ પ્રતિજ્ઞા લે ને ન પાળી શકે તે જીત ન કહી શકાય. સત્યાગ્રહીની લડત એવી નથી કે તે કોઇની પ્રતિજ્ઞા ખોટી પડાવે. પ્રતિજ્ઞા પ્રતિજ્ઞા વચ્ચે ભેદ હોય છે. પ્રતિજ્ઞા

દૈવી હોય અને રાક્ષસીએ હોય. દૈવી પ્રતિજ્ઞા એવી છે કે જે મરણાન્ત સુધી પાળવી જ જોઇએ, અને જેની કદી સામે ન થવાય. રાક્ષસી પ્રતિજ્ઞા એવી છે કે જેની સામે રાત દિવસ થવું જ જોઇએ. રાક્ષસી પ્રતિજ્ઞાની સામે સત્યાગ્રહી રાત દહાડો લડે છે. ના. પ્રૅટ સાહેબની પ્રતિજ્ઞા રાક્ષસી હતી. એમને માટે મને માન છે, એઓ ખરાબ અમલદાર નથી, પણ ખરાબ ન હોય તે અમલદાર પણ ગંભીર ભુલ કરે. ના. પ્રૅટ સાહેબે પણ એવી ભુલ કરી હતી, એને તે પોતાની પ્રતિજ્ઞા સંભળાવતી વખતે કરી હતી. તેમણે કહ્યું હતું કે તમારી જમીન ખાલસા થશે અને તમારા વારસોનાં પણ ચોપડામાં નામ નહીં ચઢાવવામાં આવે. આ વચન કહી બતાવવાને નહીં પણ કરી બતાવવાને તેમ ઇરાદાપુર્વક કહેલું. આપણે બતાવ્યું છે કે નામદાર પ્રૅટ સાહેબ એ કાર્ય ન કરી શકે. એમને કરવાનું એ હતું

એમના હુકમની સામે થવા માટે ભારે સજા કરે, પણ તેમ ન થઇ શક્યું કારણ કે એમનું કાર્ય રાક્ષસી હતું. આપણી પ્રતિજ્ઞા રાક્ષસી હોત તો આપણને જીત ન મળત. આપણી પ્રતિજ્ઞા તો દુઃખ ખમવાની છે, તે રાક્ષસી નથી. ના. પ્રૅટ સાહેબની પ્રતિજ્ઞાથી તમને કાંઈ દુઃખ થવાનું ન હતું. લોકોએ દુઃખ ખમવાની પ્રતિજ્ઞા લીધી તેમાં કાંઇ ભુલ થઈ હોય એમ મારા સ્વપ્નામાં પણ નથી આવી શકતું. આ લડતથી ખેડા જીલ્લો જે નીસ્તેજ હતો તે સતેજ થઇ ગયો. ખેડાના ખેડુતોને

હક્કનું ભાન ન હતું તે ભાન તેઓને થયું. **જુલ્મી અમલની સામે થવામાં વફાદારી છે, આંધળા અમલને વશ થવામાં બેવફાઇ છે.** બેવફાઇ છે તેનું કારણ તેવા અમલને વશ થવામાં આપણે જાલીમ પુરૂષને માન આપીએ છીએ. આપણે તો તેવા અમલની સામે થઇ જાલીમનો ઉદ્ધાર કરવાનો છે. જેમ પ્રલ્હાદ હીરણ્યકશ્યપના ઉધ્ધારક થયા તેમ જાલીમની સામે થઇને આપણે જાલીમનો ઉધ્ધાર કરવાનો છે. ના. પ્રૅટ સાહેબને પોતાની હારથી દર્દ થતું હોય પણ કાળે કરીને એ જોશે કે એઓ જમીન ખાલસા નથી કરી શકયા એ ભારે કામ થયું છે. જો તેમ કરત તો પ્રજાની હાય તો એમને જરૂર લાગત, અને આખા હિંદુસ્તાનમાં ખેડાના કાળા કોપની બુમ પડત. આ સ્થિતિમાંથી ના. પ્રૅટ સાહેબ તરી ગયા છે. પ્રજા તો ખાલસાને વધાવી લેત.

હવે રહી જપ્તી. જપ્તીમાં આપણે શું કરવું તે હું સમજાવીશ. ડભાશીના લોકોએ મને આશીથી આવતાં કહ્યું કે ડભાશીમાં આવી જાઓ તો સારૂં, કારણ ગામનો મુખી લોકોને ભમાવી રહેલ છે, લોકોની પાસે પૈસા જાણીતી જગામાં મુકાવી જપ્તી કરે છે. આવું જગતમાં મેં નથી જોયું. પૈસા જાણીતી જગામાં મુકાવે અને ભમાવે એવું બને જ નહીં. પૈસા કોઠીમાં મુકી જપ્તી કરાવવી એતો જપ્તીદારને વધાવી લેવા જેવું થાય. આપણાથી બની શકે તો આપણે જાલીમના

હાથમાં પૈસા ન જવા દઈ આપણા રહેલા માલને લુંટાવી દઇએ, બાળી નાંખીએ પણ એટલું જોર આપણામાં નથી આવ્યું. એટલા જોરની જરૂર પણ નથી. જે પોતાના ઘરની અંદર પૈસા અથવા તુરત હાથમાં આવે એવાં ઘરેણાં મુકે તેને પ્રતિજ્ઞાનું ભાન નથી એમ તો મને લાગે. અમલદારને આપણે માન આપીશું, પણ આપણે તેને મદદ નથી કરવાના. તેની આગતા સ્વાગતા કરીશું, પણ આપણાં ઘરમાં આવી તેને કંઇ ન મળે તેની કાંઈ અડચણ નથી. અમારી પાસે છે એ જણસો અહીં નથી, હોય ત્યાંથી ખોળી લેજો, એમ કહેવામાં લડતને જોર મળે છે. માત્ર વસ્તુઓ તૈયાર રાખી મુકવાથી ઉગરી ગયા એમ જેઓ કહે તેઓ લડતનું સ્વરૂપ સમજયા જ નથી. તમે સારી દ્રઢતા, સારી હિંમત બતાવી છે તે સાચું પણ તમને હજી ભારે દુઃખનો પ્રસંગ નથી આવ્યો. ઘણા માણસ પ્રતિજ્ઞા લે ત્યારે દુઃખના પ્રસંગ ઓછા આવે. શારીરિક તો નહીં જ પણ આર્થીક દુઃખ પણ તમને નથી પડયું. ચોથાઇના હુકમ પણ હવે નથી થતા. આ બધું સાચું, પણ કાંઇક પણ દુઃખ ખમવાને પ્રયત્ન તો કરો. આપણો સામાન લઈ જાય તે પાછો ખરીદી લાવવાનું શાહજોગ ગણાય, પણ ઝટઝટ આપણો માલ આપણે રજુ નથી કરી શકતા. એ લોકો જાતે શોધી લે તેમાં તેમને અડચણ આપવી જોઇએ એવું નથી થતું જણાતું. કેટલાક ઠેકાણે તો નથી થતું.

ડખાણીની હકીકતથી હું ચમકી ગયો. તમને બાઇઓ અને બેનોને મારી વિનંતી અને સલાહ છે કે તેઓ ઝટ ઝટ ઉંચકી જાય એવી રીતે તમારી વસ્તુઓ ના મુકજો. અમે સરકારને કનડગત નહીં કરીએ, પણ તેમને માગે પણ નહીં કરી આપીએ. જેટલો વિલંબ થાય તેટલો તેમની પાસે કરાવીએ. એમ કરવું એ તમારૂં કાર્ય છે, અને ઉમેદ છે કે એ જ પ્રમાણે તમે વર્તન ચલાવશો. આગતા સ્વાગતા કરવી એટલે સીધું જોઇએ તે અને બની શકે તેટલું આપવું જોઇએ. મીત્ર કે વેરી ભુખ્યો તરસ્યો આપણે ત્યાંથી જાય તે આપણને લાંછન છે. અમલદાર ભુખ્યા ગયા અથવા તરસ્યા ગયા એમ એકે ગામ વિષે નહીં કહેવાવું જોઇએ. અમારે ત્યાંથી અમલદારને પીવાનું પાણીએ ન મળ્યું એમ કહીને ઘણાં મુખાઈ હાંકે છે. સત્યાગ્રહીનું કામ કોઇને ભુખે મારવાનું દુભવવાનું નથી. સત્યાગ્રહી જાતે દુઃખી થશે, કહેવાતા શત્રુને પોતાનો રોટલો આપી પોતે ભુખે મરશે. આવા સત્યાગ્રહનો ખરો અર્થ સમજશો. આપણે ઉંચા ચડવાનું છે. ખરા સત્યાગ્રહના ઘરની અંદર, ગામની અંદર કોઈ ફરવા નીકળે તો તેને એવી છાપ પડવી જોઇએ કે ત્યાં કોઈ અસત્ય બોલતું નથી, ચાલતું નથી, ઉદ્ધતાઈ નથી વાપરતું, વિનય વાપરે છે, શત્રુને દુઃખ નથી આપતું, જ્યાં સુધી રોટલો પાણી હોય ત્યાં સુધી કોઈ ભુખે મરીને

નથી જતા. આખો જનસમાજ આ સ્થિતિ જોઈ રહે એ આપણું કાર્ય છે. મને આશા છે કે આવી સ્થિતિ તમે આણુશો.

સત્યાગ્રહી કદી હારતો જ નથી, પણ જેને સત્યાગ્રહ કરતાં નથી આવડતો તે હારશે. મારી પાસે બધું સાહિત્ય હોય તો હું તરત કહી શકું કે અમુક સત્યાગ્રહને વિષે આટલી આટલી ત્રુટી હતી. એવી કામધેનુ જેવી કલ્પવૃક્ષ જેવી જે લડત છે, એવો જે રત્ન ચીંતામણી છે તેને ગુમાવશો નહીં. આ લડતને જેઓ સમજી લેશે તેઓને ખરા સુખનો અને સ્વરાજ્યનો અનુભવ થશે."

**મહાત્માજી સંદેસરમાં**

તા. ૧૬મી મેના રોજ મહાત્માશ્રી ભક્ત પ્રિતમદાસના વતન સંદેસર ખાતે જઇ પહોંચ્યા. તેઓશ્રીની સાથે તે દિવસ શ્રીયુત વલ્લભભાઈ, પ્રો૦ કીરપલાની મિ. તારાચંદ શહાની વગેરે હતા. આ ગામમાં લગભગ સો સત્યાગ્રહીઓ આ લડતમાં બહાર પડયા હતા. એટલું જ નહિ પણ આખા ગામે સરકારધારો ભર્યો નહોતો. મહાત્માજીની પધરામણી વખતે લોકોનો ઉત્સાહ અવર્ણનીય હતો. ગામથી અડધા માઇલ સુધી આખું ગામ કીર્તનીઆં, રણસીંગા વગેરે વાજીંત્રો સાથે મહાત્માજી અને તેમની મંડળીનો સત્કાર કરવા સ્હામું આવ્યું હતું. આખે રસ્તે લોકો અતિ ઉમંગ; ઉત્સાહ અને રસના તાનમાં આવી જઈ ભજન કીર્તિનો ગાતા હતા. તેમના હૃદયના ડોલન અને ગાનમાં અદ્ભુત

ભક્તિભાવ ઝરતો હતો. લોકોનાં અંતઃકરણ પ્રેમથી એટલાં બધાં તરબોળ થઈ ગયાં હતાં કે એ દેખાવ જોનારના જીવનની તે એક ધન્ય ઘડી હતી. લગભગ ૧૫૦૦ ખેડુતો અને ૩૦૦ સ્ત્રીઓ ખાસ ઉભા કરેલા મંડપમાં મહાત્માજીનો સદ્બોધ સાંભળવા અદ્ભુત શાન્તિથી બેઠાં હતાં. તેમને મહાત્માજીએ અત્યન્ત ભાવયુક્ત સુંદર ભાષણ સંભળાવ્યું.

"સત્યાગ્રહીનું પ્રથમ કાર્ય એ છે કે પોતે જે કરવા બેઠો છે તે સત્ય છે કે નહિ તે તપાસવું અને ખાતરી થાય કે પોતે આદરેલું કામ સત્ય છે તો તેને આગ્રહપૂર્વક વળગી રહેવું, અને મરણપર્યન્ત લડયા કરવું, પણ સત્યને છોડવું નહિ. આપણી લડત સત્યની છે એમ જો આપણી ખાતરી થઇ હોય તો તેને વળગી રહેવું જોઇએ. સત્યને વળગનારા શું કરે તે વિચારી લેવાની જરૂર છે. જે માણસ સત્યને અર્થે મરવા ઇચ્છે તે બધી વખતે સત્યને જ વળગી રહે.

કેટલીક સત્યાગ્રહને નામે ચાલતી લડાઇઓમાં હારનું કારણ એ છે, કે આપણે બધી વખત સત્યને વળગી રહેતા નથી. સત્ય વસ્તુ આપણને પસંદ પડી છે કેમકે એમાં જ આપણો લાભ છે, અટલે જ આપણે તે કરીએ છીએ. એવા સત્યાગ્રહીને તપાસીશું તો જોઇશું કે તે દરેક બાબતમાં સત્ય આચરે છે. જો સત્ય ન આચરીએ તો આપણે સત્યાગ્રહી ન કહેવાઇએ. કેટલાક સત્યની કિંમત જાણે છે છતાં તેને વિષે તે ઘણી

વખત વિરોધના દાખવે છે. એક બાબતમાં સત્ય અને બીજી બાબતમાં તે અસત્ય આચરે છે. **જો આપણે ન્યાય માગતા હોઇએ તો આપણે બીજાને પણ ન્યાય તોળી દેવો જોઇએ.** આપણામાં સત્ય વિચાર તથા આચાર બન્ને હોવા જોઇએ. જે માણસ ન્યાયમંદિરની અંદર જાય તેણે પવિત્ર બનીને જવું એમ બધાં શાસ્ત્રો કહે છે. જેમ આપણે મંદિરમાં સ્નાનાદિ કરી, મન ચોખ્ખું હોય ત્યારે જવું જોઇએ તેમ ન્યાયમંદિરમાં પવિત્ર માણસ જ જઇ શકે છે. મેલો માણસ ત્યાં ન જઇ શકે એ કાયદો છે. માટે આપણું પ્હેલું કાર્ય એ છે કે જો ન્યાય જોઇતો હોય તો આપણે પોતે તો ન્યાય આપીએ.

અગાસ સ્ટેશને ભાઇ વલ્લભભાઇએ મ્હારા હાથમાં એક ચિઠ્ઠી મુકી. એ ચિઠ્ઠીમાં જે લખ્યું છે તે જો બરાબર હોય તો મ્હને લાગે છે કે આપણે ન્યાય તોળી આપતા નથી. ચિઠ્ઠીમાં સંદેશર ગામના ઢેડ લોકોએ એવું જણાવ્યું છે કે ચાર વર્ષ થયાં ગામના લોકો તેમને કંઇ પણ હિસ્સો આપતા નથી. તેમનો હક અમારા લોકોને ગામે આપી દીધો છે. આ તકરાર સાચી છે કે ખોટી તે હું નથી જાણતો. જો એ ખરી હોય તો તેનો તરત જ ફેંસલો કરી દેવો જોઇએ એ સંદેશરના લોકોનું કામ છે. એટલે એમને મ્હારી વિનંતી છે, કે જો તેઓ ન્યાય લેવા નીકળી પડયા છે તો તેઓએ ન્યાય તોળી પણ આપવો જોઇએ.

આજે સવારે એક જણ સાથે હું વાત કરી રહ્યો હતો કે આ કામ ખેડાની પ્રજાને બહુ મીઠું લાગે છે. કારણ કે આ અવસરે તેઓ ઉંચે ચઢી રહ્યા છે. પરંતુ કદાચ એવો પણ દિવસ આવે કે જ્યારે પેલા ગાંધી આવ્યો હતો તેણે તો આપણા પગપર કુહાડો માર્યો છે એમ કહેનાર નીકળે. અત્યારે આપણે સરકારના અમલની સામે થયા છીએ. આપણે માનીએ છીએ કે ઇશ્વર આપણી સાથે છે. જેમ સમસ્ત પ્રજા ઉપર સરકાર છે તેમ પ્રજાનો કેટલોક ભાગ બીજા ભાગ ઉપર છે. આપણે અત્યારે સરકારી અમલદારોને વેઠવારા નથી આપતા. કુંભારને, ઢેડ ભંગીને આપણે કહીએ છીએ કે વેઠ કરવાની જરૂર નથી. જો સરકાર પૈસા આપે, અને તેમને પરવડે, અને તેમને જવું હોય તો તે જાય અને નહિ જવું હોય તો ન જાય એમાં કંઇ જ ખોટું નથી. પણ એનો અર્થ શું થયો? કુંભાર, ઢેડ વગેરેને પુરું દામ મળે તો મજુરી ન કરે એ તેમનો હક છે. આપણી સામે તેઓ આ જ રસ્તો લેશે તો શુદ્ધ સ્વરાજ્ય માટે આપણે લાયક છીએ એમ સમજજો. આપણે સરકારને ઉડાવીએ પણ આપણને કોણ ઉડાવનાર છે, એમ જો આપણે સમજીએ તો આપણે જાલીમની ગાદીપર બેસી ગયા ગણાય. તેમાં આપણને ઘણું જ નુકસાન થાય. ઘણા અંગ્રેજો કહી રહ્યા છે કે 'પ્રજાને જે તમે શીખવી રહ્યા છો તે માટે તમારે પસ્તાવું પડશે. કોઈ દિવસ

તે ત્હારૂં ડોકું ઉડાવી દેશે.' મ્હને આ બાબતમાં એટલું શુદ્ધ જ્ઞાન છે કે મને મારા કાર્યમાં ત્રુટી જ દેખાતી નથી. મારી ખાત્રી છે કે અત્યાર સુધી પ્રજાને જે સલાહ આપી છે તે સાચી છે. જે સલાહ મેં પ્રજાને સરકારને વિષે આપી છે તે હું પ્રજાના એક ભાગને, બીજા ભાગ વિષે આપતાં અચકાઉં નહિ. એમ કરતાં મારૂં ડોકું ઉતરે એમ કહેવામાં આવ્યું છે. તેમ થાય તો તે પણ સહન કરૂં પણ સત્ય ન છોડું. આ ડોકું સરકારને અર્પણ છે તેમ પ્રજાને પણ અર્પણ છે. જો પ્રજા સત્તાનો દુરૂપયોગ કરશે અને ગરીબ લોકોને રંજાડશે તો હું તેને પણ કહીશ કે સત્યાગ્રહ કરો. પછી ભલે સામે હજારો હોય કે થોડા. ન્યાયનો માર્ગ કદી છોડશો નહિ. સુખે રહેવાનો એ જ માર્ગ છે. જે શસ્ત્ર તમારા હાથમાં આવ્યું છે તે અમૂલ્ય છે. એની સામે એક પણ શસ્ત્ર નથી નભવાનું. એની સામે કોઈ પણ ઉભું નથી રહી શકવાનું. આપણો આત્મા સત્યમય થવો જોઇએ. એમાં જે ખુબીઓ રહી છે તેનો જેને અનુભવ થયો હશે તે દઢતાપૂર્વક કહેશે કે સત્ય સિવાય બીજો ધર્મ જ નથી. આ વાત સમજી ન્યાયનો માર્ગ કદી છોડશો નહિ. હું કહી રહ્યો છું કે આપણે જીતી ગયા છીએ. સરકારધારો માફ કરાવવાની આ લડત નથી. જો એટલી જ લડત હોત તો તે કેટલાક દિવસ પહેલાં કરાવ્યું હોત. આ લડતમાં બહુ વિશેષ વસ્તુ છે. સરકાર કહે અમે સાચા છીએ,

પ્રજા કહે અમારૂં સાચું છે. ગ્રૅટ સાહેબ પણ કહે છે કે સરકારધારા માટે આ લડત નથી, પણ આમાં તો તેત્રીશ કરોડનો સવાલ છે. આમાં તો એક તરફ પ્રજાના અમલનો અને બીજી તરફ સરકારના અમલનો સવાલ છે. આપણે હવે તો સમજી લેવું જોઇએ કે સરકારનો અમલ પ્રજાના અમલ આગળ કંઈ જ નથી. એવી કોઈ પણ સરકાર પેદા નથી થઇ કે જે પ્રજાની સામે થઇ શકે. પ્રજા જ્યારે હક માગવાનો નિશ્ચય કરશે ત્યારે તે હક તે લઈ શકશે. આપણે આ લડતમાં વિનય છોડવા નથી માગતા, પરંતુ ગુલામગીરી પણ કરવા નથી માગતા. સત્યાગ્રહી વિનય કદી નહિ છોડે, આગ્રહ પણ નહિ છોડે. અમલદારોને ભુખ્યા પણ નહિ કહાડે. પાણી, ખોરાક, ઉતારો અને સલામ પણ આપશે. તેઓ આપણા પરોણા છે એટલે પછી તે શત્રુ યા મિત્ર હોય તોપણ આપણે તેની સાથે વિનયથી વર્તવાનું. પશ્ચાત આપણી પાસેથી, આપણી રજા વિના તે કંઇ લઇ શકે નહિ. તેઓ આપણે ઘેર ભલે જમી કરે; પરંતુ આપણાં ઘરેણાં વાસણ ઇત્યાદિ એમના આગળ મુકી દેવાં એ આપણું કામ જ નથી. જો આપણે વાસણ વગેરે ઉંચા મુકી દીધાં હોય તો આપણે એમ કહી દઇએ એ પણ આપણું જ કામ છે. આપણી વસ્તુઓ એમના હાથમાં ગઈ એટલે આપણે શાન્તિ પકડવી. આપણે ડરવું નથી અને તેથી ઉલટું દાંડ પણ બનવું નથી. જે માણસે ગરીબાઇની અંદર શાહુકારી અનુભવી

છે તેને એમ લાગશે, કે હું ખુવાર થઇશ તોપણ પૈસા આપવાનો નથી. એક ત્રાજવામાં ન્યાય આવશે ત્યારે જ બીજા ત્રાજવામાં પૈસા આવશે. એ બધું તમારે સમજી લેવું એવી મારી તીવ્ર ઇચ્છા છે.

**આ લડત સ્વરાજ્યની છે.** આપણે ઇચ્છા રાખીએ છીએ કે એ સત્તા આપણા હાથમાં આવી જશે. પણ નિર્બળ માણસના હાથમાં સત્તા શું કામની છે? એક મુડદાના હાથમાં આપણે તલવાર આપીએ કે તેના આગળ અન્નના ઢગલા કરીએ, કે પૈસા મુકીએ, પણ તે કશાનો ઉપયોગ નથી કરી શકતું, તેમ માલ વગરનો માણસ કંઇ કરી શકતો નથી. તેના ખાવાનો અધિકાર જ નથી. ગીતાજીમાં કહ્યું છે કે યજ્ઞ કર્યા વિના ખાય છે તે ચોર છે. યજ્ઞનો અર્થ એ જ શરીર પ્રજાને અર્થે છે, પ્રભુને અર્થે છે. તે પોતે હોમી દેવું, પોતાનું સર્વસ્વ આપી દેવું, એ જ ખરો યજ્ઞ છે. એવા મહાયજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોર છે. જે પ્રજા આ વાક્ય સમજી શકી હોય તેના ઉપર કોઇ પણ સત્તા જુલમગાર થઇ શકતી નથી. એ વાક્યનું રહસ્ય આપણી નસોમાં પ્રસરી જાય તો દુનિયામાં બીજું કોઇ જીતવાનું નથી, બધું જ જીતી ગયા છીએ. જો આ લડતનું ખરેખરૂં સ્વરૂપ સમજીએ તો નુકશાન થવાનો સંભવ નથી. સત્યાગ્રહ એ દિવ્ય શાસ્ત્ર છે. જે મનુષ્યમાં માણસાઇ છે, પુરૂષાર્થ છે તેના હાથમાં જ તે શોભી શકે છે. આપણે બધા

સમજીને તે પ્રમાણે આચરણ કરીએ, તો હિંદુસ્તાનને માટે કહેવાશે કે આ ભૂમિ નામર્દોની નહિ, પણ તેત્રીસ કરોડ દેવતાની છે."

મહાત્માજી ખાસ કામ પ્રસંગે બિહાર પધાર્યા હતા.

**શ્રીયુત વલ્લભભાઇનો પ્રજા જોગ સંદેશો**

જ્યારે લડત પુરવેગથી ચાલી રહી હતી. આ પ્રસંગે પ્રજાનું શુરાતન ટકાવી રાખવા શ્રી. વલ્લભભાઇએ નીચેનો સંદેશો ખેડા જીલ્લાની પ્રજાજોગ પત્રિકા દ્વારા મોકલ્યો હતો.

" આપણી લડત સત્યાગ્રહની છે. પ્રજામત અને આંગ્રેજો અમલ એ બેની વચ્ચે દારૂણ ધર્મયુદ્ધ ચાલે છે. સરકારે સત્તાના બળથી જમીનમહેસુલ વસુલ કરવા નિશ્ચય કર્યો છે. પ્રજાએ પ્રતિજ્ઞા કરી છે કે સરકારના અણઘટતા હુકમનો માનપૂર્વક નિરાદર કરવો અને સરકાર સત્તાનો ઉપયોગ કરે તેથી થતાં દુઃખ સહન કરવાં પણ જમીનમહેસુલ ભરવું નહિ.

અમલદારોએ જપ્તીઓ શરૂ કરી માતર તાલુકામાં તો વસુલાતના કામ માટે બે વધારાના ખાસ અમલદારો નીમ્યા; કચેરીના કારકુનો સુદ્ધાંતને તે કામમાં રોકી દીધા; આખા જીલ્લામાં ખાલસાની નોટીસો કહાડી; મુખ્ય માણસોને ઘેર જપ્તીઓ કરી; ખાલસાના હુકમો પણ કર્યા; ચોથાઇ દંડ લીધા; ઉભો પાક જપ્તીમાં લીધો; કેદ કરવાનો ડર બતાવ્યો, પણ પ્રજા અડગ રહી અને અમલદારો થાક્યા ત્યારે કમીશનર સાહેબ તેમની મદદે આવ્યા. તમામ ખેડુતોને નડીયાદ મુકામે ભેગા કરી તેમણે ખુબ ધમકી આપી, ગવર્નર સાહેબનો પત્ર વાંચી બતાવ્યો, જપ્તીઓ બંધ

કરવાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો, અને પ્રજા જરૂર ડરી જશે એમ માનનારા કમીશનર સાહેબ ખેડુતોના હિંમતભર્યા જવાબ સાંભળી પોતાના અઠાવીસ વરસના રાજકીય અનુભવમાં નહિ જોયેલો અગર સાંભળેલો એવો બનાવ જોઇ વિસ્મય પામી વિદાય થયા. અમલદારોએ ખાલસાની નોટીસોનાં ફોર્મ ખુટી ગયાં એટલી નોટીસો કહાડી. કોઇ કોઇ જગાએ તો ખાલસાના હુકમ કર્યા તે રૈયતે હર્ષથી વધાવી લીધા. પણ સરકારની તિજોરીમાં પૈસો આવ્યો નહિ. છેવટે રૈયતને ઈન્સાફ આપવા નીમેલા અનુભવી કલેકટર સાહેબ વિદાય થયા અને નવા કલેકટર સાહેબે ખાલસાની વાત વિસરી જઈ જપ્તીઓનું કામ શરૂ કર્યું.

ગામેગામ જપ્તીઓનું કામ પુરજોસથી ચાલે છે, છતાં પ્રજાએ હિંમત છોડી નથી. ખેડા જીલ્લાના ખેડુતો જેવા પોતાનાં ઢોરની બરદાસ ચાકરી કરનાર ખેડુત ભાગ્યે જ હશે. પોતાનાં ઢોરને તેઓ કુટુંબના અંગ તરીકે ગણે છે. ખેડુતની સ્ત્રીઓ પોતાની ભેંસોને રાત્રે પણ ભરનિદ્રામાંથી ઉઠી તેને બેત્રણ વખત ખોરાક આપે છે અને તેના દિલ ઉપર પ્રેમથી હાથ ફેરવે છે. ચુંટી ખણતાં લોહી નિકળે એવાં સાચવેલાં ઢોર જોઈ આપણી આંખ ઠરે છે. ઘણા ખેડુતોના કુટુંબનો આધાર એ જાનવર ઉપર હોય છે. એને જરાપણ દુ:ખ થતાં એના માલિકને ભારે દુ:ખ થાય છે. સ્ત્રીઓ તો પોતાનાં ઢોરને દુ:ખ થતું જોઈ શકે જ નહિ.

જપ્તી કરનાર અમલદારો ખેડુતની આ સ્થિતિનો લાભ લઈ ખેડુતને સહેલાઈથી ભારેમાં ભારે ત્રાસ આપી ડરાવવાના હેતુથી જપ્તીમાં લઈ શકાય એવી બીજી મિલકત હોવા છતાં સંખ્યાબંધ ભેંસો જપ્તીમાં લે છે, ખાસ કરીને દુઝણી ભેંસો લે છે. કેટલીક જગાએ તો જપ્તીમાં લઇ તરત જ તેને તાપમાં બાંધવામાં આવે છે. કોઇ જગાએ તેને પાડાથી વિખુટી પાડવામાં આવે છે. જાનવરો

શડો પાડે છે, અને સ્ત્રીઓ કકળાટ કરે છે. તે જોઇ છોકરાં હૃદયભેદક રૂદન કરે છે. જપ્તીની મુદત દરમિયાન ભેંસની કિંમત અડધી થઈ જાય છે. છતાં ધર્મ પાળનાર ખેડુત ધીરજથી પ્રતિજ્ઞાનું પાલન કરે છે, અને શાંતિથી દુઃખ સહન કરે છે. કેટલીક જગાએ સ્ત્રીઓ પણ આવા પ્રસંગોમાં ભારે હિંમત બતાવે છે. જપ્તીમાં લીધેલો માલ હરાજ થતાં સુધી ખેડુતને ચોથાઈ માફ કરવાની લાલચ આપવામાં આવે છે. છતાં એક વરસનું મહેસુલ મુલતવી રાખવાને માટે લડનારા ખેડુતો સત્યને ખાતર પોતાના માલની હરાજી થવા દે છે, અને દયાળુ સરકાર માબાપ હરાજીના રૂપીઆમાંથી જમીન-મહેસુલ ઉપરાંત ચોથાઇ દંડ વસુલ કરી લે છે. આટલું દુઃખ સહન કરવાની સલાહ આપનાર મહાત્માજીને ગામેગામ ખેડુતો પોતાને ત્યાં પધરામણી કરી તેમનું ગામ પાવન કરવા, તેમને દર્શનનો લાભ આપવા અતિ પ્રેમપુર્વક નિમંત્રણ કરે છે અને તેવાં નિમંત્રણો કરવામાં જુદા જુદા ગામોની હરિફાઈ જોવા જેવી થાય છે.

મહાત્માજીનાં દર્શનથી અને તેમના વચનામૃતથી ખેડુતો પોતાનાં દુઃખ વિસરી જાય છે, અને કેટલાક ખેડુતો સરકારે મહેસુલ મુલતવી નહિ રાખ્યું તેથી તેમને મહાત્માજીનાં દર્શનનો અને અમુલ્ય ઉપદેશનો લાભ મળ્યો એમ માની સરકારનો ઉપકાર માને છે. આમ પ્રજાની ધાર્મિક અને નૈતિક ઉન્નતિ થાય છે. એ આ લડતનું મોટામાં મોટું શુભ પરિણામ છે.

અમલદાર વર્ગનો ભય પ્રજામાંથી નીકળી ગયો છે અને ભેડાના ખેડુત અમલદારની સાથે હિંમતથી અને માનપુર્વક કામ લઇ શકે છે એટલું જ નહિ પણ ગરીબમાં ગરીબ રૈયત સેંકડો વર્ષથી મુંગે મોંએ વેઠ કરી ગુલામગીરીની દશા ભોગવતી તે હવે તે દશામાંથી મુકત થઇ છે.

પ્રજા સમજવા લાગી છે કે કુસંપથી ભારે ખુવારી થાય છે. ઘણા વરસથી ચાલતી આવેલી તકરારો છોડી દઈ લોકો સંપથી કામ લેવા લાગ્યા છે. અંદર અંદર કજીઆ કરી કોર્ટ કચેરીએ ચટવાનો રસ ઓછો થયો છે. અન્યાયી અમલની સામે થઈ શકાય છે અને તેમ કરવાથી જ પ્રજા ચડી શકે છે અને સરકારને પણ એમાંથી શીખવાનું મળે છે. આપણી લડતનાં આ શુભ પરિણામો નજરે પડે છે ને ઉપરાંત પ્રજાને ઉચ્ચ કેળવણી મળે છે.

લડત લંબાતી જાય છે તેમ તેમ પ્રજાની કસોટી થાય છે. દુઃખ સહન કરવાનો પ્રસંગ જ ન આવ્યો હોત તો પ્રજાને ભારે લાભ મળત નહિ. હવે આપણી કસોટીનો વખત આવ્યો છે. જગત આપણી સામે જોઈ રહ્યું છે. અમલદારોને અમલ ચલાવવાનો અવકાશ મળતો નથી. ચોરામાં રૂપીઆ ભરવા જનારનો કેટલો વખત ખોટી થાય ત્યારે છુટકો થતાં તેને બદલે ઘેરઘેર અમલદારો પૈસા ઉઘરાવવા ફરે છે. લોકોને ડરાવવાનું છોડી દઈ વિનયથી સમજાવે છે અને લાલચો આપે છે. સત્તાના દોરથી સાહેબી ભોગવનારાઓને ગામમાં સત્કાર કરનાર કોઈ મળતું નથી. મ્હોં માગી ચીજ મફત મેળવનારને કોઈ પ્રસંગે પૈસા આપતાં પણ જરૂરી ચીજ મળતી નથી. એમની હાડમારીનો પાર નથી. છતાં તેમણે મર્યાદા છોડી નથી. એમનાં હૃદય પીગળ્યાં છે. રઈયતના તરફ સત્ય છે એવી એમના હૃદયના ઝાંખી થએલી માલુમ પડે છે. પણ આપણે સમજવું જોઈએ કે હાલની ચાલતી રાજ્યપદ્ધતિમાં તેઓ લાચાર છે. આવા કઠણ સંયોગોમાં સ્વાભાવિક છે કે તેઓ કોઈ વખત મર્યાદા છોડે, ક્રોધ કરે, ત્રાસ આપે તો પણ આપણે તો મર્યાદા ન છોડવી, વિનય ન છોડવો અને એમના ઉપર દ્વેષ નહિ કરતાં તેમની દયા ખાવી અને શાન્તિ પકડવી એ ખાસ જરૂરનું છે. કઠોરમાં પણ કઠોર હૃદયને પણ પ્રેમથી વશ કરી શકાય છે. અને

સામાની કઠોરતાના પ્રમાણમાં આપણો પ્રેમ તેટલો જ સબળ હોય તો જરૂર આપણે જીતી શકીએ એ સત્યાગ્રહની લડતનું રહસ્ય છે.

ગામડાંમાં સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં આ લડતમાં રસ લે છે એ આનંદની વાત છે. પરંતુ આપણે ખાસ યાદ રાખવાનું છે કે આપણા જુવાનીઆઓ અમલદારની સામે ઉદ્ધતાઈ શીખે નહિ. આપણે વિનય છોડીશું તો જુવાનીઆઓ તેથી આગળ વધી ઉદ્ધતાઈ શીખશે અને તેમ થાય તો આપણી લડતનું પરિણામ વિપરિત જ આવે અને જીતવાને બદલે જરૂર હારીએ.

આપણે આખા દેશમાં કીર્તિ મેળવી છે, અને સંભવિત છે કે આપણે ખુદ પ્રેટ સાહેબના હૃદયમાં દયા અને ઇન્સાફની લાગણીઓને સચેત કરી છે. એવે પ્રસંગે આપણે જરા પણ ચુક કરીશું તો જીતેલી બાજી હારીશું. માટે મારી સર્વ ભાઇઓને વિનંતિ છે કે અકળાયેલા અમલદારો મર્યાદા છોડે અને કંઇ પણ અયોગ્ય કામ કરે તોપણ આપણે તેમની ઉપર કોઈ પણ પ્રકારનો દ્વેષ નહિ કરવો અને તેમને પ્રેમથી જ વશ કરવા બને એટલો પ્રયત્ન કરવો. અને કંઇ પણ અયોગ્ય કામ થતું હોય તો તેની ખબર સત્યાગ્રહ મંડપમાં આપવી."

**મહાત્માજીની ખાંધલીમાં પધરામણી**

મહાત્માજી તા. ૨૭મીએ શ્રીયુત વલ્લભભાઈ અને ભાઇ ઇન્દુલાલ સાથે બપોરના ખાંધલી પધાર્યા. ખાંધલી માતર તાલુકાનું અને બહાદુર પાટીદારોનું એક સુન્દર ગામ છે. ત્યાંના સત્યાગ્રહીઓને તાવવામાં સરકારે જીવતોડ મહેનત કરેલી. અત્યાર સુધીમાં અમલદારોના ઘણા ઘણા હલ્લા ગામલોકોએ બહાદુરીથી ઝીલી લીધા હતા. આ અરસામાં અમલદારોનો આવેલો છેલ્લો હુમલો જરા વધારે ભારે

થયો. અને એ ગાળામાં કામ કરતા મહાત્માજીના સાથીને લાગ્યું કે સત્યાગ્રહી સૈન્યનો જુસ્સો કાંઇક નરમ પડયો છે. અને જો તાત્કાલિક પૂરતી મદદ નહિ આવી પહોંચે તો જીતનું પાસુ બદલાશે. સત્યાગ્રહીઓને મહાત્માજી આવી પહોંચે ત્યાં સુધી ટકાવી રાખવા. તા. ૨૬મીની રાત્રે મહાત્માજીનાં ભાષણો વાંચી સંભળાવી મોડી રાત સુધી લોકોના જુસ્સાને સતેજ કર્યો તેની અસર બીજે દિવસે મહાત્માજી લગભગ ત્રણ વાગે આવી પહોંચ્યા ત્યાં સુધી ચાલી. મતલબ કે તે દિવસે સત્યાગ્રહીઓએ ભારે સાવચેતીથી કામ લીધું. મહાત્માજીએ થોડો વખત આરામ લીધા બાદ ખાંધલીના લોકોને નીચે પ્રમાણે સત્યાગ્રહની લડતનો રસ ચઢાવ્યો કેઃ—

"તમને બધાને ખબર હશે કે થોડા દિવસને સારૂ હું જનક રાજાની ભુમિમાં ગયો હતો. એ ભુમિમાં રામચંદ્રજી લક્ષ્મણ અને ભરતજી વીહાર કરતા હતા. અને ત્યાં જ તેમણે વિધા સંપાદન કરેલી. ત્યાંથી નડીયાદ પહોંચતા સાથે જ ખબર મળી કે ખાંધલી જવાની જરૂર છે. રસ્તામાં કલેકટર સાહેબને મળવાની મારે જરૂર હતી. ત્યાં મને તેમણે કહ્યું કેઃ 'ખાંધલીની હકીકત જાણવા જેવી છે.' એ હકીકત અહીં આવ્યા પછી મેં તમારી પાસેથી સાંભળી લીધી.

ખાંધલી ઘણું બહાદુર ગામ છે. ભાઇઓ અને બ્હેનો બન્નેની બહાદુરી જણાઇ આવે છે. પણ નદીના પુરના ઉભરાઇ જતા પાણીનો જો આપણે બરાબર ઉપયોગ ન કરીએ તો તે સમુદ્રમાં નકામું વહી જાય

છે, તેમ તમારી પણ કેટલીક બહાદુરી એળે ગઇ છે...

...............................................

સત્યાગ્રહની લડતનું થોડુંક રહસ્ય હું તમને ફરી સમજાવી જઉં. સત્યાગ્રહની લડતમાં સત્યને વળગી રહેવું એ પહેલી વાત. જો સત્યની ઝીણી વ્યાખ્યા કરીએ તો તેમાં જ બધું સમાઇ જાય છે. પણ તેની આપણે જાડી વ્યાખ્યા કરીએ છીએ, તેથી મારે કંઇક કહેવાની જરૂર રહે છે. આ લડતમાં કોઇની સામે નથી થવાનું. ગાળો નથી દેવાની. સામો માણસ ગાળ દે, તો આપણે સાંખી લેવાની. સત્યાગ્રહી ડરતો નથી. તે માત્ર પોતાનું કર્તવ્ય કરે છે. તમે જોયું હશે કે જ્યાં સુધી આપણે સત્યને વળગી રહીએ છીએ ત્યાં સુધી ડર નથી લાગતો. સીધી વાતમાં સદા રક્ષણ છે. આપણે જ્યારે મારપીટ કરીએ છીએ ત્યારે આપણે રાંક બનીએ છીએ. સત્યાગ્રહની લડત લડતાં લડતાં આપણે ભાગવાનું નથી. કેદમાં લઇ જવાનું વારંટ હશે તો સત્યાગ્રહી તેને વધાવી લેશે. ગુન્હો ન કર્યો હોય છતાં સાબીત થાય તોએ શું થયુ ? **સરકાર શરીરનો અધિકારી છે, આત્માનો નહિ. આત્મા પ્રેમને જ વશ થઇ શકે છે.**"

મહાત્માજીએ સત્યાગ્રહીના કર્તવ્યનું આ પ્રમાણે ભાન કરાવ્યા બાદ અમલદારો જપ્તી કરવા આવે ત્યારે સત્યાગ્રહીએ કેમ વર્તવું તે લંબાણથી સમજાવ્યું.

બાદ મહાત્માજીએ સાચા ક્ષત્રીના ધર્મની વ્યાખ્યા કરતાં જણાવ્યું કે:

"ગીતાજી વાંચતાં ક્ષત્રીનો ધર્મ મારા જોવામાં આવ્યો. તે 'અપલાયનમ્' છે. અર્થ એ છે કે ક્ષત્રિય જોખમથી પાછો હઠતો નથી. પણ તેની બરદાસ કરે છે. અત્યારે આપણી સરકાર જર્મનો સામે લશ્કરથી દારૂગોળાના બળે લડે છે. પણ જો આપણું લશ્કર શસ્ત્ર સજે નહિ અને દારૂગોળો વાપરે નહિ અને કહે કે: 'અમે તો તમારા ઘા ખાઇને મરીશું' તો આપણી સરકાર તે જ દિવસે જીતી જાય. આમ કરવા માટે સંસ્કાર જોઇએ. અને આ સંસ્કાર હિંદમાં વધારેમાં વધારે છે. સહન કરવાની શક્તિ એ જ ખરૂં ક્ષત્રિયપણું છે.

તમે સૌ ક્રોધ, રોષ અને દ્વેશને દબાવશો અને જેમ લડત ઉપાડી છે તેમ યશ અને કીર્તિ સાથે પુરી કરશો. તમારી હિમ્મતનો પાર નથી. પણ મારા કહેવા પ્રમાણે તેનો ઉપયોગ કરશો.

× × × ×

ઉપર પ્રમાણે ખાંધલી ગામના લોકોને પાછા ઉત્સાહિત કરી સિધે મારગે ચઢાવી મહાત્માજી લગભગ સાંજે વિદાય થયા.

આ સમયે લડત પુરવેગમાં ચાલતી હતી. સત્યાગ્રહીઓનો આંકડો લગભગ ૩૨૦૦ સુધી પહોંચ્યો હતો. ના. પ્રેટ સાહેબે જમીનો ખાલસા કરી ખેડુતોને ભીખ માગતા કરવાની આપેલી ધમકીનો અમલ તે દિવસની સભામાં જ સમાપ્ત થયો હોય એમ લડતના સ્વરૂપ ઉપરથી દેખાઈ આવતું હતું. કેમકે ત્યાર પછી એક પણ ખાલસાની નવી નોટીસ નીકળી નહિ, બલ્કે જેમના ઉપર ખાલસાની નોટીસો કાઢવામાં આવેલી તેમને ત્યાં પણ જમીઓ કરવામાં આવતી હતી. લગભગ એપ્રિલના પાછલા પંદર અને, આખા મે માસ અમલદારો જપ્તીઓનો ઝપાટો મારતા ગામડાઓમાં તુટી પડયા હતા. એટલું જ નહિ પણ સરકારી નોકરો લોકોના માલની હરાજીઓમાં છાનો ભાગ રાખતા અને કેટલાક તો વળી બીલકુલ શરમ કોરાણે મુકી ખુલ્લી રીતે માગણી કરતા.

**મે માસની લડતનું સામાન્ય અવલોકન**

આવી કટોકટીના પ્રસંગે મહાત્માજીને યુદ્ધ પરિષદ, બીજાપુર રાજકીય પરિષદ અને બિહાર જવા આવવામાં મહિનાનો મોટો ભાગ વહી ગયો. છતાં પણ વચમાં જ્યારે જ્યારે ખેડા જીલ્લામાં આવી જતા ત્યારે તેઓશ્રી અવિશ્રાન્ત પરિશ્રમ લઇ ગેરહાજરીની ખોટ ભાગતા. આ માસમાં તેઓશ્રી હૂંડાકુવા, સંદેસર, ખાંધલી, અને નાવલી ગામોએ જઇ શકયા હતા. તથા બીજી સરકારી યાદીનો સચોટ જવાબ વાળ્યો હતો. તેઓશ્રીની ગેરહાજરીમાં શ્રીયુત્ વલ્લભભાઇ

લડતનું સુકાન ચલાવી લેતા હતા. અને સઘળા કાર્યકર્તાઓ તેમની આજ્ઞા માથે ચઢાવતા હતા.

ડાસરા સિવાયના છએ તાલુકામાં લગભગ પચીસથી ત્રીસ સ્વયંસેવકો મે મહિનાના સખત તાપમાં દડમજલ એક ગામથી બીજે ગામ ઘુમી રહ્યા હતા. શ્રીયુત્ વલ્લભભાઈ અને ભાઇ ઇન્દુલાલ સામલા અને નવાગામમાં સભાઓ ભરી સત્તાવીસ ગામના ધારાળાઓના પંચને સત્યાગ્રહની લડતનું રહસ્ય સમજાવી રહ્યા હતા. સભાને અંતે પંચ સમસ્તે ઠરાવ કર્યો હતો કે કોઇએ દારૂ પીવો નહિ અને કોઈ પણ આસામી પકડાય તો તેની સાથે વહેવાર રાખવો નહિ. એ જ અરસામાં રા. ફુલચંદભાઇએ નડીઆદ તાલુકાના વીણા ગામમાં બેતાલીસ ગામના વાળંદોના રાવણાનો લાભ લઈ, વેઠ કરવા અને કરાવવા માટે કોઈ કાયદો નથી અને વેઠ કરાવનાર કાયદેસર ગુન્હેગાર ઠરે છે, એ વાત યથાર્થ સમજાવી. આથી બેતાલીસ ગામોના હજામોએ વેઠ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી.

આ રીતે ખેડા જીલ્લામાં પેસી ગએલી વેઠની જુની બદી સત્યાગ્રહની લડતની સાથે આપોઆપ જડમુળથી નાબુદ થવા લાગી. ગોધરાના ભાઈ વામન મુકાદમ તો ખેડા જીલ્લામાં ખાસ કરી વેઠની જ પાછળ પડયા હતા. અને ઈ. પી. કોડની કલમ ૩૭૪નો અર્થ ગામડાના લોકો સમજી શકે તેવી ભાષામાં સમજાવીને ગુલામગીરીની દશામાં સડતા ભાઇઓને મુક્તિનો મંત્ર આપતા હતા. આથી મફતની સેવા ચાકરીથી લાંબા

વખતથી ટેવાઈ ગયેલા અધિકારીઓ ઉપર મુશીબતનું વાદળ તુટી પડયું. પરીણામે કેટલાક અધિકારીઓ અતિશય અકળાઇ જઇ મારઝૂડ કરવા મંડી ગયા. અને માતર તાલુકામાં તો વેઠનો મામલો એટલે સુધી રંગે ચઢયો કે કોર્ટમાં બે ત્રણ કેસો આમનસામન મંડાયા.

જેવી વેઠવાળાને અંગે બે ત્રણ ફરિયાદો થઇ, તેવી જ સત્યાગ્રહની લડતને અંગે પણ અમલદારોને ચારેક કેસ કરવાનો પ્રસંગ આવ્યો. જપ્તીઓનો ઝપાટો ચાલી રહ્યો હતો અને દુઝણી ભેંશો જપ્તીઓમાં પકડી લેવામાં આવતી. તેના પરિણામે ભેંશો ડુચી જતી અને એક બે પ્રસંગમાં તો માથી વિખુટાં પાડવામાં આવેલાં નહાનાં કુમળાં વાછડાં તરી ગયેલાં. કેટલાક લોકો આ ત્રાસ સહી શકયા નહિ. પોતાનાં ઢોર અમલદારોના હાથમાં ન આવે તે માટે લોકો ચતુરાઇથી કામ લેતા. કેટલાક ગામના લોકોએ ગામમાં અમલદારોના આવવાની ખબર આપવાની સંજ્ઞા તરીકે ઢોલ વગાડવાની ગોઠવણ કરેલી. કેટલાક ગામના લોકો સુર્યોદય પહેલાં પોતાનાં ઢોરઢાંક લઇ સીમમાં–ખેતરોમાં ચાલ્યા જતા; આખો દિવસ ગમે તે લુખું–સુકું ખાઇ ચલાવતા, અને રાત્રે–સુર્યાસ્ત–પછી ઘેર આવી રાંધી ખાતા. જતનથી જાળવેલાં અને જીવ કરતાં વ્હાલાં ઢોર જ્યારે આચિન્તાં અમલદારોના હાથમાં ઝપટાઇ પડતાં, ત્યારે તેમના દુઃખનો પાર રહેતો નહિ. આ પ્રકારના દુઃખની અકળામણમાં કોઇ કોઇ ખેડુત અમલદારની નજર ચુકાવી, સરકારી ડબામાંથી પોતાનાં ઢોર છોડાવી લાવતા. અમલદારોએ આ બનાવને ચોરીનું રૂપ આપ્યું. અને કાજીપુરા,

નાવલી, ખાંધલી અને ગાનાના અમુક અમુક ખેડુતો ઉપર ફરિયાદો માંડી. આ ફરિયાદો માંડવામાં અમલદારો કેટલી અધમતાએ પહોંચ્યા હતા, તે જાણવા માટે માત્ર આ એક જ દૃષ્ટાન્ત બસ થશેઃ ગાનાના એક દશ વર્ષના છોકરા ઉપર ચોરીનો આરોપ મુકી આણંદના સેકન્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ આગળ રજુ કર્યો. તેને જામીન ઉપર છોડવા માટે શ્રી૦ મણિલાલ કોઠારી અને શ્રી૦ ચમનલાલ શાહ, વકીલો તરીકે હાજર થઈ વિનંતિ કરતાં છોકરાના બસો રૂપિયાના જામીન માગવામાં આવ્યા. અને એ બાળકને મેજીસ્ટ્રેટની માગણી મુજબ જામીન આપી છોડવવામાં આવ્યો.

સત્યાગ્રહની લડતમાં પોતાનો હિસ્સો આપવા મુંબઈ વગેરે સ્થળોએથી આવેલા ગૃહસ્થોમાં બાઇશ્રી શંકરલાલ બેન્કર તો અહિં ઘર કરી જ રહ્યા હતા. એટલે લડતની શરૂઆતથી અન્ત સુધી તેમની હાજરી તો હતી જ. સિવાય શ્રી૦ જમનાદાસ મહેતા (બૅરીસ્ટર એટ લૉ) જીલ્લામાં લાંબો વખત ટકયા, અને તેમણે ઠીક ફાળો આપ્યો. બોરસદ તાલુકાના બોચાસણ, ગોરેલ સઇજપુર અને રાસ ગામોમાં જઇ તેમણે લોકોના હૃદયમાં હિમ્મત અને દૃઢતાની પ્રેરણા કરી.

મે માસના પહેલા અઠવાડીઆમાં સંદેસર, સુણાવ, બોચાસણ, સામરખા, વઘાસી, નાવલી, રીંછોલ, નાપાડ, વડથલ, લીંબાસી, અલીંદ્રા, નડીયાદ અને તોરણા વગેરે ગામોમાં જપ્તીઓનો મારો ચાલ્યો અને બીજા અઠવાડીઆમાં ગાના, અજરપુર, ડભાસી, વાસદ, નરસંડા, ગોબેલ, કડી, ઝીરાડીઆ,

અમરપુરા, કણુભા, શેખપુર, હાસોર, ચીખોદ્રા, પીપળાતા વગેરે ગામો પર ધાડ આવી. આ પ્રમાણે જપ્તીઓનો મારો જર્મન મારા જેવો જોસબંધ ચાલતો હોવા છતાં સત્યાગ્રહીઓ તે બરાબર ઝીલી રહ્યા હતા. લોકો સંપૂર્ણ રીતે સજ્જ થઇ બેઠા હતા, એટલે અધિકારીઓને મહેસુલજોગી રકમનો માલ મેળવતાં હાડમાંસ એક થઇ જતાં. જપ્તીઓ કરવામાં જપ્તીઓના નિયમ કે ધોરણ કોરાણે મુકવામાં આવ્યાં અને બંધ ઘરનાં તાળાં ઉઘાડી, રસ્તામાંથી ગમે તેની ભેંશ કે બળદ પકડી લઇ કબજે કરી પંચ કે મુખીની ગેરહાજરીમાં, ગમે તેમ ગમે તે વખતે મહેસુલ વસુલ કરવા અમલદારો ધમ્માચકરી કરી મુકતા. કોઇ કોઈ ગામે મામલતદાર, સ્પેશીયલ મહાલકારીઓ અને કોઇ કોઈ ઠેકાણે તો સર્કલ ઇન્સ્પેક્ટર જેવાના જુલમ અને ત્રાસની વાતો આવતી. અને ચોક્કસ ખબર મળતાં સ્વયંસેવકો તે તે ગામે પહોંચી જતા અને લોકોના દુઃખમાં ભાગ કરતા, જ્યારે કોઈ કોઇ ગામે લોકો પોતે જ રાતના સભાઓ કરતા અને મહાત્માજીનાં ભાષણોની કથા કરી પ્રતિજ્ઞાનું પુનઃસ્મરણ કરતા અને દુઃખ સહન કરવાની શકિત આપોઆપ મેળવી લેતા.

જૈન ઝગડામાં ગુજરાત–કાઠીયાવાડમાં 'લાલન–શિવજી'ને નામે અમર કીર્તિ પામેલા શિવજીભાઇ આ માસમાં આ લડતનો સ્વાદ ચાખવા આવી પહોંચ્યા હતા. તેઓ રા. ફુલચંદભાઇ તથા રા. લલ્લુભાઇ કીશોરભાઇની સાથે સંદેસર વગેરે ગામોમાં ફરવા નીકળી પડયા. ડૉ૦ હરિપ્રસાદ દેસાઇ આ સમયે સુણાવ અને પીપળાવ ગામોના સ્વરાજ્ય ભોગવતા ભાઇઓને પોતાનો અનુ-

ભવ આપતા અને ત્યાંથી કાંઇક નવું તત્ત્વ ગ્રહણ કરતા હતા. ગોધરાવાળા ભાઇ વામનરાવ પાછા ઝળક્યા હતા. અને તેમણે આણંદ તાલુકાની વેઠ સામે મારો ચલાવી ત્યાંથી ભગાડી.

ભાઇશ્રી મોહનલાલ પંડયાથી તો પગ વાળી બેસાય જ કેમ. જ્યારે શંકરલાલ પરીખ અભાગ્યે જ તેમનાથી વિખુટા પડતા. આ દિવસોમાં તેમનો પડાવ બોરસદ તાલુકામાં હતો. મુંબઇના 'હિન્દુસ્થાન' પત્રના અધિપતિ રા. રતનલાલ શાહ આ લડતનો જાતે અનુભવ લેવા નડીયાદ ખાતે સત્યાગ્રહ મંડપની છાવણીમાં આવી પહોચ્યા. અને શ્રી. વલ્લભભાઇની આજ્ઞાથી પંડયા-પરીખની જોડીએ તેમને બોરસદ તાલુકામાં લીધા. અને ઇસણાવ, પીપળાવ, સુણાવ વગેરે ગામોનો અનુભવ કરાવી તેમને વડથલ કઠલાલ અને તોરણાના લોકોની મુલાકાત કરાવી. તેમણે પોતાને મળેલા અનુભવનો લાંબો હેવાલ 'હિન્દુસ્થાન' પત્રમાં પ્રગટ કર્યો છે. તેમાં તેઓ જણાવે છે કે:

" ખેડા જીલ્લામાં અજબ જાગૃતિ આવી છે. જે જે ગામો જોયાં ત્યાંના લોકોમાં અજબ ઉત્સાહ જોવામાં આવે છે. તેમને પુછતાં જ તેઓ કહે છે કે 'મહાત્માજી અમારે ગામ આવી ગયા છે. ગામ દૃઢ છે'........... મહેસુલ ભરવામાંથી બચી જવા ખેડુતો આમાં જોડાયા હશે એવો મને વહેમ હતો. પણ મને જોઈને સંતોષ ઉપજ્યો કે ખેડુતોને તો મહેસુલ થોડા મહીના મુલતવી રહે એટલી જ રાહતનો સવાલ છે. મહેસુલ તો આવતે વર્ષે પણ આપવાની છે. પણ લડતના ગાજહઠ સામે પ્રજામાનની છે......... અમલદાર વર્ગ ગેર કાંયદેસર વેઠવારા કરાવતો, તે હાલની લડતને

લીધે ઘણાં ગામમાંથી નાબુદ થઈ છે............ હલકા પ્રકારના સરકારી નોકરનો પોતાની સત્તાનો જે વિચિત્ર ખ્યાલ હતો તે નીકળી ગયો છે.............. અંગેજોનો કેવી રીતે જોઇએ તે મહાત્મા ગાંધીજીએ ગામડે ગામડે ફરીને બતાવી આપ્યું છે............"

એક તરફથી પ્રજાજીવન આમ ઘડાઈ રહ્યું હતું, જ્યારે અમલદારોનો જમીઓનો મારો ચાલુ જ હતો. તા. ૧૩ થી ૧૮ સુધીમાં સંધાણા, વાસદ. અલીન્દ્રા, સિંહુજ કરમસદ, રાસ, ડભાસી. નાયકા, નવાગામ, ઉત્તરસંડા વગેરે ગામોમાં ધોળે દહાડે લુંટ ચાલતી હતી. લોકો આ વિપત્તિ માટે સજ્જ થઇ બેઠા હતા. અત્યાર સુધીમાં અમલદારોએ પોતાના કાબુમાં જેટલાં શસ્ત્રો હતાં તે બધાં જ અજમાવી ચુક્યા હતા; છતાં કોઈ પણ ગામ હારીને શરણ થયું નહિ, તેમ એક પણ સત્યાગ્રહીએ પીઠ બતાવી નહિ.

ભાઇ શીવજીભાઇ તથા શ્રીમતી કુંવરબ્હેન પોતાનાં પ્રેમ અને શૌર્ય ભર્યા ગીતોથી નડીઆદ તાલુકાનાં ગામોમાં નવચેતન રેડતાં હતાં. ત્યારે રા. ફુલચંદભાઇ અને માધવલાલ દ્વિવેદી ઝીટોડીઆ, બોસદ, ડભાસી, બોચાસણ વગેરે ગામોમાં ભાષણનો મારો ચલાવી રહ્યા હતા. શીવજીભાઈ અને કુંવર બ્હેન પાછા પંડયાજીની ટોળી ભેગાં ભળ્યાં અને કરમસદ, પાલેજ, સુણાવ વગેરે ગામોના લોકોનાં દિલ કાવ્યોના પરિમલથી સુગંધિત કર્યાં. અરસિકમાં પણ રસિકતાનો પ્રાદુર્ભાવ થયો અને વૃદ્ધોમાં પણ યુવાનીનો બ્હાર ખીલ્યો. શ્રીમતી કુંવરબ્હેનમાં કાવ્યો રચવાની અજબ શક્તિ જોવાતાં

આવતી અને તે સાથે તેમના મધુર કંઠનો સુયોગ પ્રાપ્ત થયો હતો. તેમણે આ અરસામાં 'મહાત્માજીની સ્તુતિ'નું એક ગીત ખાસ રચ્યું હતું. આ ગીત તે બ્હેન ઘણુંખરૂં દરેક સભાની શરૂઆતમાં ગાઈ મંગળાચરણ કરતાં. તે ગીતની થોડીક કડીઓ આ પ્રમાણે છે:

(મારૂં મનડું વીંધાયું, રાણા શું રે કરૂં—એ રાગ.)
સાચો હીરો રે મોંઘો સાચો હીરો,
ગાંધી હીંદ દેવીનો મોંઘો સાચો હીરો;
પ્રેમ અનેરો ઉરમાં સ્વદેશ પ્રત્યે રે,
જગવે ભારતનો મોંઘો સાચો હીરો—ગાં૦
જીવન અર્પ્યું પ્રેમે સ્વદેશ હીતમાં રે,
હીંદનો નાવીક ધીરો ધર્મધુરો;—ગાં૦
સત્યાગ્રહમાં વીરે વીરતા બતાવી રે,
પ્રેમ વીલાસી પ્રભુ અમર કરો;—ગાંધી હીંદ દેવીનો૦

તા. ૨૬ મી મેના રોજ મુંબઈના 'ગુજરાતી' પત્રે આ પ્રમાણે ટુંક સમાલોચના કરી હતી:

"જપ્તીઓ એક સરખી રીતે ચાલુ છે, છતાં લોકો હિંમત કાયમ રાખી શક્યા છે. અને બહુ જ આનન્દ સાથે પોતાનાં ઢોરઢાંક, ઘરેણાં તથા વાસણ જપ્ત થવા દે છે, પરન્તુ મહેસુલ ભરવાની લેશમાત્ર પણ વૃત્તિ બતાવતા નથી. અમલદારોની કડક રીતો અને જપ્તાઈ શાન્તિથી સહન કરી રહ્યા છે. અને તે સ્હામે પોતાના નિયમ પાલનના ઉત્સાહથી તેઓ બહાદુરીભેર ટકાવ કરી રહ્યા છે. શ્રીયુત ગાંધીજીએ કહ્યું હતું તેમ ખેડા જીલ્લાની

પ્રજા ઊંચી કોટી પર ચઢતી જાય છે........ અને ખાસ ધ્યાનમાં લેવા જેવું તો એ છે કે સ્ત્રીઓએ પણ આ બાબતમાં મોટો ભાગ લેવા માંડયો છે. પોતાના પતિના આ આફતને પ્રસગે તેમને નાઉમેદ નહિ કરતાં તેમની પડખે જ રહે છે અને પોતાના પતિના સુખદુઃખમાં ભાગીદાર થવાનો સ્ત્રીજીવનનો જે મુખ્ય હેતુ છે, તેને ખેડા જીલ્લાના ખેડુતોની સ્ત્રીઓ સર્વથા અમલમાં મુકે છે. અમલદારો પણ તેમના ધૈર્ય માટે અને તેમની જવાબદારીની આવી તેજદાર ભાવના માટે સ્ત્રીઓના ખાસ વખાણ કરે છે."

આટલા લાંબા અવલોકનને અન્તે સરકારના ખેડા જીલ્લાના મોટામાં મોટા અમલદાર સાહેબનું પ્રમાણ પત્ર ટાંકવું એ અનુચિત નહિ ગણાય. તા. ૨૭મી મેના રોજ કલેક્ટર સાહેબની મુલાકાત પ્રસંગે તેઓ સાહેબે કહ્યું કેઃ "જે રીતે રૈયત લડી રહી છે, તે બહુ ખુબીદાર છે."

**સહાનુભૂતિના સંદેશા**

સત્યાગ્રહ પ્રકરણ આટલા વિસ્તારથી લખવા છતાં લડતની શરૂઆતથી તે મે માસની આખર સુધીમાં સહાનુભૂતિના સંદેશા તાર અને ટપાલ દ્વારા સતત્ ચાલ્યા જ આવતા તેની નોંધ ન લેવામાં આવે તો કેવળ અન્યાય થયો ગણાય.

ગોધરા તાલુકાના ખેડુતોની તા. ૧૪–૪ના રોજ શ્રી. વામન સીતારામના પ્રમુખપણા નીચે મળેલી, કલ્યાણમાં ઇન્ડીઅન હોમરૂલ લીગ અને થાણા સબ-ડીવીઝનલ કોંગ્રેસ કમીટીના આશ્રરા હેઠળ રા. બ. સી. વી. વૈદ્યના પ્રમુખપણા નીચે મળેલી, હૂબલી ખાતે ૨૮–૪ ના રોજ મી. હીરજીભાઈ હોરમસજીના પ્રમુખપણા નીચે મળેલી, પુના સાર્વજનિક

સભાના આશ્રય હેઠળ મળેલી તથા તા. ૨૧ મીએ આરની, ૨૬મીએ ઉમરાવતી, પેન, પંઢરપુર, સાલેમ અને મદ્રાસ, તા. ૨૮મીએ આકોટ અને તા. ૨૯મીએ સોલાપુરમાં મળેલી જાહેર સભાઓમાં સહાનુભૂતિના થએલા ઠરાવો તાર અને ટપાલ દ્વારા મળ્યા હતા. ખેડા જીલ્લાના લોકો પ્રત્યે લાગણી દર્શાવવા તા. ૭મી મેના રોજ પંચમહાલ જીલ્લાની એક જાહેર સભા રા. પુરૂષોત્તમભાઇ મગનલાલ વકીલના પ્રમુખપણા નીચે મળી હતી. અને શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની સાતમી બેઠક કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજીના પ્રમુખપણા નીચે મળી હતી તેમાં ખેડા જીલ્લાના ખેડુતો ઉપર આવી પડેલા સંકટ માટે દિલસોજી બતાવનારા ઠરાવો પસાર થયા હતા.

આ ઉપરાંત ધરણગામ ખાતે શેઠ જમનાદાસ દ્વારકાદાસના પ્રમુખપણા નીચે મળેલી પૂર્વ ખાનદેશ કોન્ફરન્સમાં જમનાદાસ શેઠે પોતાના ભાષણમાં ખેડા જીલ્લાની લડત વિષે લંબાણથી ઉલ્લેખ કર્યો હતો અને કોન્ફરન્સમાં ઠરાવો કરવામાં આવ્યા હતા. તેજ પ્રમાણે નામદાર વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે મુંબઇ પ્રાન્તિક પરિષદ બિજાપુર ખાતે મળી તે પ્રસંગે ના. વિઠ્ઠલભાઇએ ખેડા જીલ્લાની લડતને પોતાના ભાષણમાં અગ્રસ્થાન આપ્યું હતું.

લંડનની બ્રિટિશ ઇન્ડીઆ કોન્ગ્રેસ કમીટીએ કરેલો અને તા. ૪થી મેના ક્રોનીકલમાં પ્રકટ થએલો ઠરાવ આ પ્રમાણે હતો—

" ખેડાના ખેડુતો પ્રજાના હક્કોનું પ્રતિપાદન કરવા અને સરકાર પાસે તે સ્વીકારાવા જે લડત ચલાવે છે તે પ્રત્યે આ કમીટીનો સંપુર્ણ ટેકો અને સહાનુભૂતિ છે. અને કમીટી આશા રાખે છે કે ખેડુતોની દાદ સાંભળી સરકાર મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખી તટસ્થ પંચ નીમી સરકાર અને લોકો વચ્ચેના મતભેદનું સમાધાન કરશે."

જે કાંઈ સાહિત્ય મળી શક્યું તે ઉપરથી દેશમાં જુદે જુદે સ્થળે બતાવવામાં આવેલી દીલસોજીની નોંધ લીધી છે.

---

# લડતનો અંત

**ઉત્તરસંડામાં મામલતદારે કહાવેલું સમાધાનીનું કહેણ**

મહાત્માજી તા. ૩જી જુનના રોજ નડીયાદ તાલુકાના ઉત્તરસંડા ગામે પધાર્યા. ત્યાંના સ્ટેશનને પહોંચતાં જ તેઓશ્રીને ખબર આપવામાં આવી કે મામલતદાર સાહેબ તેમને મળવા ઇચ્છે છે. ગામમાં પહોંચ્યા બાદ તરત જ મામલતદાર સાહેબને કહાવતાં તેઓ મહાત્માજીના ઉતારે આવ્યા. તેમની સાથે કેટલીક વાતચીત કર્યા બાદ મામલતદાર સાહેબે જણાવ્યું કે જો સ્થિતિવાળા માણસો મહેસુલ ભરી દે તો ગરીબ લોકોનું મહેસુલ મુલતવી રાખવામાં આવશે. આ પ્રમાણેની સરકારની ઇચ્છા છે એવું મામલતદાર પાસે મહાત્માજીએ લખાણ માગ્યું. મામલતદાર સાહેબે ત્યાંને ત્યાં જ મહાત્માજીને એ લખી આપ્યું. આ મતલબના હુકમ તા. ૨૫મી એપ્રિલે નીકળી ચુકયા હતા. જો કે તા. ૨૨મી એપ્રિલે મહાત્માજીએ પ્રૅટ સાહેબને દિલ્હી યુદ્ધ પરિષદમાં જતી વખતે જે પત્ર લખ્યો હતો તેનો સિધો જવાબ મહાત્માજીને ન આપતાં સરકારી મંડળમાં અંદરખાને ઉપરની મતલબની ખબર આપવામાં આવી હોય એમ

અનુમાન થાય છે. જો આ મુદ્દા- ઉપર તર્કના ઘોડા લાંબે સુધી દોડાવીએ તો એવો સાર તારવી શકાય કે સ્થાનિક અધિકારીઓ યુદ્ધ પરિષદમાં ના૦ વાઇસરાયને પણ કહી શકે કે ગાંધીજીની માગણી પ્રમાણે હુકમો બહાર પાડી દેવામાં આવ્યા છે. એટલે સ્થાનિક ઝગડામાંથી સરકારે હાથ ધોઈ નાંખ્યા એવો દેખાવ થાય. જ્યારે સત્યાગ્રહની લડત ચાલુ રહે એટલે મહાત્માજી હિન્દી સરકાર આગળ ખોટા દેખાય. હિન્દી સરકાર, મહાત્માજી અને પ્રજા સૌ અંધારામાં રહે અને જ્યારે સતા થવું હોય ત્યારે તેવો દેખાવ કરી શકાય એવા હલકા પ્રકારની રાજખટપટ સ્થાનિક અધિકારીઓ રમી રહ્યા હતા.

મામલતદાર સાહેબે મહાત્માજીને લેખી ખબર આપી તે ઉપરથી તેઓશ્રીએ કલેકટર સાહેબને લખ્યું કે આવી જાતનો હુકમ આખા જીલ્લાને માટે બહાર પાડવામાં આવે અને ચોથાઇ વગેરે દંડ માફ કરવામાં આવે તો તેમને કોઇ રીતનું લડવા-પણું રહેતું નથી. કલેકટરે આ વાત માન્ય રાખી તે પ્રમાણેના હુકમો જાહેર કર્યા.

સરકારે ઉપર પ્રમાણે સમાધાન કર્યું તેથી મહાત્માજીએ પણ ખેડા જીલ્લાના ભાઇઓ અને બ્હેનો પ્રત્યે તેમની અને શ્રીયુત વલ્લભભાઈની સહીથી એક સંદેશો પત્રિકાદ્વારા ખેડા જીલ્લાના ગામેગામ પહોંચાડયો. તે સંદેશો આ પ્રમાણે છેઃ—

**સત્યાગ્રહનો અંતઃ ખેડાના ભાઇઓ અને બ્હેનો પ્રત્યે**

જે લડત ખેડા જીલ્લાની પ્રજાએ તા. ૨૨મી માર્ચે શરૂ કરી તેનો અંત આવ્યો છે. મજકુર તારીખે પ્રજાએ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી.

"અમારા ગામનો પાક ચાર આનીથી ઓછો થયો છે, એમ અમે જાણીયે છીયે. અમે તેટલા કારણસર મહેસુલ વસુલ કરવાનું આવતા વરસ સુધી મુલતવી રાખવાની સરકારને અરજ કરવા છતાં બંધ કરવામાં આવ્યું નથી. તેથી અમે નીચે સહી કરનાર પ્રતિજ્ઞા કરીએ છીએ, કે અમે સરકારની મહેસુલ આ વર્ષની પુરી કે જે બાકી રહી હોય તે નહિ ભરીએ, પણ તે વસુલ કરવા સરકારને જે કાયદેસર પગલાં ભરવાં હશે તે ભરવા દેઈશું, અને તેથી થતાં બધાં દુઃખ સહન કરીશું. અમારી જમીન ખાલસા થશે તોપણ અમે થવા દઇશું, પણ અમારે હાથે પૈસા ભરીને જુઠા ઠરી સ્વમાન નહિ ગુમાવીએ. જો નામદાર સરકાર બીજો હપતો બાકી રહેલી બધી જગાએ મુલતવી રાખે તો અમારામાંના જે શક્તિમાન હોઇશું તે પુરી અગર બાકી રહેલી મહેસુલ ભરવા તૈયાર છીએ. અમારામાંના જે શક્તિમાન છે તેઓને મહેસુલ ન ભરવાનું કારણ એ છે, કે જો શક્તિમાન ભરે તો અશક્તિમાન ગભરાટમાં પોતાની ગમે તે ચીજ વેચીને કે કરજ કરીને મહેસુલ ભરે અને દુઃખ ભોગવે. એવી હાલતમાંથી ગરીબનો બચાવ કરવો એ શક્તિમાનની ફરજ છે એમ અમારી માન્યતા છે."

આ પ્રતિજ્ઞાનું તાત્પર્ય એ છે, કે જો સરકાર ગરીબોની મહેસુલ મુલતવી રાખે તો શક્તિમાન આસામી મહેસુલ ભરે. આવો હુકમ મહેરબાન ઉત્તરસંડાના

મામલતદાર સાહેબે તા. ૩જી જુને કાઢ્યો. તે ઉપરથી ઉત્તરસંડાની પ્રજાના શક્તિમાન વર્ગને મહેસુલ ભરી દેવાની સલાહ આપી દે ને ત્યાં મહેસુલ ભરવાનું શરૂ થઇ ગયું છે.

ઉત્તરસંડામાં આ પ્રમાણે હુકમ થયો તે ઉપરથી મહેરબાન કલેકટર સાહેબને કાગળ લખ્યો ને વિનંતિ કરી, કે જો ઉત્તરસંડા જેવા હુકમ બધે નીકળે તો લડતનો અંત આવે ને નામદાર ગવર્નર સાહેબને તા. ૧૦માએ યુદ્ધ પરિષદની બેઠકને સમયે કહી શકાય, કે ખેડાજીલ્લાના ધરનો કજીઓ પતી ગયો છે. મહેરબાન કલેકટર સાહેબનો ઉત્તર ફરી વળ્યો છે, કે ઉત્તરસંડાના મામલતદારનો હુકમ આખા જીલ્લાને લાગુ પડે છે. આખી પ્રજાની માગણીનો સ્વીકાર છેવટે થયો છે. મહેરબાન કલેકટર સાહેબે ચોથાઇ વિષેના પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું છે, કે જેઓની ઉપર ચોથાઇના હુકમ નીકળ્યા છે તેઓ મહેસુલ પોતાની મેળે ભરી દેશે તો તેઓને ચોથાઇ માફ થશે. આને સારૂ આપણે તેઓ સાહેબનો ઉપકાર માનવો ઘટે છે.

અમારે દીલગીરી સાથે કહેવું પડે છે, કે લડતનો અંત તો આવ્યો છે, પણ તે અંત માધુર્યરહિત છે. તેમાં ખુબી હોવી જોઇએ તે નથી. ઉપરનો હુકમ ઉદાર દીલથી રાજી થઇને કરવામાં નથી આવ્યો, પણ પરાણે થવા જેવો આભાસ આવે છે. મહેરબાન કલેકટર

સાહેબ જણાવે છે, કે ઉપર પ્રમાણે છુટ આપવાનો હુકમ તો તા. ૨૫મી એપ્રિલે મામલતદારો ઉપર મોકલવામાં આવ્યો હતો. વળી તેનો અમલ બરાબર થાય એવા હેતુથી ફરી પાછો તા. ૨૨મી મેના રોજ હુકમ મોકલવામાં આવ્યો હતો, અને તેઓને એવું પણ જણાવવામાં આવ્યું હતું કે જેઓ આપી શકે તેવાની અને ન આપી શકે તેવાની નોંધ તૈયાર કરવી. જો આમ જ થયું હતું તો પ્રજાને આ હુકમો કેમ સંભળાવવામાં ન આવ્યા? તા. ૨૫મી એપ્રિલે એ હુકમો પ્રજાએ જાણ્યા હોત તો કેટલી હાડમારીમાંથી પ્રજા બચી જાત? જપ્તીઓ કરવાનું જે નકામું ખર્ચ જીલ્લાના અમલદારોને તેજ કામમાં રોકી કરવામાં આવ્યું તે બચી જાત. જ્યાં જ્યાં મહેસુલ બાકી છે ત્યાંની પ્રજા ઉંચા જીવે રહી છે. જપ્તી ન થઈ શકે એમ કરવા ખાતર તેઓ ઘર તજી બહાર રહ્યા છે, ખાવાનું પણ પુરૂં ખાધું નથી. બૈરાંઓએ ન સહન કરવાનું સહન કર્યું છે, કોઇ વેળા ઉદ્ધત સર્કલ ઇન્સપેક્ટરનાં અપમાન પણ સહન કર્યાં છે, દુઝણી ભેંશોને છોડી જતાં તેઓએ સાંખ્યું છે, ચોથાઇના દંડ ભર્યા છે. ઉપરના હુકમ પ્રજાએ જાણ્યા હત તો પ્રજા દુઃખમાંથી બચી જાત. અધિકારી વર્ગમાંનાને ખબર હતી કે લડતનું મુળ જ ગરીબ લોકની કઠણાઇ હતું. આ કઠણાઈ સામું જોવાની નામદાર કમીશનર સાહેબે પ્રથમથી જ ના પાડી. ઘણાએ કાગળો લખ્યા છતાં તેમની નાની

હા ન થઇ. "આસામીદાર છુટ અપાય જ નહિ. એવો કાયદો જ નથી." આ તેમના શબ્દો હતા. હવે કલેક્ટર સાહેબ કહે છે કે આમ છુટ આપવાની વાત તો જગજાહેર છે. ત્યારે તો પ્રજાએ જાણી જોઇને હઠથી જ દુઃખ સહન કર્યું! દીલ્હી જતી વેળાએ મેં (ગાંધીએ) નામદાર કમીશનર સાહેબને એ હુકમ કાઢવાની વિનંતી કરી, કે જેથી હું વાઇસરૉય સાહેબને ખુશખબર આપી શકું. નામદાર કમીશનર સાહેબે મારી અરજ સાંભળી જ નહિ. રાવસાહેબ દાદુભાઈ સાહેબે અમને બંનેને પુછીને એવી જ માગણી તા. ૨૫મી એપ્રીલ પછી કરેલી. તેમને મહેરબાન કલેક્ટર સાહેબે કહ્યું, હવે તેવી માગણી સ્વીકારવાનો વખત જ નથી રહ્યો.

પ્રજાનું દુઃખ જોઇને તેઓ પીગળ્યા, તેઓને પોતાની ભુલ જણાઇ ને પ્રજાને સંતોષવાને ખાતર આસામીદાર છુટ આપવા તૈયાર થયા. એમ ઉદાર દીલે કહી જશ લેવાના રસ્તાનો અધિકારી વર્ગે હઠપૂર્વક ત્યાગ કર્યો છે, ને હવે પણ જે આપ્યું છે તે સંકોચાઇને, ન ચાલતાં, ભુલનો સ્વીકાર કર્યા વિના, કંઇ નવી વાત નથી એમ કહી આપ્યું છે. તેથી અમે કહીએ છીએ કે સમાધાનીમાં મીઠાશ નથી.

આવી હઠથી, પ્રજાની પાસે પોતાના દોષો કબૂલ ન જ કરાય એવી ખોટી માન્યતાથી, પ્રજાએ માગ્યું

માટે આપ્યું એમ ન કહેવા દેવાય એવું સૂત્ર મનાવવાથી અધિકારી વર્ગ લોકપ્રિય થવા નથી પામ્યો. ઉપરની ટીકા કરતાં અમને દુઃખ થાય છે, પણ એ વર્ગના મિત્ર તરીકે આવી ટીકા કરવાની અમે ધૃષ્ટતા કરી છે.

અધિકારી વર્ગની આવી વર્તણુક હોવા છતાં આપણી માગણીનો સ્વીકાર થાય છે એટલે આપણે તે વધાવી લેવો એ આપણી ફરજ છે. હવે મહેસુલના આઠ ટકા જ વસુલ થવાના બાકી છે. આજ લગી મહેસુલ નહિ ભરવામાં જ માન હતું. તેવી સ્થિતિ બદલાતાં સત્યાગ્રહીને સારૂ મહેસુલ ભરવામાં માન રહ્યું છે. સરકારને જરાપણ તકલીફ દીધા વિના જે શક્તિમાન છે તેમણે મહેસુલ તુરત ભરીને બતાવી આપવાનું છે, કે જ્યાં આધ્યાત્મિક કાયદા વચ્ચે ને માનુષી કાયદા વચ્ચે વિરોધ નથી ત્યાં સત્યાગ્રહી કાયદાને માન આપવામાં ગમે તેની સાથે હરિફાઇ કરી છે. કાયદાને અને સત્તાને શુદ્ધ માન આપવાને ખાતર આપણે અમલદારનું માનભંગ કરતા દેખાયા છીએ.

અશક્તોની નોંધ કરતાં આપણે એવો કડક જવાબ કરવો કે નોંધની સામે કોઈ થઇ જ ન શકે. જેની અશક્તિ વિષે જરાયે શંકા હોય તેણે મહેસુલ ભરી દેવી એ તેની ફરજ છે. અશક્ત કોણ છે તેનો

છેવટનો નિર્ણય અધિકારી વર્ગ જ કરશે, પણ પ્રજાના મતને પૂરતું માન આપશે એમ અમે માનીએ છીએ.

પોતાની બહાદુરીથી ખેડાની પ્રજાએ આખા હિંદુસ્તાનનું ધ્યાન ખેંચ્યું છે. સત્ય, નિર્ભયતા, એકસંપ, દૃઢતા, અને સ્વાર્થત્યાગનો રસ ખેડાની પ્રજા આજે છ માસથી ચાખતી આવી છે. અમારી ઉમેદ છે કે એ મહાન ગુણોને પ્રજા વધારે ખીલવશે, વધારે આગળ ચઢશે ને માતૃભૂમિનું નામ વિશેષ ઉજ્જ્વળ કરશે. અમારી દૃઢ માન્યતા છે કે ખેડા જીલ્લાની રૈયતે પોતાની, સ્વરાજ્યની ને સામ્રાજ્યની શુદ્ધ સેવા કરી છે.

ઈશ્વર પ્રજાનું કલ્યાણ કરો.

નડીઆદ. સંવત ૧૯૭૪ના વૈશાખ વદી ૧૨.

સને ૧૯૧૮ ના જુનની તા ૬ ઠી.

અમે છીએ નિત્યના પ્રજાના સેવકો.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

**વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ**

**અભિનંદન પત્ર**

સરકાર સાથે સમાધાન થયું. સત્યાગ્રહની લડતનો અન્ત આવ્યો. જો કે મહાત્માજીના શબ્દોમાં કહીએ તો સમાધાન માધુર્યરહિત હતું. છતાં દેશમાં તો પ્રજાની ફત્તેહનો ડંકો વાગ્યો. અને ખબર પડતાંની સાથે જ અભિનંદનના તારો ચારે દિશામાંથી

મળ્યા. એ બધા તારો અને પત્રોના સાર રૂપે ના. ગોકુળદાસ કહાનદાસ પારેખનો એક જ પત્ર આપી તેટલાથી સંતોષ માનીશું.

પ્રિય ભાઈ મોહનદાસ,

ખેડા જીલ્લાની સત્યાગ્રહવી લડતની સફળતા માટે હું આપને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપું છું. મારે અત્રે કબુલ કરવું જોઇએ, કે આપના જેવા અતિ અજંબ શક્તિ ધરાવનારે-સમર્થ-પુરૂષની સરદારી હેઠળ ચાલતી લડતમાં ખેડાના ખેડુતોનું સામુદાયીક બળ મેં બહુ ઓછું આંકેલું. અલબત, આ શુભ પરિણામ આપના વ્યક્તિત્વને લીધે અને આ લડતમાં મદદ કરવા માટે આપે ખાસ તૈયાર કરેલા ઉત્સાહી ખંતીલા અને ભાવિક કાર્યકર્તાઓને આભારી છે. પૈસાની દૃષ્ટિએ લડતનું પરિણામ કદાચ બહુ મોટું ન લાગે પણ મારો અનુભવ છે કે આ જીલ્લામાં અધિકારીઓની પ્રતિમા જેટલી પૂજાતી અને મનાતી, તેવી સ્થિતિ ભાગ્યે જ કોઈ બીજા જીલ્લામાં હતી. એ સંજોગોમાં એ મુર્તિનું એના પોતાના જ મંદિરમાં ખંડન કરીને, તથા તેની આંતરિક મલિનતાને પ્રકાશમાં લાવીને, આપે દેશની ભારેમાં ભારે સેવા બજાવી છે. સત્તા કે અધિકારનું લોકોને સાચે સાચું ભાન કરાવવું, એથી વધારે ઉત્તમ સેવા બીજી કઈ હોઇ શકે ? હું માનું છું કે સરકાર અને પ્રજા—ઉભય—આપે શિખવેલો પાઠ સ્હેજમાં નહિ ભુલી જાય.

હું આપને ફરી પણ અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપું છું.

લી.

સ્નેહાધીન,

ગોકુલદાસ ક. પારેખ

સમાધાની માધુર્યરહિત હતી, એમ કહેવાનાં ઘણા કારણો હતાં. તેમાંનું આ પણ એક મુખ્ય કારણ હતું, કે મહાત્માજી સમાધાનીની શરતોમાં ચોથાઇ દંડ પાછો વળે અને ખાલસાની નોટીસો રદ કરવામાં આવે. આ શરત પ્રથમથી જ મુકતા આવેલા. છતાં આ વિષે કંઇ ખુલાસો સરકાર તરફથી કરવામાં આવ્યો નહિ. અત્યાર સુધીમાં કપડવણજ તાલુકામાં ૧૪૬, મહેમદાવાદ તાલુકામાં ૧૨૫, માતર તાલુકામાં ૧૦૫, આણંદ તાલુકામાં ૬૮, નડીઆદ તાલુકામાં ૨૩, બોરસદ તાલુકામાં ૨૨ અને ઠાસરા તાલુકામાં ૫, એમ મળી આશરે ૫૧૪ ચોથાઈની અને લગભગ ૧૫૦ ખાલસાની નોટીસો નીકળી હતી. મહાત્માજીની ઉમેદ હતી કે અત્યાર સુધીમાં લેવાએલી ચોથાઇ દંડની રકમ પાછી વળશે. જમીનો ખાલસા થવાનો બહુ સવાલ રહ્યો નહોતો. કેમકે ખાલસાની નોટીસો ઉભી રાખી જમીઓ કરવામાં આવતી હતી. ચોથાઇ દંડના સંબંધમાં મહાત્માજીની ધારણા મહાત્માજીના મનમાં રહી, પણ સમાધાન થયા છતાં ચોથાઈ દંડ વસુલ કરવામાં આવે છે, એવી ખબર મળતાં તેઓશ્રીએ કલેકટર સાહેબને તા. ૮મી જુનના રોજ એક પત્ર લખ્યો. તેનો સંતોષકારક જવાબ મળ્યો નહિ. આ વિષે ઘણી લાંબી લખાપટી ચાલી. આખરે મહાત્માજીએ કલેકટર સાહેબ સાથે પહેલાં થએલી વાતચીતો અને પત્રોદ્વારા દર્શાવવામાં આવેલા ઇરાદાની યાદ આપીને લખ્યું કે: "તા. ૮ મીના રોજ નડીઆદમાં બોલાવવામાં આવેલી જાહેર

અન્ન માધુર્યરહિત કેમ?

સભામાં આપણી અસલ સમજુત પ્રમાણે મેં લોકોને કહ્યું કે, સમાધાન પહેલાં વસુલ કરવામાં આવેલી ચોથાઇ દંડની રકમનો જ સવાલ બાકી રહ્યો છે. અને જો સ્થિતિવાળા માણસો હવે મહેસુલ તાકીદે ભરી દે તો તમામ ચોથાઈ દંડની રકમ પાછી વળવાનો સંભવ છે.” મહાત્માજીની આ ઇચ્છા અમલદારોએ કોઇ રીતે બર આવવા દીધી નહિ. અને મતભેદ ઉભો જ રહ્યો. માત્ર સમાધાની બાદ વસુલ કરવામાં આવેલી ચોથાઇની રકમ પાછી મળી શકી.

સમાધાનીની બીજી પણ એક મુખ્ય શરત સરકારે પાળી નહિ. સ્થિતિવાળા માણસો રાજીખુશીથી મહેસુલ ભરી દે તો, ગરીબ માણસોનું મુલતવી રાખવામાં આવશે—આ પ્રમાણે ઉત્તરસંડા મુકામે મામલતદાર સાહેબે મહાત્માજીને લખી આપ્યું. આ લખાણ અને શરત કલેકટર સાહેબે મંજુર રાખી. છતાં પાછળથી ગરીબ માણસોનું મહેસુલ વસુલ ન થઇ શકે ( unauthorised arrears ) તેવી રકમ ખાતે બાકી રાખ્યું. મહાત્માજીએ આ સામે સખત વાંધો દર્શાવ્યો, અને લખ્યું કે: “આવા વર્તનથી તમે જાતે જ ખોટા દેખાશો, એટલું જ નહિ પણ તેથી ઇશ્વર રાજી રહેશે નહિ.”

સરકારે માતર તાલુકાના નવાગામના એક ખેડુતના જમીન ખાલસા કરી તેમાંના એક નંબરમાંના પાકને જપ્ત થએલો માન્યો હતો. પણ ખાલસાની નોટીસમાં આ નંબર બતાવેલો નહિ હોવાથી તે નંબર ખાલસા થએલો ગણાય નહિ એમ મહાત્માજીએ કલેકટર સાહેબને અગાઉથી લખી જણાવ્યું હતું. આ પ્રમાણે ખાલસા થએલી કહેવાતી

**મોહનલાલ પંડયાની જેલયાત્રા**

પા. કાશીભાઇ દેસાઇભાઇની જમીનમાં ડુંગળીનો પાક હતો. તે પાક આશરે છસો રૂપીઆની કિંમતનો હતો અને વરસાદ પડે તો બધો પાક બગડી જવાનો સંભવ હોવાથી મહાત્માજીની સલાહ પૂછતાં તેમણે તે ડુંગળી લઈ લેવાની સલાહ આપેલી.

આ ઉપરથી ભાઇ મોહનલાલ કામેશ્વર પંડયાની આગેવાની હેઠળ ગામના લગભગ બસો માણસોએ મળી તા. ૪થી જુનના રોજ ખેતરમાં જઇ ડુંગળી ખોદવા માંડી. તરત જ મામલતદાર એ ખેતરમાં આવી પહોંચ્યા. અને ખાલસા નંબર મુકવામાં આવેલા ખેતરમાંથી ડુંગળી ખોદી લેવા બદલ ચોરીનું તહોમત ચઢાવી ડુંગળી કબજે લીધી. આ પ્રમાણે સત્યાગ્રહની લડતના ઉત્પાદક ભાઈ મોહનલાલ પંડયા અને નવાગામના વતનીઓ પૈકી ભુલાભાઇ દેસાઇભાઇ, પા. કાશીભાઇ દેસાઇભાઈ પા. હીમાભાઇ હાથીભાઈ, ભટ્ટ હરિલાલ જેશંકર તથા દેવશંકર નાથજી ઉપર ચોરીનું તહોમત મુકાયું.

કેસની સુનાવણી ખેડા મુકામે કલેકટર સાહેબ પાસે તા. ૮મી જુનના રોજ થઇ. તહોમતદારોએ સરકારના પગલાને અન્યાયી ગણી પોતાનું કૃત્ય વ્યાજબી છે એમ નિર્ભયપણે જણાવ્યું. મહાત્માજીએ કોર્ટને જાહેર કર્યું કે આ કામ મારી સલાહથી જ થયું છે અને મારૂં જ કરાવેલું છે માટે ન્યાય તો એ જ છે કે જો સજા કરવી હોય તો મને જ કરવી જોઇએ. કલેકટર સાહેબે ચૂકાદો આપતાં ભુલાભાઈ દેસાઇભાઇ તથા કાશીભાઈ દેસાઇભાઇને દશ દશ દિવસની અને બીજા ત્રણેને વીસ વીસ દિવસની સાદા કેદખાનાની સજા ફરમાવી હતી.

કેસની સુનાવણીને દિવસે નવાગામમાં લોકોએ ગામ બહાર ઉજાણી કરી હતી. અને કેટલાક કેસ સાંભળવા ખેડે આવ્યા હતા. તે ઉપરાંત પણ કેસ સાંભળવા ત્રણસોથી ચારસો માણસો ભરાયા હતા. સત્યાગ્રહીઓ જેલમાં જતાં મહાત્માજીએ નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો હતોઃ—

" ભાઈઓ,

મારા પોતાનાં મનની અંદર અત્યારે બે પ્રકારની લાગણી થાય છે. એક એવી કે જે મારા મનને હર્ષથી ભરી નાંખે છે, બીજીથી ખેદિત થાઉં છું. હર્ષ એથી થાય છે કે ખેડા જીલ્લાની પ્રજાને શુદ્ધ સત્યાગ્રહી બની જેલ ભોગવવાનો સમય આવ્યો. તે જેલમાં જવા તૈયાર હશે કે નહિ એવી જે મને શંકા અને અશ્રદ્ધા હતાં તે દૂર થયાં. મારૂં મન ખેદિત થાય છે, કે બ્રિટિશ અમલદારો સારા છે તેમ છતાં તેમાંના કેટલાકની કલ્પનાશક્તિ ઓછી છે. કલેકટર સાહેબે જે જેલ આપી છે તે ભલે તેઓ હલકી અને ન્યાયી ગણે, પણ આપણને ત્રાસદાયક જણાય; કેમકે આપણે આ કાર્યને વિષે કંઇ જ ગુન્હો જોઇ શકતા નથી.

આમ છતાં લોકોને જે અનુભવ મળ્યો છે તે સુન્દર છે. પણ જેલનું કષ્ટ સહન કરતાં ન શીખે, તેની ખુબી ન સમજે ત્યાં સુધી સત્યાગ્રહનું રહસ્ય સમજી શકાય નહિ. એ સમજવાનો આ ખરેખરો વખત આવ્યો છે. આજ આપણા છ ભાઇઓ કેદમાં ગયા.

આથી અ.પણામાં એવી લાગણી થવી જોઇએ કે તેઓ કેદમાં ગયા અને આપણે કેમ ન ગયા ? મેં **જેલમાં જવા મારાથી બનતો પ્રયત્ન કર્યો.** મેં કહ્યું કે આમાં જવાબદારી મારી છે. ભૂલાભાઇએ વિચારી વિચારીને પગલાં ભર્યાં છે. જપ્તીમાં લીવેલી ભેંસો છોડવા જેવી બીજાની પેઠે એમણે ભૂલ નથી કરી. ભૂલ કરી હોય તો મેં કરી છે. છતાં મારા હૃદયમાં ભૂલ થઇ હોય એમ જરાએ લાગતું નથી. આ અખતરો મારો છે. કેટલીક મહેનતે આ કેસ હું કલેકટર સાહેબ પાસે લઇ ગયો હતો. આની અપીલ મારે નથી કરવી એમ પ્રથમથી જ મેં કલેકટર સાહેબને જણાવ્યું હતું, અને એવો હજી પણ મારો નિશ્ચય છે. આ માટે મને પશ્ચાત્તાપ નથી થતો. કોર્ટનો ફેંસલો બરોબર નથી. કરવામાં આવેલી સજા પણ બરોબર નથી. એમ મને લાગે છે કે આ સજા કઠણ છે. જડજની ખુરશીપરથી સત્યાગ્રહીની આશા ન રાખી શકાય, કેમકે સત્યાગ્રહીની પદ્ધતિનો કાયદામાં સ્વીકાર ન હોય. **અપીલમાં એક ક્ષણમાં જીતાય એવો આ કેસ છે.** મેં કે વલ્લભભાઇએ સવાલ ના પુછ્યા તેથી કેસ નબળો હતો એમ નહોતું. અમે કશી ઉલટ તપાસ નથી કરી છતાં કોઇપણ નિષ્પક્ષપાત જજ જેને કાયદાનું સારૂં જ્ઞાન હોય તે કહી શકે કે આમાં ચોરી નથી. આમ છતાં આપણે અપીલ કરવી નથી. સત્યાગ્રહીથી તે થઇ શકે નહિ. એણે તો જેલ ભોગવવી એ જ સારો માર્ગ છે. એથી

પણ વધારે સજા થઈ હોત તો હું વધુ ખુશી થાત. ડુંગળી માટે પણ કલેક્ટર સાહેબે હુકમ કર્યો છે, કે તે સરકારની થઈ. એમના મનમાં એમ આવી ગયું કે ગુન્હો કર્યો છે માટે ડુંગળી પણ લેવી.

આમ ડુંગળી સરકારને પચી શકે તો તે ભલે પચે. અહીં નવગામના ઘણા માણસો છે તેમને મારે એટલું જ કહેવાનું છે, ભૂલાભાઈના જમીનમહેસુલના ૯૪ રૂપીઆ આપવાના છે, તે મામલતદારને આવતી કાલે જ ભરી આપવા. આપણે સમાધાની જાળવવાની છે. નડીઆદમાં આજે જીલ્લાની સભા ભરાશે તે વખતે પણ હું સર્વ ભાઈઓને એ જ પ્રમાણે કહીશ. જે આમાં દુઃખ માને તેમને એમ થાય કે આવી સમાધાની શા કામની? આથી ઝેર રહેશે, પણ આપણે તે ના રાખવું એ આપણું કામ છે. એને સહન કરવું. આપણે કોની ઉપર ઝેર કરશું? કલેક્ટરે રોષમાં આવી આમ કર્યું છે, દ્વેષથી નહિ. એમને અતિશય રોષ થયો કે ડુંગળી ના ખોદવાનું કહેલું છતાં તે ખોદી ત્યારે કંઈક તો શિક્ષા કરવી. એમ કલેક્ટર સાહેબને થાય, પણ એ માટે સબળ કારણ શું? ઠરેલ પેટે એમણે વિચાર કર્યો હોત અને કાયદાનો અભ્યાસ કર્યો હોત તો આમાં ગુન્હો નથી એમ જણાત. આપણે અમલદારોને શિક્ષણ આપવું હોય તો આવું વખતો વખત કરવું એટલે જાણશે કે આવી સબળી પ્રજાને શિક્ષા ના હોય, એને તો બંગલામાં આમંત્રણ હોવું જોઈએ. જેલમાં જનાર

પવિત્ર બુદ્ધિના છે. એમના મનમાં પણ ગુન્હો કે અપમાન કરવું એમ નહોતું. અમલદારોને વશ કરવા હોય તો તે ભલે ચાલુ તે કરે પણ આપણે આપણું કામ શુદ્ધ બુદ્ધિથી ને વિનયથી કરવું. **આપણે આંધળા અમલને કદાપિ વશ નહિ થઇએ; અને જરૂર પડે તો હજાર વખત ખ્યાજ કાપીએ અને જેલમાં જઇએ.**

નવાગામના ભાઇઓ! તમે એમ સમજીને જજો કે આ ધન્ય અવસર છે, કે તમારા ગામના પાંચ ભાઇઓ જેલમાં ગયા છે. તેઓ શુદ્ધ બુદ્ધિથી હિંમતભેર ગયા છે. તે માટે આપણે બધા ધન્યવાદ આપીશું. છઠ્ઠા મોહનલાલ પંડયા છે. તેથી મને પાંચને માટે શાંતિ છે. એમણે આ લડત ઉપાડી હતી, તેઓને આ આ અવસર આવ્યો છે. તેઓ કઠલાલથી આવેલા તે જેલમાં છે. આ કેસમાં મારી જવાબદારી છે તે માટે મને દુઃખ નથી. અપીલ ના કરવાનો મારો અનુભવ આજનો નથી. દક્ષિણ આફ્રિકામાં હજારો જેલમાં ગયા હતા, તે વખતે પણ અપીલ માટે હમેશાં ના પાડી છે. આપણે જેલમાં જઇ તપ કરવાની ઇચ્છા રાખીએ છીએ એમાં અપીલ ના હોય. ખેડા જીલ્લાની રૈયત એટલે દરજ્જે નથી ચઢી, પણ ચઢી હોય તો તે બચાવ ન જ કરે. ને કોર્ટની ઇચ્છામાં આવે તેમ કરવા દે, એવું જ હું લોકોને કહું. જીલ્લામાં બીજા બે ત્રણ

કેસ ચાલી રહ્યા છે, તેમાં બચાવ ના કરો અને શિક્ષા ભોગવી લો. એમાં ઘણું શીખવાનું છે અને તે વડે દેશને આગળ વધારી શકીએ એમ મારૂં માનવું છે."

મહાત્માજીનું કેસ ઉપરનું સારગર્ભિત અને પ્રશાન્ત પ્રવચન પૂર્ણ થયા પછી એમણે નવાગામના ભાઇઓને કંઇ પુછવું હોય તો તે પુછવાનું જણાવ્યું.

એકે કહ્યું—મેં પણ એ કામ કર્યું છે, અને જેલમાં જવા રાજી છું.

બીજો—એક નહિ પણ સો જણ આ કામમાં હતા.

એ પછી કેટલોક વાર્તાલાપ કરી મહાત્માજી જેલમાં સત્યાગ્રહી કેદીઓને મળવા પધાર્યા હતા. સર્વે જેલની કોટડીમાં આનંદમાં હતા. મહાત્માજીને જોઇ સર્વેએ ઉમંગથી નમન કર્યું હતું અને અમે નિર્ભય અને આનંદિત છીએ, માટે કશી ચિંતા કરશો નહિ એવી વિનંતી કરી હતી. એક મહાત્માજીને 'પુસ્તકો વાંચવાનાં મળે કે નહી?' તે પુછ્યું હતું. મહાત્માજીએ રામાયણ વાંચવાની સૂચના કરી પુસ્તકો માટે લેખિત માગણી કરવા જણાવ્યું હતું. એ પછી મહાત્માજી કેદીઓને આનંદમાં રહેવાનો આશીર્વાદ આપી નડીઆદ ઉપડી ગયા હતા.

તા. ૨૭મી સવારે 'સરકારી ડુંગળી ચોરવાના' આરોપ માટે જેલમાં પધારેલા સત્યાગ્રહીઓ છૂટવાના હતા. આજ ખેડા જીલ્લો સત્યાગ્રહીઓના વિજય—ઉત્સવથી હળીમળી રહ્યો હતો. ઉત્સવનો આરંભ ખેડામાં થયો. જેલી ભાઇઓને જાહેર અભિનન્દન આપવા મહેમદાવાદ સ્ટેશનથી આવનાર સઘળા ભાઇઓ મહાત્મા ગાંધીજીના સુચનાથી ખેડા

**જેલી ભાઇઓને પ્રજાએ આપેલું માન**

સુધી સાત માઈલ પગે ચાલી ગયા હતા. આ મંડળમાં શ્રીયુત વલ્લભભાઇ, ભાઇ કૃષ્ણલાલ દેસાઈ, ડૉ. કાનુગા, શ્રી. માવળંકર વગેરે ગુજરાત સભાના સભ્યો તથા બીજા ઘણા ભાઇઓ હતા. જેલીભાઇઓને જેલમાંથી મુકત કર્યા બાદ થોડા સમયે ખેડામાં સરઘસ કાઢવામાં આવ્યું. ગામલોકોએ તેમને સ્થળે સ્થળે હારતોરા આપી ભારે સન્માન આપ્યું હતું. બાદ વ્યાખ્યાન આદિથી ભાઈશ્રી મોહનલાલ પંડ્યા અને બીજાઓનું અભિનન્દન કરવામાં આવ્યું. આ મેળાવડો કઠલાલના વતની પણ ખેડામાં વકીલાત કરતા ભાઈશ્રી મોહનલાલ પંડયાના પરમ મિત્ર શ્રી૦ પુંજાભાઇ વકીલના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો. શ્રી. પુંજાભાઇએ સમયોચિત ટુંક વિવેચન કર્યા બાદ મહાત્માજી બોલ્યા કેઃ—

"આપણે સાધારણ રીતે માનીએ છીએ કે જેલમાં જવું એ નામોશી છે. અને જેલમાં જનાર માણસ એ જેલની અંદર ગભરાયાં કરે છે, અને દિવસો ગણે છે, કે કયારે મારા દિવસો પુરા થાય અને બહાર નીકળું. એ એક પ્રકારની જેલ. આપણે બીજા પ્રકારની જેલનો અનુભવ કરીએ છીએ. જે ભાઇઓ આજ છૂટીને આવ્યા છે એમને જોઇને આપણને એમ નથી લાગતું કે તેઓ દુઃખ ખમીને આવ્યા છે. એમની મુખાકૃતિ ઉપર એવી જરાએ અસર નથી. આખું ખેડા એમને મગરૂરીથી જુએ છે. અને એમના જેલમાંથી નીકળ્યાની ઊજવણી ઉજવે છે. જેલમાં જવું એ એકના મનથી નામોશી હોય છે. અને બીજાના મનથી ઉદ્ધાર હોય છે.

સાધારણ રીતે માણસ જેલમાં જાય છે ત્યારે કઠોર થઇને નીકળે છે. જેલમાં પાખંડ કરે છે, મસ્તી તોફાન કરે છે. પણ આપણા ભાઇઓએ તો જેલમાં જઇને જેલ પવિત્ર કરી છે. આપણે જેલના કાયદાને માન આપ્યું છે, એટલું જ નહિ પણ જેલમાં જે શાન્તિ મળી અને વિચાર કરવાને જે સમય મળ્યો તેનો ઉપયોગ કરીને ચ્હા ન પીવાના અને બીડી ન પીવાનાં વ્રતો લીધાં. પોતાના દેશને માટે જીવીશું ત્યાં સુધી અમારૂં જીવન અર્પીશું એવો નિશ્ચય કીધો. એમણે જેલમાં રટણ માત્ર દેશને માટે શું કરવું એનું જ કર્યું છે. આપણી નવી પ્રવૃત્તિ માટે એમણે સાંભળ્યું અને તેને માટે પણ એમણે તૈયારી કરી. આ રીતે તેમણે આ વીસ દિવસનાં જેલનો અપૂર્વ ઉપયોગ કર્યો છે. આપણે માટે જેલ નામોસી ભરી નહિ પણ માનભરી છે. એવી જેલ આપણને સૌને આવો. બધા ભાઇઓ અને બ્હેનો એ જ માગશો. જેથી આપણે દેશની સેવા કરી શકીએ.

જેલમાં રહીને એ ભાઇઓમાં આટલું પરિવર્તન થયું છે એનું એક કારણ મોહનલાલ પંડયા છે. મોહનલાલ પંડયાનું નામ હું લઉં છું એનું કારણ એ છે કે પ્રજાની અંદર એક માણસ સાચો હોય તો તે કેટલું કરી શકે છે, અને કેટલી અસર પાડે છે, તે જણાઇ જાય છે. બીજા ભાઇઓ માટે હું ઓછું નથી કહેવા માગતો. પણ હું તો કહીશ કે મોહનલાલ

પડયા ન હોત તો આવું શુભ પરિણામ ન આવત. બીજાઓ કદાચ ડરી જાત.

જેલમાં સત્યાગ્રહની પૂર્ણતા નથી થતી. જેલ સત્યાગ્રહની સીમા નથી. જેલ ખરું જોતાં સત્યાગ્રહનો કેટલેક દરજ્જે પાયો હોય છે. બધી જગાએ અને બધે સમયે જેલ ઓસડ નથી હોતું, પણ બીજા ઇલાજ પણ લેવા પડે છે. દાખલા તરીકે મહેસુલ આપવાનું બંધ કરવું અગર મહેસુલ ન આપતાં આપણે કોઈની ઉપર હુમલો કરીએ અને જેલમાં જવું પડે તો તે સત્યાગ્રહ નથી. એ હુમલો અને જેલ બન્ને નામોસી છે. હુમલો કરવા માટે માણસને ખરો પશ્ચાત્તાપ થાય અને જેલમાં જાય તો તે પ્રાયશ્ચિત કહેવાય. પણ તે સત્યાગ્રહ નથી.

આ ભાઈઓ જેલમાંથી આવ્યા છે ત્યારે આપણે આ બાબતના સ્વરૂપનો વિચાર કરી શકીએ છીએ. સત્યાગ્રહની ચાવી એક છે. જે માણસ સમજીને ઇરાદા પૂર્વક પોતાના ઉપર દુઃખ વેઠી લેશે અને તેને જ ઇલાજ ગણશે તે સત્યાગ્રહી છે. અન્યાયી હુકમોનો અનાદર કરી તેને માટે જેલનું દુઃખ સહન કરે તેનું નામ સત્યાગ્રહી છે. જે માણસ સાચો છે તે એમ સમજીને પોતાના ભાઈનું કહ્યું ન કરતો હોય અને દુઃખ આવે તે સહન કરી લે તે સત્યાગ્રહી. જે ન્યાય બે ભાઈઓ વચ્ચે લાગુ પડે છે, તે સરકાર અને આપણી વચ્ચે લાગુ પડે છે.

સમાજને સત્યાગ્રહી હમેશાં રાજી નથી રાખી શકતો. કેટલીક વાર સમાજને નાખુશ પણ કરવો પડે, પણ સમાજની સામે પણ સત્યાગ્રહ કરી શકાય. લુંટારામાંના એકને લુંટ કરવી એ ઠીક નથી એવું જ્ઞાન થાય તો તે પોતાના બીજા ભાઇઓની સામે થઇ શકે છે. લુંટારાઓને પણ અમુક કાયદાઓ તો હોય છે જ. એ કાયદાઓની વિરૂદ્ધ પોતાના સમાજની સામે થઇ જો એ સત્યાગ્રહ કરે અને શસ્ત્રથી લડે તોપણ તેણે સત્યાગ્રહનો ત્યાગ કર્યો કહેવાય. પણ પોતે મરીને પણ કહે કે લુંટ કરીને પૈસા કમાવા એ અધર્મ કાર્ય છે એ આપણો ધર્મ નથી, તો તે ખરો સત્યાગ્રહી કહેવાશે.

સત્યાગ્રહના સિદ્ધાન્તો હિન્દમાં જેટલા ઝપાટાથી ફેલાવાય તેટલા ઝપાટાથી ફેલાવવા છે. હિન્દનો થોડો ભાગ, થોડામાં થોડો ભાગ આનો અંગીકાર કરે તો અગણિત કાર્યો સાધી શકાય એમ છે. અહિં હાજર રહેલામાંના ઘણાખરા સ્વરાજ્યવાદીઓ છે. તેમણે ક્ષણ પણ સત્યને ન છોડવું જોઇએ. તેઓ જો સત્યને ચુકશે તો આપણને ઘોર રાત્રી મળવાની છે. સૂર્યનારાયણનાં દર્શન નહિં થાય. તેમની ફરજ છે કે નિર્ભયપણે હિંદુસ્તાન પાસે પોતાનું સત્ય મુકવું, એમ કરતો કરતો તે જગતની સેવા કરશે.

હું ભાઇઓ અને બ્હેનો પાસે માગી લઉં છું કે આપણે સત્યાગ્રહનું ખરેખરૂં પૂજન કરવા આવ્યા હોઇએ,

જો સત્યાગ્રહનો આટલો જ અર્થ હોય કે સત્યને મરણાંત સુધી વળગી રહેવું, કાયદાને પણ બરાબર વળગી રહેવું, જો આપણે સત્યાગ્રહનો વિજય ઉજવવા આવ્યા હોઇએ, જો આપણને લાગે કે સત્યને વળગી રહેવાથી દેશનું બુરૂ નથી થવાનું, તો તમે બધા પરમાત્માને સાક્ષી રાખી નિશ્ચય કરજો કે પૃથ્વી રસાતાળ જાય તોપણ સત્યને બીલકુલ છોડવાના નથી. ત્યારે જ તમે ખરા સ્વરાજ્યવાદી થશો અને ત્યારે જ તમે સ્વરાજ્યના ચાંદ લટકાવી શકશો. ”

મહાત્માજીએ સત્યાગ્રહના ગુરૂમંત્રનું ઉપર પ્રમાણે લોકોને યથાર્થ ભાન કરાવ્યું. બાદ જેલી ભાઇઓ તરફથી મોહનલાલ પંડયાએ નીચે પ્રમાણે વિવેચન કર્યું:—

“અમે જે કર્યું છે તે મહાત્મા ગાંધીજીના પુણ્ય પ્રતાપે જ કર્યું છે, તેમનાં વચનનને લીધે જ કર્યું છે, એટલે આ સઘળું માન તેમને જ ઘટે છે. તેમને ચરણે પણ બેસવા અમે લાયક નથી. અમને જે જેલ મળી હતી તે જેલ નહોતી, પણ ઇન્દ્રભુવન હતું. ત્યાં અમે સંપૂર્ણ સુખ ભોગવ્યું છે. સરકારે સમજી લેવું જોઇએ કે પ્રજા અન્યાયી હુકમ સાંખી લેશે નહિ. સરકારે અમને દાબી જોયા પણ એનને લાગ્યું કે અમે નમીએ તેમ નથી. અમે જોયું કે જમીન ખાલસા ન હતી, પાક ખાલસા ન હતા એટલે અમે ડુંગળી ઉખેડી. સરકારે તે બદલ અમને જેલમાં મોકલવાનું વાસ્તવિક ધાર્યું: અમે ખુશીથી ગયા. અને તેને અમે સુખ અને માન માન્યું.”

ભાઈ મોહનલાલનું વિવેચન સમાપ્ત થયા બાદ એકાદ કલાક વિશ્રાન્તિ લઇ સઘળું મંડળ નવાગામ તરફ કુચ કરી ગયું. રસ્તામાં મહાત્માજી અને જેલી ભાઇઓનો સત્કાર કરવા માટે વાવડી, વાસણા અને નાયકાના લોકોએ ભારે હર્ષ સાથે સત્કાર કર્યો. નવાગામમાં આજ ઘેરઘેર આનન્દ ઉત્સવ હતો. મહાત્માજી, જેલીભાઇઓ અને આવેલા મહેમાનોને ગામમાં ફેરવી ધર્મશાળામાં લઇ જવામાં આવ્યા. મહાત્માજીએ ત્યાં નીચેના ઉદ્‌ગારોથી લોકોને સદ્‌બોધ આપ્યોઃ—

**જેલી ભાઇઓ નવાગામમાં**

"જે માણસને આજે જેલમાંથી નીકળીને આપ ભાઇઓ અને વ્હેનો સમક્ષ ઉભા રહેવાનું હતું, તે તો હું હતો. કારણ ડુંગળી ખોદવાની સલાહ મેં જ આપેલી. મેં કહેલું કે તમે બેધડક ખોદજો. ડુંગળી ઉપર હક્ક આપણો છે. એથી ગામના માણસો ડુંગળી ખોદવા મંડયા. સરકારે તેમને અટકાવ્યા. તેથી પણ તેને સંતોષ ન થયો અને તેમાંના છને જેલમાં મોકલ્યા. જેને જેલમાં જવાનું હતું તેને સરકારે ન મોકલ્યો એટલે જશના ધણી એ છ જણ થયા. આપણે એ પ્રસંગ ઉજવવા અને એમને વધાઇ દેવા સારૂ ગામેગામથી આવ્યા છીએ.

આજ નવાગામની કીર્તિ આખા ગુજરાતમાં ફેલાઇ છે. નવાગામના ભાઇઓએ જેલમાં જઇને નવાગામના માણસોને નવું તત્ત્વ સમજાવ્યું છે. વ્હેનો

જેલી ભાઈઓનું સ્વાગત કરવા સ્ટેશન ઉપર હજારો માણસો ભેગાં થયાં હતાં. સ્ટેશનથી મહાત્માજી, ભાઈ મોહનલાલ પંડયા તથા બીજા જેલીભાઈઓ અને અન્ય મહેમાનોનું સાડા અગીઆર વાગે સરઘસ કાઢવામાં આવ્યું. સરઘસની આગળ ઝાંઝ પખાજવાળાઓ પ્રસંગને ઉચિત ઓચ્છવ-કીર્તન કરતા હતા. શંખ ફૂંકાતા હતા, અને ભૂંગળ અને ભેરીના અવાજો એક બીજા ઉપર સરસાઇ કરતા હતા. ગામ આખું ઘર બહાર નીકળી પડયું હતું, અને કોઇ શેરીએ અને ચોરે-ચૌટે ટોળે મળી, કોઈ બારીએથી, તો કોઇ છાપરાપર ચઢીને, તો કોઇ ઝાડની ડાળીઓ પરથી સત્યાગ્રહી બન્ધુઓનાં દર્શન કરતા હતા. લગભગ દોઢ કલાકે સરઘસ મોહનલાલ પંડયાને ઘેર પહોચ્યું.

સભાની ગોઠવણ વાણીઆની મોટી ધર્મશાળામાં કરવામાં આવી હતી. અને સુંદર મંડપની રચના સાથે સ્ત્રીઓની બેઠકની ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી. લગભગ દશ દશ ગાઉ દૂરનાં ગામોનાં લોકો સભામાં હાજરી આપવા આવ્યા હતા. સભાના વખત પહેલાં લોકોથી ધર્મશાળા ચીકાર ભરાઈ ગઈ હતી. બરાબર પાંચ વાગે શ્રીયુત વલ્લભભાઇએ સભાનું પ્રમુખપદ લીધું. બાદ પ્રમુખ સાહેબની આજ્ઞાથી રા. શંકરલાલ પરીખે સમયોચિત ટુંક વિવેચન કરતાં કહ્યું કેઃ—

"ગાંધીજી મારા ગુરૂના ગુરૂ છે. કારણ મોહનલાલ પંડ્યાને હું મારા ગુરૂ તરિકે લેખું છું.........મોહનલાલ પંડયાથી કઠલાલની લાજ જતી બચી છે. સત્યાગ્રહની લડતમાં કઠલાલ ગામનો હિસ્સો

ઓછો હતો. તે ભાઈ મોહનલાલ પંડયાના જેલ જવાથી કાંઇક અંશે પૂરાયો છે........."

આ વિવેચન બાદ 'ખેડા જીલ્લામાં મહાત્મા ગાંધીજીને સત્યાગ્રહને માટે પ્રેરનાર' ભાઇ મોહનલાલ પંડયાને આપવાનું માનપત્ર શંકરલાલે વાંચી સંભળાવ્યું. અને તે ભાઈ પંડયાને આપવાની મહાત્માજીને વિનંતિ કરી. માનપત્ર એક નાની પણ સુન્દર, 'સત્ય–પ્રેમ'ના મુદ્રાલેખથી અંકિત કરેલી ચાંદીની રકાબીમાં મૂકીને આપવામાં આવ્યું હતું. ગાંધીજીના હસ્તે માનપત્ર મળ્યા બાદ પંડયાજીએ નીચે પ્રમાણે ઉપકાર દર્શાવ્યો હતો:—

"તમે મને જે માન આપ્યું તે મહાત્માજીને આપવું જોઈતું હતું. હું તો તેમની ચીઠ્ઠીનો ચાકર હતો. તેમનો હુકમ બજાવતાં હું નામદાર શહેનશાહનો મહેમાન થઇ ગયો.........હું માનતો આવ્યો છું કે સરકારનો હુકમ ત્યારે જ માનવો જોઇએ કે જ્યારે તે આપણા અંતઃકરણના અવાજને મળતો હોય.........તુરંગમાં શાન્તિ અને નિશ્ચિંતતા મળે છે. ત્યાં હરઘડી એવો ખ્યાલ રહે છે કે આપણે સત્યની ખાતર, આપણા ગુરૂના વચનની ખાતર જેલમાં આવ્યા છીએ. જેલ તો એક પવિત્ર ધામ છે.........તમે મને જે માન અને ભેટ આપ્યાં છે, એ મારા ગુરૂના ચરણે મુકી બેસી જવાની રજા લઉં છું."

બાદ ડૉ. હરિપ્રસાદે જણાવ્યુ કે:—

"આ લડતનો 'વિક્ટોરીઆ ક્રોસ' મોહનલાલ પંડયા ને જ શોભે: જેમણે ચણાઇને બંધાઈ રહેલા સત્યાગ્રહ—મન્દિર ઉપર સોનાનો કળસ ચઢાવ્યો."

તે પછી મહાત્મા ગાંધીજી બોલવાને ઉભા થયાઃ—

"હું જોઉં છું કે જેમ જેમ હિન્દુસ્તાનની અંદર મારૂં રહેવાનું લંબાય છે, તેમ તેમ કેમ જાણે હું ગુરૂ હોવાનો મારો સ્વપ્નામાં પણ દાવો કરતો હોઉં તેમ કેટલાક બીજાને મારા શિષ્ય બનાવે છે. મેં આ ચેતવણી દક્ષીણ આફ્રીકામાં આપી હતી. અહીં પણ આપું છું. આવી રીતની ચેતવણીથી પણ માન લેવાય છે, એ મને ખબર છે. પણ તેટલો ભય વહોરી લઇને હું કહીશ કે મારાથી કોઇના ગુરૂ બનાય તેમ નથી. કોઇનો ગુરૂ બનવાને હું લાયક નથી. આજના જેવા પુણ્ય પ્રસંગો દક્ષીણ આફ્રીકામાં આવેલા ત્યારે પણ મેં આ પદનો અનિકાર કરેલો. અને હજી પણ અનિકાર કરૂં છું. હું જ કોઇ ધર્મગુરૂની શોધમાં છું. જે માણસ ધર્મગુરૂની શોધમાં હોય તે બીજાનો ગુરૂ શી રીતે થઇ શકે? મારા રાજગુરૂ ગોખલેજી હતા. તેમ હું કોઇનો રાજગુરૂ થાઉં એમ પણ નથી. કારણ હું રાજપ્રકરણી બાબતમાં બાળક છું. અને બીજી વાત એ છે કે ભૂલથી પણ હું રાજગુરૂનું પદ મને આપી દઉં અને કોઇને શિષ્યપદ આપી દઉં, ત્યારે તે માણસ મારી ધારણા પ્રમાણે ન કરે અથવા નાસભાગ કરે તો મને જ દુઃખ થાય.

મને લાગે છે કે જે માણસ પોતે કોઇનો શિષ્ય બન્યો છે, એમ કહે તેણે એક વાર નહિ પણ એક

કરતાં વધારે વાર વિચાર કરવો જોઇએ. કોઇ પણ હુકમ નીકળ્યો કે તત્ક્ષણ તે ચીઠ્ઠીના ચાકર તરીકે ઉપાડી લે ત્યારે જ તેનું શિષ્યત્વ નક્કી થાય. તે ચીઠ્ઠીનો ચાકર છે કે નહિ, તેની કસોટી તે હુકમને બરોબર અમલમાં લાવી શકે ત્યારે જ થાય.

અત્યાર સુધીનાં કાર્યો જેથી હું લોકોની નજરમાં આવ્યો છું તે લોકોને રૂચે એવાં હતાં. આ કાર્યમાં જો મેં કાંઈ કાર્યદક્ષતા બતાવી હોય તો તે એટલી જ કે પ્રજાનો પ્રવાહ ક્યાં વહે છે તે મેં જોઈ લીધું. અને તેને હાથમાં લઇ લીધો. આમાં જે કામ થયું છે, તે માટે માન બીજાઓ લઈ શકે તેમ હતું તોપણ તેઓમાં તે માન લઇ લેવાની શક્તિ ન હતી.

હું સત્યાગ્રહી બનવાનો પ્રયત્ન હમેશાં કરી રહ્યો છું. સત્યાગ્રહી હમેશાં પ્રજામતને અનુસરીને વર્તે છે, એમ નથી. પ્રજામતની સામે ઝુઝવાનો તેને વખત આવે છે. સત્યાગ્રહમાં અસત્ય ન જ હોઈ શકે. એટલે જેમાં જીત જ રહેલી છે, તેમાં ગમે તે માણસ ઝંપલાવે તેમાં હરકત નથી. આપણી બધાની જીંદગી પ્રયોગથી બનેલી છે. આપણે પ્રયોગો કરતા જ રહીશું અને આપણને તેમાંથી કાંઇને કાંઇ મળતું જ રહેશે. પરમાત્માની સૃષ્ટિ તરફ જોઇશું તો આપણને જણાશે કે તે આપણને હમેશાં શેળભેળ આપી રહ્યા છે. ખડની સાથે કુચા આવે છે, અને ઘઉંની સાથે છોડાં હોય

છે. એ જ પ્રમાણે દરેક પ્રવૃત્તિમાંથી આપણને એ વસ્તુઓ મળવાની. આમાં ધઉંને સાચવી છોડાંનો ત્યાગ કરવાની જ્યાં જીંદગી રહેલી છે, ત્યાં હું કોઇનો રાજગુરૂ શી રીતે બની શકું? મારે ઘણાં કામો કરવાનાં છે, તે હું તમને ભાઈ અને બ્હેનો ગણીને જ કરવા માગું છું. તમારી ઇચ્છા હોય તો તમે મને કદાચ તમારો મોટો ભાઈ ગણો, તેટલાથી જ મને આનન્દ થશે. હું ગુરૂ થઈ જાઉં તો મારે નિર્દોપતાનો દાવો કરવો પડે તે મારાથી કેમ થઈ શકે?

× × × ×

મોહનલાલ પંડયા અને બીજા જેલીભાઇઓ વિષે જે કહેવાયું છે તે યથાર્થ છે. આપણામાં જેલની બીતિ આંસુ પડાવે છે. અને બદલે એ ભાઇઓ હસતે મુખે જેલમાં ગયા, હસતે મુખે ત્યાં વસ્યા અને હસતે મુખે પાછા આવ્યા. આ પ્રસંગે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.................મોહનલાલ પંડયાએ આ લડતમાં જ સત્યાગ્રહ શીખવા માંડયો અને લડતને અન્તે સત્યાગ્રહની એમ. એ.ની પરીક્ષામાં પાસ થઇને નીકળ્યા. એમને માન આપીને તમે પોતે જ માન લીધું છે.

× × × ×

આ સત્યાગ્રહને પરીણામે જ્યારે કઠલાલ ગામની દશા ફેરવાશે, કઠલાલમાં ઘણાં કામો આગળ ઉપર

થશે, તો જ સત્યાગ્રહમાં સમજ્યા કહેવાઈશું. જે વસ્તુ આપણને હાથ લાગી છે, તેને રત્ન ગણી સાચવીશું તો કલ્પવૃક્ષસમ તે આપણને માગ્યાં ફળો આપ્યાં જ કરશે."

આ પ્રમાણે સત્યાગ્રહનો યશસ્વી અન્ત આવ્યો અને જે ગામમાંથી આ લડત શરૂ થઇ હતી, તે જ ગામમાં તેની પૂર્ણાહૂતિ થઈ. અને જે નરે તે ઉપાડી હતી તે નરના શિરે લડતનો તાજ મુકાયો; અથવા કરોડે તેમના હસ્તે સત્યાગ્રહમન્દિરનો કીર્તિકળશ ચઢયો.

પ્રભુની લીલાનો અકલિત પ્રભાવ !

॥ सत्यमेव जयते ॥



# પૂર્ણાહુતિ

" ખેડાની શકિત, ખેડાનું બળ અને ખેડાની કાર્યદક્ષતા-આ ગુણોને લીધે જ ખેડા જીલ્લાએ મહત્વનાં પરીણામો નીપજાવ્યાં છે."

ગાંધીજી.

ખેડાના ખેડુતોએ આરંભેલા સત્યાગ્રહના યજ્ઞની પૂર્ણાહુતિનો ઉત્સવ તા. ૨૯ મીના રોજ નડીયાદ મુકામે ઉજવવામાં આવ્યો. તે દિવસે મહાત્માજીને ગુરૂદક્ષિણા બદલ પ્રેમપુષ્પાંજલી અર્પવાની ક્રિયા થઇ હતી. સાંજના ચાર વાગે સત્યાગ્રહ મંડપમાંથી સરઘસ કાઢવામાં આવ્યું હતું. નડીયાદ વાસીઓએ ચોરે ચૌટે આ સરઘસનો અપૂર્વ સત્કાર કર્યો. મહાત્માજી, શ્રીયુત્ વલ્લભભાઇ અને જેલીઓને શેરીએ શેરીએ અદ્ભુત માન મળ્યું. સભાસ્થાન દશા ખડાયતાની વાડી–ને તેટલા જ ઉત્સવ અને ઉમંગથી શણગારવામાં આવી હતી. મહાત્માજી પ્રત્યેનો ભકિતભાવ પ્રદર્શિત કરવા આ સભામાં આખા જીલ્લામાંથી લગભગ પાંચથી છ હજાર સ્ત્રીપુરૂષોએ હાજરી આપી હતી.

સભાનું પ્રમુખસ્થાન નડીયાદના આગેવાન વકીલ રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટીને આપવામાં આવ્યું હતું. તેમના ટુંક પ્રાસંગિક વિવેચન બાદ રા૦ ફુલચંદભાઇએ મહાત્માજીને અર્પણ કરવાનું માનપત્ર વાંચી સંભળાવ્યું. તે માનપત્ર આ પ્રમાણે છેઃ—

ॐ

। सत्यं परं धी महि ।

विद्याविलासमनसो धृतशीलशीक्षाः
सत्यव्रताः सकलमानमलापहाराः ।
संसारदुःखदलनेन सुभूषिता ये
धन्या नरा विहितकर्मपरोपकाराः ॥

પરમ પૂજ્ય સત્યનિષ્ઠ મહાત્માશ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજી,
**સત્યાગ્રહી કર્મવીર !**

ખેડા જીલ્લામાં ગયે વરસે અતિવૃષ્ટિ, અનેક રોગ અને ઉંદરોના ઉપદ્રવને લીધે ખરીફ અને રવિનો પાક નિષ્ફળ નિવડયો હતો. મરકીથી હજારો મનુષ્યો પીડાઈ એના ભોગ થઇ રહ્યા હતા. મોંઘવારીનો ત્રાસ વર્તાઈ રહ્યો હતો. આવી દુઃખદ સ્થિતિમાં આવી પડેલા ખેડુતોએ ધારા પ્રમાણે મહેસુલમાં રાહત આપવા માટે કરવામાં આવેલી પ્રાર્થનાનો સરકારે અસ્વીકાર કર્યો; એ માટે કરવામાં આવેલા સર્વ પ્રયત્ન નિષ્ફળ જવાથી પ્રજા મુંઝાઇ રહી હતી. આવા દુઃસહ સમયે લાખો નિરાશામાં એક આશારૂપ આપે અમારી વ્હારે ધાઈ અત્યંત કષ્ટ વેઠી અનન્ય પ્રેમ અને દયાભાવથી અમને આત્મબળનો કરાવી અશ્વાસન આપ્યું. અમારી

દુરાવસ્થા તપાસી અને કચવાઈ જતા અમારા સત્યનું અને સ્વમાનનું વીરતાથી રક્ષણ કરી અમને નવજીવન આપ્યું.

મોહન ? એ સત્ય જ છે કે, તમે જ અમને શરણ આપી મહાન અનુગ્રહ કર્યો. ગુરૂભાવે અમારૂં કલ્યાણ ઇચ્છી અમને આપે જ ઉપદેશ આપ્યો કે, સત્ય અને સ્વમાનના રક્ષણ અર્થે તમારા દેહ આત્મા અને સર્વસ્વનું યથાવિધિ બલિદાન કરો. આપે જ એ ધર્મયુદ્ધની તાલીમ આપતાં બતાવી આપ્યું, કે વિજયની ઇચ્છા રાખનાર બલકે વીર્યથી જ જીતતા નથી પણ સત્ય, આનૃશંસ્ય, ધર્મ અને ઉત્સાહથી જીતે છે. આપે જ આ સત્યાગ્રહના સંગ્રામમાં નિત્ય અમારૂં રક્ષણ કર્યું છે; નિત્ય અમારા હિતમાં તત્પર રહ્યા છો. આપની કૃપા અને આશ્રયથી અમારો વિજય થાય અને વૈરભાવ નષ્ટ થાય એમાં શું આશ્ચર્ય ? ખરેખર જ્યાં અહિંસા અને સત્ય છે ત્યાં મોહન છે અને જ્યાં મોહન છે ત્યાં જય છે. આપ જેવા ઉત્તમ કર્મયોગી આચાર્યના ચરણે રહી અમે જેટલે અંશે ધર્મ અધર્મ અને લોભનું સ્વરૂપ જાણી અહંકાર રહિત થઈ યુદ્ધ કર્યું તેટલે અંશે વિજય મેળવ્યો.

આપે જ, પોતાનો ખોટો કક્કો ખરો કરવામાં ગૌરવ માનવાની ટેવવાળા અમલદારોના સુતેલા આત્માને જાગ્રત કરી જગતને સત્યનો પ્રભાવ બતાવ્યો છે. આપે જ તેમને અને અમને પ્રેમભાવથી નિષ્કામ-પણે સુંદર તાલીમ આપી અસમાનતાના ભાવને દૂર કરવા ભગીરથ પ્રયત્ન કર્યો છે. ભય અને દુઃખથી પીડાયેલાં ભારતમૈયાનાં રાંકડાં સંતાનોના અંતરની ઉંડી આશાને નિરાશાની લાખો દિવાલો તોડી બહાર આણી છે. સર્વને આપે ગર્વરહિત જ્ઞાનથી, ક્ષમાન્વિત શૌર્યથી અને અનુપમ તપથી જીત્યા છે. અનુબંધના હેતુઓ નાશ કરનાર, લોભ, ક્રોધ અસુયા, ઈર્ષા, દ્રોહ, મોહ, નિર્લજ્જતા અને કટુવાણીનો પ્રયોગ એ સર્વનો નાશ કરવા આપે અમારામાં પ્રેમ,

સત્ય, સંયમ વગેરે દિવ્ય સત્ત્વોનું સિંચન કરી મહાન ઉપકાર કર્યો છે.

ભારત મૈયાનાં કરોડો સંતાનોનાં અનેકવિધ દુઃખોને પોતાનામાં ધારણ કરી, આપે આનન્દપૂર્વક ફંકીરી લીધી છે. આપે આપનાં સર્વ સુખોને અને સત્ કર્મોને, પોતાના રંક ભાંડુઓના કલ્યાણ અર્થે આરંભેલા રાષ્ટ્ર યજ્ઞમાં હોમી દીધાં છે. આપે સત્યાગ્રહના શસ્ત્ર વડે યજ્ઞમાં વિઘ્ન કરતા અસુરોને સુર બનાવી યજ્ઞનું હવી સ્વીકારતા કર્યા છે. તેમજ પોતાના યજ્ઞ કાર્યને વિસરી ગયેલા અનેક દેશ બંધુઓને એ યજ્ઞમાં પોતાના દેહ આત્મા અને સર્વસ્વનું આવશ્યક બલિદાન અર્પતા કર્યા છે. આફ્રીકામાં ગોરાઓના અણછાજતા અને અપમાનકારક ભેદભાવની વિકટ જાળ તોડવાને આપે પ્રેમ અને શૌર્યથી અંકિત મહાન કાર્ય કર્યું છે. આપે ચ્હાવું અને સ્હેવું એ મહામંત્રનો ઘોષ ગજવી દશે દિશામાં સત્ય પ્રેમ અને ટેકનો વિજય ધ્વજ ફરકાવ્યો છે. આપે ચંપારણ્યની પવિત્ર ભુમિની દુઃખોમાં કચરાઈ ગએલી પ્રજા ઉપરના અત્યાચારો દૂર કરાવી એનામાં ચેતન મૂક્યું છે. અમદાવાદના મીલમજુરોને પોતાની પ્રતિજ્ઞાનું મહત્વ સમજાવવાને આપે અનશન વ્રત લેઇ આત્મભાન કરાવ્યું છે,

શ્રીકૃષ્ણ ભગવાનની ભુમિ માતાના ખોળે ઉછરેલા આપે ગુર્જર મૈયાનું ગૌરવ વધાર્યું. એના મધ્યસ્થળે વિરાજતી ચારૂત્તરની આજે રસ કસહીન થયેલી ભુમિના ક્ષીણ થતા જતા પુત્રોને સત્યાગ્રહનો મંત્ર આપી અત્યાચારને જ્ઞાનપુર્વક અને વિનયથી સહન કરવાથી એનો નાશ થાય છે. એ તત્ત્વ સિદ્ધ કરી આપ્યું. આપના એ અનહદ પ્રેમ ભર્યા મહાન પવિત્ર આત્માને ધારણ કરી કલ્યાણના માર્ગે જવાને પરમાત્મા અમને સમર્થ બનાવે. અમે અલ્પજન આપનું શું હિત કરીએ? આપને અમે શું ગુરૂ-દક્ષિણા આપીએ?

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આપ પૃથ્વી પાસેથી ક્ષમા મેળવો. સુર્યમંડળ પાસેથી તેજ મેળવો; વાયુ પાસેથી બળ મેળવો, સર્વભુત માત્ર પાસેથી સંપત્તિ મેળવો, આરોગ્ય રહો અને આપની જગતને પાવન કરવાની ઉચ્ચ અભિલાષાઓ સિદ્ધ કરી કુશળતાપુર્વક આપના જીવનનું મહાન કાર્ય સફળ થાય એવું અંતઃકરણ પુર્વક ઇચ્છીએ છીએ.

પરમાત્મા કલ્યાણ કરો.

| | |
|---|---|
| સત્યાગ્રહ મંડપ,<br>નડિયાદ.<br>વિક્રમાર્ક ૧૯૭૪<br>જ્યેષ્ઠ કૃષ્ણપક્ષ પંચમી | અમે છીએ, આપની કૃપાના યાચક<br>સદાના સત્યાગ્રહી શિષ્યો. |

માનપત્ર સ્વીકાર્યા બાદ મહાત્માજી સભાને સંબોધીને નીચે પ્રમાણે બોલ્યાઃ—

"પ્રથમ તો હું અહીં આપણી કેટલીક બ્હેનોએ સત્યાગ્રહનો જે પાઠ શિખવ્યો છે, તે તરફ તમારૂં ધ્યાન ખેંચું છું. કેટલીક બ્હેનોનાં આપણને દર્શન નથી થતાં કારણ કે તેઓ પડદા પાછળ રહેલી છે. તેમને તેમજ જે ભાઇઓ તેમને પડદા પાછળ રાખવા માટે જવાબદાર છે, તેઓને હું કહું છું કે આપણું અર્ધું અંગ રૂંધાઇ જાય તેવી સ્થિતિમાં આપણે હિન્દનું કાર્ય નથી કરી શકવાના. આ બીજી બ્હેનોએ પડદામાં બેસવાની ગોઠવણનો અનાદર કરી સ્વતંત્રતાથી બહાર ખુલ્લી હવામાં બેસવાનું પસંદ કર્યું છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આપે મને જે માનપત્ર આપ્યું, તે માટે હું આપનો આભારી છું પણ જે માણસ સેવાધર્મને કબુલ કરે છે, તે માણસથી કોઇ પણ માનનો સ્વીકાર નથી કરી શકાતો. તેમણે પોતાનું સર્વસ્વ કૃષ્ણાર્પણ કરેલું હોય છે. એટલે જે માન મને મળે છે, તેનું કૃષ્ણાર્પણ જ થઇ શકે. સેવાધર્મિ માનની ભુખ નથી રાખી શકતો. માનનો ભૂખ્યો થાય તે જ કાળે તે સેવાધર્મથી ભ્રષ્ટ થાય છે. મેં ઘણીવાર જોયું છે કે કેટલાક પૈસા માટે કામ કરે છે, કેટલાક માન માટે કામ કરે છે, તો કેટલાક કીર્તિ માટે કામ કરે છે. પૈસાની ભુખ તો તો ખરાબ ગણાય છે. પણ માનની ભુખ પૈસાની ભુખ કરતાં વધારે ખરાબ છે. પૈસાને અર્થે માણસ જેટલી દુષ્ટતા કરે છે, તેથી વધારે દુષ્ટતા માણસ કેટલીકવાર માન આબરૂ માટે કરે છે. સ્વમાન જાળવવું એ એક વસ્તુ અને સરકાર પાસે કે પ્રજા પાસે માન મેળવવાની ઇચ્છા કરવી એ બીજી વસ્તુ. આ બીજા જેવું દુષ્ટ કાંઇ પણ નથી. માનનો ભુખ્યો માણસ પોતાને જ નહિ, પણ પ્રજાને પણ ભારે નુકશાન પહોંચાડે છે.........માન એવી સુક્ષ્મ વસ્તુ છે કે તે મોટમોટા માણસને પણ ભુલાવે છે. તમારે તમારૂં માન રાખવું હોય તો હું તમારી પાસે દીન વચનથી માગી લઉં છું કે તમે મને માનથી નવાજશો નહિ. મને માન આપવાનો સારામાં સારો રસ્તો એ જ છે કે મારી સલાહ તમારે સ્વીકારવી એટલું જ નહિ પણ

તેને સાચી સમજથી અમલમાં મૂકવી. આથી જ તમે મને ખરૂં માન આપ્યું કહેવાશે ...........

સેનાપતીની ચતુરાઈ પોતાનું કારભારી મંડળ પસંદ કરવામાં જ રહેલી છે. અમુક આદર્શો ઘડાયા હોય, અમુક નિયમો ઠરાવી રાખેલા હોય તેના આધારે સેના ચાલી જાય તો જ કામ થાય. ન ચાલે તો સેનાપતીનું કાંઇ ચાલતું નથી.........મેં કાંઇ ભારે કામ કરી નાંખ્યું છે એમ નથી......ઘણા માણસો મારી સલાહ માનવાને તૈયાર હતા.........પણ મને વિચાર થયો કે ઉપસેનાપતિ કોણ થશે? ત્યાં મારી નજર ભાઇ વલ્લભભાઇ ઉપર પડી. મારે કબૂલ કરવું જોઇએ કે મેં ભાઇ વલ્લભભાઇની પહેલી મુલાકાત લીધી ત્યારે મને એમ થએલું કે આ અક્કડ પુરૂષ તે કોણ હશે? એતે શું કરશે? પણ જ્યારે હું તેમના વધારે પ્રસંગમાં આવ્યો ત્યારે મને લાગ્યું કે મારે વલ્લભભાઇ તો જોઇએ જ. વલ્લભભાઇએ માન્યું કે અત્યારે વકીલાત ચાલે છે, મ્યુનિસિપાલિટીમાં ભારે કામ કરૂં છું, તેથી પણ ભારે કામ આ છે. મારે ધંધો આજ છે, અને કાલ ન હોય. મારા પૈસા કાલ ઉડી જશે. મારા વારસો તેને ઉડાવી દે, તેના કરતાં હું એમને માટે ઊંચો વારસો મૂકી જાઉં. આવા વિચારોથી એમણે ઝંપલાવેલું. વલ્લભભાઈ મને ન મળ્યા હોત તો જે કામ થયું છે, તે ન જ થાત. એટલો બધો શુભ અનુભવ મને એ ભાઇથી થયો છે.

મને લાગે છે કે વલ્લભભાઇને માન આપવાથી બીજાઓને પણ માન આવી જાય છે. એટલે હું તેઓનાં નામ નથી લેતો. પ્રમુખ સાહેબે તો શહેનશાહ જેમ માન અકરામની યાદી બહાર પાડે તેવી યાદી બહાર પાડી હતી. હું તો એમાં નિમિત્ત માત્ર છું. કેટલાકનાં નામ આ બાદશાહી યાદીમાં આવી ગયાં નથી. આવે તેમ પણ નથી. તે નામ હું અત્રે દઇશ. જે સેવાધર્મ સ્વીકારે છે તેને એટલી શાન્તિ અને એટલો આનન્દ થાય છે કે તેનું વર્ણન નથી થઇ શકતું. સેવાધર્મ સ્વાર્થિ ધર્મ છે. સંસારનો આનન્દ મેં પૂરેપૂરો અનુભવ્યો, અને મને લાગ્યું કે ખરો સ્વાર્થિ આનન્દ તો સેવાધર્મમાં જ રહેલો છે. તે સેવાધર્મના દાખલા તરીકે હું અનાથ આશ્રમમાંના ભંગીને મૂકવા ઇચ્છું છું. એણે મારા ઉપર જે પ્રેમભાવ દર્શાવ્યો છે, તે અવર્ણનીય છે. એ જ પ્રમાણે અનાથ આશ્રમનાં બાળકોએ મારી સેવા કરીને એક બીજા વચ્ચે હરિફાઇ કર્યા કીધી છે. એ લોકોની સાથે જરા હાસ્ય કર્યા સિવાય મેં કદી વાતચીત પણ કરી નથી. હું એમને શું આપું? મારી પાસે તો એક પૈસો પણ નથી. હું તેમને મારા દીકરાની માફક માનું છું. જે નિઃસ્વાર્થ સેવા એ બાળકો પાસે હું લઉં છું, એવી સેવા મને વકીલ બેરીસ્ટરો પાસે પણ નથી મળી શકતી.

આપણે બહુ અનુભવો લીધા. સત્યાગ્રહીને ભાગે ઘણી વખત જે દુઃખો આવે છે, તે ખેડાને ભાગે નથી

આવેલાં. મારા મનમાં એમ રહી ગએલું કે લડતમાં કચાશ રહી જશે. પણ એમાં કંઇક પૂરણી આ જેલી-બાઇઓએ કરી. એ ટૂંકી જેલથી સંપૂર્ણ પૂરતી તો નથી મળી. સત્યાગ્રહ એવી લડત છે અને એમાં એવા રસના ઘૂંટડા રહેલા છે, અને જેણે તે પીધા છે, તે બીજી કોઈ પણ વસ્તુ ન માગે. આવો રસ ખેડાએ લીધો તેનું કારણ ખેડાની શક્તિ, ખેડાનું બળ અને ખેડાની કાર્યદક્ષતા. આ ગુણોને લીધે જ ખેડાએ મહત્વનાં પરિણામો નીપજાવ્યાં છે. આપણે મહેસુલના પ્રશ્ન માટે જે કામ કીધું તે તો અલ્પ કામ છે. પણ વારંવાર મેં કહ્યું છે તેમ નિર્ભયતા અને મોટા મોટા અમલદારોના કરતાં આપણે જરા ઉતરતા નથી એવા સરખાપણાનો ભાવ એ બન્ને એનાં મહાન ફળ છે. સત્યાગ્રહનો પ્રયોગ આપણે હમેશાં કરી શકીએ છીએ એવું ભાન આ લડતને પરિણામે તમને નિરંતર રહો. પ્રગટ થએલો વન્હિ નથી હોલાતો, નિરંતર વધ્યાં જ કરે છે. સત્યાગ્રહનું આ પરિણામ સ્થાયી રહો. એ પરિણામ આપણામાં કાયમ રહેલું હશે તો ખેડાનાં તમામ ગામોમાં આપણે સત્યાગ્રહની ઝાંખી કર્યા જ કરીશું. ખેડા જીલ્લાને એવાં શુભ પરિણામ હમેશાં મળ્યાં જ કરો, એવી મારી વાંછના છે.

માનપત્રમાં તમે મને ગુરૂદક્ષિણા આપવા વિષે બોલ્યા છો. ગુરૂપદ હું લેતો જ નથી. મને તો ચાકરી

આપવા માગતા હો તો મારે ચાકરી જોઇએ ચાકરીનું દામ બહુ ભારે છે. એ હું કહી ચૂક્યો છું.

હું આજ કોઇની પાસે લશ્કર ભરતીમાં નામ લેવા નથી આવેલો. પણ હું આપની પાસે એક ટુંકી વિનંતિ કરૂં છું...... પ્રજા બળહીન અને વીર્યહીન થઇ ગઈ છે. આમાં કેટલેક અંશે આપણે જવાબદાર છીએ, અને ઘણે અંશે સરકાર જવાબદાર છે. એ નબળાઇનો નાશ કરવાની જો આપણે આ તક ખોઇએ તો આપણે સુવર્ણ તક ખોઇ બેસવાના. આપણે કેટલીકવાર ધીમે ધીમે કામ લઇએ છીએ. પણ કેટલીક વાર વાદળો આવી ચઢે છે, ત્યારે બહુ ત્વરાથી કામ લેવાની જરૂર પડે છે. મેં કરેલી માગણી સરકારને ઉપકાર કરવા માટે નથી. તેમ સરકારને મદદ કરવા માટે નથી. તે તો આપણા પોતાને માટે જ છે. જે બ્હેનો આ બાબતની સાક્ષી પુરે છે તેમને એટલી જ વિનંતિ કરીશ કે તમે તમારા ભાઇ દીકરા વગેરેને કહેશો કે તમે દેશનું અને અમારૂં રક્ષણ કરવા લાયક થાવ. જે પ્રજામાં પોતાનું રક્ષણ કરવાની શક્તિ નથી તે પ્રજા જ ન કહેવાય. દુનિયામાં એવી એક પણ પ્રજા નથી કે જે પોતાનું રક્ષણ કરવાને આટલે દરજ્જે શક્તિહિન થયેલી હોય. આ તક આપણે ન લઇએ તો આપણે શક્તિહિન રહેવાના છીએ. આ શબ્દો આજ નહિ પણ થોડા વખત પછી તમે માનશો. જે ઇચ્છાજોથી ગુજરાતી પ્રજા બાયલાપણાનું કલંક દૂર કરી શકે, તેમજ જે સ્વરાજ્ય લેવા ઇચ્છીએ

છીએ તે વહેલામાં વહેલું મળે, તેવા ઇલાજ લેવા માટે મેં વિનંતિ કરી છે. આ વાત ઉપર તમે ખુબ વિચાર કરો એમ ઇચ્છું છું. બે પ્રસંગો જવા દીધા, કારણ એક કારણે આવેલાને બીજી વાત કરવી એ મને અસભ્ય લાગેલું, પણ આ પ્રસંગે તો તમે મારા ઉપર પ્રેમ વર્તાવ્યો છે. માટે જ આ વિનંતિ કરૂં છું. સત્યાગ્રહી પોતાની સ્વતંત્રતા પુરપુરી જાળવે છે, અને પોતાનાં વચનો બીજાની સામે પોતે ધારે તેવી રીતે મૂકે છે... ........ આપને એમ લાગે કે આપણે રક્ષણ કરવાની શક્તિ ખોઇ બેઠા છીએ, તો આપણે ખોએલું એ અંગ મેળવવાની તક તમે લઇ લેજો. અત્યારે એ માગ્યું મળે તેમ છે. તમને ભરોસો હોય તો રાત અને દિવસ જેટલા માણસો મળે તેને તાલીમ લેવાને તૈયાર કરજો. માણસો આવે ન આવે તે માટે હું બેદરકાર છું. પણ વિચાર કરો અને ત્યાર પછી મારી વિનંતિ ત્યાગવા જેવી હોય તો ભલે ત્યાગો. અને સ્વીકારવા જેવી હોય તો બળ મેળવવા પ્રયત્ન કરશો. માતાઓ પુત્રને બળ આપશો. પત્નીઓ પતિને બળ આપશો.

ખેડાએ જે પ્રેમ વર્ષાવ્યો છે અને સ્વયંસેવકોએ મારી જે સેવા બજાવી છે તેને માટે ઇશ્વર મને સદ્બુદ્ધિ આપો, અને સેવાધર્મનું પાલન કરવાની મને વિશેષ શક્તિ આપો. એ જ રીતે હું અસિમ પ્રેમ બતાવી શકીશ. મેં કાંઇ કડવાં વચનો તમને કહ્યાં હોય તે માટે

ક્ષમા કરશો. મેં કોઇ પણ વસ્તુ તમને વેરભાવે નથી કહી પણ દેશની સેવાને માટે જ કહી છે.

**શ્રી વલ્લભભાઇનું ભાષણ**

"હિન્દુસ્તાનમાં દેવતાઓ અને મહાત્માઓનો રીવાજ છે કે પોતાને અર્પાએલી પ્રસાદી તેઓ લેતા નથી, પરન્તુ પોતાના પૂજારીઓને આપી દે છે. મહાત્માજીએ આજ એ પ્રમાણે બધું મને અર્પિ દીધું. મેં કંઇજ કર્યું નથી. અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં વીસ વીસ વર્ષથી સેવા બજાવનારા છે, તો હું દોઢ વરસમાં શું કરી શકું? આ લડત હું મારા પોતા તરફથી અને મારા સાથીઓ તરફથી કહેવા ઇચ્છું છું કે ખેડા જીલ્લાની પ્રજાએ પોતે હિમ્મત અને સાહનશક્તિ દાખવી ન હોત, તો અમે કાંઇ પણ કરી શક્યા ન હોત. એટલે જે માન મને આપવામાં આવ્યું છે તે સઘળું હું તમને પાછું વાળું છું.

હિન્દુસ્તાન સેંકડો વર્ષથી અસાધ્ય રોગથી પીડાય છે. એ રોગની ચિકિત્સા કરનાર કોઈ વૈદ્ય મળ્યો નથી. અને જે મળ્યા છે તે મીઠી દવા આપનારા છે. મીઠી દવાથી અસાધ્ય રોગ જાય નહિ. કેટલાકને તો લાગશે કે સરકારની સામે લડનાર આમ સલાહ આપે એ શું? પરન્તુ તમે ખુબ યાદ રાખજો કે તમારા રોગની ચિકિત્સા કરનાર અને તમને દવા આપનારના હૃદયમાં રગે રગે પ્રજા સેવા જ રહેલી છે. ભારે રોગ મટે એવી છે કે નહિ. તમને એ લેવા જેવી લાગે તો જ લેજો. તમે હિમ્મત ન હારશો......... ખેડા જીલ્લો હિન્દુસ્તાનમાં આગળ આવે, તે માટે તમે મહાત્માજીની વિનંતિને વધાવી લેશો."

**ભાઇ મોહનલાલ પંડયા**

હું હમણાં જ તુરંગમાંથી છુટીને આવ્યો છું. મેં ડુંગળીની ચોરી કરી હતી! મને ચાર પૈસાની ડુંગળી ન મળી, કે હું સરકારને ત્યાં

કુંગળી ચાખવા ગયો આમાં સરકારની હાંસી થાય છે. અમે તો એકે એક ખાધું, વાતો કરી અને ભજનમાં વખ્યા છીએ.

સરકારને જેલમાં મોકલવામાં મજા નથી. તેને તો અમલ પળાવવામાં રસ છે અમે એ અમલનો ઈન્કાર કર્યો તેથી અમને જેલમાં મોકલ્યા. બધા આ પ્રમાણે જેલ જાત્રાએ જાય તો સરકારને ખબર પડી જાય કે પ્રજા હવે ગાંઠે તેમ નથી. આપણને સરકાર સાથે વેરભાવ નથી, પણ સદ્બુદ્ધિ છે. પણ આપણું પોતાનું અંતઃકરણ ના પાડે તેવા હુકમ ન પાળવા માનપૂર્વક ના કહેવી જોઈએ. વીસ દિવસને બદલે વીસ માસની સખત મજુરીની કેદ આપે તો પણ હું ગેરવાજબી હુકમથી ડરું તો માણસ કેમ કહેવાઉં?......... મને આવા ફરી ફરી લાભ મળે, અને એ રીતે દેશની સેવા બજાવતાં બજાવતાં મારો દેહ પડે તો હું મને ભાગ્યશાળી માનું."

બાદ પ્રમુખ સાહેબના ટુંક ઉપસંહાર પછી સભા વિસર્જન થઈ.

---

૧ ખેડાની લડત વિષે ના. સર નાયરની નોંધ
૨ હિન્દી સરકાર તથા મુંબઇ સરકારના બચાવ
૩ ના. નાયરની બીજી નોંધ
૪ મહાત્મા ગાંધીજી અને ના. પારેખના પ્રતિઉત્તરો

---

# ના. સર શંકરન્ નાયરની ભિન્નમત નોંધ

ચેમ્સફર્ડ–મોન્ટેગ્યુની હિન્દી રાજકીય સુધારા વિષેની યોજનાના સંબંધમાં હિન્દી સરકારે પોતાના વિચારો દર્શાવવા તા. ૫મી માર્ચ સને ૧૯૧૯ના રોજ એક ખરીતો મોકલ્યો હતો. આ ખરીતા સાથે સર શંકરન્ નાયર એકમત થઇ શક્યા નહિ. તેથી તેમણે એક સ્વતંત્ર નોંધ હિન્દી સરકારની યાદી સાથે ઇન્ડિયા કાઉન્સિલ ઉપર મોકલી હતી. હિન્દમાં ચાલતી બ્રિટિશ રાજપદ્ધતિમાં રહેલા દોષો દૂર કરવા અને યથાર્થ સુધારા વધારા કરવા માટેની આ યાદી એક અપુર્વ લેખ છે. આ યાદીમાં ખેડા જીલ્લામાં ચાલેલી જમીનમહેસુલની લડત વિષે લંબાણથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અને તેમાં ઘણા મહત્ત્વના મુદ્દા ચર્ચવામાં આવ્યા છે. તેમાંની—ખેડા જીલ્લાના ખેડુતોની લડત વિષેની હકીકત આ પુસ્તકમાં ઉપયોગી પુરતી પુરશે એમ સમજી તે અત્રે આપવામાં આવી છે.

ના. સર શંકરન્ નાયર ભિન્નમતની નોંધની શરૂઆતમાં જણાવે છે કે: “ હિંદુસ્તાન સરકારે તથા નેશનલ કોન્ગ્રેસે રજુ કરેલી સૂચનાઓ વચ્ચેના તફાવતનો મોટે ભાગે ખુલાસો આ મતભેદની નોંધ ઉપરથી મળી શકશે.” તેઓ આ દલીલ કરે છે કે:

**સર શંકરન નાયરની યાદી**

“ × × × હિન્દી પ્રજાને જવાબદાર રહે એવો કારોબાર હિન્દમાં દાખલ કરવો એ નિરાશા ભરેલું છે, કારણ કે હિન્દમાં એકહથ્થુ રાજતંત્ર સિવાય બીજી રાજપદ્ધતિ પ્રચલિત નહોતી. તેઓ કેળવણી, આસપાસનું વાતાવરણ, રાજકીય ઉન્નતિ અને સમયનો જુસ્સો વગેરે બાબતો ધ્યાનમાં લેતા નથી. ખરૂં જોતાં તો એકહથ્થુ રાજતંત્ર સિવાયની જ રાજપદ્ધતિ હિન્દી પ્રજાને અનુકૂળ છે.”

આ રીતે તેઓએ આખી રાજ્યપદ્ધતિ અને યોજનતા સુધારા વિષે પ્રત્યેક વિષયમાં સવિસ્તર સ્ફોટ કરી પોતાનો મત દર્શાવવા પ્રયાસ કર્યો છે. તેઓશ્રી હિન્દીઓની રાજકીય મહત્ત્વાકાંક્ષા અને લાયકાત વિષે જણાવે છે કે: “ છેલ્લાં પાંત્રીશ વર્ષ થયાં હિન્દીઓ ચુંટાએલી અને પ્રજાના પ્રતિનિધિત્વવાળી મ્યુનિસિપાલીટીઓ, જીલ્લા અને તાલુકા બોર્ડો તથા કોન્ગ્રેસ અને કોન્ફરન્સોથી.........પરિચિત થતા ગયા છે......અને તેથી પ્રજાના પ્રતિનિધિઓ પ્રજાને લગતા સવાલોનો નિર્ણય કરે, એવા રાજવહિવટ સિવાય.........બીજી કોઇપણ પદ્ધતિ વિચારશીલ હિન્દીઓને હવે રૂચે તેમ નથી.........મારા સહકારીઓએ (વાઇસરાયની કારોબારી સભાના સભાસદો) આ દલીલને યોગ્ય વજન આપ્યું નથી.........આ બતાવવા

સારૂ.........છેલ્લાં ત્રીશ વર્ષ દરમિયાન વિકાસ પામેલા પ્રશ્નની સ્થિતિ તરફ મારે ધ્યાન ખેંચવું પડે છે,......કેમકે મારા મત પ્રમાણે તે વિષે પુરતું લક્ષ રાખવામાં આવ્યું નથી." પોતાની ભિન્નમત નોંધના સમર્થનમાં આ પ્રમાણે ખાસ કારણો દર્શાવી, પોતે પ્રાન્તિક વહિવટની યોજનાઓના ત્રણ ભાગ પાડી અસંખ્ય દાખલા–દલીલો અને ઐતિહાસિક પુરાવાથી હાલનો બ્રિટિશ કારોબાર હિન્દી પ્રજાને લાભદાયક નિવડયો નથી એમ પુરવાર કરતાં, આપણા આ પુસ્તકના વિષય પરત્વે લખે છે કે:

"જો કે 'ખુદ જનસમુહને સત્તા સોંપવાનું બની શકે તેમ છે' છતાં પણ ........'સુધારાને લીધે જનસમુહના હિત માટે ઉલટ ધરાવતા નહિ હોય એવા માણસોના હાથમાં રાજસત્તા જઇ પડશે.' .........સુધારામાં સુચવેલી માગણીઓ મામુલી છે, અને તેનું પરિણામ એ જ આવશે કે હિન્દી કારોબારમાં બ્રિટિશ ધોરણો તથા આદર્શો દાખલ કરી દેવામાં આવશે. સરકારનો અભિપ્રાય એવો છે કે સરકાર જનસમુહનું હિત ઉત્તમ રીતે સમજે છે અને સાચવે છે.... ..............કેળવાએલા વર્ગના હાથમાં રાજસત્તા જઈ પડશે તેથી પણ જનસમુહને હાનિ પહોંચવાનો સંભવ છે.......આ સંબંધમાં ચંપારણ્ય અને ખેડાના બનાવો તરફ ધ્યાન ખેંચીશ. આ હેવાલ બીજી દૃષ્ટિએ બોધદાયક છે."

# ખેડા વિષે સર નાયરની પુરવણી

" કેટલાંક વર્ષોથી ખેડા જીલ્લો પાકની નિષ્ફળતા, દુકાળ, ચેપી અને ઝેરી રોગો તથા ખેતીવાડીનાં સામાન્ય સંકટોથી પીડાતો હતો. જીલ્લાના કલેકટરના કહેવા પ્રમાણે સાધારણ વર્ષમાં પાકની આંકણી બાર આનાના હિસાબે અંકાય છે. સને ૧૯૧૭ની સાલમાં બેહદ વરસાદ પડવાથી પાક નિષ્ફળ ગયો હતો. મહેસુલી કાયદાને ધોરણે અમુક થોડાક ખેડુતોના સંકટ પર ધ્યાન આપવામાં આવતું નથી એટલે કે અમુક ખેડુત પોતાની જમીનમાં પાક નિષ્ફળ ગયાથી મહેસુલ ભરવામાંથી મુક્ત થઇ શકતો નથી. પણ જો તમામ ભાગોમાં પાક નિષ્ફળ ગયો હોય, તો તેને બીજાઓ સાથે રાહત મળી શકે. ખેડુતોએ મહેસુલ ઉઘરાવવાનું મોકુફ રાખવા માટે સરકારને સંખ્યાબંધ અરજીઓ કરી. તે ઉપર ૨૦,૦૦૦ ખેડુતોએ સહીઓ કરી હતી. તેમની અરજ એ હતી, કે તેમનો પાક ચાર આનીથી ઓછો હોવાથી મહેસુલને લગતા નિયમો મુજબ તેમને તહકુબી મળવાનો હક છે. તેમની એવી દલીલ હતી કે જ્યારે મહેસુલ આપવા જેટલો પાક થયો નથી, ત્યારે સરકારે તેમને મહેસુલ ભરવાની ફરજ પાડવી નહિ. આ અરજીઓ જીલ્લા અને પ્રાન્તિક અમલદારો મારફત

મોકલવામાં આવી નહોતી, એવો શેરો કરીને સરકારે તે બધી પાછી મોકલી દીધી. ત્યાર પછી તે કલેકટર મારફત મોકલવામાં આવી. જીલ્લાની પ્રજાકીય સંસ્થાઓએ તપાસ કર્યા બાદ સરકારને મહેસુલ ઉઘરાવવાનું બંધ રાખવાની અરજી કરી, તેના જવાબમાં કહેવામાં આવ્યું કે, તમારે આમ વચ્ચે પડવું અવિચારી અને નુકસાનકારક છે. ધારાસભાના બે માનવંત સભાસદો—નામદાર પારેખ અને નામદાર પટેલ—એમણે પણ તે બાબતમાં વિગતવાર તપાસ કરી. અને ખેડુતોની માગણી વ્યાજબી જણાયાથી તેમણે કલેકટરને અરજ કરી. કલેકટરે તેમને ખાતરી આપી કે તે વિષે તપાસ થશે. પણ મહેસુલ ઉઘરાવવાનું બંધ રાખવામાં આવ્યું નહિ. છતાં આ અરજીઓના પરિણામે કાંઇક છૂટ આપવામાં આવી. એટલે કે તેમણે જમીન મહેસુલની આખી રકમ રૂ. ૨૩,૦૦,૦૦૦ મુલતવી રાખવાની માગણી કરી હતી, તેને બદલે રૂા ૧,૭૫,૦૦૦ની રકમ મુલતવી રાખવાના હુકમ બહાર પડ્યા. ઓન. સર દિનશાહ વાચ્છા, ઓન. મી. પારેખ, તથા ઓન. મી. પટેલ આ સંબન્ધમાં ગવર્નર સાહેબને મળ્યા. ગવર્નર સાહેબે એવો જવાબ આપ્યો કે ગામના તલાટીઓએ કરેલી પાકની આંકણી ખરી છે, તેથી કાંઇ પણ વધુ છૂટછાટ આપી શકાશે નહિ. હિન્દ સેવક સમાજના ત્રણ સભાસદોએ તપાસ કરવાનું કામ માથે લીધું. તેમણે કરેલી તપાસથી તેમને ખાતરી થઇ, કે ચોમાસામાં અતિવૃષ્ટિ થવાથી લોકો નિરાધાર બન્યા હતા, અને ચારપાંચ મહિના ચાલે તેટલો પણ ખોરાક તેમની પાસે નહોતો. વળી કેટલાકની

સ્થિતિ ઘણીજ કંગાલ થઈ ગઈ હતી. તેમને ખેડુતોની ફરિયાદ ખરી લાગી, તેથી તે સંબન્ધમાં કલેક્ટર, કમિશનર, રેવન્યુ મેમ્બર તથા ગવરનરનું ધ્યાન ખેંચ્યું. ગવરનરની સલાહથી તેઓ ગાંધીજી સાથે કલેકટર તથા કમિશનરને મળ્યા. અને કલેકટર તથા કમિશનરે કાંઈક છૂટ આપવાનું વચન આપ્યું. ગાંધીજીએ તપાસ કરવા અને તે વખતે પોતાને હાજર રહેવા દેવાની કલેકટરને અરજ કરી. આ માગણી સ્વીકારવામાં આવી નહિ. અત્યાર સુધીમાં મળેલો પૂરાવો સરકારી અમલદારોની સ્હામે ટક્કર લેવા પૂરતો સંતોષકારક ન જણાયાથી, ગાંધીજી જીલ્લામાં ગયા, અને જાતે તપાસ કરી પૂરાવો એકઠો કર્યો. તેમને પણ લાગ્યું કે ફરિયાદ માટે સબળ કારણો છે, તેથી તેમણે પ્રજાની માગણી સ્વીકારવા કલેકટર તથા ગવરનરને લખ્યું. તેઓ બન્ને તરફથી તા. ૧૭મી તથા તા. ૨૦મી માર્ચે જવાબ મળ્યા, કે તેમણે યોગ્ય ઇન્સાફ આપ્યો છે, તેથી વિશેષ કાંઈ કરવા માગતા નથી. જીલ્લાની અંદર ખેતીવાડીમાં વ્યાપેલા સંકટ સંબન્ધી સઘળી માહિતી કઢાવવાના હેતુથી ધારાસભામાં મૂકવા ધારેલા પ્રશ્નો સરકારે નામંજુર કર્યા. તા. ૨૩મી માર્ચનાં રોજ ધારાસભામાં એવો ઠરાવ રજુ કરવામાં આવ્યો કેઃ પાકનું ઉત્પન્ન નક્કી કરવા માટે સરકારના ખેતીવાડી ખાતા મારફત અગર મહેસુલી અમલદારો સિવાય કોઈ બીજા અધિકારીઓ પાસે પાકના ઉત્પન્નની આંકણી કરાવવી. સરકાર પક્ષનાં સભાસદોની વિરૂદ્ધતાને લીધે આ ઠરાવ ઉડી ગયો. સાધારણ કાયદેસરની ચળવળ કરવા માટેનો હવે એક પણ ઇલાજ બાકી રહ્યો નહોતો.

આખરે મહેસુલ ભરવું નહિ એમ જાહેર કરવામાં આવ્યું. અને તા. ૨૮મી માર્ચને દિવસે ખેડુતોએ તેમ કરવાની પ્રતિજ્ઞાઓ લીધી. સરકારધારે કે મહેસુલ ભરવાનું બંધ થયું. ઘરનું રાચરચીલું-વાસણો, દુધાળાં ઢોર વગેરે મિલ્કત જપ્ત કરવામાં આવી. જમીનો ખાલસા કરવાના હુકમો સરકારે બહાર પાડયા. અને મહેસુલ જબરદસ્તીથી વસુલ કરવા માટે મહેસુલી અમલદારોએ બન્યા તેટલા સઘળા ચાંપતા ઇલાજ લીધા. તા. ૧૨મી કે ૧૩મી એપ્રીલે કમિશનરે પોતે એક જાહેર સભા બોલાવી, અને સરકારના હુકમો પાળવા માટે ખેડુતોને સમજાવવાનો પ્રયત્ન કર્યો. ખેડુતો નહિ માને તો ભયંકર પરિણામ આવશે, એવી ધમકી આપી. પ્રજાના સલાહકારો સ્વરાજ્યવાદીઓ-ની સલાહ ધ્યાનમાં ન લેવા કહ્યું, કેમકે મહેસુલ નહિ ભરવાથી તેમને કાંઇ નુકસાન ભોગવવાનું નહોતું. આટલું છતાં ખેડુતો પોતાના ઠરાવમાં મક્કમ રહ્યા. હિન્દના જુદા જુદા પ્રાન્તોમાં સભાઓ ભરવામાં આવી અને ખેડા જીલ્લાની પ્રજાની આ લડત માટે સહાનુભૂતિ પ્રદર્શિત કરવામાં આવી. સરકારે આ લડતને સરકાર અને સ્વરાજ્યવાદીઓ વચ્ચેની લડત તરીકે ગણી કાઢી. ઘણા ઘણા પ્રકારની સખતાઇઓ કરવામાં આવી, પણ તેમ તેમ પ્રજાની મક્કમતા દૃઢ થતી ગઇ. ગામના મુખીઓ પણ સરકારની સામા પડી ગયા. તેમના ઉપર સરકારનું દબાણ થતાં તેઓએ સરકારને જણાવી દીધું. કેઃ—

"જ્યારે અમારા હૃદયની અંદર લોકસેવા અને સરકારના હુકમોની વચ્ચે વિરોધનો આભાસ આવે, ત્યારે સરકારના હુકમોનો

આદરપૂર્વક નિરાદર કરવો, એ અમે અમારો ધર્મ સમજીએ છીએ. ...........આવું અંતીમ પગલું લેતા પહેલાં સભ્યતાપૂર્વક અને દાખલા દલીલો સાથે સરકારને સમજાવવા માટે અમે કાંઈ કચાશ રાખી નથી. અને હજી પણ સરકારને વિનવિએ છીએ કે પ્રજાને દુઃખમાંથી છોડે, તેની પ્રતિજ્ઞાને માન આપે અને પ્રજામતને રાજમતથી કોઈ પણ રીતે ઓછો માનનિય ન ગણે."

એપ્રિલ મહિનાની ૨૫મી તારીખે સરકારે મહેસુલ ઉઘરાવવાનું મોકુફ રાખ્યું, અને એવો હુકમ કાઢયો કે જેઓ ભરી શકે તેમ હોય તેમણે ભરવું, અને બાકીનાઓએ બીજે વર્ષે આપવું. ભરનારની લાયકાતનો નિર્ણય ખેડુતોએ કરવાનો હતો. કેટલું અજાયબ છે કે આ હુકમ તા. ૩જી જુન સુધી દબાવી રાખવામાં આવ્યો. અને ત્યાં સુધી મિલ્કતોની જપ્તીઓ વગેરે કામો ચાલુ રહ્યા. સઘળી ફરિયાદોમાં તહોમતદારોએ કાંઇ પણ બચાવ કર્યો નહિ. અને તહોમતદારોને કરવામાં આવેલી સજાઓ સામે અપીલ પણ કરી નહિ. તહોમતદારોમાંના એકે જેલમાંથી છૂટયા બાદ જાહેરમાં કહ્યું કેઃ 'હું સાચો સ્વરાજ્યવાદી છું. સ્વરાજયના સિદ્ધાન્તો હું સમજું છું, અને જે કાયદાઓ મારા અંતઃકરણ સાથે બંધ બેસતા નહિ હોય, તેનો સ્વીકાર કરવાની હું હમેશાં ના પાડીશ.'

જે મહેસુલની પદ્ધતિ હેઠળ આવું બની શકે છે, ત્યાં હિન્દી રાજદ્વારીઓના મત પ્રમાણે ખેડુતોની આર્થિક ઉન્નતિ થવી અશક્ય છે. બીજાં પરિણામો પણ સ્પષ્ટ છે.

લૉર્ડ વિલિંગ્ડનના રાજઅમલમાં આવું બન્યું, તો બીજા ઓછા દીલસોજ રાજકર્તાઓના અમલમાં કેવી સ્થિતિ થાય, તે આપણે કલ્પી શકીયે તેમ છે. ”

શંકરન્ નાયર

---

# હિન્દી સરકારનો ના. મી. મોન્ટેગુને પત્ર

નોંધઃ– ના. સર શંકરન્ નાયરની તા. ૫મી માર્ચની ખેડા અને ચંમ્પારણ્ય વિષે પુરવણી સાથેની ભિન્નમત નોંધ સામે પોતાનો બચાવ કરવાની જરૂર લાગવાથી હિન્દી સરકારે તા. ૧૧મી જુન, '૧૯ના રોજ હિન્દી પ્રધાન મી. મોન્ટેગુને નીચેનો પત્ર લખ્યોઃ

સાહેબ,

તા. ૫મી માર્ચ, ૧૯૧૯ના અમારા ખરીતા સાથે અમારા સહાયક મિત્ર સર શંકરનની ભિન્નમત નોંધ વિષે આપનું નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચીએ છીએ. × × × અમે એમના લેખનું નિરીક્ષણ કર્યું છે. તેમણે પરિશિષ્ટ બ માં ચંપારણ્ય અને ખેડામાં બનેલા બનાવો વિષે ઉલ્લેખ

કર્યો છે........... આથી આ બે પ્રસંગોના સંબન્ધમાં બે જુદી જુદી નોંધ આપની જાણ માટે બીડીએ છીએ. ( ખેડા જીલ્લા વિષે જુઓ પુરવણી अ. )

અમારા માનનીય મિત્રને તો પહેલી નોંધથી સંતોષ મળી શક્યો નહિ, તેથી આ પત્ર સાથે પણ જુદી નોંધ લખી, વિશેષ સ્ફોટ કર્યો છે. ( જુઓ ના. નાયરની બીજી નોંધ. ) ......

અમારા મિત્રની ખેડાની લડત વિષેની હકીકત અને દલીલ અમે સ્વીકારી શકતા નથી. લગભગ સઘળા વિસ્તારમાં પાક નિષ્ફળ જાય તો સર્વ માટે મહેસુલ મુલતવી રાખવાનો હુકમ કરાય. તે સિવાય 'રૈયતવારી' જમીન ભોગવનાર ખેડુતો વરસો વરસ મહેસુલ ભરવા બંધાએલા છે. મહેસુલી કાયદાનું આ સુસ્થાપિત ધોરણ છે. × × × તા. ૫મી માર્ચના અમારા ખરીતા સાથે બીડેલી સર શંકરન્ નાયરની ભિન્નમત નોંધમાં દર્શાવેલી હકીકત મુંબઈ સરકારને ઘણી ગેરવાજબી લાગી, તેથી તેમણે અમારા ઉપર તે સંબન્ધમાં પોતાનો ખુલાસો દર્શાવવા એક યાદી ( જુઓ પુરવણી ब ) મોકલી છે. તે અમે આ પત્ર સાથે બીડીએ છીએ. × × ×

અમારા માનનીય મિત્ર સાથે ઉપસ્થિત થએલી વાદ-ગ્રસ્ત પ્રશ્નની ચર્ચા લંબાવતાં અમને ભારે સંકોચ થાય છે. પરન્તુ જાહેર પ્રજા સમક્ષ પ્રગટ થએલા ખરીતાઓમાં એમની નોંધને પણ સ્થાન મળ્યું છે. તેમની આ નોંધ અમને કેવળ

મિથ્યા લાગે છે, અને જો સત્ય હકીકત પ્રકાશમાં ન આવે તો વિપરીત પરિણામ આવે, તેથીજ તે વિષેના ઉત્તરો આપવાની અને પ્રસિદ્ધ કરવાની ફરજ પડી છે.

સિમલા, જુન ૫, '૧૯.

અમે છીએ આપના તાબેદાર સેવકો,
ચેમ્સફૉર્ડ–વગેરે.

# પુરવણી अ

નોંધઃ—ના. સર શંકરન્ નાયરે ચંપારણ્ય અને ખેડાના પ્રસંગો વિષે જે પ્રશ્ન ઉપસ્થિત કર્યો હતો, તે સામે હિન્દી સરકારે પોતાના બચાવમાં તા. ૫મી જુનના રોજ હિન્દી પ્રધાન મી. મોન્ટેગુને જે પત્ર લખી મોકલ્યો હતો, તે સાથે ખેડા જીલ્લાની લડત વિષે જુદી નોંધ લખી હતી તે આ પ્રમાણે છેઃ—

## ખેડા પર હિંદી સરકારની નોંધ

ખેડાની ચળવળ ૧૯૧૭–૧૮ની મહેસુલની માગણી ઉપરથી શરૂ થઈ. આ પહેલાં એ જીલ્લાની મહેસુલ-સ્થિતિ અસાધારણ રીતે સારી હતી. ૧૯૧૭–૧૮માં જે ત્રણ તાલુકાનો પાક નિષ્ફળ ગયો હતો તે ત્રણે તાલુકામાં આગલા વખતની બાકી જરા પણ નહોતી. ૧૯૧૭માં પાછળથી ધોધમાર વરસાદ પડયો અને તેથી કેટલાક ખરીફ પાકને, ખાસ કરીને બાજરીને,

બહુ નુકસાન થયું. પણ તે જ વખતે ચોખા અને એવો બીજો પાક પુષ્કળ થયો હતો. ૧૯૦૭માં હિંદુસ્તાનની સરકારે મંજુર કરેલા મુંબઇ સરકારના મોકુફ અને માફી મહેસુલના નિયમોનો સિદ્ધાન્ત એ છે કે એ નિયમો સામાન્ય આફતોની બાબતમાં અમુક આખા પ્રદેશને લાગુ પાડવા, અને ઉતાવળની જરૂર હોવાથી અંગત સંજોગોની તપાસ ન કરવી; મદદ કર માફ કરીને નહિ પણ હમેશ મોકુફ રાખીને આપવી અને તે નીચે પ્રમાણે :—

ચાર આની સુધી પાક થયો હોય તો બધી મહેસુલ મોકુફ રાખવી અને ચાર આનીથી વધારે અને ૬ આનીથી ઓછો હોય તો અરધો મોકુફ રાખવો. ૬ આનીથી વધારે હોય તો કંઇ રાહત આપવી નહિ. આ નિયમો પ્રમાણે કલેકટરે (જેઓ એક હિંદી જ છે) સ્થાનિક તપાસ કરી એ ત્રણ તાલુકામાં ૧૦૪ ગામમાં ઓછીવત્તી મહેસુલ મુલતવી રાખી. આમ એમણે એ ત્રણ તાલુકાની મહેસુલના ૨૦ ટકા અને આખા જીલ્લાના ૭.૪ ટકા મોકુફ રાખી. એમણે છેલ્લા હુકમો છોડવા પહેલાં મુંબઇના બે વકીલોની સરદારી નીચે એક વિષ્ટિમંડળ તા. ૧૫ ડીસેમ્બર ૧૯૧૭ના રોજ એમને મળ્યું હતું. તેણે એમ કહ્યું કે લગભગ નહિ જેવો જ પાક થયો છે તેથી ઘણાને તરત જ માફી આપવી જોઇએ અને બાકીનાની મહેસુલ પુરેપુરી મોકુફ કરવી જોઇએ. કલેકટરે કહ્યું કે પહેલી માગણી નિયમોની વિરૂદ્ધ છે અને બીજી માગણી પર પુરતો વિચાર કરીશ. અને એના પરિણામે ઉપલો હુકમ એમણે આપ્યો. આ ઉપરથી આ બાબત ગુજરાત સભા, જેનું

મુખ્ય મથક અમદાવાદમાં ખેડા જીલ્લાની તદ્દન બહાર છે, તેણે પોતાના હાથમાં લીધી.

૧. એણે જીલ્લા-અધિકારીઓને ન ગણકારવાની અને સ્થાનિક સરકાર પર બારોબાર નિષ્પક્ષપાતી તપાસ માટે અરજીઓ અને તાર મોકલવાની રીતિ ગ્રહણ કરી. આશરે જાન્યુઆરીની શરૂઆતમાં એણે ખેડાનાં ગામડાંમાં જાહેરનામાં બહાર પાડયાં કે મુંબઈ સરકારનો જવાબ આવ્યો નથી માટે જેઓનો પાક તદ્દન નિષ્ફળ ગયો હોય અથવા ચાર આનીથી ઓછો ઉતર્યો હોય તેઓએ કર ન ભરવો. આ ઉપરથી સ્થાનિક સરકારે ૧૬મી જાનેવારી ૧૯૧૮ને રોજ પહેલી છાપા-જોગી યાદી બહાર પાડી. તેમાં બધી વિગતો જણાવી અને ખેડુતોને કાયદેસર હુકમોનો અનાદર કરી કર ન ભરવાના કોઈ પણ પ્રયત્ન વિરુદ્ધ ચેતવણી આપી.

૨. તકરારી ખરીફ પાક લણાઇને ખેતરમાંથી લઇ જવાયા પછી મિ. ગાંધીએ ફેબ્રુઆરીમાં આ બાબતમાં રસ લેવા માંડયો. પણ એમણે એવી દલીલ કરી કે તે વર્ષે કેટલો પાક થયો હતો અને સાધારણ રીતે કેટલો થવાની આશા રખાય છે એ વિષે ખેડુતોને પુછવાથી ખરી માહિતી મળી શકે. એમણે એમ પણ રજુ કર્યું કે રવી પાક, રૂનો પાક પણ, ગામની આનાવારીની ગણત્રીમાં ન ગણાવો જોઇએ. આ દલીલોની કમિશનર તથા કલેકટર એ બન્નેની સાથે મ્હોડામ્હોડ ચર્ચા કરવામાં આવી હતી અને મિ. ગાંધીએ તપાસ કરી હતી એ ગામડાંઓમાં કલેકટરે ફરી તપાસ કરી. આ ફેર તપાસ

વખતે હાજર રહેવા મિ. ગાંધીને આમંત્રણ કર્યું હતું અને એક વખતે તેઓ હાજર હતા. પછી એમ નક્કી કર્યું કે કાઢેલા હુકમોમાં ફેરફાર કરવાની જરૂર નથી અને ૨૦મી માર્ચ ૧૯૧૮ને દિવસે મિ. ગાંધીને એ પ્રમાણે ખબર મોકલવામાં આવી હતી.

૩. બીજે દિવસે મિ. ગાંધીના પ્રમુખપણા હેઠળ ગુજરાત સભાએ સત્યાગ્રહ (સવિનય અનાદર) કરવાનો ઠરાવ કર્યો. માર્ચની ૨૨મીએ મિ. ગાંધીએ ખેડાના ખેડુતોની એક મોટી સભામાં એમને કહ્યું કે જો એઓ ખરેખર એમ ધારતા હોય કે પાક ચાર આનીથી ઓછો છે તો સરકારને કર ન ભરીને અને સરકારની મરજી આવે તેમ એ કર સરકાર ઉઘરાવે તેમાં ખલેલ ન પાડીને સત્યાગ્રહ કરવો. આમ એમણે લડત શરૂ કરી. આ સભામાં 'નાના મોટા' ૨૦૦ ખેડુતોએ પ્રતિજ્ઞા લીધી એમ કહેવાય છે. માર્ચ અને એપ્રીલમાં આ ઝુંબેશ ચાલુ રહી અને એપ્રીલ ૨૧મી લગીમાં છાપાંઓ પ્રમાણે ૨,૩૩૭ જેટલા જણે સહીઓ કરી હતી.

૪. દરમિયાન જીલ્લામાં ઘણે અંશે કર ઉઘરાવાતો હતો. એપ્રીલની ૧૨મીએ નડીયાદમાં ભાષણ કરતાં કમિશનરે જાહેર કર્યું કે ૮૦ ટકા જેટલાએ કર ભરી દીધો છે. એપ્રીલની ૧૦મીએ કલેકટરે નિવેદન કર્યું કે મિ. ગાંધીના પ્રતિજ્ઞાપત્ર પર સહી કરનાર કેટલાક જણે કર ભરી દીધો છે અને મિ. ગાંધી પોતે પણ સમાધાની માટે તૈયાર હોય એમ જણાય છે.

એપ્રીલની ૨૪મીએ કમિશનરે કલેક્ટરને જણાવ્યું કે "છેલ્લા થોડા દિવસમાં સ્થિતિ બદલાઈ હતી કેમકે વાઇ-સરાયે હુકમ કર્યો હતો કે જો સરકારના અંગત હકની વિરૂદ્ધ ન હોય તો માંહોમાહેના મતભેદ આવી રાષ્ટ્રીય આફતના સમયમાં દૂર કરવા જોઇએ, અને એ રીતે રાજકીય ચળવળ બંધ કરવી જોઈએ. (આ વખતે જર્મનોના હુમલાની ધાસ્તી હતી). બધી બાકી જલદી અને પુરેપુરી ભરાઈ જાય એ હેતુ હોવો જોઇએ અને આગલા બધા હુકમો રદ કરીને એમણે હુકમ કર્યો કે:

(૧) ૧૫૦ બી. કલમ પ્રમાણે જમીન જપત કરી મહેસુલ ઉઘરાવવાનું બંધ કરવું.

(૨) જો પુરેપુરી મહેસુલ હવે આપવામાં આવે તો મુંબઇ મહેસુલી કાયદાની ૧૪૮મી કલમ પ્રમાણે લેવાતો બાકી મહેસુલનો ચોથા ભાગનો દંડ, જે ચોથાઈ કહેવાય છે, તે લેવાનો આગ્રહ ન કરવો.

(૩) કર ન ભરનાર ખેડૂતનો કર તેની જંગમ મિલ્કત જપ્ત કરી વસુલ કરવો એ વધારે સારી રીત છે. [કલમ ૧૫૦ સી.]

(૪) બાકી ભરી દેવામાં આવે તો ચાલુ મહેસુલી વરસમાં કોઇ પણ વખતે જપ્ત કરેલી જમીન પાછી આપી દેવી.

એમણે ઉમેર્યું કે જેઓ કર ભરવાને ખરેખર અશક્ત હોય તેમના પર દબાણ ન કરવું અને તેમની રકમ બાકી ગણી બીજા વર્ષમાં ખેંચવી.

૫. બીજે દિવસે (એપ્રીલ ૨૫મી) મુંબઈ સરકારે બીજી છાપાંજોગી યાદી બહાર પાડી, જેમાં જણાવ્યું હતું કે મહેસુલનો ઘણો ભાગ ઉઘરાવાઈ ગયો હતો અને જે બાકી હતા તે તો પૈસા આપવાની શક્તિ છતાં કર ન ભરવાનું સમજાવ્યાથી ન ભરનાર ખેડુતોના હતા. અને આવા સંજોગોમાં સ્વતંત્ર તપાસની મિ. ગાંધીની માગણી સરકાર સ્વીકારી શકી નહિ. કર માફી અને મુલતવી રખાવવાની માગણી ખેડુત પોતાના હક તરીકે ન કરી શકે, પણ માત્ર મહેરબાની દાખલ રાહત આપવાને તે પદ્ધતિ સરકારે રાખી છે. અને છેવટે જાહેર કર્યું કે જે હકીકતો અને ગણત્રી ઉપરથી કરની માગણી કરવામાં આવે છે તે બધી કોઇપણ વ્યક્તિની તપાસ માટે ખુલ્લી રાખવામાં આવે છે.

૬. કમિશનરના હુકમો કલેકટરે મામલતદાર પર નિયમસર મોકલ્યા. પણ જેઓ ખરેખર કર ભરવાને અશક્ત હતા તેઓ ઉપર દબાણ મુકવું કે ન મુકવું એ વિષે મામલતદારોના મનમાં શંકા થતી હતી. તેથી ૨૨મી મે ૧૯૧૮ને દિવસે કલેકટરે ફરીથી હુકમ કાઢયો. એ દરમ્યાન ૯૩ ટકા કર ભરાઇ ગયો હતો. આ બીજા હુકમની યોગ્ય અસર થઇ અને મિ. ગાંધી જોડે વાતચીત કર્યા પછી નડીયાદના મામલતદારે ૩ જુને ઉત્તરસંડાના મુખી તલાટીઓને હુકમ કાઢયો કે "જેઓમાં કર આપવાની શક્તિ હતી તેઓએ વધુ ઢીલ ન કરતાં આપી દેવો, પણ જેઓ ખરેખર ગરીબ છે અને જેઓની ગરીબાઈ સાબીત થઈ શકે એવી છે એમના ઉપર કંઇ જુલમ કરવો નહિ અને એમનો કર આવતા વરસ

સુધી મુલતવી રાખવો.” આ હુકમ ત્યાંના લોકોને સંભળાવવામાં આવ્યો અને પછી મિ. ગાંધીએ કર ભરી દેવાની ખાસ ભલામણ કરી. આ પછી ચળવળ જલદીથી બંધ થઇ ગઈ. તે પછી પણ કલેકટર અને મિ. ગાંધી વચ્ચે, જેઓ પર જમીના હુકમ નીકળી ગયા હોય તેઓને ‘ચોથાઇ’ના દંડ વિષે અને જેઓ ખરેખર ગરીબ તરીકે ગણાયા હોય તેઓની બાકી ‘કાયદેસર બાકી’ કે ‘બીનકાયદેસર બાકી’માં ગણવી તે વિષે પત્રવ્યવહાર ચાલ્યો હતો. આ છેલ્લા વિષય વિષે કલેકટરે ધાર્યું કે ખરેખર આમાં સમજફેર થયો હતો અને એની ભલામણને લીધે સરકારને નાખુશી સાથે મિ. ગાંધીની દલીલ સ્વીકારવી પડી અને એમની બાકી ‘કાયદેસર બાકી’ ગણવામાં આવી. જુલાઇના અંતમાં ૯૮.૫ ટકા કર ઉઘરાઇ ગયો હતો.

૭. આ ચળવળ ન્યાયી હતી કે નહિ તે વિચારતાં એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે બ્રિટિશ સરકારે હિંદુસ્તાનમાં અમુક વરસ સુધી એક નિશ્ચિત કરની પદ્ધતિ વિચારપૂર્વક સ્વીકારી છે. આ આંતરિક ગણત્રીનું મૂળતત્વ એ છે કે “ઋતુના સ્હેજસાજ ફેરફારો આવી જાય એવી ગણત્રી સરકારી અમલદાર પોતાની બુદ્ધિ પ્રમાણે કરે છે અને સિદ્ધાન્ત તરીકે તો ખેડુતે સારા નરસા બધાં વર્ષોમાં કર ભરી દેવા જોઇએ.” (મહેસુલ અને ખેતીના ૨૫ મીના ઠરાવનો પાંચમો ફકરો). તેથી વ્યવહારમાં કરની ઉઘરાણીમાં કંઇક ફેરફાર કરવો જોઇએ એ સ્વીકારવા છતાં, વડી સરકારે ટીપ્પણ કર્યું કે આ ઠરાવમાં જે પદ્ધતિને સરકારે કબુલ રાખી છે તે

પદ્ધતિ મુકરર કરેલી મહેસુલની ઉઘરાણીમાં બેદરકારીની સત્તા આપતી નથી. તેમજ મહેસુલ માફ રાખવાની પદ્ધતિ 'મહેસુલપદ્ધતિના એક અ તરીકે સરકાર સ્વીકારતી નથી. **માત્ર મહેરબાની દાખલ અને નહિ કે હક તરીકે** એ રાહત ગણવાની છે. અને તે રાહત પણ નક્કી કરેલી મહેસુલ મુલતવી રાખવાનું યોગ્ય અને જરૂર જેવું જણાય એવી ભારે આફતમાં જ આપવામાં આવશે. એમણે ઉમેર્યું હતું કે "થોડા ફેરફારવાળાં વર્ષોમાં તો સારાં વર્ષોના લાભ સાથે ખરાબ વર્ષોનું જોખમ પણ ખેડુત લે એ ન્યાય્ય અને ફાયદાકારક છે." ઉપરના સિદ્ધાન્તો મુંબઈના નિયમોમાં ફરી સ્વીકારવામાં આવ્યા છે. આ નિયમોપૈકી પહેલો નિયમ કલેકટરને સત્તા આપે છે (હુકમ કરતો નથી એ ખાસ ધ્યાનમાં લેવાનું છે) કે સ્થાનિક તપાસ પરથી તેને લાગે કે એક મોટા ભાગમાં દુકાળ કે બીજા કારણથી પાક બિલકુલ અથવા લગભગ બિલકુલ થયો નથી અથવા પાકને નુકસાન થયું છે તો તેણે મહેસુલ-ઉઘરાણી ઉપર જણાવેલા ધોરણ પ્રમાણે (ફકરો ૧) મોકુફ રાખવી, તે દરેક ખેડુતને એક સરખી રાહત આપવી અને કોઇના અંગત સંજોગોની તપાસમાં ન ઉતરવું. આ ધોરણનો શો ઉપયોગ કરવો તે હિંદુસ્તાનની સરકારના તા. ૨૫ માર્ચ ૧૯૦૫ના ઠરાવમાં ૧૦મા ફકરામાં જણાવ્યું છે. તેઓ એક નિયમને, જડની માફક વિચાર કર્યા વગર વળગી રહેવાની વિરૂદ્ધ છે, પણ સાધારણ રીતે ગણિતના ધોરણ પ્રમાણે રાહત આપવાનું સૂચવે છે. ખેડાની ચળવળ કરનારાઓએ આ સિદ્ધાન્તોને ગણકાર્યા નથી. એ વાત ખરી છે કે એની

મિ. ગાંધીએ કબુલ કર્યું કે "કર મોકુફ રખાય છે મહેરબાની તરીકે જ છે અને કાયદાથી સ્થાપિત થતા હક તરીકે નહિ." પણ આ મુખ્ય ભેદનું કારણ સરકારની ખેડુતના કાયદેસર હક ન આપવાની આપખુદી નથી પણ આ મુકરર કરની પદ્ધતિ પ્રમાણે અમુક વરસ સુધી ખેડુત સારાં નરસાં બધાં વર્ષોમાં કર ભરવાનું સ્વીકારે છે એ સાદી વાત જ છે એમ મિ. ગાંધીને ગળે ઉતર્યું નથી. એમની ચળવળનું વ્યાજબીપણું છે એ નીચેની રીતે બતાવે છેઃ–

"જ્યાં મહેસુલી હુકમો વિષે ખેડુત અને સ્થાનિક અમલદાર વચ્ચે તીવ્ર મતભેદ હોય ત્યાં એ વિવાદી મુદ્દાઓ એક સ્વતંત્ર તપાસ–સમિતિ પાસે રજુ કરવામાં આવે છે અને એમ થવું જ જોઇએ."

એ એથી આગળ વધીને એમ પણ કહે છે કે જ્યારે રાહત કેટલી આપવી તે વિષે લોકોનો અને કમિશનરનો મત જુદો હતો એમ કમિશનરે જાણ્યું ત્યારે એણે લોકોને સંતોષવા જોઇતા હતા. કર મહેરબાની દાખલ મોકુફ રખાય એ એમની આગલી કબુલાતનો આ વાતમાં ઇનકાર છે. વળી નિયમોમાં જણાવેલા ધોરણ પ્રમાણે જ ચાલવું જોઇએ એમ મિ. ગાંધી કહે છે તે ખોટું છે. ૧૯૧૮ના ૨૯મી માર્ચના એમના કાગળમાં એ લખે છે કેઃ—

"મહેસુલી નિયમો પ્રમાણે ચાર આનીથી ઓછા પાક વખતે આખી મહેસુલ મોકુફ રખાવવાનો ખેડુતોને હક છે."

ખેડુતોને કશાનો "હક" નથી; અને જે ધોરણનો

આધાર ઉપરના કાગળમાં લેવામાં આવે છે તેનું કંઈ સજ્જડ અનુકરણ થવું જ જોઇએ એમ નથી, માત્ર એ તો સાધારણ રીતે કલેકટરે કેમ વર્તવું તે જ બતાવે છે. ૨૫મી માર્ચ ૧૯૦૫ના ઠરાવના ૯મા ફકરામાં હિંદુસ્તાન સરકાર કહે છે કે "આનો અર્થ કંઈ એમ નથી કે હમેશાં જ્યારે જ્યારે ૬ આનાથી પાક ઓછો ઉતર્યો હોય ત્યારે રાહત આપવી એ યોગ્ય ગણાય, કેમકે આગલે વર્ષે કેટલો પાક થયો અને પાકને નુકસાન થયું છે તેના ઉપર ઘણો આધાર છે." આ બાબત ચળવળ કરનારાઓએ જરા પણ ધ્યાનમાં લીધી નહોતી. કર મોકુફ રાખવાનો ખેડુતને હક છે કે નહિ એ વાત બાજુએ મૂકીએ તોપણ જે આનાવારી પર કલેક્ટર રાહત આપે તે આનાવારી ખોટી છે એમ કહેવાનો અને તેથી કલેકટરના હુકમોમાં ફેરફાર કરાવવાનો અથવા સ્વતંત્ર તપાસ માગવાનો ખેડુતનો હક છે એ ચળવળ કરનારની દલીલ સરકાર કબુલ રાખી શકતી નથી. એ આનાવારીની ગણત્રી કલેક્ટરના હાથમાં છે. ખરી હકીકત તો એ છે કે કલેકટરની ગણત્રી એટલી બધી ખોટી નહોતી કે આમ વ્યવસ્થિત વાંધો લેવાનું ન્યાયી ગણાય. અને જ્યારે સત્યાગ્રહની ચળવળ ખુબ જોરમાં ચાલતી હતી તે વખતે તે વરસની ઉઘરાણી પરથી તો એમજ કહેવાય કે આનાવારી ખરી હતી. એના આંકડા ઉપરના ફકરા ચોથા અને છઠ્ઠામાં આપવામાં આવ્યા છે.

૮. આ ચળવળ કેટલે અંશે વિજયી થઈ તે હવે વિચારવાનું છે. જાન્યુઆરીની શરૂઆતમાં જે જાહેરાત બહાર પાડી તે ૨૧મી માર્ચ ૧૯૧૭માં ઠરાવ તરીકે ગુજરાત

સભાને ફરી પસાર કરવી પડી એ ઉપરથી એમ જણાય છે કે મિ. ગાંધી વચ્ચે પડયા તે પહેલાં તો ચળવળને બહુ વિજય મળ્યો નહોતો. વળી નામદાર વાઇસરાય સાહેબે માંહોમાંહેના ફેરફાર દાબી દેવાની અપીલ જ્યાં સુધી બહાર નહોતી પાડી ત્યાં સુધી સ્થાનિક સરકાર અને સ્થાનિક અમલદારો મક્કમ રહ્યા હતા. પછી કેટલી ઢીલ મુકી તે ચોથા ફકરામાં જણાવ્યું છે. મહેસુલ વસુલ કરવાની કાયદેસર રીતો હતી તેમાંથી વધારે કડક રીતને બદલે સ્હેજ નરમાશવાળી રીત વાપરી એટલી જ મુખ્યત્વે કરીને ઢીલ મુકાઇ છે, અને એમાં કંઈ મિ. ગાંધીની માગણીને સરકાર નમી કહેવાય નહિ.

સામાજિક આફત વખતે મોકુફ રાખવાના નિયમોની એક ચોક્કસ કલમ તરીકે નહિ પણ વ્યવહારમાં મુકાતી રીતને અનુસરતો જ કમિશનરનો જેઓ ખરેખર કર ભરવાને અશક્ત હોય તેના ઉપર દબાણ ન કરવાનો હુકમ હતો. માત્ર અસાધારણ છૂટ તો એ મોકુફ રાખેલા કરને ‘બીનકાયદેસર બાકી’ને બદલે ‘કાયદેસર બાકી’ ગણવામાં આવી તેમાં જ હતી. પણ આ છુટ તો ચળવળના હેતુઓનો માત્ર એક નજીવો ભાગ જ હતો. એનો મુખ્ય હેતુ તો એ હતો કે કાં તો આનાવારીની નિષ્પક્ષપાત તપાસ થવી જોઇએ અથવા તો ખેડુતની આનાવારીની ગણત્રીના આધારે સરકારે રાહત આપવી જોઇએ. આ બેમાંથી એકે માગણી સ્વીકારાઇ નથી. ઉપલી છુટ વ્યક્તિગત બાબતોમાં અપાઇ ત્યાં પણ સરકારી અમલદારોએ જ નક્કી કર્યું કે કોનામાં કર ભરવાની શક્તિ છે

અને કોનામાં નથી. કોણ કર ભરવાને અશક્ત છે એ નક્કી કરવા એક પણ પગલું લીધા પહેલાં મિ. ગાંધીએ હીલચાલ બંધ કરવાનું કબુલ કર્યું અને દૃઢાગ્રહી થોડા માણસોને કર ભરી દેવાની સલાહ આપી. એ વાત ખરી છે કે આ બાબતમાં પણ મિ. ગાંધીની શરૂઆતમાં ગેરસમજુતી હતી કેમકે ઉત્તરસંડામાં ત્રીજી જુને ભાષણ કરતાં એમણે એમ કહ્યું કહેવાય છે કે સરકારે કર ભરવાને કોણ અશક્ત છે તે નક્કી કરવાનું ખેડુતો પર સોંપ્યું છે. પણ આમ કહેવાનો એમને કશો પણ આધાર નહોતો અને કમિશ્નરે ૧૯૧૮ની જુલાઇ ૧લીએ ચોકખે ચોકખું કહ્યું કે " આ પ્રમાણે તદ્દન ગરીબમાં ગરીબને જ રાહત મળશે અને તેવા ખેડુતો કલેક્ટર અને એના હાથ તળેના અધિકારીઓ નક્કી કરશે અને કોઇ બીજી સત્તા નહિ. "

૯. ઉપરની હકીકત સાબીત કરે છે કે ખેડાની ચળવળને વ્યાજબી કારણો નહોતાં અને એ સફળ થઇ નથી.

# પુરવણી બ

## બચાવમાં મુંબઇ સરકારનો પત્ર

નં. ૫૪૪૭, મુંબઇ કોટ, તા. ૨૮, મે ૧૯૧૯

રવાના—પી. જે. મીડ, સી. આઈ. ઇ. આઇ. સી. એસ, મુંબઇ સરકારના મુખ્ય મંત્રી.

હિંદુસ્તાનની સરકારના મંત્રી, હોમ ડિપાર્ટમેન્ટ,—જોગ

"ખેડા પ્રકરણ" વિષે હિંદુસ્તાનની સરકારના તા. ૫ મી માર્ચ ૧૯૧૯ના ખરડા જોડે સર સી. શંકરન્ નાયરે મુકેલી નોંધની अ પુરવણી વિષે નીચેની ટુંકી હકીકત આપવાનું મને કહેવામાં આવ્યું છે. કારોબારી સભાની સંમતિથી ગવરનર ધારે છે કે સર. સી. શંકરન્ નાયરે આપેલી હકીકત એટલી ગેરસમજુત કરાવનારી છે કે એઓનો અભિપ્રાય એવો છે કે આ મત સુધારવા કંઇક વજનદાર હકીકત સેક્રેટરી ઓફ સ્ટેટને કે પાર્લામેન્ટને ખરડો મોકલ્યા પહેલાં આપવી જોઇએ.

૨. મારે કહેવું જોઇએ કે આપણી મહેસુલી વહિવટની ટીકા કરનારને આવા અટપટા અને ખાસ જ્ઞાનથી સમજાય

વાળો વિષય હાથમાં લેતાં યોગ્ય ટીકા કરવામાં કેટલા પ્રતિકૂળ સંજોગો નડે છે તેનું ગવરનર ઇન કાઉન્સીલને પૂરેપૂરૂં ભાન છે. અને મહેસુલી વહિવટના અપૂર્ણ જ્ઞાનને લીધે સર સી. શંકરન્ નાયર કેટલીક મહેસુલી હકીકત અને નીતિ વિષે ખોટા ખ્યાલો ધરાવે છે એમ પણ ગવરનર જાણે છે. આ વિષે એક દાખલો જ બસ થશે.

જે વખતે શરૂઆતનો બધો પાક લણાઇને ખળાંઓમાં પણ પહોંચી ગયો હોય તે વખતે ખેતીવાડી ખાતાના ઉસ્તાદો ગામડાંઓમાં ફરીને ૧૫૯૫ ચોરસ માઇલ જેટલાં વિશાળ પ્રદેશના પાકનો ખરો અંદાજ કહાડી શકે એવી જાતના ધારાસભામાં આવેલા એક તદ્દન અવ્યવહારૂ ઠરાવ ઉપર સર શંકરને જે ભાષણ કર્યું હતું અને વળી પોતાની દલીલના ટેકામાં તેમણે મિ. ગાંધીનો કેવળ સ્વાર્થાન્ધ ખેડુતોની જુબાનીઓને આધારે બંધાયેલો અભિપ્રાય સ્વીકાર્યો હતો, એ વાત આનો સચોટ દાખલો છે.

૩. સર સી. શંકરનની નોંધની શરૂઆતમાં જીલ્લાની પ્રથમની આર્થિક સ્થિતિ જણાવેલી છે તે ખરી નથી એમ હું કહું છું. સાતમાંથી પાંચ સારાં વર્ષોવાળો સમય ખેતીની દૃષ્ટિએ અસાધારણ ખરાબ તરીકે ન વર્ણવી શકાય. વળી જે વર્ષમાં પાછલો પાક અને ખાસ કરીને ચોખાનો પાક જીલ્લાના મોટા ભાગમાં સારો થયો હતો તે વરસમાં "પાક નિષ્ફળ ગયો હતો" એવી ટુંકી ટીકા મનમાં તદ્દન ખોટી છાપ પાડે. પણ એ શરૂઆતની વાત બાજુએ મૂકી મુખ્ય

લડત વિષે નામદાર ગવરનર અને કારોબારી સમિતિએ ઉપર લખેલી રાજકીય ચળવળની અસર, ખરેખર આપેલી મહેસુલી રાહત ઉપર બહુ થઈ હતી અથવા છેવટે એના પરિણામ તરીકે સરકારી મહેસુલ આપવાનો કે ન આપવાનો નિર્ણય ખેડુત ઉપર સોંપવામાં આવ્યો હતો, એવી ભ્રમણા દૂર કરવી જોઇએ. મોટા ક્ષેત્રફળની ઉપજની અડસટ્ટે અને અધુરી ગણત્રી એક વાર થયા પછી મહેસુલ નક્કી કરવામાં આવે છે. તે પછી નીચલા અમલદારો ઉઘરાણી કરે છે, પણ તેમણે દરેક પ્રદેશમાં હમેશાં ભીડવાળા દાખલામાં કર ઉઘરાણી કરવામાં વિવેક વાપરવો એમ તેમને કહેવામાં આવે છે.

આવી બાબતમાં જે બાકી રહે છે તે મોકુફી નહિ પણ બિનવસુલી બાકી હોય છે, અને તે બિનકાયદેસર જેવીજ છે. ખેડાની બાબતમાં એપ્રિલમાં વધારે બાકીઓ રાખવાનો એક પણ હુકમ નીકળ્યો નહોતો, પણ અમલદારોને રીતસરનું સરકારી મહેસુલ ઉઘરાવતી વખતે સાધારણ રીતે રાખવામાં આવતા વિવેકના હમેશના હુકમો યાદ આપવામાં આવ્યા હતા. મિ. ગાંધીને આવા હુકમો છોડવામાં આવ્યા છે તેની જુનમાં ખબર પડી અને કર ન ભરવાની લડત નિષ્ફળ ગઈ હોવાથી આ કહેવાતી છૂટનો લાભ લઇને એમણે જાહેર કર્યું કે હવે ચળવળ બંધ કરવી અને જેઓ આપી શકવાની સ્થિતિમાં હોય તેમણે કર ભરી દેવો. બધું મળીને રૂા. ૧૫૦૦૦ આવી રીતે ખરેખરી ગરીબાઇને લીધે મુલતવી રાખવામાં આવ્યા હતા, જ્યારે રૂા. ૨૨,૦૩,૭૦૦ વસુલ થયા હતા. પાછળથી એમ જણાયું કે કેટલાક નીચલા

અધિકારીઓએ ભૂલથી આ બાકીને 'કાયદેસર મોકુફી' તરીકે જાહેર કરી હતી, અને આ ભૂલ થયા પછી સરકારે તેવી બાકીને ચોપડામાં એવી રીતે 'કાયદેસર મોકુફી' તરીકે જ ગણાવા દીધી. એ ચોક્કસ ધ્યાનમાં રાખવું જોઇએ કે આ નિર્ણયથી સદરહુ સાલની ઉઘરાણીની બાબતમાં ખેડુતને કોઇપણ જાતનો ફાયદો થયો નહોતો. કોઈ પણ રીતે આ નાની રકમની ઉઘરાણી માટે દબાણ થાત જ નહિ. આ અતિશય ગરીબાઇના દાખલા શિવાય, સરકારની માગણી પ્રમાણે જ ઉઘરાણી થઇ હતી અને વરસની આખરે માત્ર રૂા. ૨૪,૮૧૬ જ બાકી રહ્યા હતા, અને તે પણ મુખ્યત્વે કરીને ગામડાના હિસાબનીસ લોકોએ તે વખતે થોડા દિવસ હડતાળ પાડેલી તેને લીધે. કર આપવો કે નહિ એ ઠરાવવાની મુખત્યારી ખેડુતોને જ આપવામાં આવી હતી એ વાત તદ્દન તરંગી છે.

ટુંકમાં, ગવરનર ઇન કાઉન્સિલ એમ માને છે કે સર સી. શંકરન્ નાયરની નોંધ સરકારની નીતિના અને ખરી વિગતોના અજ્ઞાનને લીધે લખાઇ છે. તે વરસની ઋતુ અને આગલા વખતની આર્થિક સ્થિતિનું યથાસ્થિત વર્ણન તેમણે કર્યું નથી અને કોણ કર આપે ને કોણ ન આપે એ નક્કી કરવાની છૂટ ખેડુતોને દેવામાં આવી હતી એ તદ્દન ખોટી ટીકા છે. મોકુફી મહેસુલ રૂા. ૨,૧૩,૦૦૦, વસુલ થયેલું રૂા. ૨૨ લાખ અને 'બિનકાયદેસર બાકી' રૂા. ૨૫૦૦૦થી ઓછી હતી. રૂા. ૧૫,૦૦૦ મહેસુલી અધિકારીઓની સત્તા પ્રમાણે આપવામાં આવેલી છૂટને લીધે ઉઘરાયા નહોતા, અને આખરે એ મોકુફી મહેસુલમાં ગણાયા હતા કેમકે ભૂલથી એ રકમને એવી રીતે

જાહેર કરાઇ હતી. આ જૂજ અપવાદ શિવાય, ઉપર જણા-વ્યા પ્રમાણે માર્ચ પછી કંઇ પણ વધારે રકમ મોકુફ રાખ-વામાં આવી નહોતી. સર સી. શંકરન્ નાયરની આ બાબત રજુ કરવામાં મૂળ ભૂલ એ છે કે તે એમ જણાવે છે કે દરેક ખેડુતને પોતાનો વ્યક્તિગત પાક નિષ્ફળ જાય તો, મહેસુલ મોકુફ રખાવવાનો હક છે. એ વાત ખરી નથી. વિશાળ પ્રદેશોની મહેસુલી વસુલાતમાં વ્યક્તિગત તપાસ તદ્દન અવ્યહવારૂ છે અને તેથી વ્યાજબી રીતે એની બંધી છે. સરકારી માગણીમાં છૂટછાટ મૂકવા માટે મોટા ક્ષેત્રફળ ઉપર જ પાકની ઉપજની આંકણી કરવામાં આવે છે અને એક વાર આમ માગણી નક્કી કર્યા પછી એ પ્રમાણે જ ઉઘરાણી થવી જોઇએ. માત્ર સાધારણ રીતે નીચલા અધિકારીના હાથમાં વસુલાતમાં કેટલી કડકાઇ વાપરવી તેનો વિવેક રહેવા દેવામાં આવે છે.

---

## ના. નાયરની બીજી નોંધ

ના. હિન્દી સરકારના તા. ૫મી જુન ૧૯૧૯ના પત્ર સાથે ના. સર શંકરન્ નાયરે પોતાના અસલ લેખના સમર્થનમાં એક બીજી નોંધ લખી હતી. તે આ પ્રમાણે છે.

× × × ×

'ખેડા વિષેની નોંધનો સાર એવો છે કે સરકારી અમલદારોએ રૈયતને કાંઇ પણ રાહત આપી નહોતી. એમ મહેસુલ ઉઘરાવવાના નિયમોને ધોરણે સરકાર રાહત ન આપે તો ચાલે તેમ હતું. એ નોંધમાં એમ પણ કબૂલ કરવામાં આવે છે કે પ્રત્યેક ખેડુતની પૃથક્ પૃથક્ સ્થિતિ તપાસવામાં આવતી નથી. આથી અમુક ખેડુતોને પાકની ઉત્પન્ન ન થઈ હોય તોપણ તેને મહેસુલ તો ભરવું જ પડે. તે નોંધમાં વળી એમ પણ કબૂલ કરવામાં આવ્યું છે, કે ઘણા મોટા વિસ્તારમાં પાક નિષ્ફળ ગયો ન હોય છતાં અમુક જ ખેડુતનો પાક બિલકુલ નિષ્ફળ ગયો હોય તો તેની પાસેથી મહેસુલ વસુલ થાય છે. વળી એમ પણ સ્વીકારમાં આવે છે કે ખેડુતોની સ્થિતિ ધ્યાનમાં લઇ મહેસુલ મુલતવી રાખવા કે માફ કરવાના હુકમ કાઢવામાં આવતા નથી, પણ જો કદાપિ તેમ કરવામાં આવે તો માત્ર તે મહેરબાનીની રાહે જ કરવામાં

આવે છે. એ ખરીતામાં વળી એમ પણ કહ્યું છે, કે સરકારનું કોઇ બીજું ખાતું પાકની ઉત્પન્ન સંબંધી તપાસ કરે. એવી માગણી કરવાનો પ્રજાને કશો હક નથી। મારા સાથીઓ વળી એમ પણ કહે છે કે અમુક વર્ષો માટે નક્કી કરવામાં આવેલા મહેસુલના દર મુજબ સારા વર્ષ પેઠે જ ખરાબ વર્ષમાં પણ ખેડુતો મહેસુલ આપવા બંધાએલા છે. તેઓ એટલું **કહેવાનું ભુલી જાય છે કે આ કબુલાત રાજીખુશીથી થએલી નથી.** ખરી રીતે આમાં કબુલાત જેવું કાંઇ જ નથી. જે રૈયત પાસે પોતાની વડિલોપાર્જિત જમીન હોય, જે માટે એના બાપદાદાએ કે તેણે પોતે મૂડી રોકી હોય, અને જેના ઉપર તેણે મહેનત કરી હોય, એવી જમીન માટે મહેસુલી અમલદારો નક્કી કરે તે મહેસુલ ભરવું જ પડે. આ બાબતમાં કોઇ પણ મુદ્દાસર ખેડુતને દિવાની કોરટથી ન્યાય ન મળે. એટલું જ નહિ પણ મહેસુલની રકમ ભરતાં, ખેડુત પાસે ખાવા પૂરતું, કે રોકેલી મૂડી, કે તેની પાછળ કરેલી મહેનતના બદલા પૂરતું, પણ બાકી નથી રહેતું. આ મુદ્દે પણ તેઓ સરકાર સ્હામે લડી શકે નહિ. જો તે મહેસુલ ભરવામાં કસૂર કરે, તો મૂડી કે મહેનતનો બદલો તો બાજુએ રહ્યો, પણ સામી જમીન ગુમાવવી પડે. ગામડાનો ખેડુત કુટુમ્બનાં અને સામાજિક બંધનોમાં જકડાએલો હોઇ તે પરદેશ જઇ શકતો નથી. વળી બીજી પડતર ભોંય મળી શકે નહિ, કેમકે તે ઉપર સરકાર માલીકી ધરાવે છે. આ સ્થિતિમાં સારા કે માઠા વર્ષ માટે જમીનમહેસુલ ભરવા રૈયતે રાજીખુશીથી કબૂલાત આપી છે એમ કહેવું એ કેટલું અયોગ્ય છે? આવા

સંજોગોને પરિણામે ઘણા ખેડુતો દેશ છોડી ફીજી કે બીજા એવા દૂર દેશોમાં જતા રહે છે. ત્યાં પણ તેમની કેવી અવદશા થાય છે, એ ન કહેવામાં જ આબરૂ છે. રૈયતની પાયમાલી માટે સરકારની આવા પ્રકારની મહેસુલપદ્ધતિ જવાબદાર છે. ખેડા જીલ્લાની પ્રજાની અવદશા અને રાહત માટેની જરૂરીઆત માટે મેં કહ્યું છે, તેની કોઇ ના પાડી શકતું નથી. તેમ કરી શકાય તેમ નથી, કેમકે પ્રજાનો ઇજ્જત આબરૂદાર વર્ગ પ્રત્યક્ષ રીતે પ્રજાવર્ગની સ્થિતિ પૂરવાર કરી શકે તેમ છે. સરકારે **મહેસુલ ઉઘરાવી લીધું, એ વાત ઉપરથી કાંઇ એમ સાબીત નથી થતું, કે રૈયત સમર્થ હતી. એતો માત્ર સરકારની વસુલાત કરવાની સખ્તાઇ-ભરી રાજનીતિનો પ્રત્યક્ષ પૂરાવો છે.**

આ સંજોગોમાં કેળવાએલા વર્ગના માણસોએ ખેડાની દુઃખી રૈયતને રાહત અપાવવા માટે મહેનત કરી છે એ નિર્વિવાદ છે. તેમના આ પ્રયાસને કાયદાના ધોરણે વાંધાપડતા ઠરાવી શકાતા હોય તો મહેસુલને લગતા ધારાધોરણમાં મૂળથી ફેરફાર કરવાની જરૂર છે, એટલું જ ચોકસ પૂરવાર થાય છે. એમની હિલચાલ સર્વાંશે સફળ ન થઇ એ વાત બરાબર છે. પણ તેથી તો ઘટતા સુધારા વધારાની ખાસ આવશ્યકતા છે, એમ સાબીત થાય છે. × × ×

મુંબઇ સરકારની યાદી સભ્યતાભરી હોવા છતાં અસત્ય કથનોથી ભરપૂર છે. હું પોતે તેની દરકાર કરતો નથી. માત્ર તેમાંના એક જ મુદ્દા વિષે ધ્યાન ખેંચવા મા[illegible] છું.

તે એ છે કે "સર શંકરન્ નાયરની આ બાબત રજુ કરવામાં મૂળ ભૂલ એ છે કે તે એમ જણાવે છે કે દરેક ખેડુતને પોતાનો વ્યક્તિગત પાક નિષ્ફળ જાય તો મહેસુલ મોકુફ રખાવવાનો હક છે." આ વિષે મેં એમ લખ્યું છે કે: "મહેસુલના કાયદાઓના ધોરણે નુકસાનના છુટા છવાયા દાખલાઓ ધ્યાનમાં લેવામાં આવતા નથી, એટલે કે: × × × અમુક એકાદ બે ખેડુતોનો પાક નિષ્ફળ ગયો હોય તો તેને મહેસુલ ભરવામાંથી રાહત આપી શકાતી નથી. પણ જો એ વિભાગમાં પાક નિષ્ફળ ગયો હોય તો બીજાઓની સાથે તેને રાહત મળી શકે." એ પત્ર મુખ્યત્વે કરી, આવી આવી ખોટી માન્યતા ઉપર આધાર રાખતો હોવાથી મારા મત પ્રમાણે તે તરફ ધ્યાન આપવા લાયક નથી.

જુન ૫, ૧૯૧૯.

સી. શંકરન્ નાયર.

# મહાત્મા ગાંધીજીનો પ્રત્યુત્તર

સર શંકરન્ નાયરની ખેડા અને ચમ્પારણ ઉપરની અખણ્ડનીય નોંધનું ખણ્ડન કરવાને વાઇસરાયની કારોબારી સભાના તેમના સહકારીઓ શું લઇને પ્રેરાયા તે સમજવું મુશ્કેલ છે. તેમણે તેમના સહકારીના દૃષ્ટિબિન્દુને સમજવાની અથવા કદર કરવાની પોતાની અશક્તિ જાહેર કરી છે અને તે શિવાય બીજું કાંઈ જ તેમણે કર્યું નથી. સર શંકરન્ નાયરની નોંધનો જવાબ આપીને તેમણે અધિકારીવર્ગની કુટિલ પદ્ધતિ સિદ્ધ કરી આપી છે. સર શંકરન્ નાયરને અપયશ લગાડવા જતાં તેમને એમની તરફથી મ્હોં બન્ધ કરે એવા જવાબ મળ્યા છે અને તેમણે પોતાને વધુ નામોશીમાં લાવી મુકયા છે. જો હું સર શંકરનને બરાબર સમજ્યો હોઉં તો તેમણે હાલની વિચિત્રતા સિદ્ધ કરી આપી છે અને કૉન્ગ્રેસ અથવા તો કેળવાયેલા હિન્દીઓ જનસમાજનું હિત રજુ કરતા નથી અથવા તો તે માટે દરકાર રાખતા નથી એ આક્ષેપનો ફતેહમંદ રીતે પ્રત્યુત્તર આપ્યો છે.

હું ખેડાની બાબત લઉં છું. મુંબઇ સરકારની યાદીના સબંધમાં હું કહેવા ઇચ્છું છું. " ગવરનર-ઇન-કાઉન્સિલ એમ ધારે છે કે સર શંકરન્ નાયરે આપેલો હેવાલ એટલો બધો

ભૂલ ખવડાવે તેવો છે કે તે હિન્દી પ્રધાન અથવા પાર્લમેન્ટને મોકલવામાં આવે તે પહેલાં તેમાં પ્રદર્શિત કરેલા અભિપ્રાયો સત્તાવાર રીતે સુધારવા જરૂરના છે. જમીનમહેસુલની પદ્ધતિ જેવા ગુંચવડીઆ અને વિલક્ષણ વિષયના સંબંધમાં કેટલી બધી મુશ્કેલીઓ નડે છે તે વિષે સર શંકરન તરફ દિલસોજી ધરાવીને તેઓ પોતાના કામની શરૂઆત કરે છે. હું માનપૂર્વક કહું છું કે આ અત્યંત ભુલમાં નાંખે તેવું કથન છે. જમીનમહેસુલની પદ્ધતિને તેના વહિવટકર્તાઓએ કાંઇક ગુંચવણભરેલી કરી નાંખી છે તે સિવાય તેમાં કાંઇ જ ગુંચવણભરેલું કે વિલક્ષણ નથી. સર શંકરને તેની મિશ્રતા તથા વિશિષ્ટતા તેના ખાસ અભ્યાસકો માટે રહેવા દીધી છે અને માત્ર મુખ્ય સિદ્ધાંતો કે જે સાધારણ ગૃહસ્થ પણ સહેલાઇથી સમજી શકે તેના સંબંધમાં જ માત્ર લખ્યું છે. મારે વ્યાકુળ કરી નાંખે એવા રેવન્યુ કાનૂનો તથા તેમાં વખતો વખત કરેલા સુધારાઓ જોઇ જવા પડયા છે. હું સંપૂર્ણપણે કબુલ કરૂં છું કે તેના ખાસ અભ્યાસકો જ તે યાદ રાખી શકે અને જરૂર જણાય ત્યારે તે સ્મરણમાં લાવી શકે. પણ તે કાનૂનો ખરૂં જોતાં સંકટના નિવારણ માટે કરવામાં આવ્યા નથી પણ ઉંચામાં ઉંચા દરે આકારેલું જમીનમહેસુલ કાયદેસર રીતે, સખ્તાઇથી અને નિયમિતપણે ઉઘરાવી શકાય તે માટે યોજવામાં આવ્યા છે; અને જે ખેડુતો મહેસુલ આપી શકવાની સ્થિતિમાં નહિ હોય તેમની પાસેથી પણ ઉત્તમ રીતે મહેસુલ કેવી રીતે ઉઘરાવવું તે શોધી કાઢવા સારૂ સર શંકરન્ નાયરની મહાન્ શક્તિને પણ શ્રમ પડત. પણ સને

૧૯૧૭ ના વર્ષમાં ખેડામાં પાક નિષ્ફળ ગયો હતો કે નહિ તથા અતિશય વર્ષાદથી એટલું બધું થયેલું નુકસાન જમીન-મહેસુલ મોકુફ રાખીને ખેડુતોને મદદ મેળવવા હકદાર કરે એટલા પ્રમાણમાં હતું કે કેમ તે સમજવા સારૂ કાંઇ બહુ શક્તિની જરૂર નહોતી. મુંબઇ સરકારની યાદી સત્તાપુર્વક એમ જણાવે છે કે ધારાસભામાં રજુ કરેલો અને સર શંકરન્ નાયરે ઉલ્લેખ કરેલો ઠરાવ તદન અવ્યવહારૂ છે. આથી સાધારણ માણસ ભયગ્રસ્ત થઇ જાય છે અને આ પંક્તિમાં હિન્દી પ્રધાન તથા પાર્લામેન્ટને મુકવા જોઇએ. ઓનરેબલ મિ. કામતે એવી દરખાસ્ત રજુ કરી હતી કે ખેતીવાડી ખાતાંના નિપુણ અમલદારોએ આનાવાર પાકની આંકણી કરવી એમાં જ સઘળું અવ્યવહારૂપણું હતું. સરકાર પોતાના દઢ કથન ઉપરથી વાંચકને એમ કહે છે કે આ વ્યવહારૂ સૂચના તદ્દન અવ્યવહારૂ ગણવી, ઑનરેબલ મિ. કામતે સહેલુ કામ હિતસંબંધ ધરાવતા સર્કલ ઇન્સ્પેક્ટરો જેવા સરકારી અમલદારો કરતાં મુકાબલે સ્વતંત્ર એવા બીજા સરકારી અમલદાર પાસે કરવવાને સુચવ્યું હતું. હિતસંબંધ ધરાવતા અમલદારોમાં બીજા નીચલા દરજ્જાના અમલદારોનો પણ સમાવેશ થાય છે, જેમના પગારનો વધારો જુલમી ઇલાજોથી પણ મહેસુલ સંપૂર્ણપણે ઉઘરાવવા પર આધાર રાખે છે. સર શંકરન્ નાયરની "હકીકત તથા પદ્ધતિને લગતી ગેરસમજુતી" ની વધુ સાબીતી તરીકે સરકાર, "હિતસંબંધ ધરાવતા ખેડુતોના માત્ર કથન પર આધાર રાખતા" મારા પુરાવાના તેમણે કરેલા સ્વીકાર પર

ટીકા કરે છે. સદરહુ યાદીના લખનારાઓને રેવન્યુ ખાતાનું નિકટ જ્ઞાન હોવાને લીધે નિપુણ હોવાનો તેઓ દાવો કરે છે. અને તેથી આ નોંધને માટે શું લક્ષણ આપવું તે મુશ્કેલ થઇ પડે છે. હું માત્ર એટલું જ કહીશ કે તેમના તાબેદારો તરફથી તેમની બરાબર સેવા થઇ નથી. જે ખેડુતોના કથનોનો મેં સ્વીકાર કર્યો તેમને એક રીતે હિતસમ્બન્ધ હતો, તે હું અગાઉ બતાવી ગયો છું. તેમ સર્કલ ઇન્સ્પેક્ટરો વિરૂદ્ધ રીતે તેથી પણ વધારે હિતસંબંધ ધરાવતા હતા. મેં હિતસંબંધ ધરાવના ખેડુતોની સાક્ષી પર આધાર રાખ્યો નહોતો, પણ તેમનાં કથનો મેં હિતસંબંધ વગરના અને આબરૂદાર ગૃહસ્થોના પુરાવા સાથે સઘળાં તપાસ્યાં હતાં. કેટલેક પ્રસંગે જ્યાં બની શકે એમ હતું ત્યાં મેં નજરેનજર તપાસ કરી હતી. જે શખસોના પુરાવા સાથે મેં તે ખેડુતોનાં કથનો સરખાવ્યાં હતાં તે શખસોને જમીનમહેસુલ મોકુફ રખાવવામાં કાંઈ પણ હિતસંબંધ નહોતો. આ પ્રમાણે મેં ત્રણ પ્રકારની કસોટી લગાડી જોઇ અને હું હિમ્મતથી કહું છું કે જ્યારે હજારો બાબતોમાં હજારો સ્ત્રીપુરૂષોએ આપેલી સાક્ષી એક જ સરખી હતી, ત્યારે તે પુરાવા વિષે શંકા કરવી અશક્ય હતી અને સરકારને તેમના અમલદારોનાં પત્રકોને ટેકો આપવા સારૂ તથા તેમને જોઇતું મહેસુલ ઉઘરાવી શકવા સારૂ લાગતા વળગતા ગામલોકોના જ પુરાવાને નહિ, પણ વસ્તુતઃ આખા ખેડા જીલ્લાની વસ્તીના પુરાવાને અણવિશ્વાસથી જોવાની ફરજ પડી હતી. કોઇ પણ રૂપમાં અથવા કોઇપણ પ્રકારે પ્રજાને જવાબદાર સત્તા તો આવા કોઇપણ આક્ષેપથી પાછી હઠી હોત.

આપણી પદ્ધતિ મુજબ તો સરકારના વચનને મૂઢ ભયથી જોવામાં આવે છે અને તે સત્ય તરીકે, સર્વાંશે સ્વીકારવું પડે છે. જનસમૂહના મોટા ભાગને તે કારણ સારૂ દૂષિત ઠરાવવો પડે તોપણ તેનો સત્ય શિવાય બીજી રીતે સ્વીકાર થઇ શકે નહિ. જમીનની ભૂતકાળની આર્થિક સ્થિતિની સર સંકરન્ નાયરે જે કદર કરી છે તેનો પણ સરકાર સંક્ષિપ્તરીતે અસ્વીકાર કરે છે. સદરહુ યાદીઓનાં કર્તાઓને જીલ્લાનાં સઘળાં ગામોમાં જવા અને ગામોમાંના ભાગીતુટી ગયલાં ઘરોના અવાચક પુરાવા ઉપરથી તે મકાનો શું પુરવાર કરે છે તે પોતાની મેળે શોધી કાઢીને કહેવાને હું તેમને નિમંત્રણ કરૂં છું. વળી મદદના જે પગલા માટે મંજુરી અપાઇ ચુકી હતી તે પર ખેડાની ચળવળથી કાંઈ વિશેષ અસર થઇ નહોતી અને પરિણામ એવું નહોતું કે સરકારનું માગણું આપવા સંબંધનો નિર્ણય ખુદ ખેડુતોનાં હાથમાં સોંપાયો હોવ એમ જણાવવામાં સરકાર આનંદ માને છે. હું માત્ર એટલું જ કહીશ કે સરકાર :માટે તેમજ તેમના સ્વીકારાયલા અમલદારો માટે તે વધારે ખરાબ હતું. તેઓમાંના એકે લગભગ ૨૦૦ માણસો. વચ્ચે એવું જણાવ્યું હતું કે જમીનમહેસુલની તહકુબી માત્ર ગરીબ ખેડુતને જ આપવામાં આવશે. તેણે વળી એવું જણાવ્યું હતું કે ગરીબાઇના કારણસર મહેસુલ આપવાની અશક્તિ જેઓ જણાવે તેનું નિરાકરણ ગામના આગેવાન શખસોની સાથે મળીને કરવામાં આવશે. જીલ્લાના કલેકટરે એને મંજુર રાખી ટેકો આપ્યો હતો. તહકુબી માત્ર બની શકે તેટલા થોડા ખેડુતોને આપવામાં

આવી હતી. તહકુબીના હુકમો એક મહિનો કરતાં વધારે મુદત સુધી લોકો પાસેથી દાબી રાખવામાં આવ્યા હતા અને ખાતાંવાળાઓને આગળ શું કરવું તેની સૂઝ ન પડી ત્યારે જ તે જણાવવામાં આવ્યા. તેમણે ગેરહાજર ખેડુતોનાં ઢોરો વેચ્યાં, તેમનું ઝવેરાત જપ્ત કરી લઇ ગયા, તેમના પર ચોથાઇ નાંખી નાની સરખી રકમ માટે કેટલાક હજાર રૂપીઆનો કીમતી પાક જપ્ત કર્યો. કમિશનરે જણાવ્યું કે પોતાના અજ્ઞાન શ્રોતાજનની માફક પોતાની ધમકીનો અમલ કરવા સારૂ પ્રતિજ્ઞાના બંધનની તેમને જરૂર નથી. તેમણે જણાવ્યું કે તેમના પાક તે વેચી નાંખશે અને તેમની જમીન જપ્ત કરશે અને દુરાગ્રહી ખાતેદારોને નામે તે પાછી કદી ચઢાવશે નહિ. આ બધી હકીકત એટલી બધી નામોશીભરેલી છે કે તેને વધુ વિવેચનની જરૂર નથી. અને મને દીલગીરી ઉપજે છે કે નવા ગવર્નરે જેમણે બેઉ પક્ષને સાંભળવાની આતુરતા બતાવી છે અને બને તેટલા નિષ્પક્ષપાત થવાની ઇચ્છા જાહેર કરી છે તેમને અજાણપણે શાહી પાર્લામેન્ટને એક યાદી મોકલવાના વાહન બનાવવામાં આવ્યા છે. સદરહુ યાદી ભૂલભરેલી હકીકતો તથા અનાદરથી ભરપૂર છે. જુન મહિનામાં માલમ પડેલા હુકમોનો, એ છુટનો મેં કદી પણ લાભ લીધો નહોતો. મેં તો મને ઉત્તરસંડા ખાતે મળેલી માહિતીનો ઉપયોગ કર્યો હતો. અને સત્યાગ્રહીને છાજે તેમ લડત બંધ કરી. જો મેં લંબાવી હોત તો દુરાગ્રહનો, સરકાર પ્રત્યે અસભ્યતા અને જેમને દોરવાનો મને હક હતો તેમના સંકટ

પ્રતિ બેદરકારીનો હું ગુન્હેગાર ઠરત. પરિણામની લોકોને ખબર કરતાં મેં તથા મારા સહકારીઓએ સઘળી તોડજોડનું હેઠળ પ્રમાણે વર્ણન આપ્યું હતું:—

"નડીયાદના મામલતદારે ઉત્તરસંડા ખાતે જુન મહીનાની ૩જી તારીખે એવા હુકમો કાઢયા હતા કે જેથી ઉત્તરસંડાના જે લોકો મહેસુલ ભરી શકે એમ હોય તેમને ભરી દેવાને કહેવામાં આવ્યું હતું. ત્યાં મહેસુલ ભરવાનું ત્યારનું શરૂ થઈ ચુક્યું છે."

ઉપર જણાવેલો હુકમ ઉત્તરસંડા આગળ પસાર થયો એટલે કલેકટરને એક કાગળ લખીને જણાવવામાં આવ્યું હતું કે ઉત્તરસંડામાં જેવા હુકમો કાઢવામાં આવ્યા છે તેવા બધે કાઢવામાં આવે તો લડત બંધ થઇ જશે અને નામદાર ગવરનરને ૧૦મી તારીખે એટલે પ્રાન્તિક યુદ્ધપરિષદ્‌ની બેઠકના દિવસે કહી શકાશે કે ખેડાના માંહોમાંહેના મતફેરનું સમાધાન થઈ ગયું છે. કલેકટરે જવાબમાં જણાવ્યું કે ઉત્તરસંડાના જેવો હુકમ આખા જીલ્લાને લાગુ પડે છે. આ પ્રમાણે લોકોની પ્રાર્થનાનો છેવટે સ્વીકાર કરવામાં આવ્યો છે. ચોથાઈના હુકમો સંબંધના પ્રશ્નના જવાબમાં કલેકટરે એમ પણ જણાવ્યું કે જેઓ ખુશીથી મહેસુલ આપી દેશે તેમની સામે હુકમોનો અમલ કરવામાં આવશે નહિ. આ છુટ માટે કલેકટરનો આપણે ઉપકાર માનવો ઘટે છે.

અમારે દીલગીરી સાથે કહેવું પડે છે કે જોકે લડતનો અંત આવ્યો છે છતાં તે શોભારહિત છે. તેમાં માનપ્રતિષ્ઠાનો અભાવ છે. ઉપરના હુકમો ઉદારતાથી અથવા સહૃદયતાથી

કાઢવામાં આવ્યા નથી. તે અત્યંત નાખુશીથી કાઢવામાં આવ્યા હોય એવું કાંઈક લાગે છે. કલેકટર કહે છે:—

"સઘળા મામલતદારો ઉપર તા. ૨૫મી એપ્રિલને રોજે એવા હુકમો કાઢવામાં આવ્યા હતા, કે જેઓ મહેસુલ આપવાને અશક્ત હોય તેમના પર દબાણ કરવું નહિ. ૨૨મી મેના રોજ એક રીતસરનો સરક્યુલર કાઢીને તે તરફ તેમનું ધ્યાન પાછું ખેંચવામાં આવ્યું હતું અને તેનો બરાબર અમલ કરવામાં આવે એવી ખાતરી કરવા સારૂ અમલદારોને દરેક ગામમાં નહિ આપી શકનારાના બે વિભાગ કરવાને કહેવામાં આવ્યું હતું. એક વિભાગમાં જેઓ આપી શકે તે; અને બીજામાં ગરીબાઈને લઈને જેઓ ન આપી શકે તે."

જો આમ હતું તો આ હુકમો લોકોને જાહેર કરવામાં કેમ આવ્યા નહોતા? જો તેમણે ૨૫મી એપ્રિલને રોજ જાણ્યું હોત તો કેટલાં બધાં દુઃખમાંથી બચી જાત? સરકારને અમલ કરવા સારૂ રોકવા પડેલા જીલ્લાના અમલદારો માટે કરેલો નકામો ખરચ બચી જાત. જ્યાં જ્યાં મહેસુલ ઉઘરાવવામાં આવ્યું ન હતું ત્યાં લોકો પોતાના જીવને હાથમાં લઇ ફરતા હતા. જપ્તીઓનો અટકાવ કરવા સારૂ તેઓ પોતાના ઘરથી દૂર રહેતા હતા. તેમની પાસે ખાવાનું પણ પુરતું હતું નહિ. સ્ત્રીઓને ન ખમવું જોઇતું હતું એવું દુઃખ સહન કરવું પડયું છે. કેટલીક વખત સ્ત્રીઓને ઉદ્ધત સર્કલ ઇન્સ્પેક્ટરોનાં અપમાનો સહન કરવાં પડયાં છે. તેમની ભેંસો તેમની પાસેથી લઇ જવામાં આવી હતી અને તે નિરાધારપણે જોયાં કરવું પડયું હતું. તેમણે ચોથાઇના દંડો આપ્યા છે. જો

હુકમના હુકમની તેમને ખબર હોત તો તેમને આ સઘળું દુઃખ વેઠવું પડત નહિ, અધિકારીઓ જાણતા હતા કે ગરીબોને આ મદદ આપવી એ લડતનો મુખ્ય ઉદ્દેશ હતો. કમિશનર આ મુશ્કેલી તરફ ધ્યાન પણ આપતા નહિ. તેમને ઘણા કાગળો લખવામાં આવ્યા હતા, પણ તે નિશ્ચળ જ રહ્યા. તેમણે કહ્યું કે અમુક અમુક વ્યકિતઓને છુટ આપી શકાય નહિ કાયદામાં એવો કાંઇ ઠરાવ નથી. આ બાજુ કલેકટર કહે છે કે તા૦ ૨૫મી એપ્રિલના હુકમો જેઓ ગરીબાઇને લીધે પૈસા આપી શકતા ન હોય તેમના પર દબાણ ન કરવાને લગતા હતા. તેટલે સુધી તો તે વિષેના સરકારના કાયમના હુકમનું માત્ર પુનઃકથન હતું. જો આ ખરેખર સત્ય હોય તો લોકોને જાણીબુજીને કરેલા દુરાગ્રહથી ખમવું પડયું છે! દીલ્લી જતી વખતે મિ૦ ગાંધીએ કમિશનરને ઉપર જણાવ્યા પ્રમાણેના હુકમો કાઢવાને લખી જણાવ્યું કે નથી તે સમાચારની નામદાર વાઇસરાયને ખબર આપી શકાય. એ વિનંતિ તરફ કમિશનરે કાંઇ પણ ધ્યાન આપ્યું નહિ.

"અમને લોકોનાં દુઃખો જોઈ દયા આવે છે, અમે અમારી ભૂલ જોઇએ છીએ અને લોકોને શાંત કરવા સારૂ અમે હવે દરેકને અંગત મદદ આપવા તૈયાર છીએ." અધિકારીઓ ઉદારપણે આવું કહી શકયા હોત અને લોકોનો પ્રેમ તેઓ મેળવી શકયા હોત. પણ તેમનાં મન સમ્પાદન કરવાની આ રીતનો તેમણે મમતથી ત્યાગ કર્યો છે. અને હજુ પણ જે છુટ આપવામાં આવી છે તે ઘણી જ કંજુસાઇથી, અનિચ્છાથી અને ભુલનો સ્વીકાર કર્યા વગર આપવામાં આવી છે.

એવો પણ દાવો કરવામાં આવે છે કે જે કાંઇ આપવામાં આવ્યું છે તે કાંઈ નવું નથી. અને તેથી અમે કહીએ છીએ કે એ સમાધાની કાંઇ પણ કૃપા અથવા શોભા વગરની હતી.

અધિકારી વર્ગ પોતાની હઠથી ખોટામાં હોવાનું કદી તેમણે કબુલ કરવું જોઇએ નહિ એવી તેમની ભુલભરેલી માન્યતાથી તથા તેઓએ પ્રજાકીય ચળવળને નમતું આપ્યું હતું એવું તેમના વિષે કાંઇ પણ કહેવાવું જોઇએ નહિ એવા તેમના કુતર્કથી લોકપ્રિય થવાને નિષ્ફળ નીવડયા છે. આ ટીકા કરવી અમને દુઃખદાયક લાગે છે. પણ તેમના મિત્ર તરીકે અમે આ ટીકા કરવાનું પસંદ કર્યું છે.

આ પ્રમાણે છેવટનો અંત શોભારહિત હતો, છતાં સરકાર છેવટના કણ સુધી સઘળું કાઢવામાં જે રીતે ફતેહમંદ થઇ તેમાં પોતાને અભિનંદન આપવા પોતાના દુરાગ્રહને લીધે પોતાના પગલાને અપરાધયુક્ત ભૂલમાં ફેરવી નાંખે છે. તેમની યાદીમાં સર શંકરન્ નાયરની તકરારને છેડવામાં આવી નથી. તેમની તકરાર એ હતી કે હાલનું રાજ્યતંત્ર એટલું બધું શાસ્ત્રીય હતું કે તે દયાશીલ થઇ શકે નહિ અને વાસ્તે તે જુલ્મી હતું. ન્યાય ઘણુંખરૂં અધિકારીવર્ગ તરફથી ઘણા અપમાનિત થયેલા કેળવાયલા વર્ગની પોતાની વાર્ષિક સભા અને તેની શાખાઓ દ્વારા મક્કમ ચળવળને લીધે નાખુશીથી આપવામાં આવે છે.

દુઃખકર બનાવોની યાદ તાજી કરવાને હું નાખુશ છું છતાં ચમ્પારણના સંબંધમાં મારે બીજા પત્રમાં લખવું જોઇએ.

પણ સરકારે જે અસાધારણ વલણ ધારણ કીધી છે તેથી પ્રજા સમક્ષ સત્ય હકીકતો રજુ કરવાની હું મારી ફરજ સમજું છું, કારણ કે તેમ કરવાને મારા સહકારીઓ સિવાય હું એકલો જ શક્તિવાન છું.

---

## ના. ગોકુળદાસ પારેખનો ખુલાસો

૧. મારા મત પ્રમાણે મુંબઈ સરકારે બહાર પાડેલા ખરડામાં બતાવેલી હકીકતો સાચી નથી. અત્યારે દેશના ઘણા ભાગમાં એક મોટી આફતને લીધે પાકનો પુરેપુરો નાશ અથવા તેનું ઘણું નુકસાન થયું છે. આવે વખતે ખરડાની હકીકતો પરથી મહેસુલ માત્ર મુલતવી રાખવાનો સરકારનો નિશ્ચય, વડી સરકારની નીતિના અથવા તો તે નીતિ પાર પાડવાને સરકારે ઘડેલા નિયમોના ધોરણ પ્રમાણે કરવામાં આવ્યો નથી.

૨. શરૂઆતમાં હું કેટલીક મુખ્ય બાબતો પર ધ્યાન ખેંચીશ.

૩. અનુભવી અને જાણકાર જાહેર નેતાઓનો અભિપ્રાય એવો છે કે પંચમહાલ સિવાય ગુજરાતના ચાર જીલ્લાઓમાં મહેસુલની આંકણી વધુ પડતી થઈ છે. છેલ્લાં ચાલીસ વર્ષથી માતર તાલુકાની વધારે ને વધારે બગડતી જતી સ્થિતિનું કારણ આ વધુ પડતી આંકણી છે એમ તેઓ કહે છે. અત્યાર સુધી ઘણી ફળદ્રૂપ જમીન પણ પડતર પડી રહેતી અને હવે રૂનો ભાવ ઘણો તેજ થવાથી જ તે જમીનની માગણી થાય છે એ વાત આ મતને મજબુત કરે છે.

૪. પણુ આ નાના લેખમાં ખેડાની વધુપડતી મહેસુલને પ્રશ્ન ચર્ચી શકાય એમ નથી અને સરકારના ખરડાની ટીકામાં એ ચર્ચાની જરૂર પણુ નથી. પંચમહાલ સિવાય ગુજરાતની વીસ ટકાની મહેસુલ જોઇએ તેટલી છે એવો દુકાળ કમિશનનો રિપોર્ટ પણુ મારે માટે બસ છે.

૫. ખેડા જીલ્લામાં સાધારણુ વાવેતર બાજરીનું છે. ઋતુ અને પાકના રિપોર્ટમાં ૧૯૧૧–૧૨ પછીનાં ૧૯૧૭ સુધીના પાંચ વર્ષના આંકડા આપ્યા છે. તેમાં જણાવ્યું છે કે ખેડાણુ જમીનના સરેરાસ ૭૫ ટકામાં અનાજ વવાય છે અને તેમાં ૨૯ ટકા બાજરી, ૮ ટકા ચોખા, ૭ ટકા રાગીનું વાવેતર થયું હતું.

૬. ખેડા જીલ્લાની વસ્તી ૬,૯૧,૭૪૪ની છે. તેમાં ૨,૬૬,૭૮૦ ધારાળા અને ૧૪,૧૭૯ વાઘરી છે. ખેડા જીલ્લાના એક અનુભવી કલેકટરે ધારાળાઓનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે:

"જ્યાં લગી દારૂ પીવાની એની આદતને થોડી મહેનતે જ એ સંતોષી શકે છે ત્યાં લગી તે આળસુ અને બેદરકાર રહેવાનો. ત્યાં લગી તે ખેતી કે પોતાની સુધારણાની જરા પણુ પરવા નહિ રાખે અને વખત અને સુધારાના પૂરમાં ઘસડાયા કરશે. સારી મજુરી મળી શકે એમ હોય છતાં પોતાનું માત્ર પેટ ભરવાને જોઇએ તેટલી જ મહેનત એ કરે છે. પૈસાની લાલચ છતાં, વધારે મહેનત કરવી એને ગમતી નથી. અત્યારે આ જીલ્લામાં ખેતીની તાણુ છે તે મજુરોની સંખ્યા ઓછી છે માટે નહિ, પણુ જે મજુરો છે તે પૂરતું કામ કરતા નથી અને કકડે કકડે કરે છે માટે છે.

"પોતાની જ જમીન હોય તોપણ પોતાને વરસ માટે જેટલું અનાજ જોઇએ તેથી સ્હેજ પણ વધારે અનાજ ઉત્પન્ન કરવાની ખટપટમાં ધારાળો પડતો નથી. 'સ્હેજ મહેનત વધારી, ઢોરઢાંખરની સ્હેજ વધારે દરકાર રાખી, નડતર ઘાસ સ્હેજ વધારે નીંદી નાંખી અત્યારે મળે છે તેના કરતાં બમણો પાક મેળવ' એમ એને કહેવું કામનું છે."

મુંબઇના અધિકારી વર્ગના મનમાં એમ ભરાઇ બેઠું છે કે આપણીના પત્રકમાં જરા પણ ભુલ નથી. તેથી તે લોકો મહેસુલ ઉઘરાવવામાં કંઇ પણ છુટછાટ મુકવાની સખત વિરુદ્ધ છે. ખેડુત ગમે તેટલો ભીડમાં પડયો હોય તોપણ ઉઘરાણી મુલતવી રાખવી કે માફ કરવી એ તેમના મનને ગેરવ્યાજબી લાગે છે. મહેસુલ ઉઘરાવવાની આ સખ્તાઇને લીધે ખેડુતને પાછા ન વાળી શકાય એવાં દેવાં કરવાં પડે, પોતાનું વ્હાલું ખેતર ગીરો મુકવું કે વેચી દેવું પડે, પોતાનાં ઢોરઢાંખર કે બીજો જરૂરી સામાન વેચવો પડે, કે પોતાનાં બાળબચ્ચાંનું ભરણપોષણ કરવાની અને ઢોર માટે ઘાસ લેવાની સ્થિતિ એની ન રહે, આ કશા વિષે એમને પરવા નથી. ૧૯૦૭ લગી મુંબઇ સરકારના મહેસુલ ખાતામાં કર માફ રાખવાની કે ઓછો કરવાની પદ્ધતિ જ નહોતી.

૮. ૧૮૮૨ના દુકાળ કમીશને આ વિચારને લીધે થતી સખ્તાઇ પર સખત ટીકા કરી હતી. બીજી ઘણી પૂછપરછ સમિતિ આગળ પણ મુંબઇનો અધિકારી વર્ગ આ અભિપ્રાયને ગોહની માફક વળગી રહ્યો. અને કર ઉઘરાવવાની બાબતમાં જરા પણ ઢીલ મુકવાનું કબુલ કર્યું નહિં. આખરે આ વાત ૧૯૦૧ના દુકાળ કમિશન આગળ આવી.

૯. બહુ સંભાળપૂર્વક ખબર મેળવ્યા પછી મુંબઈની મહેસુલપદ્ધતિ વિષે નીચેના નિર્ણય પર આવીઃ—

(ક) જ્યાં લાંબા વખત માટે કરવેરો નક્કી કરવાનો હોય ત્યાં ઘણાં વર્ષની સરેરાસ કહાડી બહુ ભારે નહિ તેમ બહુ હલકી નહિ તેવી આંકણી કરવી. અને આ આંકણી પ્રમાણે સાધારણ રીતે સારાં નરસાંબધાં વર્ષોમાં પાક થોડો વત્તોઓછો થાય તોપણ મહેસુલ ઉઘરાવવી. પણ એ ધ્યાનમાં રાખવાનું છે કે આ મહેસુલ વરસ સ્હેજ સાજ જ નરસું હોય તે જ ઉઘરાવવી. પણ જ્યારે વરસાદ બહુ થોડો થયો હોય, કે પાક બધો કે લગભગ બધો નાશ પામ્યો હોય કે એવી કોઇ બીજી અણધારી સખત આફત આવી હોય ત્યારે આ મહેસુલ ન લેવી.

(ખ) ઉદારતાનો ખરો સિદ્ધાન્ત એ છે કે આવા દુકાળ વખતે કોઇને પણ કર ભરવાને દેવું કરવા દેવાનો જુલમ કરવો ન જોઇએ. પણ જેઓ દેવું કર્યા વગર આપી શકે તેમની પાસેથી કર લેવો.

(ગ) ખેડુતને દેવામાં જોર જુલમથી ઉતાર્યા વગર આવા ખરાબ વરસમાં વધારે કે ઓછી ઉઘરાણી થઇ શકે નહિ એવી અમારી ખાત્રી છે.

(ઘ) દરેક પ્રાન્તના અનુભવ પરથી સાબીત થાય છે કે સારા વરસમાં પણ ખેડુત એટલું નથી બચાવી શકતો કે દુકાળ વખતે તે બચત ભરી દે.

(ચ) દરેક દેશમાં નાના ખેડુતની બધી મૂડી એની જમીન તથા ઢોર વગેરેમાં વપરાઇ જાય છે, તેથી જ્યારે પાક નથી થતો ત્યારે એની પાસે રોકડ નાણું નથી હોતું.

(છ) કરકસરને ઉત્તેજન મળે, અને ખુબ વ્યાજ ન લે એવા શાહુકારો મળે એવા સંજોગોના અભાવને લીધે આ રોકડ નાણાંની ખોટ હિંદુસ્તાનમાં બહુ વધી પડે છે.

તેથી ખેડુતની પાસેથી કર કે ગણોત લેવાના રિવાજમાં ખરાબ વરસમાં ફેરફાર કરવાની હિંદુસ્તાનમાં ખાસ જરૂર છે. તેથી જ્યાં સુધી કર કે ગણોત લેવાનું મોકુફ રાખવાની કે માફ કરવાની રીત મહેસુલપદ્ધતિના એક ખાસ અંગ તરીકે ન ગણાય, ત્યાં સુધી ખેડુતને પોતાની સ્વતંત્રતા અને શાહુકારીના ભોગે દેવું કરવું પડશે.

૧૦. આખરે ૧૯૦૧ના દુકાળ કમિશનના રિપોર્ટ પર હિંદુસ્તાનની સરકારે વિચાર ચલાવ્યો. ખરાબ વર્ષમાં છુટછાટ કરવાની બાબતનો વડી સરકારે પુરેપુરો સ્વીકાર કર્યો અને પ્રાન્તિક તથા ઇલાકાની સરકાર માટે કેટલાક સિદ્ધાન્તો ઘડયા કે જેના ઉપરથી પ્રાન્તિક સરકાર કર મુલતવી રાખવાની કે માફ કરવાની બાબત પર નિયમો ઘડી શકે. એ ઠરાવનો એક ફકરો આજના પ્રશ્ન માટે ખાસ ઉપયોગી છે તેથી નીચે આપવામાં આવ્યો છેઃ—

"સરકારની મહેસુલનીતિના એક ખાસ અંગ તરીકે કર મોકુફ રાખવાની કે માફ કરવાની પદ્ધતિ સ્વીકારવામાં આવશે. આ પદ્ધતિ એક હક તરીકે નહિં પણ મહેરબાની તરીકે ગણવામાં આવશે. અને તે પદ્ધતિનો અમલ ખાસ અપવાદરૂપ ખરાબ સંજોગોમાં જ્યારે જરૂર જણાય ત્યારે કરવામાં આવશે.

"તે છતાં સરકાર કબુલ કરે છે કે ગમે તેવા કઢંગા સંજોગોમાં કર કે ગણોત આપવાનું ખેડનારને કહેવું અથવા આંકણી પ્રમાણે જ કર લેવો એવા અભિપ્રાયને વળગી રહેવું તે સરકારની પોતાની આવકના સ્વાર્થની દ્રષ્ટિએ જોતાં પણ ખોટું છે.

૧૧. આ વિષયને લગતા જે સિદ્ધાન્તો વડી સરકારે ઠરાવ્યા છે તેમાંના કેટલાક હું નીચે ટાંકું છું:-

(ક) લાંબા વિસ્તારમાં પ્રસરેલા દુકાળના વખતે તરત મદદ આપવી એ જરૂરનું છે. અને જો તરત મદદ ખરેખર આપવી હોય તો એ વાત દેખીતી જ છે કે ખેતરે ખેતરે તપાસ ન થઈ શકે. કર મોકુફ રાખવાથી થતી રાહત પુરેપુરી રીતે ખેડુતને અપાવવી હોય તો કેટલી રકમ લેવાનું મુલતવી રાખવાનું છે એ નક્કી કરવું જોઇએ. અને કર ભરવાના દિવસ પહેલાં એ નિર્ણય ખેડુતને જણાવવો જોઇએ. કેટલી રકમ મોકુફ રાખી છે એ ખેડુતને જણાવ્યા વગર માત્ર ઉઘરાણી ન કરવાની પદ્ધતિને હિંદુસ્તાનની સરકાર તદ્દન વખોડી કાઢે છે. ખેડુતના મનમાં આને લીધે શંકા થયાં કરે છે અને જે નિયમસર કર ભરી દેતો હોય તેને આ પદ્ધતિથી શિક્ષા થાય છે. (ઘણીવાર આથી એને બહુ નુકસાન થાય છે.) એટલું જ નહિ પણ મોડો કર ભરનાર સરકાર મુલતવી રાખશે એ આશાએ વહેલો ભરી દેતો નથી અને જ્યારે હુકમો નીકળે છે ત્યારે જે પૈસા સરકારને વગર અડચણે ભરી દેવાત તે પૈસા ગુમ થયા હોય છે. આ પદ્ધતિ જ્યાં ચાલુ હોય ત્યાં નિયમસર કર મળવાની આશા રાખવી ફોગટ છે. મુખ્ય જરૂરીઆત એ છે કે ઉઘરાણી શરૂ થયા પહેલાં ખેડુતે જાણવું જોઇયે કે એને કેટલું ભરવાનું છે અને અમલદારે જાણવું જોઇયે કે એને કેટલું ઉઘરાવવાનું છે.

(ખ) નદીની રેલ, હીમ કે એવી કોઇ બીજી સ્થાનિક આફતમાં જ્યાં જ્યાં મદદની જરૂર પડે ત્યાં ઠરાવના સિદ્ધાન્તોનો અમલ કરવાનો છે.

(ગ) હિંદી સરકાર, પુરેપુરૂં અથવા થોડું પાકનું નુકસાન હોય ત્યારે, નીચે પ્રમાણેની રાહત સૂચવે છે:—

| સરેરાશ ૧૬ આની પાક | રાહતના ટકા |
|---|---|
| ૬ આની અને ૮ આનીથી ઓછા | ૨૫ |
| ૪ આની અને ૬ આનીથી ઓછા | ૫૦ |
| ૪ આનીથી ઓછા | ૧૦૦ |

૧૨. આ છુટછાટ વિષે જ્યારે વિચાર ચાલતો હતો ત્યારે મુંબઈ ઇલાકામાં કેટલાક એવા બનાવો બન્યા કે જે મુંબઇ સરકારને પોતાની મહેસુલપદ્ધતિ વિષે ફરી વિચાર કરાવે. છપ્પનીયાના દુકાળમાં ભરૂચ અને સુરત જીલ્લામાં કર લેવા માટે થતા સરકારી ચળવળદારના જુલમ વિષે છાપાંઓમાં ફરીયાદ આવી હતી. ૧૮૯૯–૧૯૦૦ના બજેટના વિવાદ વખતે કેટલાક બિનઅધિકારી ધારાસભાના સભ્યોએ મુંબઇ સરકારનું આના ઉપર ધ્યાન ખેંચ્યું હતું. કોઇ પણ સાબિતી વગર મુકાએલા આ આક્ષેપો ખોટા છે એમ સરકારે જણાવ્યું. આ પછી, આક્ષેપ મુકનાર એક સભ્યે તે જીલ્લાઓની મુલાકાત લીધી. ઘણા સાક્ષીઓની હકીકત નોંધી લીધી અને પછી સરકારની સમક્ષ રજુ કરી. આ સરકારે ઇન્ડીયન સિવિલ સર્વીસવાળા ઇ. મેકોનીકીને આ વિષે તપાસ કરવા એક ખાસ અધિકારી તરીકે મોકલ્યા. એમણે ઘણા સાક્ષીઓની તપાસ લીધી, કેટલાંએ લેખિત ખતો નોંધ્યાં, અને સરકારને છેવટે રિપોર્ટ કર્યો કે રેવન્યુ ઓફિસરના જુલમની વાત ઘણે અંશે ખરી છે. જોકે મુંબઇ સરકારે મેકોનીકીના એકેએક નિર્ણય સ્વીકાર્યા નહિ તોપણ કેટલાક સ્વીકાર્યા અને જોયું કે મહેસુલ ઉઘરાવવામાં કેટલીક ગેરકાયદે વર્તણુક ચલાવવામાં આવી હતી.

૧૩. ઇ. સ. ૧૯૦૭ માં, વડી સરકારના સિદ્ધાંતોને અનુસરી મુંબઇ સરકારે મહેસુલઉઘરાણી મોકુફ રાખવા અને માફ કરવા સંબંધી કેટલાક નિયમો ઘડયા.

૧૪. ૧૯૦૭ ના બજેટની ચર્ચા વખતે, મુંબઇની ધારાસભામાં, અનધિકારી વર્ગના નેતા ઓ. સર ફીરોઝશાહ મહેતા અને અધિકારી સભ્ય ઓ. મિ: લોગન વચ્ચે જરાક ચકમક ઝર્યું હતું. અને તે વાદયુદ્ધ વખતે સર ફીરોઝશાહે આપેલા ભાષણમાંથી એક ફકરો, આજના વિષયને લગતો હોવાથી નીચે આપું છું:—

'પણ મારી આ કફોડી સ્થિતિમાં મને મદદ કરવાને મારા મિત્ર ઓ. મિ. લોગન દોડી આવ્યા છે. એમણે કરેલી પાયાવગરની અને એકતરફી ખોટી ટીકા સામે સખત વિરોધ ન કરવાનું મારે માટે એમણે અશકય કરી મુકયું છે. તેઓ પોતે જ ધારે છે એવા ખરેખરા પ્રમાણિક અને સત્યનિષ્ઠ એવા આ ધારાસભાના કેટલાક સભ્યો સામે એમણે કરેલી વ્યકિતગત અને ચીડ ચડાવે એવી ટીકાઓ સાંભળીને હું છક થઈ ગયો છું. કંઈ પણ નવું અણધાર્યું સત્ય કહીને એમણે ધારાસભામાં પ્રકાશ નથી પાડયો. વર્ષોથી જે જે ખોટી દલીલો આપણે સાંભળ્યા કરીએ છીએ તે જ પાછી એમણે આજે રજુ કરી છે. વારંવાર એ દલીલોની અયોગ્યતા તથા અસત્યતા ધારાસભાની અંદર તેમજ બહાર, સિદ્ધ કરવામાં આવી છે, પણ કેમે કરી આ ભ્રમ જતા જ નથી. મુંબઇના મહેસુલઅધિકારી, એક જડ મનુષ્ય માફક, કંઈ શીખતા નથી, કંઈ ભૂલતા નથી. કેટલીએ વાર એમને શીખવવામાં આવ્યું છે પણ બહાદુરીથી એ હંમેશ એની વિરૂદ્ધ થયા છે.

આ શિખામણોનો ઇતિહાસ શું ઓ. મિ. લોગન તદ્દન ભૂલી જ ગયા છે! દક્ષિણના ખેડુતનાં થતાં નિરંતર દેવાંની તપાસ કરવા

નીમેલા કમિશનનાં ભાષણો તેઓ શું તદ્દન ભૂલી ગયા છે? વળી શું એ ભૂલી ગયા છે કે આ દેવાદારીનું એક મુખ્ય કારણ મુંબઇની મહેસુલપદ્ધતિની જડતા છે? આજની માફક તે વખતે પણ, આ શિખામણને, મુંબઇની પદ્ધતિની સુંદરતા અને અગમ્ય રહસ્યથી અજાણ એક કમિશનનું દોઢડાહ્યાપણું કરીને મુંબઈના અધિકારીએ તુચ્છકારી કાઢી હતી.

આ અજ્ઞાન કમિશનના મૂર્ખાઇભર્યા નિર્ણયો સામે તે વખતે તેમણે એક મોટી વિરોધની નોંધ લખી હતી. વળી સર એન્થની મેકડોનલના પ્રમુખપણા નીચે નીમાએલા કમિશનની યાદ ઑ. લોગનના મગજમાંથી તદ્દન સરી ગઇ લાગે છે. મુંબઇની મહેસુલ પદ્ધતિ અને એના કર ઉઘરાવવાના સિદ્ધાન્તો ખેડુતવર્ગના ઘણા ભાગને માત્ર મજુર બનાવી મુકે છે એમ એમણે કહ્યું હતું.

પણ મિ. મેકોનીકીના કમિશનના નિર્ણયો તો એટલા તાજેતરના જે બહાર પડયા છે કે તે ભાગ્યે જ વિસરાયા હોય. અલબત્ત એક કે બીજે બહાને એ નિર્ણયોની પણ સામે ઑ. મિ. લોગન અને એમના જેવા વિચારવાળાઓ થશે. થોડા જ વખત પર ઉપરા ઉપરી પડેલા દુકાળોના દુઃખદ પરિણામોથી તેઓ જરા વધારે વિચારવંત થયા હશે એમ ધારી શકાય. પણ મુંબઈના મહેસુલ અધિકારી કોઇ પણ સદ્‌વિચાર સામે દુરાગ્રહ રાખી શકે છે. મુલતવી રાખવાના અને માફ કરવાના નિયમો સુધારવાના ખરડા માટે થયેલી હઠીલાઇભરી તાણાતાણ એકદમ ભૂલાય તેવી નથી. અને ખાસ કરીને મુંબઇ સરકાર જેને દૃઢતાથી વળગી રહી હતી તે વ્યક્તિગત તપાસનો ખુબ ચર્ચાયેલો વિષય તો કોઈ ભૂલી નહિ જાય. સમસ્ત દુનિયા જાણે છે કે વડી સરકારે જો દબાણ ન કર્યું હોત તો અત્યારે ચાલતા મોકુફ રાખવાના અને માફ કરવાના સુધારા મુંબઇ સરકાર કદી કબુલ રાખત નહિ. પણ આમ કહેતાં મારે નાણાંખાતાના સભ્યની માફી માગવી જોઈએ. પહેલાં ચાલતી નીતિનો સખત

વિરોધ કરનાર અને તે સુધારવા ખુબ પ્રયાસ કરનાર કેટલાંક ઉદાર દિલના અને અનુભવી મહેસુલ અધિકારીઓ હતા એ મારી જાણ બહાર નથી. છેલ્લા દુકાળો વખતે એમણે કરેલી કિંમતી સેવાની કદર, ધારાસભાના બિનઅધિકારી સભ્યોએ બૂઝી હતી, અને એમનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. પણ આ બધું મુંબઇના મહેસુલ અધિકારીની સાધારણ નીતિ અને સિદ્ધાન્તો વિષે કહેવામાં આવ્યું છે. એની વ્યાવહારિક રીતો જરા પણ સુધરી નથી. સર હર્બર્ટ બર્ડવુડે જેમાં કીર્તિ મેળવી એ કાબિલપોર કેસ હજી અમને સાંભરે છે, અને એ કેસ જ્યારે અપીલમાં ગયો ત્યારે સર માઈકલ વેસ્ટ્રોપે મહેસુલ–અધિકારીઓની લોભી નીતિની કરેલી ઝાટકણી અમને બરોબર યાદ છે. મેકોનીકી કમિશનનો રિપોર્ટ બતાવે છે કે હજુ એના એજ ચિલે ગાડું ચાલે છે. એ લોકો કદી કંઈ શીખશે નહિ. ઑ. મિ. લોંગને કહેલી વાતોમાં ઉંડા ઉતરવાનો મારો વિચાર નથી. એનું પોકળપણું ઘણીવાર જાહેર કરવામાં આવ્યું છે. પણ મહેસુલ–અધિકારી પહેલાંની માફક આજે પણ પોતાની ભૂલ કબુલ નહિ કરે. ખેડુતની સ્થિતિ વિષે ઘર કરી બેઠેલા સાંકડા વિચારોને ઉખેડવાનો પ્રયાસ નકામો અને નિષ્ફળ જશે. જે સિદ્ધાન્તોને મહેસુલ અધિકારી કેટલા વખતથી અને અપવાદ વિના ખુબ જોરથી વળગી રહ્યા છે તે સિધ્ધાન્તો તો કદી એ ફેરવશે નહિ. ગમે તેટલા સાબુત પ્રમાણો બતાવીયે તો પણ જડ થઈ ગયેલા ખોટા વહેમ ન ખસે એ માણસની સ્થિતિ દયાપાત્ર છે.

મારા એક મિત્રે દુકાળ અને રાજકીય ચળવળની વાત કરતાં કહ્યું છે કે પહેલાંના વખતમાં મહેસુલ વીજળીની ઝડપથી ભરી દેવાતું. હવે નથી ભરી દેવાતું તે આ રાજકીય ચળવળને લીધે છે એમ સાબિત કરવાનો એમણે પ્રયત્ન કર્યો. પોતાના વિચારને સાક્ષી આપે એવી એક દલીલ સરખી એમણે આપી નથી. રાજકીય ચળવળ

વિષે નકામા ક્રોધ ઉપજાવે એવા આક્ષેપો મુકયા. આ મહેસુલની ટીકાનું કારણ સહેલાઈથી આપી શકાય એમ છે.

એ તો જગજાહેર વાત છે કે કેટલાંક વર્ષો સુધી ૧૮૯૬–૯૭ પહેલાં ગુજરાતમાં દુકાળ પડયો નહોતો અને ત્યારપછી વારંવાર વરસાદની તાણ અને દુકાળના વખત દેશ ઉપર આવી પડયાં. ૧૮૯૬ પહેલાં દુકાળ ન હોવાને લીધે ભારે ઉઘરાણી પણ ખેડુત આપી દે એમાં શી નવાઇ? આમ છતાં સારાં નરસાં બધાં વર્ષોનો વિચાર કરવામાં આવ્યો હતો એવું કાનમાં રેડાયાં જ કર્યું છે. પણ જ્યારે દુકાળ જ નહોતો ત્યારે સારાં નરસાં વરસોની બરોબર સરેરાશ કેમ લેવાય? એક પછી એક પડતા આઘાતથી તદ્દન નિર્બળ થઇ ગયેલા ખેડુત પાસે પૂરેપૂરી મહેસુલ ચુસી લેવાનું આ ઉપરથી યોગ્ય ઠરાવવું નકામું છે. આવા બનાવનું કારણ બતાવવા રાજકીય ચળવળનું ભૂત આણવાની શી જરૂર હતી? "લોકોમાં અપ્રમાણિકતા અને કોર્ટનો અનાદર કરવાની ટેવ પાડવાનો" અયોગ્ય આક્ષેપ આવા સંજોગોમાં ઑ. મિ. લોગનને માટે અક્ષમ્ય છે. આવા અયોગ્ય આક્ષેપ કોઈ પણ સભ્ય મુકે એ ભારે દિલગીરીની વાત છે. અને સરકારનો એક મોટો ઓહ્દેદાર આવો ઉભરો કહાડે એ કેટલું ખોટું કહેવાય? એક પણ બનાવ, એક પણ દલીલ પોતાના આક્ષેપને સાબીત કરવા એમણે રજુ કરી નથી. જેણે આવા આરોપ મુકયા તે માણસ પર એના એ જ આરોપ હું પાછા ફેંકું છું. રાજકીય 'વકતાઓ' એ ખેડુતને અપ્રામાણિકપણાનો મંત્ર દીધો છે એ વાત હડહડતી જૂઠી છે. આવા 'વકતાઓ'માંથી કેટલાકનાં, અરે એકનું પણ, નામ દેવાની એમની હિંમત ન ચાલી તેથી મને એમના ઉપર દયા આવે છે. ખરી વાત તો એ છે કે દિવાની કોર્ટના કાબુમાંથી છુટા થવાથી અને લગભગ બિનજવાબદાર થઇને મહેસુલ અધિકારી, લખાણ શિવાયની કોઈ પણ ટીકા સહન કરી શકતા નથી. પોતેજ સર્વજ્ઞ એવું એના મનમાં એટલું સજડ બેસી ગયું છે કે

જરા પણ ટીકા એમને અસહ્ય થઇ પડે છે. અમે તેવા સત્યનિષ્ઠ અને નિષ્પક્ષપાતી માણસ હોય તોપણ જેને એ પોતાનું જ કામ ધારે છે તેમાં 'દખલ' કરવાનું કામ એ એમના વિચાર પ્રમાણે અપરાધ છે. એને એમ વિચાર આવતો જ નથી કે આમ કરવાથી પોતાની સંકુચિત બુદ્ધિ અને મન પોતે જ ઉઘાડું કરે છે. મને ફરીથી ઑ. મિ. લોગનને કહેવા દો કે અમે તો અત્યાર સુધી ખેડુતનો તેમજ જમીનદાર અને આહુકારનો પક્ષ લીધો છે અને લીધા કરીશું—જ્યારે અમને લાગશે કે એમના ઉપર જુલમ થાય છે. અને એમની માગણી વ્યાજબી છે ત્યારે પોતાને અને પોતાના અધિકારી ભાઇઓને ઑ. મિ. લોગન ધારે છે તેવા જ ખરેખરા આ પક્ષ લેનાર પ્રામાણિક અને સત્યનિષ્ટ સજ્જનો છે અને એમના કરતાં વધારે નિષ્પક્ષપાતી અને જાહેર હિંમતવાળા છે એમ મારે મિ. લોગનને ચોકખે ચોકખું સંભળાવી દેવું જોઇએ. દુકાળના વખતમાં કર ભરવાની ખેડુતની અશક્તિ અને એની ગરિબાઈનું કારણ કોઈ રાજકીય વક્તા કે ચળવળ નથી, પણ મુંબઈ સરકારની જુલમી જડ મહેસુલપદ્ધતિ છે.

એ ઘણી દિલગીરીની વાત છે કે મહેસુલ-અધિકારી હજુ પોતાની જૂની જુલમી અને જડ રીતને વળગી રહે છે, અને પોતાને ખેડુતના 'માબાપ' કહેવડાવે છે છતાં ખરૂં જોતાં તો આ રીતથી એ ખેડુતને નીચોવી નીચોવીને બને તેટલી મહેસુલ ઉઘરાવનાર એક નિર્દય અધિકારી બને છે. અમે એકલા જમીનદારના જ પ્રતિનિધિ છીએ અને એ તથા ઓ. મિ. હું તથા કદાચ ઓ. મિ. બેરો ખેડૂતના પ્રતિનિધિ છે એમ એમનો દાવો છે. તે વિષે હું સ્હેજ જ કહેવા માંગું છું. એક અધિકારી, જેનો સ્વાર્થ બને તેટલો કર ઉઘરાવવાનો છે, તે કેવી રીતે ખેડુતના સ્વાર્થના પ્રતિનિધિ કહી શકાય એ એકદમ સમજી શકાય નહિ. અમે તો ખેડૂત જમીનદાર બન્ને વર્ગના પ્રતિનિધિ છીએ. અમે એમ ધારીએ છીએ કે અમારો ધર્મ તો કોઈ એક પક્ષના પ્રતિનિધિ તરીકે વર્તવાનો નહિ પણ બંનેના

પ્રતિનિધિ તરીકે વર્તવાનો છે. જે શાહુકારને, ખેડૂત પાસેથી સરકારી મહેસુલ ઉઘરાવવાનું એક ઘણું ઉપયોગી હથિયાર તરીકે સર જેમ્સ વેસ્ટલેન્ડે વાઈસરોયની ધારાસભામાં વર્ણવ્યો છે તે શાહુકારના પણ અમે પ્રતિનિધિ છીએ. એની વિરુદ્ધ એમ કહેવામાં આવે છે કે સરકાર 'તગાવી' પર જેટલું વ્યાજ લે છે તેનાથી વધારે વ્યાજ આ શાહુકાર લે છે. પણ જ્યારે સરકારે પોતાનું લ્હેણું પાછું લેવા માટે કેટલી સત્તા પોતાના હાથમાં રાખી છે તે વિચારીએ ત્યારે એમાં કંઈ નવાઈ જેવું લાગતું નથી. ઑ. મિ. લોગને "સુકાળવાળા બજેટ"ની વાત કરી અને કહ્યું કે દેશ પહેલાં કોઈવાર હતો તેના કરતાં આજ વધારે પૈસાદાર થઈ ગયો છે. એ વાત ખરી છે કે વડી સરકારના બજેટમાં ઘણી વધ પડી છે પણ એકલા એથી કંઈ દેશનો દહાડો ફર્યો એમ કહેવાય નહિ. આ વધ કેવી રીતે થઈ અને ક્યાંથી થઇ એ વિચાર્યા વગર દેશને સારૂં સર્ટિફીકેટ એકદમ ન અપાય. એ વધારાનું મુખ્ય કારણ સીધી કે આડકતરી રીતે નખાયેલા કર હોય. લોકોને દુઃખ દેતી અને આડકતરી રીતે કર નાંખતી ચલણી નાણુંની પદ્ધતિ હોય, તો આ વધારો લોકોના વધતા જતા પૈસાની નિશાની નહિ પણ લોકો પરના એક ભાર અને ગરીબાઇની નિશાની જ ગણાય. આ પ્રમાણે સરકારની તિજોરી તર હોય પણ ખેડુત તો ગરીબાઇ અને દેવામાં વધારે ને વધારે ખૂંચતો હોય. ઉપર કહ્યા પ્રમાણે, ઑ. મિ. લોગને જે જે મુદ્દા ઉભા કર્યા છે તે બધાની વિગતવાર ટીકા કરવાનો મારો વિચાર નથી. મને ખાત્રી છે કે ગમે તેટલો રદીઓ આપ્યો હોય તોપણ એમના પહાડ જેવા ખોટા વિચારો ફરવાના નથી, અને એ ભાષણ હદ પણ ઓળંગી વધારે લાંબુ થાય. તેથી હવે ઑ. મિ. લોગનના વિચારો સંબંધીનો મારો વિષય હું પૂરો કરૂં છું."

૧૫. મુંબઈ સરકારના ખરડાને છેડે નીચે પ્રમાણે લખ્યું છે:—

"ખેડાની ચળવળ ૧૯૧૭-૧૮ માં કર ઉઘરાવવાને લીધે શરૂ થઈ. તે પહેલાં એ જીલ્લાની મહેસુલી-સ્થિતિ ખુબ સારી હતી. જે ત્રણ તાલુકામાં ૧૯૧૭-૧૯નો પાક નિષ્ફળ ગયો હતો તે જ તાલુકામાં આગલા વરસની બાકી એક પાઈ પણ ન્હોતી."

આ "સ્વર્ગીય મહેસૂલી સ્થિતિ" કેટલે દરજ્જે સત્ય વર્ણન છે તે નીચેની હકીકત જણાવશે.

(ક) ૧૯૧૧-૧૨માં દુકાળ હતો. તે વખતના રિપોર્ટમાં લખ્યું છે કે:—

"આવી અસાધારણ ખરાબ ઋતુને લીધે, ઉત્તર ભાગના ત્રણ જીલ્લામાં ખરીફનો પાક લગભગ બિલકુલ થયો નહોતો."

એજ રિપોર્ટનો બીજો ભાગ કહે છે:

"૧૯૧૧નું વરસ ઉત્તરના ત્રણ જીલ્લા માટે ભારે હતું. પંચ-મહાલ જીલ્લામાં ખરેખરી દુકાળની સ્થિતિ જાહેર કરવી પડી હતી. અમદાવાદ અને ખેડામાં સ્થિતિ **પંચમહાલ જેવી જ ખરાબ હતી,** પણ તે જીલ્લાના લોકોએ સરકારી મદદનો અને પોતાની મિલકતનો એટલો ઉપયોગ કર્યો કે દુકાળ જાહેર ન કરવો પડયો."

(ખ) ૧૯૧૨-૧૩નો રિપોર્ટ નીચે પ્રમાણે છે:—

"જુનની આખરે વરસાદ આવ્યો અને જુલાઈ અને ઑગસ્ટમાં ખુબ વરસાદ પડયો. પણ વરસાદ એકાએક બંધ પડી ગયો

તેથી અમદાવાદ, ખેડા અને પંચમહાલમાં સોળે આની પાક થાત તેને બદલે ઠીક પાક થયો."

(ગ) ૧૯૧૩-૧૪નું વરસ ખેડા માટે લગભગ ૧૯૧૨-૧૩ જેવું નીવડયું. એ વરસની ખાસ ટીકા છે કેઃ—

"વધુ પડતા વરસાદને લીધે ખરીફ પાક ઓછો થયો. છેલ્લા ભાગમાં વરસાદ આવ્યો હોત તો રવી પાક ખુબ થાત. એમ પણ લાગે છે કે આ વર્ષે ઉંદરોએ ઘણું નુકસાન કર્યું."

(ઘ) ૧૯૧૪-૧૫નું વરસ આગલા વરસ કરતાં જરા સારૂં હતું. ખરીફ અને રવી પાક સાધારણ થયો હતો, માત્ર બાજરીને ઘણા ભેજને લીધે નુકસાન પહોંચ્યું. બાજરી જરા નાની થઈ હતી. આ વર્ષે પણ ખેડા જીલ્લામાં કેટલેક ઠેકાણે ઉંદરોએ નુકસાન કર્યું હતું.

(ઙ) ૧૯૧૫-૧૬માં વર્ષાદ ઓછો હતો અને તે કવખતે આવ્યો હતો. ખેડા જીલ્લા વિષે રિપોર્ટમાં જણાવે છેઃ—

"ખેડા જીલ્લામાં સાધારણ રીતે ૩૫ ઇંચ વરસાદ પડે છે, પણ આ વખતે લગભગ સાડા બાર ઇંચ પડયો તેથી ખેડા જીલ્લામાં પાક સૌથી ઓછો હતો. ખેડા જીલ્લામાં ઘણે ઠેકાણે પાક બિલકુલ નહોતો થયો. ચોખાનો પાક બિલકુલ ન થયો."

આ વર્ષે ખેડામાં ઘણે ઠેકાણે કલેકટરને મહેસુલ મુલતવી રાખવાનો હુકમ કાઢવો પડયો હતો.

(ચ) ૧૯૧૬-૧૭ નો વર્ષાદ જોઇએ તેટલો, વખતસર, અને બધે ઠેકાણે પડેલો હતો. આ વર્ણનને છેડે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

" તે છતાં, ઑગસ્ટ અને સપ્ટેમ્બર મહિનામાં નિરંતર વરસાદ પડવાને લીધે સોળ આની પાક ઉતર્યો નહિ અને બાજરીને નુકસાન થયું. ઓકટોબરના છેલ્લા અઠવાડીઆમાં ખુબ વરસાદ પડયો તેથી જોકે રવી પાકની વાવણીને ઠીક મદદ થઇ તોપણ જે અનાજ તરતનું લણેલું હતું અને જેનું ખળું કરવાનું હતું તેને નુકસાન બહુ થયું. ઘાસ પણ ભીનું થવાથી જરા બગડી ગયું."

આગળ જણાવે છે:—

" ફેબ્રુઆરીમાં અમદાવાદ અને ખેડામાં નાનાં મોટાં ઝાપટાં પડયાં હતાં અને તેથી પાકને થોડુંક નુકસાન થયું હતું."

મે મહિનાના વર્ષાદ વિષે લખ્યું છે કે:—

"ખેડામાં એ વર્ષાદ જોડે કરા પડયા હતા. કપડવંજ અને મહેમદાવાદમાં આથી ઝાડ અને ઘરને ખુબ નુકસાન થયું હતું."

૧૬. મુંબઇ સરકારનો ખરડો ભાર મુકી જણાવે છે કે ખેડા જીલ્લાના ત્રણ તાલુકામાં આગલા વરસની ઉઘરાણીની બાકી જરા પણ નહોતી. ૧૯૧૬-૧૭ના મહેસુલી રીપોર્ટની પાંચમી ટીપમાં તે વરસની ઉઘરાણી અને આગલા વરસની બાકી કેવી રીતે ઉઘરાવવામાં આવી હતી તે વિષે લખવામાં આવ્યું છે. ૨૦૫૧ નોટિસ કાઢવી પડી હતી. ૨૦૪ કબજાદાર પાસેથી ચોથાઇ શિક્ષા લેવાના હુકમ થયા હતા. રૂા. ૫,૬૮૫નું દેવું વાળવા માટે ૧૪૦ કબજેદારની જંગમ મિલ્કત જપ્ત કરવામાં આવી હતી. અને ૧૪૦ જેટલા કબજેદારની જંગમ મિલ્કતમાંથી માત્ર રૂા. ૨૪૨ એટલે

માથા દીઠ રૂા. ૧-૧૧-૦ મળ્યા. તે બતાવે છે કે આ જપ્તી ગરીબમાં ગરીબ માણુસની મિલ્કતની થઇ હશે. ૪૫ માણુસની ૯૩ એકર જમીન જપ્ત કરવામાં આવી હતી; આમ સરેરાશ માણુસ દીઠ ૨ એકર અને ૨ ગુંઠા જમીનની જપ્તી થઇ હતી. આ ઉપરથી પણ સાબીત થાય છે કે ઉઘરાણી સ્હેલથી વસુલ નહોતી થઇ, પણ ખુબ દબાણ વાપરવું પડયું હતું. સરકારે મોકુફ રાખવાના અને માફ કરવાના ઘડેલા નિયમો પ્રમાણે મોકુફ રાખેલી મહેસુલ આપવા, કેટલાઓને પોતાની જમીન ગીરો મુકવી કે વેચવી પડી હશે, કેટલાંયે દુઝણાં અને ખેડનાં ઢોરને વેચવાં પડયાં હશે, અને કેટલાંયે કુટુંબોને અને ઢોરને પેટપુરતું ખાવાનું નહિ મળ્યું હોય —એ બધાની ગણત્રી કોણ કરી શકે?

૧૭. આ અસાધારણ બનાવનું કારણ શું? લૅન્ડ ઍડમિનિસ્ટ્રેશન રિપોર્ટના બીજા ભાગમાં ૬૨ પાને એનું કારણઆપ્યું છે:—

"ખેડા જીલ્લામાં સરકાર તરફથી દબાણ કરવાના દાખલા ઘણા વધી ગયા છે; એનું કારણ એ છે કે આ વરસમાં લગભગ બે વરસની મહેસુલ ઉઘરાવવાની હતી, અને સાધારણ રીતે મહેસુલ મુલતવી રાખ્યા પછીના વર્ષે જયારે તે ભરી દેવાની હોય ત્યારે વધારે દબાણ કરવું પડે છે, કેમકે ઘણા ધારાળાઓ હજુ એમ માનતા જણાય છે કે જો ભરી દેવાનું લંબાવ્યા કરીશું તો સરકાર આગલા વરસની બાકી માફ કરશે."

ખેડા જીલ્લાના ખેડુતો અભણ, આળસુ, ગરીબ અને ટુંકી જમીનવાળા છે અને તેમની પાસેથી દરવર્ષે લેવાય તેટલો

કર લેવામાં આવે છે. દુકાળનું વર્ષ ગયા પછી બીજે વરસે, આગલા વરસની બાકી અને તે વરસની ઉઘરાણી એમ બે વરસનો કર ભરવાની આવા લોકોની શક્તિ છે અને છતાં બીજે વર્ષે સરકાર મોકુફ રાખેલી ઉઘરાણી માફ કરશે એવી આશાથી એ લોકો બન્ને વર્ષનો કર નથી આપતા એવું કોઇ સમજુ માણસ દુકાળ સમિતિનો તથા વડી સરકારનો રિપોર્ટ વાંચ્યા પછી માનશે ?

૧૮. મારા અભિપ્રાય પ્રમાણે જે જીલ્લામાં ૬ વરસમાં પહેલું વરસ પુરેપુરા દુકાળનું હતું, બીજું વરસ લગભગ દુકાળનું હતું અને જેમાં ઘણા ભાગમાં પાક નહોતો થયો. બીજાં ત્રણ વર્ષ માત્ર સાધારણ હતાં અને એક જ વરસ મારીમચડીને સારૂં ગણી શકાય એવું હતું, અને જે જીલ્લામાં, આગલા વરસની બાકી ઉઘરાવવાને ઘણી જપ્તીઓ કરવી પડી હતી, તે જીલ્લાની મહેસુલ સ્થિતિ 'અસાધારણ સારી' ભાગ્યે જ કહી શકાય.

૧૯. આ બાબતમાં ખોટી ભ્રમણા દૂર કરવા થયેલા પ્રયત્ન પછી પણ મુંબઈની સરકારે પોતાના ખરડામાં ખેડાની મહેસુલ—સ્થિતિ "ઘણી સારી" શા માટે વર્ણવી હશે તે મારાથી સમજાતું નથી.

૧૯૧૮ની સોળમી જાનેવારીએ સરકારે એક છાપાંજોગી યાદી બહાર પાડી હતી, તેમાં આ ખરડા જેવું જ લગભગ લખ્યું હતું. ૨૪મી જાનેવારીમાં ઑ. મિ. વી. જે. પટેલે અને મેં આ યાદીનો જવાબ બહાર પાડયો હતો. તેના ૧૧મા

પેરેગ્રાફમાં મહેસુલી કારભારના રિપોર્ટ ઉપર ટાંકવામાં આવેલા ઘણાખરા ફકરાઓ અમે ટાંકયા હતા. સરકારની આ ભૂલ પછી પણ સરકારે એમનો પોતાનો જ રિપોર્ટ ખોટો છે, અથવા અમે એનો ખોટો ઉતારો કર્યો છે, એ બતાવ્યા વગર ફરીથી ખેડા જીલ્લાની સ્થિતિ સારી સ્થિતિ તરીકે વર્ણવવી જોઇતી નહોતી.

વળી આ વર્ષોમાં માત્ર દુકાળને લઇને જ ખેડાની સ્થિતિ ખરાબ હતી એમ નહોતું. બીજી રીતે પણ ખેડાની સ્થિતિ ખરાબ હતી. આ વર્ષોમાં લોકો શરીરે સુખી નહોતા. આ બધા વર્ષોમાં પ્લેગ અને કોલેરા ફાટી નીકળેલો અને વસ્તીનો કેટલોક ભાગ એનો ભોગ થઇ પડયો હતો. ૧૯૧૧-૧૨માં ખેડુતનું સૌથી ઉપયોગી ધન–હળ અને દૂધાળાં ઢોર-દશ ટકા ઓછું થયું હતું. તે વરસે ઘાસ માટે પણ ખૂબ આપદા હતી. ૧૯૧૫–૧૬માં આ ઘાસની તાણ ફરીથી શરૂ થઈ અને કેટલાક દિવસ તો સ્થિતિ બહુ કફોડી થઈ ગઈ હતી.

૨૧. ખાસ કરીને ધારાળાઓ માટે આ વર્ષો બહુ કપરાં હતાં. ૧૯૧૧માં ૨૬ ધારાળાઓનાં ગામોમાં રૂા. ૧૭૦૦થી વધારે ૭ માસમાં ખર્ચ કરી વધારાની પોલીસ મુકવામાં આવી હતી. પણ પછી વધી વધીને એ વર્ષ લગી રહી હતી. નડીયાદ અને બોરસદનાં બીજાં દસ કે બાર ગામમાં પણ વધારાની પોલીસ રાખવામાં આવી હતી. વળી ૧૯૧૧માં, ધારાળાનાં ૫૫ ગામમાં 'ક્રિમિનલ ટ્રાઇબ્સ એક્ટ' લાગુ પાડવામાં આવ્યો હતો, અને તેમને કેટલીએ

મહેનત કરીને, સગવડ અને વખતનો ભોગ આપીને મુખીના હાજરી પત્રકમાં હાજરી પુરાવવા ચોરામાં આવવું પડતું હતું. અધિકારી અને સાધારણ પોલીસે પણ પાંચ છ વરસ લગી તેએ ગેરકાયદે દારૂ બનાવે છે કે નહિ તે જાણવા એમને બહુ હેરાન કર્યા હતા.

૨૨. ૧૯૧૭ માટે તો, સરકારે પોતે ૧૯૧૮ની ૧૬મી જાનેવારીની છાપાંજોગી યાદીમાં નીચેની બાબતો કબુલ કરેલી છે. (૧) છેલ્લા ભાગમાં બહુ વરસાદને લીધે ખેડા જીલ્લામાં બાજરીના પાકને ઘણું નુકસાન થયું હતું. (૨) થોડે અંશે, ગરીબ લોકોના ખોરાકને, બાવટા અને કોદરાને, પણ નુકસાન થયું હતું. (૩) ઉપરના અનાજ જોડે મેળવણી તરીકે જે અનાજ વાવવામાં આવ્યું હતું તેમાં, તુવર સિવાય બધાને ઉંદરને લીધે નુકસાન થયું હતું. (૪) છેલ્લા વરસાદથી ઉભેલી ડાંગરને પણ નુકસાન થયું હતું.

૨૩. રાજ્યના ફાયદા માટે પણ ખેડુતોને દુઃખ ખમતાં, દેવાં કરતાં, જમીન ગીરો મુકતાં, ઢોર વેચતાં કે ભૂખે મારતાં અટકાવવા જોઇએ એવું આ ઇલાકાના ઉપરથી છેક નીચલા કોઇપણ મહેસુલ અધિકારીના ખ્યાલમાં નથી. જ્યારે ભારે દુકાળ હોય ત્યારે પણ ખેડુત અને સરકાર વચ્ચે નિષ્પક્ષપાતી રહેવું એ પોતાના સ્વાર્થની વિરૂદ્ધ હોય એમ એના મનમાં ઠસાવવામાં આવ્યું છે. મુલતવી રાખવાના કે માફ કરવાના નિયમો ન્યાયની રીતે પાળવા જોઇએ એમ એ લોકો સમજતા નથી. એ લોકો તો એમજ ધારે છે કે સરકાર અને ખેડુત બંનેના

સ્વાર્થ ઉંધા છે, પરસ્પરવિરોધી છે. જેટલી ખેડુતને છુટછાટ થાય તેટલું જ સરકારને નુકસાન. તલાટી અને સર્કલ ઇન્સ્પેક્ટર ધારે છે કે ન્યાયી અને નિષ્પક્ષપાતી થવા જઇશું તો ઉપરીની નાપસંદગી મેળવીશું. 'નિર્દય અને કઠણ હૃદયવાળો' એવી રીતે જે અમલદાર ઓળખાતો હોય તેના બીજા બધા વાંક માફ થવાના. અમલદારની આવડત સરકારી તિજોરીમાં તે કેટલા રૂપીઆ વસુલ કરે છે તે પર અંકાય છે. નિર્દય હોવાની કીર્તિ એને ઉપર ચઢાવવામાં ઘણી મદદ કરે છે અને એનું ભવિષ્ય સુધારે છે. આમ અમલદારવર્ગમાં નિર્દયતાની શરૂઆત થાય છે. જે અમલદારો એવો રિપોર્ટ કરે કે જેથી સરકારને છુટછાટ મુકવી પડે તેમને યશના લાલચુ તરીકે ધમકાવવામાં આવે છે. આ સંજોગોને લીધે આનાની આંકણી યોગ્ય કરતાં હમેશાં વધારે થાય છે.

તાલુકાના મથકે, કચેરી એક મિનિટ પણ છોડયા વગર કે જરા પણ તપાસ કર્યા વગર, મામલતદાર કે અવલકારકુન તલાટીને બહુ ઓછી આંકણી કરવા માટે ધમકાવે છે, એને આંકણી પાછી આપે છે અને વધારે આંકણી કરી લાવવાનું કહે છે. આવા દાખલા મેં ઘણા જોયા છે. મેં એક પણ દાખલો એવો જોયો નથી કે જેમાં ઉપરી અધિકારીએ તલાટીને વધારે આંકણી કરવા માટે ધમકાવ્યો હોય, અને આંકણી ઓછી કરવાનું કહ્યું હોય. આવી રીતે કલેક્ટરને ખોટા રિપોર્ટ મોકલવામાં આવે છે અને કલેકટર તથા તેના ઉપરીઓ ખરી વસ્તુસ્થિતિ કરતાં ઘણી સારી કલ્પે છે.

૨૪. પાકની ગણત્રી કરવાની આ રીત મુખ્ય અધિકારીની પદ્ધતિને ટેકારૂપ થાય છે. ખેડા જીલ્લાની તપાસના પોતાના રિપોર્ટમાં 'સર્વન્ટસ ઓફ્ ઇન્ડિયા સોસાયટી' કહે છે તેમ આ ગણત્રી માત્ર કલ્પનાથી થાય છે. સરકારે કોઇપણ સિદ્ધાંતો કે નિયમો ઘડયા નથી કે જેના આધારે આ ગણત્રી થાય. એકબીજાને પૂછ્યા વગર જો દસ માણસો એક જ પાકની ઉપજની ગણત્રી કરે તો સંભવ છે કે દસેની ગણત્રી જુદી જુદી આવે, અને આમાંથી કોની ગણત્રી ખરી છે તે તપાસવાનું કંઇપણ સાધન નથી. ગણત્રી કરવાના સિદ્ધાંતના અભાવને લીધે, ગણત્રી કરનાર અધિકારી જ મહેસુલ ઉઘરાવે છે. તેને લીધે અને અધિકારીની ગણત્રી હમેશાં ભૂલ વગરની હોય છે એમ સરકાર માને છે તેથી, દુકાળના વખતમાં ખેડુત અને મહેસુલી-અધિકારી વચ્ચે ભારે ઝગડો થાય છે.

જુદા જુદા ગામના ખેડુતોએ પોતાનો પાક પુરેપુરો અથવા લગભગ પુરેપુરો નાશ પામ્યો છે એમ જાણ્યું કે તરત જ મામલતદારને અને બીજા તાલુકાના અધિકારીઓને અરજીઓ કરી હતી. તેમાં એમને કેટલું નુકસાન થયું હતું, તે જણાવ્યું હતું, અને વિનંતિ કરી હતી કે પાક ઉભો હોય ત્યારે જ અધિકારીઓ ગણત્રી કરવા આવે. આ અરજીની કંઇપણ દાદ મળી નહિ અને તે પ્રમાણે વર્તન પણ થયું નહિ.

૨૫. આશરે એ જ વખતમાં નડીયાદમાં 'હોમ રૂલ લીગ'ની એક શાખા સ્થપાઇ. લીગના સભ્યો ગામડે ગામડે

ફર્યા અને સ્ત્રી પુરૂષોનાં મોટાં ટોળાં સમક્ષ ભાષણો કર્યાં. તે સભ્યો વારંવાર ભાર મૂકીને જણાવતા કે સરકારી અધિકારીઓ લોકોના ' માબાપ ' કે એમના શેઠ કે રક્ષક નથી, પણ માત્ર ચાકર છે. એમની ઇચ્છા સરકારી અમલદારનો મોભો ઓછો કરવાની અને અજ્ઞાની લોકોએ અધિકારીઓને સાતમે આકાશે ચઢાવ્યાં હતા ત્યાંથી ઉતારવાની હતી. આ બધાં કારણોને લીધે સરકારી અધિકારીઓ અને ખાસ કરીને મહેસૂલી-અધિકારીઓ લીગને ધિક્કારતા. જીલ્લાના ગરીબ ખેડુતોને મદદ કરવાથી લીગની સ્થિતિ સુધરશે એમ લીગના સભ્યોએ ધાર્યું. આ બાજુએ, અધિકારીઓએ પોતાના ઉપરીઓને એમ ભંભેર્યા કે વરસાદ એવો ઓછો નથી પડયો કે જેથી નિયમો પ્રમાણે સરકારને છુટછાટ મુકવી પડે, પણ આ ચળવળ તો સરકારને કર ઉઘરાવવામાં હેરાનગતિ કરવા માટે હોમરૂલ લીગે ઉપાડી છે. મુંબઇ સરકારને પણ અધિકારીઓએ એવું સમજાવ્યું કે જીલ્લાની બહારના લોકોએ સરકારને હેરાન કરવાને ચળવળ ઉભી કરી છે. ૧૯૧૮ની ૧૬મી જાનેવારીની છાપાંજોગી યાદીમાં સરકાર નીચે પ્રમાણે લખે છે:

" જે રાજકીય ચળવળ નિઃશંક જીલ્લાની બહાર શરૂ થઈ છે અને મુખ્ય ભાગે જીલ્લા બહાર જ ચાલે છે તે પ્રવૃત્તિ આ પૈસાદાર અને સમૃદ્ધ જીલ્લાની મહેસુલ—ઉઘરાણી અટકાવે એ અમે સહી શકીશું નહિ. "

૨૬. ખેડાના કલેકટર સાહેબ પાસે જે ડેપ્યુટેશન ગયું હતું તે વિષે ખરડો કહે છે કે :—

"એમણે છેલ્લા હુકમો બહાર પાડયા તે પહેલાં મુંબઇના બે વકીલોની સરદારી નીચે એક ડેપ્યુટેશન એમની પાસે ૧૯૧૭ની ડીસેમ્બરની ૧૫મીએ ગયું હતું."

દેખીતી રીતે "મુંબઇના વકીલો" એ શબ્દો મારે અને મારા મિત્ર ઑ. મિ. વી. જે. પટેલ માટે વાપરવામાં આવ્યા છે. અમે બન્ને ખેડા જીલ્લાના વતનીઓ છીએ. જેમાં ખેડા જીલ્લો સમાઈ જાય છે એવા ઉત્તર વિભાગની મ્યુનિસિપાલિટી તરફથી ચુંટાએલા સભ્ય તરીકે છેલ્લાં ૨૨ વર્ષથી હું મુંબઇની ધારાસભામાં બેસું છું. ઑ. મિ. વી. જે. પટેલ પણ ઉત્તર વિભાગનાં લોકલ બોર્ડ તરફથી નિમાઇને ૧૯૧૭થી આવ્યા છે. અમે વકીલના ધંધાદારી તરીકે કંઇ ડેપ્યુટેશનના મુખ્ય નેતા થયા નહોતા. ખેડા જવા માટે અમને જરા પણ ફી મળી નહોતી અને અમે એની આશા પણ રાખી નહોતી. લોકોએ અમને બોલાવ્યા તેમાં અને આવી આખા જીલ્લામાં પ્રસરેલી આફતમાં સરકારી અમલદાર આગળ લોકોની માગણી રજુ કરી તેમને મદદ કરવી એ અમને અમારો ધર્મ લાગ્યો તેથી અમે ડેપ્યુટેશન લઈ ગયા હતા. અમે ૨૦થી વધારે ગામડાંમાં ફર્યા, કેટલાંયે ખેતરો જોયાં, ત્રણ જગ્યાએ જંગી સભાઓમાં હાજરી આપી, અને ઘણી લેખિત સાક્ષી અમે મેળવી. આ બધા ઉપરથી અમને ખાત્રી થઈ કે ખેડુતોને ખરેખરૂં અને ઘણું મોટું દરદ હતું. ખરડામાં મારૂં અને ઑ. મિ. વિ. જે પટેલનું નામ કેમ લખ્યું નથી અથવા અમને ધારાસભાના સભ્યો તરીકે કેમ ઓળખાવ્યા નથી તે જાણવા મેં મહેનત કરી હતી. હું નહિ તો, ઑ. મિ. પટેલ

સીમલામાં સારી પેઠે જાણીતા છે. આમ ન લખવાનું કારણ મને તો એક જ જણાય છે અને તે એ કે સરકારને એમ સૂચવવું હતું કે અમે કોઈ વગરકારણે દખલ કરનાર મુંબઈના રહેવાસી છીએ, અમને ડેપ્યુટેશનના હેતુઓ સાથે કંઈ લાગતું વળગતું નથી અને અમે રાજકારભારમાં દખલ ઉત્પન્ન કરવા ડેપ્યુટેશનમાં દાખલ થયા હતા. અમારાં નામ પ્રસિદ્ધ કર્યાં હોત કે અમે ધારાસભાના સભ્યો છીએ એ જણાવ્યું હોત તો તે ટીકા પાયા વગરની જણાત. નામ ન જણાવવામાં આ હેતુ હોય, તો આ ટીકા માટે હું સખત વાંધો ઉઠાવું છું અને જણાવું છું કે તે તદ્દન પાયા વગરની અને અન્યાયી છે.

૨૭. ખરડામાં આગળ લખ્યું છે કે અમે કલેકટરને કહ્યું કે પાક તદ્દન નિષ્ફળ ગયો હતો અને તરત જ ઘણા જણને માફ કરવાની અને બાકીના માટે પુરેપુરી મુલતવી રાખવાની માગણી કરી હતી. આ તદ્દન ખોટું છે. કલેકટર સાથે અમે કરેલું સંભાષણ લેખિત હતું અને એમની સમક્ષ અમે તે વાંચી સંભળાવ્યું હતું. અમે જણાવ્યું હતું કે જુવારનો પાક તથા કઠોળમાં તુવર અને તલ શિવાય મઠ, મગ અને વાલનો પાક તદ્દન નિષ્ફળ ગયો હતો. અમે કહ્યું હતું કે બાજરી લગભગ જરા પણ થઈ નહોતી. અને ડાંગર કેટલાંક ગામમાં પાંચ કે છ આની પાકી હશે અને કેટલાકમાં તો માત્ર બે જ આની થઇ હશે. બાવટાની આંકણી અમે બે આની કહી અને કોદરાની ૨ કે ૩ આની; તુવર, રૂ, તમાકુ અને દિવેલીના છોડ બરોબર નહિ ઉગે

તેનાં કારણો જણાવ્યાં હતાં. અમે કલેકટર સાહેબ સમક્ષ માત્ર અમારી બુદ્ધિ પ્રમાણે કરેલી તપાસનું સત્ય પરિણામ રજુ કર્યું હતું.

ધારાળા, વાઘરી, ઢેડ અને એવા પછાત વર્ગો તથા અમુક કર આપતી બીજી નાતોના ખેડુતોનો કર માફ કરવાની અમે માગણી કરી હતી. અને બીજા વર્ગોની ઉઘરાણી મોકુફ રાખવાની વિનંતિ કરી હતી.

૨૮. ખરડો આડકતરી રીતે એમ સૂચવે છે કે જીલ્લાના માત્ર ત્રણ તાલુકામાં પાક નહોતો થયો; જો કે આણંદ અને બોરસદમાં પ્રમાણમાં પાક વધારે થયો હતો.

૨૯. ગુજરાત સભામાં આબરૂદાર અને મોભાવાળા ઘણા સભ્યો છે. અમદાવાદના વતનીઓ જ માત્ર એના સભ્યો નથી. એનું બંધારણ અને હેતુ એવાં છે કે સમસ્ત ગુજરાત વિષે એ ધ્યાન આપે, માત્ર અમદાવાદ માટે જ કામ કરે નહિં. અમદાવાદમાં ખેડા જીલ્લાના ઘણા વતનીઓ રહે છે, કેટલાકને તો ખેડા જીલ્લામાં મોટી જમીનો છે. અને એ લોકો પણ ગુજરાત સભાના સભ્યો છે. એનું મુખ્ય મથક ખેડા જીલ્લા બહાર છે એટલા માટે જ કમિશનર અને મુંબઇ સરકારે એ સભા તરફ જે બેદરકારીભરી વર્તણુક રાખી છે તે ખોટું છે. સ્થિતિ બહુ ગંભીર હતી અને સંજોગોને લીધે ઉતાવળ કરવાની જરૂર હતી માટે સરકારને અરજીઓ અને તાર મોકલવાનું સભાનું પગલું યોગ્ય જ હતું એમ હું ચોક્કસ ધારૂં છું. સભાને કલેકટરના હુકમોની પુરેપુરી માહિતી

હતી, તેમજ કમિશનરના અભિપ્રાયોથી એ પુરેપુરી વાકેફ હતી.

કલેક્ટર અને કમિશનરને અરજીઓ કરી વખત બગાડયો હોત અને મુંબઇ સરકારને તરત જ અરજી ન કરી હોત તો અરજી બહુ મોડી પડત અને નકામી જાત, કેમકે તેટલા વખતમાં તો ખેડુતો પાસેથી કર લેવા અધિકારીઓએ જપ્તીના હુકમો કઢાવ્યા હોત અને એનો અમલ કર્યો હોત. જરા પણ ઢીલ થઈ હોત તો જે લોકોનો પક્ષ લેવાનું સભાને યોગ્ય લાગ્યું તે લોકોની ઘણી હાનિ થાત. તેવે વખતે સરકાર ઝીણી ઝીણી વિધિની બાબતો પર આવું ધ્યાન આપે એ દુઃખની વાત છે.

૩૦. સરકારનો ખરડો મિ. મોહનદાસ ગાંધીને વિષે કંઇક કહે છે. મિ. ગાંધીમાં પોતાનો બચાવ કરવાની પુરેપુરી શક્તિ છે અને પોતાના બચાવ માટે એમને મારી મદદની જરૂર નથી. વળી ખરડામાં એમને વિષે લખેલી વિગતોનું મને અંગત જ્ઞાન નથી એટલે એમનો બચાવ કરવાનો હું પ્રયત્ન કરૂં તો મારાથી પુરેપુરો ન્યાય ન અપાય.

૩૧. ખરડામાં સત્યાગ્રહ (એટલે અંતરાત્માનો અવાજ જેની વિરૂદ્ધ હોય એવા કાયદાની સામે થવાનો હક) ના સિદ્ધાંતનો ઉલ્લેખ કરે છે. મિ. ગાંધી ખરા કે ખોટા હોય, ધારો કે ખોટા છે, તોપણ એમના કાર્યને લીધે સરકારના હાલમાં ચાલતા નિયમોની વિરૂદ્ધ અપાયેલા પહેલાંના હુકમોનો કોઈ પણ રીતે બચાવ થઇ શકતો નથી.

૩૨. ખરડામાં લખ્યું છે કે ૧૯૧૭–૧૮ની મહેસુલનો મુખ્ય ભાગ ઉઘરાવાયો હતો. આમ લખવાનો હેતુ એમ બતાવવાનો હોય કે લોકોમાં મહેસુલ આપવાની શક્તિ હતી અને એમણે પોતાની પાસેથી કરના પૈસા ભર્યા, તો ખરડામાં નહિ જણાવેલી એક વાત પર ધ્યાન ખેંચવું જરૂરનું છે. ૧૯૧૮ની એપ્રીલની ૧૨મીએ, કમિશનર સાહેબ ઑ. મિ. પ્રૅટે ખેડા જીલ્લાના તમામ ખેડુતોની એક જંગી સભા સ્થાનિક અધિકારીઓ મારફત બોલાવી હતી. આ સભામાં મિ. પ્રૅટે પોતાના ખેડુતો માટે ઉભરાઈ જતા પ્રેમ વિષે ખૂબ બણગાં ફૂક્યાં, અને પોતે બાળકની લાત વાગે તેથી દુ:ખ થાય છતાં ચીઢ ન ચઢે એવાં 'માબાપ'ની સ્થિતિમાં હોવાનું જણાવ્યું. કોઇ પણ સંજોગોમાં માપણી પ્રમાણે નક્કી કરેલી મહેસુલ ભરવાનું ખેડુતોનું કર્તવ્ય સમજાવ્યું, અને છેવટે નીચેના શબ્દોથી એક ભયંકર ધમકી આપી :—

"તમારા મનમાં એમ ન ધારતા કે અમારા મામલતદારો અને તલાટીઓ તમારી જંગમ મિલકત જપ્ત કરી તે વેચીને મહેસુલ વસુલ કરશે. અમે એટલી બધી માથાકૂટ કરવાના નથી. અમારા અધિકારીઓનો વખત કીમતી છે. તમારા પૈસા વસુલ કરીને જ અમે સરકારી તીજોરી ભરીશું. આ કંઈ ધમકી નથી; માબાપ કહે તે ધમકી ન હોય, તે તો હિતની સલાહ હોય. પણ **તમે મહેસુલ ભરશો નહિ તો તમારી જમીન ખુંચવી લેવામાં આવશે.** ઘણા કહે છે કે સરકાર જમીન નહિ લઈ લે. પણ હું કહું છું કે સરકાર લેશે. મારે કંઈ પણ લેવાની જરૂર નથી. **જેઓ પૈસા ભરશે નહિ તેમની જમીન જપ્ત કરવામાં આવશે.** જેઓ વિરુદ્ધ થશે તેમને ભવિષ્યમાં જમીનનો ટુકડો નહિ મળે. સરકારને પોતાના

ખાતાંઓ ઉપર એમનાં નામની જરૂર નથી. જેઓ નીકળી જશે તેઓ કદી પાછા નહિ દાખલ થઈ શકે.”

ઉપલી ટીકાને વધારે વજનદાર બનાવવા અને જમીન જપ્ત થયા પછી કોઇ પણ કારણસર સરકારની દયાની આશા રાખવી નહિ એવું ખેડુતોને મનમાં ઠસાવવા ઑ. મિ. પ્રૅટે નીચે પ્રમાણે ભાષણ કર્યું.

“તમે ખસુસ ધ્યાનમાં રાખજો કે આ બાબતમાં તમારા બધા પ્રયત્નો નકામા જશે. મારા શબ્દો એ જ છેલ્લા હુકમ સમજી લેજો. અને આ મારા શબ્દો એ કંઇ મારા પોતાના નથી, પણ તે તો વિલિંગ્ડન સાહેબના છે. એમણે એક કાગળમાં લખ્યું છે કે આ બાબતમાં હું ગમે તે હુકમો કાઢું અને ગમે તે શબ્દો બોલું તે બધાની મંજુરી આપશે. આવો વિલિંગ્ડન સાહેબનો કાગળ છે. આ ઉપરથી તમે માની લો કે આ કહેનાર હું નથી પણ નામદાર ગવર્નર લોર્ડ વિલિંગ્ડન સાહેબ છે.”

આ ધમકી વિષે પહેલું તો એ કહેવાનું કે સરકારના નિયમો ગમે તેટલા ખરાબ હોય, પણ તેમાં પણ સરકારને કર ભરવાની અશક્તિથી જમીનની આજની કે ભવિષ્યની માલિકી જતી રહે એવું લખ્યું નથી. કોઇને એવી ધમકી આપવી કે કર નહિ ભરે તો તેનો જમીન પરથી હક જતો રહેશે એ તદ્દન કાયદાવિરૂદ્ધ છે. ખેડાનો ખેડુતવર્ગ પોતાની જમીન જાય તો એ મોટામાં મોટું દુઃખ ગણે છે. તેથી પ્રૅટ સાહેબ જેવા ઓદ્ધેદાર જમીનજપ્તીની ધમકી આપે ત્યારે તો પોતાની સ્વતંત્રતા કે શાહુકારીની દરકાર રાખ્યા વગર ગમે તે ભારે વ્યાજે પણ રૂપીયા ગમે ત્યાંથી ઉધાર લઈ, તે બિચારા કર ભરી દે તો

નવાઈ નહિ. ઑ. મિ. પ્રૅટ ગેરકાયદે અને રિવાજ વિરુદ્ધ વર્ત્યા એટલું જ નહિ પણ વડી સરકારની નીતિને પણ લાત મારી. જો નામદાર ગવર્નર સાહેબે, મિ. પ્રૅટનું પગલું કાયદેસર છે કે નહિ અને વડી સરકારની નીતિ પ્રમાણે છે કે નહિ તેનો વિચાર કર્યો હોત તો મિ. પ્રૅટને આમ નિરંકુશ સત્તા આપી દેત કે નહિ, એને વિષે મને ઘણી શંકા છે. ૧૯૦૧ની દુકાળ સમિતિના નિર્ણયો અને વડી સરકારના ઠરાવો પ્રમાણે તો ખેડાના ખેડુતવર્ગમાં મોટા ભાગને જમીન સિવાય ભરણ-પોષણનું બીજું એકે સાધન નથી; વળી ૧૯૧૬-૧૭માં સરકારને એ વર્ષનો કર ખૂબ દબાણ કર્યાથી જ મળ્યો હતો તે ધ્યાનમાં રાખીએ તો પહેલેથી જ કેટલાક ખેડુત દેવાદાર હતા અને ૧૯૧૭-૧૮ની ઉઘરાણી વસુલ કરતી વખતે સરકારી અમલદારોએ કરેલા જુલમને લીધે ઘણાં કુટુંબો આપદામાં આવી પડયાં હતાં એ વાત દેખીતી છે. વડી સરકારનો આપણે ઉપકાર માનવો જોઇએ કે એ વખતસર ગરીબ ખેડુતોની વ્હારે ધાઇ અને એમને બચાવ્યા.

૩૩. હવે હું કર મુલતવી કે માફ કરવાની નીતિ એ સરકારની એક મહેરબાની દાખલ છે, ખેડુતોને એ રાહતનો હક નથી અને એ રાહત આપવી કે નહિ તેનો નિર્ણય એકલો કલેક્ટર કરે એ વિષય વિષે ચર્ચા શરૂ કરૂં છું. હું એમ કહું છું કે કલેકટરના નિર્ણયને પણ બંધનો છે, મર્યાદા છે, અને એનો અમલ વડી સરકારના ધારા પ્રમાણે અને મુંબઈ સરકારના નિયમો પ્રમાણે જ થઇ શકે. કલેકટરને નિર્ણય કરવાની સત્તા છે, પણ તે નિર્ણય કંઈ ઉપરના નિયમોની

વિરૂદ્ધ તો ન થઈ શકે. અમુક સંજોગોમાં મુંબઈ સરકારના નિયમો પ્રમાણે છુટછાટ મુકવાની હોય અને એ સંજોગો ઉભા થાય તો કોઈ પણ કલેક્ટર કે મુંબઇની સરકાર પોતે પોતાના તરંગ પ્રમાણે એ રાહત આપવાનું બંધ ન કરી શકે. જ્યારે વડી સરકારની નીતિ પ્રમાણે ચાલવામાં ન આવે અથવા નિયમોને દૂર ફેંકાય, ત્યારે શહેનશાહની કોઇપણ રૈયતને અથવા સમસ્ત પ્રજાને ફરિયાદ કરવાનો હક છે.

૩૪. ખરડામાં આગળ જણાવ્યું છે કે :—

"હાલની પદ્ધતિપ્રમાણે, અમુક વરસ લગી નક્કી કરેલી મહેસુલ આપવાનું ખેડુત સ્વીકારે છે ત્યારે સારાંનરસાં બધાં વરસોમાં તે મહેસુલ આપવાનું કબુલ કરે છે એમજ ગણાય."

આ બતાવે છે કે મુંબઇના અધિકારીઓ હજી જડ કરી બેઠેલા પોતાના ખોટા વિચારો છોડી શક્યા નથી. આ વિચારોની ભૂલ વડી સરકારે બતાવી છે અને કહ્યું છે કે એ સિદ્ધાન્ત સ્હેજસ્હાજ ખરાબ વરસમાં લાગુ પડાય. પણ અસાધારણ વિસ્તૃત દુકાળના વખતમાં નહિ. મુંબઇ સરકારે પોતે ભારે આમદાનીવાળાને રાહત આપવાના નિયમો ઘડીને આ વિચારો કોરે મુકયા.

૩૫. હવે સ્વતંત્ર તપાસ વિષે મેં અને ઑ. મિ. પટેલે, સરવન્ટસ ઓફ ઇન્ડીયા સોસાઇટીએ અને મિ. મોહનદાસ ગાંધીએ સ્વતંત્ર તપાસ કરી. અને ત્રણે તપાસમાં એમ આવ્યું કે સરકારની આનાવારી બહુ વધારે છે. આમ છતાં સરકારે પોતાના હાથ નીચેના અધિકારીઓનો મોભો

જાળવવા નિષ્પક્ષપાતી તપાસની માગણી કબુલ ન રાખી. જે સરકારને પોતાના અધિકારીઓનો અયોગ્ય મોભો જાળવવાની વધારે પરવા ન હોય, જેને એ અધિકારીઓનું નિષ્પક્ષપાતી તપાસથી નીકળતું પોકળપણું ઢાંકવાની ઇચ્છા ન હોય, જેને પોતાના છત્ર તળે વસેલા લોકો તરફ ન્યાય કરવો હોય, એમની હાલની અને ભવિષ્યની સારી સ્થિતિ વિષે જેને દરકાર હોય. અને એઓને સુખી અને સંતોષી રાખવાનો પ્રયત્ન કરવો હોય જે સરકાર એમ ઇચ્છે કે એના ખેડુત વધારે દેવાદાર ન થાય, અને એઓ નિરાધાર ન થઇ જાય, એવી કોઇ પણ સરકાર આવી વ્યાજબી માગણીનો અસ્વીકાર ન કરે. પણ મુંબઇ સરકાર, ખેડા પૈસાદાર અને સમૃદ્ધિવાન જીલ્લો છે એવા સરકારી અધિકારીઓના નિવેદનથી દોરવાઇ ગઇ અને ખરેખરા દુકાળથી પૈસાની વિટંબણાને લીધે નહિ પણ જીલ્લા બહાર ચલાવાતી રાજકીય ચળવળને લીધે આ ચળવળ ઉભી થઇ છે એમ એણે ધાર્યું. જો આવી તપાસ શરૂ કરી હોત તો ચળવળ એકદમ બંધ થાત. તપાસને અંતે પરિણામ સરકારી અંદાજની તરફેણમાં જતું હોત તો લોકોને સંતોષ થાત અને ફરિયાદ કરવાનું કારણ ન રહેત અને જો તપાસથી એમ જણાત કે સરકારી અંદાજ ખોટા છે તો લોકો આવી મહાન ભયંકર સ્થિતિમાંથી બચી જાત, અને બ્રિટિશ સરકારના ન્યાયમાં લોકોની શ્રદ્ધા ઘણી વધત.

૩૬. હવે મુંબઇ સરકારે કાઢેલા હુકમ વડી સરકારની નીતિની વિરૂદ્ધ છે એ મુખ્ય બાબત પર હું આવું છું. મુંબઇ સરકાર તરફ ઘણી માનવૃત્તિ સાથે આ વિષયને હું છેડું છું.

તે સરકારના નિયમો વડી સરકારની નીતિની વિરૂદ્ધ હતા એમ કહેવા માટે નીચેનાં પ્રમાણો રજુ કરૂં છું:—

(૧) ૧૯૧૮–૧૯માં પુષ્કળ વરસાદને લીધે ઘણી જગ્યાએ નુકસાન થયું હતું એ વાત નિર્વિવાદ છે.

(૨) સરકારની મહેસુલ ભરી દેવાના દિવસ પહેલાં જે ખરીફ પાક થાય છે તે પુરેપુરો અથવા લગભગ અધો નિષ્ફળ ગયો હતો અથવા એને ઘણું નુકસાન થયું હતું.

(૩) વડી સરકારના નિર્ણયો પ્રમાણે ખેડાના મોટા ભાગના ખેડુતોને સરકારના કરનો પહેલો હપતો ભરવાને દિવસે ભરવાનું બીજું કાંઇ સાધન નહોતું.

(૪) પહેલો હપ્તો ભરી દેવાના દિવસે ખેડુતના મોટા ભાગની તે ભરી દેવાની શક્તિ જોઇને કર મોકુફ રાખવો કે ન રાખવો તેનો નિર્ણય થઇ શકે.

(૫) કવખતનો વરસાદ, ઝાકળ, પાક ખાઇ જનાર જંતુઓ, ઝાડના રોગો વગેરેથી નાશ થવાના અથવા નુકસાન થવાના ભય વચ્ચે, પહેલો હપતો ભરવાને દિવસે ખરીફ અને રવી બન્નેનો પાક પૂરો પાક્યા વગર ઉભો હતો.

(૬) તે વખતે ખરીફ કે રવી એકે પાક વેચાઇ શકે એવો થયો નહોતો અને વેચાયો હોત તો ખેડુતને કર ભરવાનું સાધન મળે અને એને પૈસા મળે એટલું ઉપજત નહિ.

(૭) ૧૯૧૬–૧૭માં સરકારી અમલદારોના દબાણને લીધે બે વરસનો કર ખેડુતોને ભરવો પડયો હતો અને પછી ૧૯૧૭–૧૮ સુધી પોતાનું પેટ એમણે જેમ તેમ કરી પૂરૂં કર્યું હતું તેટલા માટે ૧૯૧૭–૧૮માં એમની તરફ જરા વધારે ઢીલ મુકવાની જરૂર હતી.

(૮) પાક નિષ્ફળ ગયો હોય ત્યારે પણ દબાણ કરીને સરકારનો કર લેવામાં ખેડુતને ખુબ કનડગત થાય છે અને આર્થિક નુકસાન પણ ઘણું જાય છે.

આ બધાં કારણોને લીધે મારો મત એવો છે કે સરકારના અધિકારીઓના અને સરકારના પોતાના હુકમો વડી સરકારની ડાહી અને ઉદાર નીતિથી વિરૂદ્ધ હતા.

૩૭. બીજાં કારણોથી પણ હું ધારૂં છું કે ૧૯૧૭–૧૮માં સરકારે લીધેલું પગલું વડી સરકારના ઠરાવના શબ્દો તેમજ હેતુની વિરૂદ્ધ હતું.

ડેપ્યુટેશનને ખેડાના કલેકટરે આપેલો જવાબ અને ૧૯૧૮ની ૧૬મી જાનેવારીની સરકારના છાપાજોગી યાદી જો કોઇ ધ્યાનપૂર્વક વાંચે તો તેને માલમ પડશે કે ખરીફ પાક તદ્દન નિષ્ફળ નહોતો ગયો એટલા માટે નહિ પણ પછીથી થવાના પાક, જેવાં કે રૂ, તમાકુ અને તુવર, સારા થવાનો સંભવ હતો તેટલા માટે સરકારે રાહત નહોતી આપી.

હિંદુસ્તાનની સરકારે ઘડેલા સિદ્ધાન્તમાં એક એ છે કે કરની કેટલી રકમ મુલતવી રાખવાની છે તેની ખબર ખેડુતને પહેલો હપતો ભરવાના દિવસે કરી દેવી જોઇએ. આ ઉપરથી ચોખ્ખું જણાય છે કે પહેલા હપતાના દિવસે અથવા તે

પહેલાં જેટલો પાક થયો હોય તે ઉપરથી કર માફ રાખવો કે નહિ અને રાખવો તો કેટલો રાખવો તેનો વિચાર કરવાનો છે. છૂટ આપવી કે નહિ એ માટે ન થયેલા પાકની પણ ગણત્રી કરવી એ વડી સરકારના સિદ્ધાન્ત પ્રમાણે છે એમ ગણવું એ ખોટું છે. નહિ થયેલા પાકનું ભવિષ્ય કોઈ નક્કી જાણી શકતું નથી, તેમજ પાક થયા પહેલાં તે કેટલો ઉતરશે એની ચોક્કસ ધારણા થઇ શકે નહિ અને કિંમતની આંકણીની તો માત્ર ગપ જ મરાય. બાજરી, બાવટો અને કોદરા ખેડામાં બહુ વવાય છે. ખેડામાં કોઇક ઠેકાણેજ રૂ, તમાકુ અને તુવર વાવવામાં આવે છે. સૌથી વધારે બાજરી વાવનાર ખેડુતો છે. એમાં ગરીબમાં ગરીબ બાવટો અને કોદરા વાવે છે. રૂ, તમાકુ અને તુવર વાવનાર સાધારણ રીતે પૈસે ટકે પેલા કરતાં સારી સ્થિતિમાં છે. જ્યારે જે પાક પર ખેડુતનો મોટો ભાગ અને ખાસ ગરીબવર્ગ આધાર રાખતો તે પાક નિષ્ફળ જાય ત્યારે સરકારે ઢીલ મુકવી જ જોઇએ. એક જાતના સારા પાકથી કેટલાક થોડા ખેડુતને ફાયદો અને તેથી કંઇ જેનો મુખ્ય પાક નિષ્ફળ ગયો હોય એવા મોટા ખેડુતને રાહત મળે નહિ. મહેસુલ–નીતિ નક્કી કરનારે વડી સરકારના ઠરાવોની દૃષ્ટિથી મુંબઇ સરકારના નિયમો વાંચવા જોઇએ. એ નીતિથી વિરૂદ્ધ જાય એવો નિયમોનો અર્થ કરવો એ ખોટું છે. એટલા માટે કઇ કઈ જગ્યાએ રાહત આપવી એ નિર્ણય કરવામાં નિષ્ફળ ગયેલા પાકનો અને ઉભા પાકનો બન્ને વિચાર કરવામાં મુંબઇ સરકારની અને કલેક્ટરની ભૂલ હતી એમ મારૂં માનવું છે.

૩૮. જ્યારે નામદાર ગવર્નર આગળ ડેપ્યુટેશન ગયું હતું ત્યારે એના એક સભ્ય તરીકે મેં આ સૂચના કરી હતી. દરેક તાલુકામાં જ્યાં શરૂઆતમાં ખરીફ પાક વાવ્યો હોય અને તે તદ્દન અથવા લગભગ તદ્દન નિષ્ફળ ગયો હોય ત્યાં રાહત આપવી. જે જમીનોમાં બીજો પાક વાવ્યો હોય તે માટે પાક થયા લગી રાહ જોવી. જો તે વખતે પાક સારો થાય તો કર લેવો અને ન થાય તો મોકુફ રાખવો. મને આ ફેંસલો બહુ જ યોગ્ય લાગ્યો. પણ એ વ્યક્તિગત તપાસની રીતનો છે એમ વાંધો ઉઠાવી કમિશનર સાહેબ એની વિરૂદ્ધ થયા. જે તપાસની મના કરવામાં આવી છે તે તો દરેક ખેડુતના અંગત સંજોગોની છે. ગામના સરકારી ચોપડામાં દરેક ખેતરમાં થયેલા પાકની વિગત નોંધવામાં આવે છે. મેં જે જાતની તપાસ સૂચવી તે દરેક ખેડુતના અંગત સંજોગોની તપાસ કેવી રીતે કહેવાય તે હું સમજતો નથી ડાંગરના કયરડાઓની જમીનની આંકણી બીજી જમીન કરતાં જુદી કરવામાં આવે છે. જ્યારે ડાંગરના પાકને લાયક વરસાદ નથી પડતો ત્યારે મહેસુલનો જે ભાગ પાણીની સ્થિતિ જોઇને ઠરાવવામાં આવે છે તે માફ થાય છે. આ વખતે એથી ઉલટું છે. ડાંગર વાવેલી જમીન અને શરૂઆતથી ખરીફ પાકવાળી જમીન સહેલાઇથી જુદી પાડી શકાય.

૩૯. છેલ્લાથી આગલા બે ફકરામાં જે કારણો બતાવ્યાં છે તે મેં નામદાર લૉર્ડ વિલિંગ્ડન સાહેબને જણાવ્યાં હતાં અને મને આશા હતી એ કારણો એમને ગળે ઉતરશે.

૪૦. મુંબઇ સરકારનો ખરડો બહાર પડયો તેથી હું ઘણો દીલગીર છું. એક જુનો અને દુઃખદાયક વિવાદ એ પાછો શરૂ કરે છે. પણ સરકારે પોતાની બાજુ જાહેર પ્રજા સમક્ષ મુકવાનું દુરસ્ત ધાર્યું તેથી મેં ધાર્યું કે ખેડુતોની બાજુ પણ તે જ જાહેર પ્રજા સમક્ષ મુકાવી જોઇએ.

"ખોટામાંથી પણ સારૂં થાય" એ સૂત્રમાં મને ઘણી શ્રદ્ધા છે. મહેસુલ-વહિવટમાં ફેરફારની ખાસ જરૂર છે એમ મારૂં માનવું છે. જે વખતે ખેડાનો બખેડો ચાલતો હતો ત્યારે અધિકારીવર્ગ એટલો ખીજવાઇ ગયો હતો કે બીજાની સૂચના ન જ સાંભળત. મારી સૂચનાઓ નીચે પ્રમાણે છેઃ—

૧. જુદા જુદા પાકની આનાવારીની ગણત્રી માટે સરકારે વ્યવહાર અને અમલમાં મુકી શકાય એવા નિયમો ઘડવા જોઇએ. જે જાતની ગણત્રી હમણાં થાય છે તે બહુ અયોગ્ય છે, અને એની સત્યતા અથવા ચોક્કસપણા વિષે કોઇને શ્રદ્ધા આવે નહિ.

૨. મહેસુલ ઉઘરાવનાર જીલ્લા અમલદારોથી સ્વતંત્ર એવા સારી રીતે કેળવાયેલા ખેતીવાડીમાં કેટલાક અધિકારીઓ રાખવા જોઇએ. કર ભરનાર અને ઉઘરાવનાર વચ્ચે આનાવારી માટે મતભેદ પડે ત્યારે આ અધિકારીઓને ગણત્રી કરવા મોકલવા.

---

# પરિશિષ્ટ ૧

## અરજી

### નેકનામદાર મુંબઈ ઈલાકાના મહેરબાન ગવરનર ઇન કાઉન્સિલ સાહેબ બહાદુરની હજુરમાં મુંબઈ

જીનાબમાં, અમો નીચે સહી કરનાર ખેડા જીલ્લાના ...... તાલુકાના ...... ગામના રહીશો આપ નામદારને સવિનય નમ્રતાપૂર્વક અરજ ગુજારીએ છીએ કે:

૧. અમો સૌ નામદાર સરકારની વફાદાર રૈયત છીએ, અને અમારા નિર્વાહનું સાધન ખેતીવાડી છે.

૨. અમારી ખેતી ચાલુ સાલમાં લગભગ નિષ્ફળ નીવડી છે, એ અમારાં કમભાગ્ય છે. ચોમાસાના પાકમાંથી ખાવાના દાણા તથા ઢોરને માટે ઘાસ રૂપીએ બે આનીથી વધારે અમારા ઘરમાં આવ્યાં નથી.

૩. આવી રીતે પાક નિષ્ફળ જવાનું કારણ વરસાદની તંગી નથી, પણ અતિવૃષ્ટિ છે. પાકના વાવેતરની શરૂઆત સારી થઈ અને આશા બંધાઈ કે આ સાલ ખેતીવાડી

ઘણી સારી થશે; પણ પાછળથી પાકને કાપવાની વખતે વરસાદ સતત ચાલુ રહ્યો, અને જોઇએ તે કરતાં ઘણો જ થયો; તેથી પાક સમૂળગો નિષ્ફળ ગયો. તે સંબન્ધી વિગત નીચે મુજબ છેઃ—

૪. અમારા તરફ ચોમાસાના મુખ્ય અનાજના પાક બાજરી, જુવાર, બાવટો, કોદરા, ડાંગર છે; અને કઠોળના પાકમાં મઠ, મગ, અડદ, ગવાર વગેરે છે.

૫. બાજરીના પાકને સાધારણ રીતે વધારે વરસાદ જોઇતો નથી. અમુક અંતરે મધ્યમસર વરસાદ આવે તો સારી થાય છે અને ત્રણ માસમાં પાકી જાય છે. આ સાલ એવું બન્યું કે બાજરીનો પાક ચાલુ ધોધમાર વરસાદને લીધે અડધી આનીથી પણ કમી, બલ્કે નહિ જેવો જ થયો અને તેના પૂળા પણ પલળીને કોહી ગયા.

૬. એ જ પ્રમાણે જારનો પાક પણ છેક જ નિષ્ફળ નિવડ્યો, અને કડબનો પાક ભાગ્યે જ ચાર આની થયો છે.

૭. બાવટાના પાકને બાજરી કરતાં વધારે વરસાદ જોઇએ. તેને પણ જોઇએ તે કરતાં ચાલુ સાલમાં વધારે વરસાદ પડયો, અને બાવટો કાપી એકઠો કરવાની બિલકુલ તક મળી નહિ. એકંદરે બાવટાનો પાક બે આનીથી કમી થયો છે.

૮. કોદરાનો પાક પણ તે જ કારણથી આશરે ત્રણ આની થયો છે.

૯. છેલ્લો અનાજનો પાક ડાંગર છે. તે પાકને વધારે વરસાદની જરૂર હોય છે. આ પાક તૈયાર થયા પછી પણ વરસાદ ધોધમાર પડવો ચાલુ રહ્યો, અને તેથી કરી તે કાપવાનો તથા એકઠો કરવાનો વખત મળી શકયો નહિ. છેક દશેરા એટલે ઑકટોબરની આખર સુધી ભારે વરસાદ થયાં જ કર્યો, તેથી તૈયાર થએલો ડાંગરનો પાક ઘણી જગાએ ડૂબી ગયો, દાણા ખરી પડયા, અને પાકેલા દાણા ઉગી પણ નીકળ્યા. ઉભો પાક સતત ચાલુ વરસાદથી જમીન ઉપર સૂઈ ગયો. આ રીતે ભીના વરસાદમાં ડાંગરના પાકની વધારે સારી આશા રખાય તેને બદલે તે પણ મોટે ભાગે નિષ્ફળ ગયો. આ પાકનો અડસટ્ટો પાંચથી છ આની ગણાય છે.

૧૦. હવે આગળ ચાલતાં મઠ, મગ વગેરે કઠોળના પાક સંબન્ધમાં નિવેદન કરીએ છીએ કે જયારે જ્યારે બાજરીનો પાક નિષ્ફળ જાય છે ત્યારે મઠ ઉપર મુખ્ય આધાર રખાય છે. તે મઠના છોડ અતિ વરસાદથી પીળા પડી ગયા છે, અને તેના ઉપર સીંગો આવી નથી. ને સુકાઇ જવાની તૈયારીમાં છે. એ જ પ્રમાણે મગ અને ચોળાના કઠોળનું થયું છે. વળી ગવાર, અડદ અને વાલના કઠોળને પણ સીંગો બેસતી નથી.

અને તેના તેના પાકની કાંઈ આશા પડતી નથી. એટલે અકંદરે કઠોળનો પાક ભાગ્યે જ એક આની થશે.

૧૧. આ રીતે એકંદર સરેરાશ ગણતાં ચોમાસાનો પાક આશરે બે આની ગણી શકાય. ચોમાસાનો પાક લેવા ખાતર, બીજ, નીદામણી અને કાપણી વગેરેનું જે ખર્ચ અમોને થઇ ગયું છે તેટલી રકમ પણ અમને પાકમાંથી પાછી વળવાની નથી. અને આવી રીતે આખા વર્ષના નિર્વાહનો કોઇ આધાર અમારે રહ્યો નથી.

૧૨. દીવેલીનો પાક ઉભે છે, પણ તેને પોપટી આવી છે. ઘણી ઓછી સંખ્યામાં જીંડવાં બેઠાં છે. આ પાક ભાગ્યે જ ચાર આની થાય એવી દહેશત છે.

૧૩. આ સાલ ભારે વરસાદથી તંબાકુનો પાક જોઇએ તેવો થઇ શકયો નથી. રોપણી કેવળ નિષ્ફળ ગઇ અને જે કાંઈ જૂજ પાક રહ્યો તેનાં પાંદડાં ભારે વરસાદથી ધોવાઇ જઈ કસમાં તેમજ વજનમાં હલકાં પડી ગયાં. આ ઉપરાંત તેમાં રોગ પડયા છે. આવા સંજોગોમાં આ પાક પણ રૂપિયે ત્રણથી ચાર આની ભાગ્યે જ થશે.

૧૪. આથી પણ વધારે મુશ્કેલી ઘાસચારાની ઉભી થઇ છે. બાજરી, જુવાર, ડાંગર, કોદરા વગેરેની કડબ પલળીને કોહી ગઇ અને તેથી અમારા બળદ અને બીજાં ઢોરના ખોરાકનો કોઇ આધાર રહ્યો નથી. આ ઉપરાંત નામદાર સરકારે બીટ હરાજ કરી, તોડાવી નાંખી,

ખેતીના ઉપયોગમાં લીધાં તેથી ઢોરને જીવાડવાં અને આવતા વર્ષ ભેગાં કરવાં, આ મહા મુશીબતીની વાત થઈ પડી છે. અને ભવિષ્યમાં નામદાર સરકાર ઘાસચારો બીજેથી લાવી પુરો કરે તો જ અમારાં ઢોર બચે. તે સિવાય કાંઇ જ આધાર કે ઇલાજ અમને સુઝતો નથી.

૧૫. આ બધા ઉપરાંત ખેતરોમાં ઉંદરોનો ભારે ઉપદ્રવ થઇ પડયો છે. ભૂરા રંગના ઉંદરો અસંખ્ય પડયા છે. અને જે પાક ખેતરોમાં ઉભા છે, તેને કાપવા મંડયા છે. હાલ ખેતરોમાં કોઈ કોઈ જગાએ જૂજ કપાસ ઉભો છે. તે પાકને પણ વધારે વરસાદથી નુકસાન થયું છે. આ પાક બે-ચાર આની થાય તો અમે અમારાં પૂરણ ભાગ્ય સમજીએ છીએ. આ પાકને ઉંદરો ભારે નુકસાન કરી રહ્યા છે અને ઉભા છોડને કાપી નાંખે છે. ઉંદરોના ઉપદ્રવને લીધે કઠોળના પાકની કાંઇ જ આશા પડતી નથી.

૧૬. અમારાં આટલાં બધાં અનિવાર્ય દુઃખો ઉપરાંત હાલમાં પ્લેગ, મેલેરીઆ તાવ વગેરે રોગોનો ભારે ઉપદ્રવ ચાલી રહ્યો છે. થોડા કલાકમાં માણસો મરી જાય છે. આવા અનેક તરફથી સંકડામણના સમયમાં અમારા જીવને કોઈ પ્રકારે શાન્તિ નથી.

૧૭. આ સાલ બીજું વર્ષ છે. અને આજથી સખત ટાઢ પડવા માંડી છે, તેથી અનેકવાર હિમ પડશે, એવી

દરેકને દહેશત છે. જો તેમ થશે તો અમારી પાયમાલી થવામાં બાકી રહેશે નહિ.

૧૮. આ સાલ અમને કાળ વરસની યાદ દેવરાવે છે. જે વરસાદ સપ્ટેમ્બરમાં ખલાસ થવો જોઇએ તે ઑાક્ટોબરની આખર સુધી પડયો તેથી લીલો કાળ પડયો છે.

૧૯. અમો અરજદારો નામદાર સરકારને જે હકીકત જાહેર કરીએ છીએ તેના ખરાપણા માટે એકતરફી તપાસ નહિ કરતાં પોતાના અમલદારો તથા પ્રજાના આગેવાનો બન્નેની મારફત ખાતરી કરવાની અમો આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ, કેમકે હજી ખેતરોમાં પાક ઉભા છે.

૨૦. મહેસુલ ઉઘરાવવાનું કામ ડીસેમ્બર માસ બેસતા શરૂ કરવામાં આવે છે. તે મુદત પહેલાં મહેસુલ વસુલ કરનાર અમલદારો ઉપર સત્વર હુકમ કાઢી, ખેતીની સંપૂર્ણ તપાસ થાય, તે દરમિયાન મહેસુલ મુલતવી રાખવા તાકીદે કાઢવા આપ નામદારને અમારી ઘણી જ નમ્રતાપૂર્વક અરજ છે.

૨૧. આપ નામદાર સરકાર અમારી ઉપરની અરજ ધ્યાનમાં લઇ, મહેસુલી કાયદાના ધોરણે પાક નિષ્ફળ જવાથી જે રાહત ખેડુત લોકોને આપવામાં આવે છે, તે મુજબ મહેસુલ માફ કરી, પોતાની ઉદાર રાજનીતિ દેખાડવા કૃપાવંત થશો.

અમારી રંકપ્રજાની દાદ સાંભળી ઇન્સાફ આપવા માટે આપ નામદાર સરકારના અમો હમેશાં આભારી રહીશું. એ જ અરજ. તા. ૧૫ મી માહે નવેમ્બર, સને ૧૯૧૭.

---

## પરિશિષ્ટ ર

### કપડવણજના મામલતદારને ખુલ્લો પત્ર

#### ખેડા જીલ્લાના દૈઆપ ગામના તલાટીએ મહેસુલ ઉઘરાવવામાં ગુજારેલો જૂલમ

મે. મામલતદાર સાહેબ, કપડવણજ,

આપને નમ્રતાપૂર્વક જણાવવાનું કે તાલુકાના દૈઆપ ગામમાં જમીનમહેસુલ ઉઘરાવવાના સંબન્ધમાં અયોગ્ય પગલાં લેવાયાં છે, એવી હકીકત અમારા જાણવામાં આવવાથી તે બાબતની ચોક્કસ તપાસ કરવા માટે અત્રેથી એક પ્રતિનિધિમંડળ મોકલ્યું હતું. તેમણે ખેડુતો પાસેથી જાતે મેળવેલી બાતમી અને જુબાનીઓ ઉપરથી તે બાબતનો રીપોર્ટ રજુ કર્યો છે. આ રીપોર્ટ ઉપરી અમલદારો અને પ્રજાવર્ગ આગળ રજુ કરવાનો અમારો ઇરાદો છે. પરન્તુ અમે તે પ્રગટ કરીએ તે દરમિયાન આપને જાહેર કરવાની રજા લેઇએ છીએ કે તે ગામના તલાટીએ મહેસુલ વસુલ કરવામાં ઘણી જ ગેરરીતે અને બિનકાયદેસર આપખુદ સત્તા વાપરી છે. તેમજ તેણે ઘણી જ ગલીચ ભાષામાં લોકોને ગાળો દીધી છે.

જમીન, ઢોર, ઘર અને વળી બાયડીનાં ઘરેણાં વેચીને પણ પૈસા ભરો એવું કહ્યું છે અને લોકોને ખરે જ પોતાની જમીનો અને ઢોર વેચી, ઘર ઘરેણે મૂકી અને ભારે વ્યાજે નાણાં કરજે કાઢવાની જરૂર પડી છે. ટુંકાણમાં તલાટીએ ગરીબ લોકો ઉપર જુલમ ગુજાર્યો છે. ખેડુતોનાં ઢોર ખીલેથી છોડીને સરકારી ડબા સુધી લઇ જઈ લોકોનાં દિલમાં ત્રાસ વર્તાવ્યો છે. આ રીતે સરકારભરત ઉઘરાવવામાં તેણે ગેરકાયદેસર અને અન્યાયી પગલાં ભર્યાં છે. અને તેની લોકોએ લેખિત ફરીયાદો કરી છે. ઉપરાંત સાથે સાથે ઘણી જ જબરદસ્તીથી તલાટી પાછલી તગાવી ઉઘરાવે છે અને 'વોર લોન' અને 'અવર ડે' ફંડમાં પૈસા ભરવાનો આગ્રહ કરે છે. આવા કાઠા વરસમાં દુકાળથી પીડાતા ખેડુતોને માથે આ અસહ્ય બોજો છે. અમને ખાત્રી છે કે આપસાહેબને આવાં પગલાં લેવાનો ખ્યાલ પણ નહિ હોય, તેમ આપ આ હકીકત જાણતા પણ નહિ હો. તપાસ ઉપરથી અમને જણાયું છે કે આ વર્ષે પાક બે આની પણ ઉતર્યો નથી. છતાં પણ મહેસુલ પૂરેપૂરૂં લેવાનો આપ સાહેબે હુકમ કાઢયો છે. આ સંબંધે અમે કાંઇ કહેતા નથી. આ એક જુદો વિષય છે. પરંતુ જે રીતે વસુલાતનું કામ કરવામાં આવ્યું છે તે કેવળ ઘાતકી અને બિન-કાયદેસર છે. આપ ઘણું કરીને જાણતા હશો કે ખેડાના મે. કલેકટર સાહેબે તા૦ ૧૫મી ડીસેમ્બર ૧૯૧૭ના રોજ ના. ગોકળદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલની આગેવાની નીચેના જીલ્લાના આગેવાન ખેડુતો અને જમીનદારોના પ્રતિનિધિમંડળને ચોક્કસ

ખાતરી આપી હતી કે પાક સંબંધી ખાતરી કર્યા બાદ છેવટ હુકમ કાઢવામાં આવે ત્યાં સુધી તેઓ સાહેબે તાલુકાના આમલતદારોને સખત ઇલાજ ન લેવાનો હુકમ કાઢયો છે. આવી રીતે ખાતરી આપ્યા છતાં દેયપના તલાટીએ આવા સખ્તાઇભરેલા ઇલાજ લીધા છે અને કેવળ નિર્દય અને ગલીચ ભાષા વાપરી કામ લીધું છે એ જાણીને અમે અજાયબ થઇએ છીએ. દેયપ ઓતાડું ગામડું છે અને લોકો ઘણા જ ગરીબ અને પછાત છે. આવા સંજોગોમાં આપ સાહેબને ઘટિત છે કે આપના હાથ નીચેના નોકરો રૈયત ઉપર જુલમ ગુજારે નહિ.

આ બાબતમાં તપાસ કરવાની આપ સાહેબને ભલામણ કરીએ છીએ. આપ સાહેબ ગરીબ રૈયતને અદલ ઇન્સાફ આપી દુઃખમાંથી તારવા શા શા ઇલાજ લેવાનું દુરસ્ત ધારો છો, તે તાકીદે જણાવવા મેહેરબાની કરશો.

કઠલાલ હોમરૂલ લીગ
કઠલાલ,
તા૦ ૩ જી જાનેવારી,
૧૯૧૭.

હું છું
આપસાહેબનો આભારી સેવક,
પંડયા મથુર સુખદેવ
સેક્રેટરી

# પરિશિષ્ટ ૩

## ના. પારેખ-પટેલની અરજી

### ખેડા જીલ્લાના પ્રતિનિધિ મંડળ તરફથી કલેકટર સાહેબને રૂબરૂમાં આપેલી

ઠાસરા,

તા. ૧૫મી ડીસેમ્બર, ૧૯૧૭.

ખેડા જીલ્લાના મે. કલેકટર સાહેબ

સાહેબ,

ખેડા જીલ્લાના ખેડુતોની જાહેર સભામાં થએલા ઠરાવને માન આપી, તેમના પ્રતિનિધિમંડળને આજરોજ આપે મળવાની તક આપી છે. તેમણે અમને બન્નેને તેમના આગેવાન (Spokesmen) થવાનું માન આપ્યું છે. અને અમો પ્રતિનિધિમંડળના સદસ્યોની ઓળખાણ કરાવ્યા બાદ નીચેની હકીકત રજુ કરવાની રજા લઈએ છીએઃ—

૧. આપ સાહેબ ખેડા જીલ્લાના મહેસુલી અને વહીવટી મુખ્ય અધિકારી છો, તેથી આ જીલ્લામાં ઘણાખરા મુખ્ય પાકો નિષ્ફળ ગયા છે, અને બીજા પાકોને પણ ગમ્ભીર નુકસાન પહોંચ્યું છે, તેના પરિણામે ખેડુતવર્ગને માથે ભારે દુઃખ અને અસહ્ય વિટંબણા આવી પડી છે, તે તો આપની જાણ બહાર નહિ જ હોય. તાબાના અમલદારોનું વલણ હમેશાં ખેતીવાડીની જેટલી નિષ્ફળતા હોય, તે કરતાં ઓછી બતાવવાનું હોય છે, અને અમે માનીએ છીએ કે તેઓના તરફથી કરવામાં આવેલા રીપોર્ટો ઘણા નાસીપાસી ભરેલા જ હશે.

૨. ખેતીવાડી સાથે સંબંધ ધરાવતા માણસો છેલ્લા બે મહિના થયાં અમને અવારનવાર જણાવતા રહ્યા છે, કે આ જીલ્લામાં સઘળા પાક લગભગ નાશ પામ્યા છે, અને ખેતીવાડી કરનારી સઘળી કોમો તેમને માથે આવી પડેલા સંકટથી નિરાધાર બની ગઈ છે, તેથી આવા સંજોગોમાં તેમને ના. સરકાર પાસેથી તાકીદ આપવામાં મદદ કરવી જોઇએ.

૩. અમને અત્યાર અગાઉ જે ખબરો આપવામાં આવેલી તે બધી ખરી છે એવી અમારી ખાતરી થઈ છે. અને આપની મુલાકાત લેતા પહેલાં અમારે એ બાબતની જાતે તપાસ કરી તે વિષયની બરાબર માહિતી મેળવવી એ અમને વ્યાજબી લાગ્યું હતું.

૪. અમે કપડવણજ, નડીઆદ અને ઠાસરા તાલુકાનાં વીસ ગામોમાં ગયા હતા. તેમજ કઠલાલ, મહુધા અને

નડીઆદમાં મળેલી હજારો ખેડુતોની જાહેર સભાઓમાં અમે હાજર રહ્યા હતા. નડીઆદમાં મળેલી જાહેર સભાનું પ્રમુખપદ રા. બ. નાથાભાઇ અવિચળદાસ દેસાઇએ લીધું હતું. આ સભામાં જીલ્લાના દરેક તાલુકાના પ્રતિનિધિએ પોતાના તાલુકાના પાકોનો આબેહૂબ હેવાલ વર્ણવ્યો હતો.

૫. અમે સેંકડો ખેડુતોના લેખિત પુરાવા લીધા છે, અને દરેક તાલુકાના અસંખ્ય માણસોને મોઢેથી પાકની સ્થિતિ જાણી છે.

૬. ઉપર જણાવ્યા પ્રમાણે અમે તપાસ કરી તે ઉપરથી અમને નીચે પ્રમાણે સ્થિતિ માલૂમ પડી છેઃ—

(ક) બાજરીનો પાક અતિવૃષ્ટિને લીધે લગભગ સંપૂર્ણ નાશ પામ્યો છે. વધારેમાં વધારે આ પાક અડધી આનીથી વિશેષ નહિ હોય, અને આ નજીવો પાક પણ મીણાઇ ગયો હતો. જોકે અમારા જાણવા પ્રમાણે આજ સુધી માત્ર કોદરા જ મીણા થતા હતા. ઘણાં માણસો મીણી બાજરી ખાવાથી મરી ગયાં છે, અને કેટલાંકને ભારે મંદવાડ આવી ગયો છે.

(ખ) ડાંગરનો પાક કેટલાંક ગામોમાં પાંચથી છ આની ઉતર્યો છે, અને કેટલાંક ગામોમાં બે આની જેટલોજ થયો છે. કેટલીક જગાએ અમે જોયું કે આ પાકનો માલ હલકો અને ખરાબ થયો છે.

(ગ) કોદરાનો પાક એથી ત્રણ આની થયો છે. કોદરા એ ગરીબમાં ગરીબ માણસોનો ખોરાક છે.

(ઘ) બાવટાનો પાક બે આનીથી વધારે નથી ઉતર્યો, અને માલ બગડી ગએલો છે.

(ચ) જુવારનો પાક તદ્દન નિષ્ફળ ગયો છે.

(છ) મઠ, મગ, અડદ, ચોળા અને વાલ બધું જ નિષ્ફળ ગયું છે.

તુવેરનો પાક ઉભો છે, પણ તેમાં અનેક જાતના રોગ આવ્યા છે, અને ખેડુતોને દહેશત છે કે હિમથી તેનો પૂરો નાશ થઇ જશે. ઘણામાં ઘણો આ પાક છ આનીથી વધારે થવાનો સંભવ નથી.

(જ) કપાસના છોડ ઠીંગરાઇ ગયા છે. હજી ફુલ બેસતાં નથી. ઉંદર અને જુદા જુદા રોગો ભારે નુકશાન કરી રહ્યા છે, અને ઘણાઓએ તો આ પાકની આશા છોડી દીધી છે. કેટલેક ઠેકાણે આ પાક ત્રણ આનીથી વધારે થવાનો સંભવ નથી.

(ઝ) તલનો પાક કેવળ નાશ પામ્યો છે.

(ટ) દીવેલાના છોડને પોપટી આવી છે. અને ભવિષ્યમાં કંઇ નુકસાન ન થાય તોપણ ભાગ્યે ચાર આની પાક ઉતરે એમ લાગે છે.

(૬) તંબાકુના પાકમાં વાકુંબા, ગાંઠીઆ, ચાંગડી, ખાખરો વગેરે રોગો આવ્યા છે, અને તેથી કરી પાક ત્રણથી ચાર આની કરતાં વધારે ઉતરવાની આશા પડતી નથી.

૭. ઘાસચારાના સંબન્ધમાં અમને એમ માલુમ પડયું છે કે જુવાર સિવાયની સઘળી જાતની કડબ અને પરાળ લગભગ નકામી જેવી થઇ ગઇ છે. જુવારની કડબ ઘણી નાની રહી ગઇ છે. અને હમેશની સરાસરીના ચાર આના જેટલી ભાગ્યે જ નીવડે એમ લાગે છે.

૮. સરકારી આનાવારીના આંકડા જાણવાનું અમારી પાસે કાંઇ સાધન નથી. પરન્તુ તાબાના મહેસુલી અમલદારોના આંકડા ઘણા જ અતિશયોક્તિ ભરેલા હોય છે, એવો અમારો કડવો અનુભવ છે. અમે પાકની આંકણી કરવામાં પ્રવીણ હોવાનો દાવો કરતા નથી. પરન્તુ જો તમને એમ લાગે કે અમારી ગણત્રીનો આંકડો ઘણો ઓછો છે, તો અમે સરકારની દેખરેખ નીચે ચાલતા નડીઆદ ખેતીવાડી ખાતા તરફથી કરવામાં આવેલી ખેતીમાં ( Demonstration farm ) થયેલા પાક તરફ માનપૂર્વક આપનું ધ્યાન ખેંચીએ છીએ. અને મહેસુલી ખાતા સાથે સંબન્ધ ન ધરાવતા સરકારી અમલદારો અને ખેડુતોએ પસન્દ કરેલા કેટલાક અનુભવી ગૃહસ્થોની મારફતે, ફરીથી આંકડા તૈયાર કરાવવાની વિનંતિ કરીએ છીએ.

૯. અત્યારથી તે આવતે વર્ષે નવો પાક થાય ત્યાં સુધી ખેડુતો પાસે તેમનાં કુટુંબ અને ઢોરો માટે ભરણપોષણનાં

શાં સાધનો છે તે જાણવાના હેતુથી અમે કેટલાક ધારાળા ખેડુતોનાં ઘરોની અચાનક મુલાકાત લીધી હતી. તે જોતાં અમને એમ લાગ્યું કે તેઓની પાસે બિલકુલ અનાજ નથી, અને ઘાસચારો પણ નહિ જેવો જ છે. તેઓ મજૂરીમાંથી રોજનું રોજ અનાજ લાવી ભરણપોષણ કરે છે. પુરા બે મહિના ચાલે એટલું અનાજ કોઇપણ સ્થળે અમારા જોવામાં કે જાણવામાં આવ્યું નથી.

૧૦. આ આફત ઉપરાંત વળી મહેમદાવાદ તાલુકામાં સખત પ્લેગ ફાટી નીકળ્યો છે. અને જીલ્લાના બીજા દરેક તાલુકામાં થોડે થોડે ફેલાતો જાય છે.

૧૧. આવા સંજોગોમાં, ખેડુતો પોતાના ભવિષ્ય માટે ઘણા ચિંતાતુર બને એ સ્વાભાવિક છે, કુટુમ્બીઓ ભૂખમરાથી દુઃખી થશે, અને ઘાસચારાની તંગીને લીધે ઢોરોનો નાશ થશે, આ વિચાર તેમના હૃદયને કંપાવી રહ્યો છે. આ આપત્તિમાં રાહત મેળવવા માટે તેમને સરકાર અને પરોપકારી સદ્‌ગૃહસ્થોની ઉદારતા અને આશ્રય ઉપર આધાર રાખવો પડશે.

૧૨. છપ્પનના ભારે દુકાળ કરતાં પણ આ વર્ષની આપત્તિમાંથી પસાર થવું વધારે સખત થઈ પડશે એવો ખેડુતોને ભય છે. અનાજના ભાવો હદપાર વધી ગયા છે. શરીર ઢાંકવા કપડાં જોઇએ, તેની કિંમત આજ ચારગણી છે. ખેતીનાં ઓજારોની કિંમત તેમને ઘણી આપવી પડશે, કારણ લોઢાના ભાવો પહેલાં કરતાં પાંચગણા છે. તેમનાં ઢોરોને ભૂખમરામાંથી

બચાવવા ઘાસચારો જોઇએ; તેના ભાવો પણ ઘણા વધી ગયા છે; અને જેમ જેમ સમય જશે તેમ તેમ તે વધતા જ જશે. ઉપરાંત, આવતા વર્ષ માટે બી ઘણી ભારે કિંમત આપ્યા સિવાય મળવાનું નથી.

૧૩. ઉપર જણાવ્યા પ્રમાણેનાં કારણોને લીધે સરકાર–મહેસુલ ભરવા સંબન્ધે ખેડુતો ઘણી ચિંતામાં છે. સરકાર એ વિષે શું કરવા ધારે છે, તે સત્તાવાર જાહેર કરવાની તેઓ માગણી કરે છે. જો સઘળું મહેસુલ મુલતવી રાખવામાં નહિ આવે તો તેઓ ઘણી જ ભયંકર આપત્તિ અને સંકટમાં આવી પડશે. અનેક કારણોને લઇને શાહુકારોમાં પણ એમની શાખ ઓછી થઈ છે. લોકોને ઢોર વેચવાની અથવા જમીન ગીરો મુકવાની કે વેચવાની ફરજ પડશે, અને એ રીતે તેમનાં કુટુંબ અને ઢોરને ભૂખમરામાંથી બચાવવાનાં સાધનો ઘણાં ઓછાં થઇ જશે. આટલું કરવા છતાં પણ તેઓ જમીન-મહેસુલ ભરી શકશે કે કેમ તે તો ઘણું શંકા ભરેલું જ છે.

૧૪. કપડવણજ અને દાસરા તાલુકામાં મહેસુલ ભરવાના પહેલા હપ્તાની મુદત આજ પુરી થાય છે અને બીજા તાલુકાઓમાં તે થોડા વખતમાં શરૂ થશે.

૧૫. હાલમાં લોકો અસહ્ય સંકટના દિવસો ગુજારે છે. તેવા પ્રસંગે તેઓને ચિન્તાના ભારમાંથી મુક્ત કરવા સરકારે જેમ બને તેમ તાકીદે ઇલાજ લેવા એ તેમની ફરજ છે.

૧૬. અમે ભલામણ કરવાની રજા લઈએ છીએ કે મહેસુલના સંબંધમાં ના. સરકાર પ્રજાને નીચે પ્રમાણે રાહત આપવા મહેરબાની કરશેઃ—

(અ) ધારાળા, વાઘરી, ઢેડ અને બીજા પછાત વર્ગના ખેડુતોનું મહેસુલ તદ્દન માફ કરવું.

(બ) રૂપીઆ ૩૦) અને તેથી ઓછું મહેસુલ ભરનાર દરેક વર્ગના ખેડુતનું મહેસુલ માફ કરવું.

(ક) આવતા વર્ષનો પાક તૈયાર થાય ત્યાં સુધી બીજા સઘળા ખેડુતોનું મહેસુલ મુલતવી રાખવું.

૧૭. ઉપર કરેલી ભલામણો ધ્યાનમાં લઇ આપ એકદમ કોઈ પણ ઠરાવ ઉપર આવી શકો એમ નહોય તો આપનો છેવટનો ઠરાવ જાહેર થાય ત્યાં સુધી અને ત્યાર પછી પણ એક પખવાડીઆ સુધી, મહેસુલ ઉઘરાવવા માટે કોઇ પણ જાતના સખ્તાઇના ઇલાજો લેવામાં ન આવે એવી જાતના હુકમો કાઢવાની મહેરબાની કરશો એવી અમારી વિનંતિ છે. આ બાબત ઉપર વિચાર ચલાવવામાં આવતો હોય તે વખતે સખ્તાઇના ઇલાજો લેવા એ તો ગેરવ્યાજબી જ કહેવાય. આવા કઠણ સમયમાં, સરકારધારો ભરવા પૈસા મેળવવા માટે પખવાડીઆની મુદત આપવી એ કાંઈ વધારે ન કહેવાય.

૧૮. ખેતીવાડી કરનારી પ્રજા પ્રત્યે અમો સારી લાગણી ધરાવીએ છીએ, તેમજ આપની પાસે આગ્રહપૂર્વક માગણી

કરીએ છીએ, તેના પૂરાવામાં અમો આપને જણાવવાની રજા લઇએ છીએ કે આ પ્રતિનિધિમંડળના ઘણા ગૃહસ્થો જમીનદારો છે, અને તેઓ ના. સરકાર જેટલા અને જેવા પ્રમાણમાં રાહત આપવાની મહેરબાની કરશે તેટલા અને તેવા જ પ્રમાણમાં તેઓ પોતના ખેડુતોને રાહત આપવા તૈયાર છે. નડીયાદ, મહુધા અને કઠલાલમાં મળેલી જાહેર સભાઓમાં ખેતી નહિ કરનાર જમીનના માલિકો હાજર હતા, અને તેઓએ જાહેર રીતે તેવી સંમતિ દર્શાવી છે.

૧૯. મહુડાનો કાયદો ખેડા જીલ્લાને લાગુ પાડવામાં આવ્યો છે તે સંબન્ધમાં અમે આપનું ધ્યાન ખેંચવા ઇચ્છીએ છીએ. આ સંબન્ધમાં સરકારની રાજનીતિની ચર્ચામાં અમે લેશ માત્ર ઉતરવા માગતા નથી. પણ અમારી એવી દૃઢ માન્યતા છે કે ના. સરકાર તા. ૧૫મી જુલાઇ પછી સને ૧૯૧૮ની સાલ આખર સુધી જો આબકારી કાયદાની મહુડાને લગતી કલમમાંથી આ જીલ્લાને મુક્ત કરે તો લોકોનું દુઃખ મોટા ભાગે ઓછું થશે, અને તેઓનું અને તેઓનાં ઢોરનું જીવન ટકાવી રાખવામાં તે મદદરૂપ થઇ પડશે. આ માટે અમે આપને આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ, કે અમારી માગણીને આપ સંપૂર્ણ ટેકો આપશો.

૨૦. મહુડાનાં સંખ્યાબંધ ઝાડો કપાતાં જોઇને અમને અસહ્ય દુઃખ થાય છે. મહુડા ઉપર કાયદો લાગુ થયો તેનું એ પરિણામ છે. મહુડાના કાયદાનો વિચાર ન કરતાં બીજી દૃષ્ટિથી જોતાં પણ અમને લાગે છે, કે મહુડાનાં ઝાડનાં ફળ

અને પુલની ઉત્પન્ન ગરીબ લોકોને ઘણી મદદરૂપ થઇ પડે છે, અને જીલ્લાની આબાદાનીમાં પણ કાંઇક અંશે તે ટેકારૂપ છે. અમે આપને ભલામણ કરીએ છીએ કે મહુડાનાં ઝાડને કાપી નાંખી નાશ કરવામાં આવે છે, તે અટકાવવા અને તેમ કરવાનું તેમને કાંઇ કારણ ન રહે, તે માટે ચાંપતા ઇલાજ લેવા આપ બનતો પ્રયાસ કરશો.

૨૧. અમે ઉપરની સામાન્ય માગણીઓ બધા તાલુકાઓને માટે કરી છે. તેથી અમે આપને એમ કહેવા નથી માગતા કે બધા તાલુકાઓની સ્થિતિ એક સરખી જ છે. અલબત્ત પાકની નિષ્ફળતાનું પ્રમાણ ઓછું વધતું છે, પરન્તુ સારામાં સારો પાક ઉતર્યો હોય એવા તાલુકાની સ્થિતિ ધ્યાનમાં લેતાં પણ અમને લાગે છે કે અમે આપને ભલામણો કરી છે તે મુજબ પ્રજાને રાહત મળવાની ખાસ જરૂર છે.

૨૨. છેવટમાં, અમારી સઘળી હકીકત ઘણી લાંબી હોવા છતાં, ધીરજથી સાંભળવા માટે, અને પ્રતિનિધિમંડળના ગૃહસ્થો સાથે આપના સભ્ય વર્તન માટે અમે આપનો અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

લી. સેવકો,

(સહી) ગોકળદાસ ક. પારેખ

(સહી) વિઠ્ઠલભાઇ ઝ. પટેલ

---

# પરિશિષ્ટ ૪

## સરકારી યાદી

ખેડા જીલ્લાની ખેતીવાડીને લગતી સ્થિતિ વિષે કેટલીક ગેરસમજુત ઉત્પન્ન થએલી હોવાથી, તેના સંબન્ધમાં પ્રજાની જાણ માટે નીચેની યાદી બહાર પાડવામાં આવી છે:—

### જીલ્લામાં ખેતીવાડીની સ્થિતિ:

ચોમાસામાં પાછલા મહિનામાં ભારે વરસાદ પડવાથી ખેડા જીલ્લાના કેટલાક ભાગોમાં બાજરીના પાકને ઘણું નુકસાન થયું હતું. તેમજ બાવટા તથા કોદરાનો કેટલોક પાક નાશ પામ્યો હતો. આ પાક ગરીબોનો મુખ્ય ખોરાક છે. વળી ચોમાસુ પાક ભેગા વવાતા તુવેર સિવાયના બીજા પાકોને ઉંદરોએ નુકસાન કર્યું હતું. કેટલાક ભાગોમાં કાપણીને લાયક તૈયાર થઇ આવેલા ડાંગરના પાકને પાછલા વરસાદથી નુકસાન પહોંચ્યું હતું. તેમજ તંબાકુ અને રૂના પાક ઉપર પણ તેની માઠી અસર થઇ હતી. બીજા ભાગોમાં તલ તથા પાછળથી રોપવામાં આવેલા પાકો ઘણા સરસ અને ડાંગરનો પાક અસાધારણ સરસ છે. રૂના ભાવો હાલ ઘણા ઉંચા છે, એ જાણીતું છે, અને જે તાલુકાઓમાં આ પાક

થાય છે, ત્યાંના ખેડુતોને બેશક એક સરખો લાભ થયો છે. જીલ્લાની મહેસુલ સંબન્ધીની સ્થિતિ ઘણી ઉત્તમ છે, અને આગલી સાલમાં મુલતવી રાખવામાં આવેલી મહેસુલ પૈકી માત્ર માતર તાલુકામાં રૂા. ૨૩,૨૫૧ની બાકી સિવાય, આખા જીલ્લામાં બીજે ક્યાંય પણ પાછલી બાકી રહી નથી. એકંદરે જીલ્લાની સ્થિતિ કે પાકોને થયેલું નુકસાન એવાં નથી કે જેથી આ વર્ષે મહેસુલ માફ કરવાનું વ્યાજબી કહી શકાય. છતાં મહેસુલ મુલતવી રહે તેવા સંજોગો છે, અને તેથી નુકસાન પામેલા વિસ્તારોની કલેક્ટર **મી. નામજોશીએ** સંભાળપૂર્વક તપાસ કરી હતી.

## રાહત :

પાક કેટલી આની ઉતર્યો છે, તેની કરવામાં આવેલી આંકણી ઉપરથી નડીઆદ, કપડવણજ અને મહેમદાવાદ તાલુકામાં અતિવૃષ્ટિથી અને માતર તાલુકાનાં સાત ગામડાઓના વિસ્તારમાં રેલથી નુકસાન પહોંચ્યું હતું. તેથી ત્યાં થોડુંક મહેસુલ મુલતવી રાખવાનું વ્યાજબી કારણ છે. કલેક્ટરે પોતાને મળેલી વિગતોની સંભાળપૂર્વક તપાસ અને ચોકસી કર્યા પછી નડીઆદનાં ૪૦, કપડવણજનાં ૩૪, અને મહેમદાવાદનાં ૩૦ ગામોની મહેસુલ મુલતવી રાખવાની પરવાનગી આપી હતી. મુલતવી રાખવામાં આવેલી મહેસુલની રકમ રૂા. ૧,૭૫,૮૬૮ છે. આ રકમ આખા જીલ્લાની મહેસુલના ૭.૪ ટકા અને સંકટમાં આવી પડેલા ત્રણ તાલુકાઓની મહેસુલના આશરે ૨૦ ટકા જેટલી છે.

માતર તાલુકાનાં ઉપર જણાવેલાં સાત ગામોના ૧૦૬૩ એકર જેટલા વિસ્તારમાં રેલથી નુકસાન પહોંચ્યું છે. અને પ્રત્યેકની વિગતવાર તપાસ કર્યા બાદ ' સ્થાનિક આફતને લગતા કાનુનો 'ની રૂએ મહેસુલ માફ કરવા અને મુલતવી રાખવાના નિયમોને ધોરણે ખાસ વિચાર કરવામાં આવશે. ઠાસરા અને કપડવણજ સિવાયના બધા તાલુકાઓમાં જમીન-મહેસુલના પહેલા હપ્તાની મુદત પહેલાં એક પખવાડિયું આગમચ કલેકટરના હુકમો પસાર કરવામાં આવ્યા હતા, અને તે અગાઉ સખ્તાઇના કાંઇપણું ઇલાજ લેવામાં આવ્યા નહોતા.

## પ્રજાના પ્રયાસો :

મહેસુલ વિશેષ મુલતવી રાખવા તથા માફ કરવા માટેની હિલચાલ ઉભી કરવામાં આવી, અને હોમરૂલ લીગની સ્થાનિક શાખા તરફથી જીલ્લાનાં ગામડાઓમાં મોટી સંખ્યામાં છાપેલી અરજીઓ વહેંચવામાં આવી હતી. આ અરજીઓ ના. મુંબઇ સરકારને કરવામાં આવી હતી. તેમાંની કેટલીક નકલો કલેકટર ઉપર પણ મોકલવામાં આવેલી. કલેકટરે અરજદારોને ખબર આપી હતી કે : " આ બાબતનો ફડચો કરવાની મને સત્તા છે, અને તે ઉપર હું ધ્યાન આપી રહ્યો છું. " કલેકટરે ઓનરેબલ મી. ગો. ક. પારેખ અને ઓનરેબલ મી. વિ. ઝ. પટેલની આગેવાની હેઠળ જીલ્લાના ખેડુતોના પ્રતિનિધિમંડળની મુલાકાત લીધી હતી. તે વખતે કલેકટરની પાસે કેટલીક માગણીઓ કરવામાં આવી હતી.

ક્લેક્ટરે પ્રતિનિધિમંડળને કહ્યું હતું, કે મહેસુલ માફ કરવાનું બની શકે તેમ નથી, પણ જ્યાં વ્યાજબી જણાશે ત્યાં મુલતવી રાખવામાં આવશે. તેઓએ વળી વચન આપ્યું હતું કે જમીનમહેસુલ ઉઘરાવવા અથવા મુલતવી રાખવાના છેવટના હુકમો બહાર પાડવામાં આવશે, ત્યાં સુધી સખ્તાઈના ઇલાજો લેવામાં આવશે નહિ. તે પછી થોડા દિવસમાં આનાવારીનાં પત્રકો તેમને મળ્યાં. અને તે ઉપરથી તેમણે ઉપર જણાવ્યા મુજબના હુકમો બહાર પાડયા.

## ગુજરાત સભાનું અવિચારી અને તોફાની પગલું :

'ગુજરાત સભા'ના કાર્યક્ષેત્રનું મથક અમદાવાદ છે, અને તેના ઘણાખરા સભાસદો ખેડા જીલ્લામાં નહિ, પણ અમદાવાદમાં જ રહે છે, એવું માનવામાં આવે છે. તેણે ત્યાર બાદ ના. સરકાર ઉપર અરજીઓ અને તારના સંદેશા મોકલવાનું શરૂ કર્યું. આ સભાએ તા. ૧૦મી જાન્યુઆરી સુધી ક્લેક્ટર કે કમિશનરને અરજી કરવાનો, અથવા તો તેમની મુલાકાત લેવાની માગણી કરવાનો બિલકુલ પ્રયાસ કર્યો નહોતો. વળી સભાએ ખેડા જીલ્લાના ખેડુતો જોગ એક જાહેર ખબર પ્રગટ કરી જણાવ્યું હતું કે : "મુંબઇ સરકારે હજી કશો જવાબ આપ્યો નથી, તેથી જેઓનો પાક સદંતર નાશ થયો હોય, યા જેઓનો ચાર આની કરતાં વધુ થયો ન હોય, તેઓએ જમીન મહેસુલ ભરવાનું તહકુબ રાખવું." સભાને જરૂર ખબર હશે, કે તેણે ક્લેક્ટરને બિલકુલ લખ્યું નહોતું; તેમ આ અમલદારને આ સંબન્ધમાં

સંપુર્ણ સત્તા હતી, અને ખરી રીતે તેના છેવટના હુકમ બહાર પડી ચુક્યા હતા. **સભાએ આથી ખેડુતોને કલેક્ટરના હુકમનો અનાદર કરવાની, અથવા આદર કરવાનું મુલતવી રાખવાની, જાણી જોઇને સલાહ આપી હતી. સરકાર આ પગલાને અવિચારી અને તોફાની લેખ્યા વિના રહે નહિ.**

**સરકારની ખોટી દિલસોજી અને ધમકી**

જે સખસોને જમીન મહેસુલ ભરવાનું ફરમાવવામાં આવ્યું છે, છતાં **ભરતા નથી, તેઓ સામે જમીન મહેસુલ કાયદાની ૧૪૮મી કલમ મુજબ વખતસર કામ ચલાવવામાં આવશે.** ખેડુતોના પાકને નુકસાન થયું છે, તેઓ તરફ સરકારની સંપૂર્ણ દિલસોજી છે, અને તેઓ ઇચ્છે છે કે, મહેસુલના નિયમોને અનુસરી આ સંબંધમાં બરાબર વર્તવામાં આવે. અને સરકારને ખાતરી છે કે, આખા જીલ્લામાં સંભાળપૂર્વક પુરતી તપાસ પછી જ કલેકટરે પોતાના હુકમો કાઢયા છે.

આ **ધનવાન** અને **આબાદ જીલ્લામાં** જમીન **મહેસુલ ઉઘરાવવાના કામમાં ઉશકેરણીથી ઉભી કરવામાં આવેલી,** અને **જીલ્લા બહારના માણસોથી ચાલતી, રાજદ્વારી ચળવળની ડખલ ના. સરકાર ચાલવા દેશે નહિ.** *

---

*આ યાદીમાં કરવામાં આવેલાં મથાળાં લેખકનાં છે.

# પરિશિષ્ટ ૫

## સરકારી યાદીનો જવાબ

### ગુજરાત સભાએ આપેલો

મુંબઇ સરકારે તા. ૧૬મી જાન્યુઆરીના રોજ ખેડા જીલ્લામાં પાકની મુશ્કેલીઓના સંબંધમાં બહાર પાડેલી યાદીમાં સરકાર તથા સરકારી અમલદારોએ સમયોચિત ફરજ બજાવી છે એવી પ્રજાના મન ઉપર છાપ પાડવાનો ચોખ્ખો આભાસ છે.' તે સાથે એ યાદીમાં ગરીબ અને સંકટમાં સપડાએલા ખેડુતવર્ગને માટે જાહેર સંસ્થાઓ તરફથી કરવામાં આવેલા નિઃસ્વાર્થ પ્રયત્નો સામે અયોગ્ય હુમલો કરવામાં આવ્યો છે. તેથી આ સભા તેના પ્રત્યુત્તરમાં નીચેની યાદી પ્રગટ કરવાનું આવશ્યક ધારે છે. જોકે તેમ કરવામાં સરકારની માફક 'પ્રેસનોટ'માં દાખવેલ મિજાજ અને ગુસ્સાના આવેશનું ધોરણ અખત્યાર કરવાની સભાની ઇચ્છા નથી.

**સભાના સભ્યોની અંગત તપાસ**

સને ૧૯૧૭ના નવેમ્બર માસમાં ખેડા જીલ્લામાં પાક અને ઘાસચારો નિષ્ફળ ગયાથી આવી પડેલા સંકટ વિષે

ભારે ખૂગાટ કરવાનું ખેડુતોને કારણ મળ્યું. આથી, ત્રીશ વર્ષથી ગુજરાતના રાજકીય, આર્થિક, ઔદ્યોગિક અને સામાજિક ઉત્કર્ષમાં પ્રગતિ કરનારી 'ગુજરાત સભા'ની તેમણે મદદ લીધી. આ સભાનું કાર્યક્ષેત્ર માત્ર અમદાવાદ જ નહિ, પણ સમસ્ત ગુજરાત છે; અને વાસ્તવિક હકીકત અધિકારીઓની ધ્યાન ઉપર લાવવાના હેતુથી, ખેડા જીલ્લાના જુદા જુદા તાલુકાઓનાં ગામોની તપાસ કરવા માટે આ સભાએ તા. ૮મી ડીસેમ્બર ૧૯૧૭ના રોજ એક મંડળ નીમ્યું. આ મંડળે એકંદર ૨૦૦ સ્થળોએથી પાકની હકીકત મંગાવી. ઉપરાંત ના. પારેખ અને ના. પટેલ સાથે એ મંડળના સભ્યો પણ ડીસેમ્બર માસમાં તપાસ કરવા ગયા હતા. તેઓએ ખેતરોમાં પાકની તપાસ કરી હતી એટલું જ નહિ પણ ખેડુતોનાં ઝુંપડાંમાં જઇને ખેડુતોની ખરેખરી હાલત વિષે જાતમાહિતી મેળવી હતી અને ખેડુતોની જુદાં જુદાં ગામોમાં મળેલી સભાઓમાં હાજર પણ રહ્યા હતા. સભાઓમાં અસંખ્ય ખેડુતોએ પાક નિષ્ફળ જવાથી આવી પડેલા સંકટની હકીકતો વર્ણવી હતી, અને કેટલાકે પોતાના લેખિત પુરાવા રજુ કર્યા હતા. આ ઉપરાંત સભાના એક મંત્રી અને કેટલાક સભાસદો ખેતીની મોસમમાં ખેડા જીલ્લામાં રહ્યા હતા, તેથી ખેતી વિષેની સ્થિતિથી તેઓ બરાબર વાકેફ હતા.

સરકાર પોતાની યાદીમાં કબુલ કરે છે, કે વણસેલા ભાગોમાં બાજરીને ઘણું નુકસાન પહોંચ્યું છે. પરંતુ ગરીબોના ખાસ ખોરાક—બાવટો અને કોદરા—ને તે ઓછું

નુકસાન થવાનું જણાવે છે. તુવેર અને પાછોતર પાક સામાન્ય સારા અને ડાંગર અસાધારણ સરસ પાકયાનું કહે છે. સભાની માન્યતા પ્રમાણે આ હકીકત ખરી નથી. સભાએ મેળવેલી ખાતરી પ્રમાણે વસ્તુસ્થિતિ નીચે પ્રમાણે છે:

૧. ચોમાસુ પાક—બાજરી, જુવાર, કોદરા, બાવટો–લગભગ નિષ્ફળ ગયા છે. કોઇક ભાગમાં બાજરી થઇ છે, પણ તે મીણાએલી છે.

૨. ડાંગરનો પાક સામાન્ય વર્ષના પ્રમાણમાં છઠ્ઠા ભાગનો ગણી શકાય.

૩. બાજરી અને સુંઢીઆના પુળા તથા ડાંગર અને કોદરાનાં પરાળ કોહી ગયાં છે. જે કાંઈ જુજ બચ્યું છે તે ભાગ્યે જ એક માસ ચાલે તેટલું છે.

૪. ઉપરાંત, ઉંદરના ઉપદ્રવથી જે કાંઇ શેષ હતું, તે નષ્ટ થયું છે. હજી ઉંદર તુવેરના ઉભા પાકને નુકસાન કરી રહ્યા છે, તેથી આ પાકની આશા ત્રણ આનીથી વધારે ધારી શકાય નહિ.

૫. તંબાકુનો પાક હીંગરાઇ ગયો છે. તેમાં ગાંઠીઆનો રોગ પડયો છે.

૬. કપાસ અને દીવેલાને પણ આવા જ રોગો લાગુ પડયા છે. અને આકાશમાં વાદળાં રહે છે તેથી જે કાંઇ થોડા પ્રમાણમાં પાક બચ્યો છે, તે નાશ પામવાનો ભય છે.

## અમલદારોની અદ્ધર તપાસ

મહેસુલી ખાતાના અમલદારોના હેવાલો કરતાં, સભાએ મેળવેલી માહિતી વધારે વજનદાર હોવાની આ સભા ખાતરી આપે છે. મહેસુલીખાતાના ન્હાના ન્હાના નોકરોની સામાન્ય માન્યતા હોય છે, કે જમીન મેહેસુલ વધારેમાં વધારે ઉઘરાવવા માટે અતિ રંગીલાં વર્ણનોના આધારે પાકના અંદાજ કઢાય છે. આથી આ લોકોને હાથે મુકાએલા આનાવારીના આંકડા ભરોસાપાત્ર કહી શકાય નહિ.

સરકારી યાદીમાં લખ્યું છે કે 'આખા જીલ્લામાં' કલેકટર સાહેબે ખેતીની સ્થિતિ વિષે 'સંભાળપૂર્વક' તપાસ કરી છે. પરન્તુ સભાને ટીકા કર્યાં વગર નથી ચાલતું, કે મોટરમાં બેસી ઝપાટાબંધ હંકારી જતાં જોએલા પાક ઉપરથી કે ડેરાતંબુ ઠોકી કરવામાં આવેલા મુકામની પાસેના ખેતરોમાં ઉંચી નજરે જોઇ લીધાથી મેળવેલી માહિતીને 'સંભાળપૂર્વક' કરેલી તપાસ ન કહેવાય. તેમ રેલ્વે ગાડીમાં મુસાફરી કરતાં દૃષ્ટિએ પડતાં ખેતરોની સ્થિતિ જોવાથી પણ સમસ્ત જીલ્લાના પાક સંબંધી પૂરો ખ્યાલ કોઇ કાળે આવી શકે નહિ.

## ના. પારેખ-પટેલ સાથે સામેલગીરી

સને ૧૯૧૭ના ડીસેમ્બરની તા. ૧૫ મીએ ના. પારેખ-પટેલે હાસરા મુકામે લીધેલી મુલાકાત દરમીયાન પણ આ સભાએ યથેષ્ટ સહાય કરી હતી. સરકાર તરફથી મહેસુલ મુલતવી રાખવા વિષે કાંઇ ખબર ન મળવાથી, સભાએ તા.

૧ લી જાન્યુઆરી ૧૯૧૮ ના રોજ એક વિજ્ઞાપનાપત્ર સરકારને લખ્યો. તેમાં ખાસ કરીને જમીન મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવા તથા મુખી તલાટીઓએ પાકની આનીઓની અસલ ગણતરીમાં વધારો કર્યા બાબતની ખેડુતોનો ફરિઆદ બાબતમાં તપાસ કરવા વિનંતિ કરવામાં આવી હતી. આ પછી તરત જ સભાની જાણમાં આવ્યું કે મહેસુલ ઉઘરાવવામાં ઘણી ગેરવ્યાજબી સખતાઇ કરવામાં આવે છે. તે ઉપરથી સભાએ મુંબઇ સરકારને તારથી વિનંતિ કરી, કે સરકારને કરવામાં આવેલી અરજીઓનો નિકાલ ન થાય ત્યાં સુધી મહેસુલ ઉઘરાવવાનું કામ બંધ રાખવામાં આવે. ઉપર જણાવેલ વિજ્ઞાપનાપત્રનો કે તારનો જવાબ સરકાર તરફથી મળ્યો નહિ. આ વિષયમાં સભાએ વિજ્ઞાપનાપત્રો અને તારો મોકલવા માંડયા એવી 'પ્રેસ નોટ' માં સરકારે કરેલી ટીકા વાંચતાં ઘણો અચંબો ઉપજે છે. કેમકે 'પ્રેસ નોટ' બહાર પડતાં સુધીમાં તો માત્ર એક અરજી અને એક તાર કરવામાં આવ્યો હતો.

## પ્રજાને ખબર આપવાની આવશ્યકતા

સભાને લાગ્યું કે દિન પર દિન સ્થિતિ અસહ્ય થતી જાય છે, તે ઉપરથી સભાએ તાત્કાલિક રાહત માટે કામચલાઉ હુકમ મેળવવાના હેતુથી ઉત્તર વિભાગના કમિશનરની મુલાકાત લેવાનો સંકેત કર્યો અને સાથે સાથેજ અધીરા અને આતુર બનેલા ખેડુતવર્ગની શાન્તિ અને જાણ માટે તેને આગલે દિવસે સભાના મંત્રીઓએ પ્રજાને નીચેની ખબર આપી:

## ખેડા જીલ્લાની પ્રજાને ખબર

ખેડા જીલ્લાનાં જુદાં જુદાં સ્થળો તરફથી પુછવામાં આવે છે કે વીઘોટી મુલતવી રહેવાની હીલચાલ સંબંધી શું થયું, અને રેવન્યુ ખાતા તરફથી વીઘોટી માટે તાકિદ થાય છે, તે સંબંધે તેમણે શું કરવું. આ સંબંધમાં જણાવવાનું કે મુંબઈ સરકાર તરફથી હજી સુધી જવાબ મળ્યો નથી. જ્યાં સુધી મુંબઈ સરકારનો છેવટનો ઠરાવ માલુમ નથી પડયો ત્યાં સુધી જેમનો પાક મુદ્દલ ન થયો હોય, અગર ચારઆનીથી વધારે ન થયો હોય, તેમણે હાલ વાટ જોવી અને વીઘોટી ભરવાનું મુલતવી રાખવું, એ સલાહભરેલું છે.

## કમિશનરનો ક્રોધ

સભાના પ્રતિનિધિમંડળની મુલાકાતનો સમય અને તારીખ પુછાવવાના પત્ર સાથે, ઉપરની જાહેર ખબરની એક નકલ કમિશનર સાહેબને બીડવામાં આવી હતી. કમિશનર સાહેબે પ્રતિનિધિમંડળની મુલાકાત લેવાની માગણી સ્વીકારી નહિ. તેમણે જણાવ્યું કે: બીજા કોઇને મળવા તેઓ માગતા નથી; માત્ર સભાના મંત્રીઓ સાથે વાત કરશે. કમિશનર સાહેબે સભાના મંત્રીઓ સાથે ખેડા જીલ્લાની ખેતીવાડીની સ્થિતિ વિષે કાંઇ જ ચર્ચા કરવા ના પાડી. માત્ર સભાએ કાઢેલી જાહેર ખબર પાછી ખેંચી લેવા જણાવ્યું. અને તેમ કરવામાં નહિ આવે તો, જાહેર ખબર વિષે પોતાની ખાસ ટીકા સાથે સરકારમાં રીપોર્ટ કરશે અને ભવિષ્યમાં સભાને અમાન્ય કરવામાં આવશે એમ કહ્યું. સભાએ કમિશનરનું આ વલણ નાપસંદ કર્યું. અને તે વિષે વ્યવસ્થાપક મંડળે કરેલા ઠરાવની નકલ તેમને બીડી આપી. (એ નકલ માટે જુઓ પરિશિષ્ટ ૧૦)

મુંબઇ સરકારને કરેલી અરજીના સંબંધમાં રેવન્યુ મેમ્બર સભાના પ્રતિનિધિમંડળની મુલાકાત લે, એવી ભલામણ કરવા, તા. ૧૬મી જાન્યુઆરીના રોજ સભાએ મુંબઈ સરકારના મુખ્ય મંત્રીને, એક પત્ર લખ્યો. પણ સભાને કૃપાની રાહે તા. ૧૯ મીએ જે જવાબ મળ્યો તેમાં 'પ્રેસનોટ' જોઇ લેવાની સુચના કરવામાં આવી! જોકે 'પ્રેસનોટ'ની એક નકલ સરખી તે સાથે બીડવાની તસ્દી લેવાનું સરકારને ઉચિત લાગ્યું નહિ!!

## ખેડા જીલ્લા સાથે ગુજરાત સભાનો સંબંધ

યાદીમાં કરેલી ટીકા વિષે સભાનું એવું માનવું છે, કે જાહેરજીવન ગાળનાર સર્વ વ્યક્તિઓએ જાહેરપ્રજા તરફથી પ્રત્યેક અધિકારીને એકના એક મુદ્દા માટે મળવું જરૂરનું નથી. ના. પારેખ–પટેલની સાથે આ સભાના કેટલાક સભાસદોએ કલેકટરની મુલાકાત લીધી હતી, અને તેથી આ સભાને કલેકટરને એ મુદ્દા સારૂ પુનઃ મળવાની ખાસ જરૂર નહોતી. સભાએ તા. ૧૦મી જાન્યુઆરી પહેલાં કમિશનરની મુલાકાત લેવાની વિનંતિ કરી હોત, તો તેઓ સાહેબના વલણમાં ફેર પડત કે કેમ તે કહી શકાતું નથી. સભાનું મુખ્ય મથક અમદાવાદમાં છે તેથી ખેડા જીલ્લાની પરિસ્થિતિ જાણવા તે શક્તિમાન નથી એ દલીલ તદ્દન ભૂલભરેલી છે; કેમકે આખા ગુજરાત માટે આ સભા હિત ધરાવે છે. આ સભાના સભાસદો ખેડા જીલ્લાના વતની છે એટલું જ નહિ, પણ તેમની માલમિલ્કત અને તેમનાં સગાંવહાલાં પણ ખેડા જીલ્લામાં છે. કલેકટરના હુકમને

અમાન્ય કરવા સભાએ જાણીબુજીને સલાહ આપી, એ કથનમાં કાંઈ જ સત્ય નથી. જેમનો પાક સર્વથા નાશ પામ્યો હોય, અથવા ચાર આનીથી કમી થયો હોય, તેઓને સરકારના છેવટના નિર્ણય સુધી મહેસુલ ભરવાનું મુલતવી રાખવા સુચવવું, એ કાંઈ કલેકટરના હુકમનો અનાદર કરવા કે આદર કરવામાં ઢીલ કરવા માટે કહેવામાં આવ્યું, એમ માની શકાય નહિ. સભાએ પ્રગટ કરેલી જાહેર ખબરનો આવો અનર્થ કરવામાં આવે છે, તે સરકારને માટે શોભાભરેલું નથી. જાહેર ખબર પ્રગટ કરવામાં સભાનો હેતુ તદ્દન શુદ્ધ હતો, અને આવી ગંભીર બાબતમાં સ્વતઃ સરકાર દુઃખી ખેડુતોની દયા લાવી, પુરી તપાસ કરી, ધનધાન્યરહિત ખેડુતોને સંપૂર્ણ ન્યાય આપશે, એવી દઢ માન્યતાને લીધે જ સભાએ તે ઠરાવ ઘડયો હતો; નહિ કે તેણે મહેસુલ ઉઘરાવવામાં આડે આવવા તેમ કર્યું હતું. એ ખબર પ્રગટ કરતાં પહેલાં સભાને એવી હકીકતો મળી હતી કે મહેસુલ ખાતાના નાના નોકરો તરફથી ખેડુતો ઉપર અયોગ્ય દબાણ થાય છે, અને તેથી લોકોને પોતાની જમીન અને ઢોર વેચીને મહેસુલ ભરવાની ફરજ પડે છે. આથી તેમને યોગ્ય સુચન કરવું, એ સભાને પોતાની સર્વોત્કૃષ્ટ ફરજ સમજાઇ હતી. સભા દઢતાપૂર્વક અને સ્પષ્ટ જણાવે છે કે મહેસુલ ન ભરવા ખેડુતોને ઉશ્કેરવાનો, કે સરકારના ધારાધોરણ મુજબ જે લોકો મહેસુલ ભરવાને લાયક છે, તેમણે ન ભરવાની ચળવળ ઉભી કરવાનો સભાનો લેશમાત્ર પણ ઉદ્દેશ નહોતો.

## દાદ માટેની અરજી પણ રાજકીય હીલચાલ!

રાજકીય હિલચાલ સાથે ખેતીની વિપત્તિઓને લગતી અરજને મિશ્રિત કરવાનો સરકારનો હેતુ, આ સભાને બહુ વિચિત્ર લાગે છે. ખેડા જીલ્લાની પરિસ્થિતિનું તેના યથાર્થ રૂપમાં જ નિરૂપણ થવું જોઇએ. રાજકીય ચળવળ કે ખેડા માટે સામાન્ય રિવાજ મુજબ "ધનવાન અને આબાદ" કરી તેની માગણીને ઉડાવી દેવી ન જોઇએ. આવા ફળદ્રુપ મનાતા પ્રદેશો વિપત્તિઓને લીધે અવળી દશામાં આવી પડે છે, એવું આજકાલ ઘણેભાગે જોવામાં આવે છે. ખેડાની "ફળદ્રુપતા અને સમૃદ્ધિ"નું કથન ખોટું પાડવા ગયાં ૪૦ વર્ષમાં થએલો ૧૧ ટકાનો વસતિનો ઘટાડો પુરતો પુરાવો છે. છપ્પનીઆના ભયંકર દુકાળ પછી સને ૧૯૧૧-૧૨ અને ૧૯૧૫-૧૬નાં માઠાં વર્ષોના પરિણામે ખેડુતો તદ્દન સાધન-રહિત અને દીન દશામાં આવી પડ્યા છે.

### સમાલોચના

યાદીમાં જણાવ્યું છે કે ના. ગવરનર ઇન કાઉન્સિલ સંકટમાં આવી પડેલા ખેડુતો પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવે છે. આંથી અમે ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ કે 'લૅન્ડ રેવન્યુકોડ'ની ૮૫ મી કલમની પુરવણીમાં ઠરાવ્યા પ્રમાણે પાક અને ઋતુનો વિચાર કરી હપ્તાની મુદ્દત ફેરવવાની જરૂર પડે તો કમિશનરની મંજુરી મેળવી જીલ્લા કલેક્ટર ફેરફાર કરી શકે છે. ઉપરાંત સરકારના હુકમો મુજબ ખેડુતોની

સ્થિતિ બગડવા દેવી ન જોઇએ. અને જો હપ્તાની મુદત પ્રતિકૂળ જણાય તો ખેડુતોના ભલા માટે તેમાં ફેરફાર કરવા તથા તથા હપ્તાની સંખ્યા વધારવાની છૂટ છે. કાયદામાં તો એટલે સુધી ધારણા રખાઇ છે કે ખેડુતોને નુકસાનમાંથી બચાવવા તથા જરૂરી ફેરફારો કરવા માટે સમયોચિત વહિવટ કરવો. હવે સરકારે પોતાની યાદીમાં પાક વિષે જે હકીકત પ્રકટ કરી છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે ખેડુતો પાસે ખરીફ પાકની કાંઇ જ ઉત્પન્ન આવી નહોતી. અને તેથી તેઓ આવા અસાધારણ મોંઘવારીના સમયમાં ડીસેમ્બર અને જાન્યુઆરીના હપ્તા ભરવા બિલકુલ શક્તિમાન ન હતા. હજી પાછોતર પાક ઉભા છે, અને લણવાના બાકી છે, પણ તેને માથે ઘણા ઉપદ્રવ ઝઝુમી રહ્યા છે. આટલું છતાંયે હજી સુધી જીલ્લાની અંદરના કે બહારના અધિકારીઓનાં દયાળુ હૃદયને ખેડુતોની યથાર્થ સ્થિતિનું ભાન થયું નથી.

આ સભા ખેદ સાથે જણાવે છે કે સભાના કાર્યનો ઉદ્દેશ સરકારે ભૂલભર્યો માન્યો છે. 'ગુજરાત સભા' જેવી એક માનવંતી સંસ્થા–જેનાં બંધારણ, હેતુ અને ઇતિહાસ ધ્યાનમાં લેતાં–પ્રજાને યથેષ્ટ સલાહ આપવાનો પ્રયત્ન કરે, તેમાં સરકારના ઉંચા દરજ્જાના હોદ્દેદારો જરા પણ તપાસ અથવા યોગ્યાયોગ્યની લેશ માત્ર ખાતરી કર્યા વિના તેને તોફાની હેતુઓવાળી ઠરાવે તથા તેવા હેતુઓ સામે વિના સંકોચે

આઘાતક હુમલાઓ કરવામાં આવે, તે જોઇ આ સભાની દિલગીરીની હદ રહેતી નથી.

'ગુજરાત સભા' ઓફીસ
૨૬-૧-૧૮

શિવાભાઇ મો. પટેલ
કૃષ્ણલાલ ન. દેસાઇ
ગણેશ વા. માવલંકર
સભાના માનવંતા મંત્રીઓ

# પરિશિષ્ટ ૬

## સરકારી યાદીનો જવાબ

### નામદાર પારેખ-પટેલે આપેલો

ખેડા જીલ્લામાં ફેલાએલા સંકટના સંબંધમાં મુંબઈ સરકાર તરફથી તા. ૧૬મી જાન્યુઆરીના રોજ જે યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે, તે વિષે અમે ધારાસભામાં ચર્ચા કરવાના હોવાથી, તેનો જવાબ વર્તમાનપત્રોદ્વારા આપવા ઇરાદો રાખતા નહોતા. પરન્તુ ધારાસભાની બેઠક લાંબી મુદત-સાત અઠવાડીઆં-બાદ મળવાની હોવાથી અમે શાન્ત બેસી રહીએ તો સરકાર અને પ્રજા ધારી લે કે 'પ્રેસનોટ' સામે તેના ખંડનમાં અમારે કાંઇ દલીલ કરવાની નથી. એવો અનર્થ કરવામાં ન આવે, તેથી અમારી અને અમારા મિત્રોની માન્યતા મુજબ સરાસરી યાદી વિરૂદ્ધ અમારા તરફથી ખુલાસો રજુ કરવાનું અમને વાસ્તવિક લાગે છે. તે નીચે પ્રમાણે છે:

**પાકના સરકારી અંદાજ**

ખેડા જીલ્લાના પાકની સ્થિતિ વિષે સરકારી યાદીમાં આ પ્રમાણે કહેવામાં આવે છે:—

"વર્ષાઋતુના પાછલા મહિનાઓમાં અતિવૃષ્ટિ થવાને લીધે ખેડા જીલ્લાના કેટલાક ભાગોમાં બાજરીના પાક ઉપર ઘણી માઠી અસર થઇ હતી; અને તેથી કાંઇક ઓછે અંશે બાવટો અને કોદરાના પાક બગડયા હતા. આ ધાન્ય મુખ્યત્વે ગરીબ લોકોનો ખોરાક છે. આ સાથેના તુવેર સિવાયુના મિશ્રિત પાગોમાં ઉંદરોએ નુકસાન કર્યું. કેટલેક ઠેકાણે લણવાલાયક તૈયાર થઇ રહેલા ડાંગરના પાકને પાછોતર વરસાદે ભારે નુકસાન કર્યું. અને તંબાકુ અને રૂ ઉપર પણ તેવી જ અસર થઈ. જોકે તુવેર અને બીજા પાછોતર પાક સારા છે; અને ડાંગર તો વળી ઘણી જ સરસ છે."

## પાક વિષે અમારી તપાસ અને અંદાજ

ખેડા જીલ્લાના ખેડુતો અને જમીનદારોએ તા. ૧૦ મી ડીસેમ્બર પહેલાં અમારા ઉપર સંખ્યાબંધ કાગળો લખી, ખેતીવાડીમાં અતિ વિકટ સ્થિતિ પ્રસરી રહ્યાની ખબરો અમને આપી હતી. તેમની ઇચ્છા હતી કે તેમનાં દુઃખો અમે સરકારને કાને પહોંચાડી, મહેસુલમાં રાહત અપાવીએ. પણ સત્તાધિકારીઓની પાસે જવા પહેલાં આ બાબતની સત્યતા વિષે અમારે જાતે ચોકસ ખાતરી કરવાનું અમને આવશ્યક લાગ્યું. તેથી અમે તા. ૧૧ મી ડીસેમ્બરે મુંબઇથી નીકળ્યા અને કપડવંજ, નડીયાદ, ઠાસરા વગેરે તાલુકાઓનાં ૨૦ ગામોની મુલાકાત લીધી. દરેક ગામે ખેતરોમાં ઉભા પાક તપાસ્યા, તેમની સ્થિતિ સંબંધી હકીકત મેળવી, તથા ખેડુતો અને જમીનદારોની ત્રણ ગંજાવર સભાઓમાં હાજર રહ્યા. નડીયાદની સભામાં બધા તાલુકાના ખેડુતો હાજર હતા અને તેનું પ્રમુખસ્થાન રા. બ. નાથાભાઇ અવિચળદાસ

દેસાઇએ લીધું હતું. આ રીતે અમે તમામ વર્ગના સેંકડો ખેડુતો અને જમીનદારોની મુલાકાત લીધી, તેમની સાથે પુષ્કળ ચર્ચા કરી, તેમજ તેમના લેખિત પુરાવા મેળવ્યા. વળી કેટલાક ધારાળાનાં ઘરોમાં અણચિંતવ્યા જઇ, તેમની સ્થિતિ અને આધારનું બારીક અવલોકન કર્યું. આ તમામ માહિતી ઉપરથી અમારો જે મત બંધાયો હતો, તે નીચે પ્રમાણે છેઃ—

(૧) અતિવૃષ્ટિથી બાજરી તદ્દન નાબુદ થઈ છે. આ પાકનો વધારેમાં વધારે અંદાજ અડધી આની ગણાય. આ જૂજ પાક પણ ખાવા લાયક રહ્યો નહિ, કેમકે તે મીણાઈ ગયો. મીણી બાજરી ખાવાથી માણસો મરી ગયાના દાખલાના લેખી પૂરાવા અમારી પાસે છે.

(૨) કોદરાનો પાક બે અને ત્રણ આનીની વચમાં ગણી શકાય.

(૩) બાવટો ભાગ્યે જ બે આની થયો છે, અને જુવાર છેક નષ્ટ થઇ છે.

(૪) ડાંગરનો પાક કોઇક ઠેકાણે પાંચથી છ આની જેટલો હતો, જ્યારે બીજે બધે બે આની જેટલો જ હતો. ‘પ્રેસનોટ’ માં જણાવ્યા પ્રમાણે આ પાક ‘અસાધારણ સરસ’ એક પણ ઠેકાણે અમારી તપાસ દરમીયાન અમે જોયો નહિ.

(૫) પાછોતર પાક—મગ, મઠ, ચોખા, અડદ, વાલ વગેરે કઠોળ તદ્દન નાશ પામ્યા હતા.

(૬) તુવેરનો પાક ઊભો હતો, પણ તેમાં અનેક રોગ આવ્યા હતા. જો તેમાં બીજું કાંઇ વિઘ્ન ન નડે તો તે છ આની થવા સંભવ હતો. પણ ખેડુતોને હિમ પડવાનો બહુ ભય હતો. અમે જ્યાં જ્યાં તપાસ કરી ત્યાં ત્યાં અમને માલુમ પડયું કે તુવેરનાં ફુલ મોટે ભાગે ગરી ગયાં હતાં. તુવેરનો પાક કોઇ ઠેકાણે સારો હોય એવું અમારા જોવામાં આવ્યું નહિ, તો પછી તે 'ઘણો સરસ' તો કયાંથી જ હોય?

(૭) કપાસના છોડ જોઇએ તેવા ખીલી શકયા નહોતા. ઉંદર અને રોગ તેની પાછળ પડયા હતા. કેટલાક ભાગમાં તો પાક ઉતરવાની આશા ત્યજી દેવામાં આવી હતી. બીજે ત્રણ આનીથી વધારેની આશા રખાતી ન હતી.

(૮) તલના પાકનું તો નામનિશાન નહોતું.

(૯) દીવેલામાં પોપટીનો રોગ પડયો હતો. છતાં બીજું કાંઈ વિઘ્ન ન નડે તો ચાર આનીની આશા રખાતી હતી.

(૧૦) તંબાકુમાં ગાંઠીયા, વાકુંબા, ચાંચડી અને ખાખરા નામના રોગ પડયા હતા. આ પાક ભાગ્યે જ ત્રણ ચાર આની ઉતરશે.

(૧૧) ઘાસચારાની પણ આવી જ દશા હતી. પરાળ અને પૂળા કોહી ગયા અને ખાવા લાયક રહ્યા નહિ. ભાગ્યે જ ત્રણ ચાર આની જેટલો જથ્થો રહ્યો છે.

## ખેડુતોનાં સાધનો

ખેડુતોનાં ઘરો તપાસતાં અમને માલુમ પડયું કે બીજી મોસમ આવતાં સુધીમાં તેમનાં કુટુંબોના ભરણપોષણ અને ઢોરના નિભાવનાં કાંઇ જ સાધનો તેમની પાસે રહ્યાં નહોતાં.

## આનાવારી ગણતરી

સરકારના મહેસુલી કાયદા પ્રમાણે, ચાર આનીથી ઓછો પાક ઉતરે ત્યારે મહેસુલની આખી રકમ મુલતવી રાખવી જોઇએ; અને જ્યારે ચાર આની અને છ આનીની વચમાં હોય ત્યારે અરધી રકમ મુલતવી રાખવી જોઇએ. સરકારે પોતાની યાદીમાં કોઇ પણ પાકનો આનાવારી અંદાજ દર્શાવ્યો નથી, એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે.

## અપૂર્ણ રાહત

યાદીમાં લખ્યું છે કે 'કલેકટર મી. નામજોશીએ નડીયાદનાં ૪૦, કપડવણજનાં ૩૪ અને મહેમદાવાદનાં ૩૦ ગામોમાં મહેસુલ મુલતવી રાખ્યું છે. ... ...' સદરહુ ૧૦૪ ગામોમાં અપાએલી રાહત કેટલા પ્રમાણમાં આપવામાં આવી છે, તે યાદીમાં જણાવ્યું નથી. અમને મળેલી ખબર પ્રમાણે મહેસુલની આખી રકમ મુલતવી રખાઇ હોય તેવાં ગામોની સંખ્યા નજીવી છે. અમારી પ્રથમ ફરીયાદ એ છે કે કુલ ૬૦૦ ગામો પૈકી માત્ર ૧૦૪ ગામોમાં સરકારે આપેલી રાહત તદ્દન નહિ જેવી છે. આવા સંજોગોમાં કેટલી અને કેવા પ્રકારની રાહત જરૂરની છે, તે કલેકટર સાહેબ પાસે અમે

કરેલી રજુઆતમાં જણાવી ચુકયા છીએ, તેથી આ સ્થળે તેનો ફરી ઉલ્લેખ કરવાની અમને જરૂર લાગતી નથી.

## રેવન્યુ મેમ્બરની તોછડાઇ

એ તો સારી રીતે જાણીતું છે કે સરકારના મહેસુલી ખાતાના અમલદારોને ઘણુંખરું પાકની ગણતરીઓ અતિશયોક્તિ ભરેલી કરવાની ટેવ પડી ગએલી હોય છે. અને ખાસ કરીને જ્યારે માફ કરવા કે મુલતવી રાખવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો હોય, ત્યારે તો છેક નીચલી પાયરીના નોકરથી માંડીને ઉપલા અધિકારી સુધી સૌનું વલણ આવા પ્રકારનું હોય છે. અમારી તપાસ ઉપરથી અમારી ખાતરી થઇ છે કે જો મહેસુલ ઉઘરાવવાના નિયમોનો યથાર્થ અમલ કરવામાં આવે તો ખેડા જીલ્લાનાં ઘણાંખરાં ગામોનું મહેસુલ મુલતવી રહે. આથી અમે સરકારના મહેસુલ ખાતાના વડા કારોબારી અમલદારને મળ્યા, અને પાક સંબંધી સ્વતંત્ર તપાસ કરવા તેમને સૂચના કરી. પણ એ અધિકારીએ કરડાગીથી જવાબ આપ્યો કે, કલેકટર મી. નામજોશી એક હિન્દી છે, અને તમારા મારા કરતાં આ વિષય પરત્વે વધુ માહિતી ધરાવે છે. એ પોતે આ સંબંધમાં જવાબદાર હોવાથી સરકાર તેમાં વચ્ચે નહિ પડે. અમે તો આ શબ્દો સાંભળી સજ્જડ થઇ ગયા. જ્યાં હજારો માણસો જીવે કે મરે, ઢોર જીવતાં રહે કે નાશ પામે, કુટુમ્બનાં માણસોને જીવતાં રાખવાં કે ભૂખે મારી નાંખવાં; વડીલોપાર્જિત ભોંયો સાચવી રાખવી કે વેચી ખાઇ મજુરી કરતા થઇ જવું, દેવાં કરી જીંદગી પર્યન્ત દેવાદાર

દશામાં સડવું કે તેમાંથી ઉગરવું, એવા અતિ ગંભીર પ્રસંગે અયોગ્ય હુકમથી નીપજતી હાનિ, પાછળથી સુધારી શકાય તેવી ન હોય તો, કાઢવામાં આવેલો હુકમ વ્યાજબી છે કે નહિ તેની સ્વતંત્રપણે તપાસ કરવાની સરકારની ફરજ નથી, એ જાણી અમને ઘણો અચંબો લાગ્યો. તેઓ સાહેબને અમે વિનવ્યું કે, આવતી ધારાસભાની બેઠકમાં આ સવાલને અમે ચર્ચા માટે રજુ કરીએ ત્યાં સુધી કલેકટરના હુકમનો અમલ મુલતવી રાખવાની મહેરબાની કરવી. પણ તે નામદારે અમને જણાવ્યું કે: "હું તેવું કશું જ કરવા માગતો નથી."

## આનાવારી ગણતરી કરવાની ખોટી રીત

અમારી બીજી ફરીયાદ એ છે કે પાકના અંદાજ કાઢવામાં આનાઓની ગણતરી ખોટી રીતે થાય છે. જીલ્લામાં સાધારણ લોકો બાજરી અને ગરીબ વર્ગ બાવટો તથા કોદરા ખાય છે. ઘણાં ગામોમાં મોટે ભાગે બાજરીનું વાવેતર થતું. પ્રતિકૂળ સંજોગોને લીધે બાજરીના પાકને ઘણું જ નુકસાન થયું છે, અને બાવટો તથા કોદરાને સાધારણ નુકસાન પહોંચ્યું છે, એ વાત નિર્વિવાદ સ્વીકારવામાં આવે છે. મહેસુલને લગતા કાયદાનો અમે એવો અર્થ કરીએ છીએ કે જો અમુક ગામમાં અમુક જાતના પાકનું વાવેતર મોટા પ્રમાણમાં કરવામાં આવ્યું હોય, અને સરકારે મુકરર કરેલા નિયમો પ્રમાણે મહેસુલ માફ કરવાની જરૂર જણાય એટલે દરજ્જે જો પાકને નુકસાન થયું હોય, તો તે ગામમાં બીજા ઓછા પાક સારી હાલતમાં હોય તોપણ ખેડુતને રાહત

મળવી જોઇએ. દાખલા તરીકે, એક ગામમાં પાંચ હજાર એકર ખેડાણ જમીનમાં ચાર હજાર એકર બાજરીનું વાવેતર છે અને એક હજાર એકરમાં ડાંગરનું વાવેતર છે. હવે ધારો કે અતિશય વરસાદ પડવાથી બાજરીના વાવેતરને નુકસાન પહોંચ્યું, અને રૂપીયે ત્રણ આની પાક થયો, અને ડાંગરનો પાક સારો એટલે રૂપીએ દશ આની ઉતર્યો; તેથી કરી તે ગામમાં સરેરાશ ચારથી પાંચ આની પાક થયો, એમ કહેવાય. આમ હોવાથી જો બાજરીનું વાવેતર કરનારને સરકારે મુકરર કરેલા નિયમો મુજબ તેને મળેલા હક પ્રમાણે મહેસુલની આખી રકમ મુલતવી રાખવામાં ન આવે, અને ડાંગરનું વાવેતર કરનારને પાકનો અડસટ્ટો જોતાં, યોગ્ય ન હોય છતાં, અડધી રકમ મુલતવી રખાય, તો તે ઘણું અન્યાયભર્યું કહેવાય. જો બાજરીનું વાવેતર કરનારને સરકારે મૂકેલી છુટછાટનો પુરેપુરો લાભ ન મળે, તો તેના હકમાં ઘણો ગેરઇન્સાફ થયો કહેવાય. ડાંગરનો પાક સારો ઉતરવાથી તેને કાંઈ લાભ થવાનો નથી. મહેસુલ વસુલ કરવાના નિયમોનો જે સાચો અર્થ કરવા અમે માગીએ છીએ તે પ્રમાણે પ્રત્યેક વ્યક્તિની સ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઇએ.

મિ. નામજોશીની સાથેની અમારી મુલાકાત વખતે થએલી વાતચીત ઉપરથી અમારૂં એવું અનુમાન થયું છે કે, નીચેના ધોરણ પ્રમાણે પાકની ગણત્રી કરવા માટે પોતાના હાથ નીચેના અમલદારોને સૂચના આપેલી. તેઓએ દરેક પાકનું ક્ષેત્ર-ફળ નક્કી કરી, પાકની આની કાઢી દરેક પાકની આની

સાથે ક્ષેત્રફળનો ગુણાકાર કરી આખા ગામના તમામ પાકની સરેરાશ કહાડી ગામની આની નક્કી કરવી. આ રીતે મહેસુલ મુલતવી રાખવાની બાબતમાં તેમણે ખરીફ અને રવી એટલે આગોતર અને પાછોતર પાકોની ભેળસેળ કરી નાંખી. એટલે અમારા અભિપ્રાય પ્રમાણે તેમની આ પદ્ધતિ નિયમાનુસાર નહોતી.

## ઉભા પાકની પુરેપુરી ગણતરી

અમે એમ માનીએ છીએ કે ઉભા પાકને ઉંદર અને હિમ વગેરે ઉપદ્રવનો સંભવ છે, એવું રેવન્યુ મેમ્બરે પણ સ્વીકાર્યું છે. અને જ્યાં સુધી આ પાક લણી લેવામાં આવે ત્યાં સુધી તેનો છેવટનો અંદાજ નક્કી કરવાનું અશક્ય છે. આવી સ્થિતિ હોવાથી અમે સુચવેલું કે: "મિ. નામજોશીનો અભિપ્રાય ધ્યાનમાં ન લેતાં, લણાઇ ગએલા પાકને થએલા નુકસાનના પ્રમાણમાં જમીનમહેસુલ મુલતવી રાખવાના હુકમો કાઢવાનું, અને જે પાકો હજી લણવાના બાકી છે તે કેટલા ઉતરે છે, તે નક્કી થતા સુધી મહેસુલ સંબંધે કોઇ હુકમ ન કાઢવાનું વ્યાજબી ગણાશે." અમારી આ માગણી ધ્યાનમાં લેવામાં આવી નહોતી.

## રૂના ઉંચા ભાવો

સરકાર રૂના વધી ગએલા ભાવો ઉપર ઘણો બાર મુકે છે. ક્ષણભર માની લઇએ કે કપાસનો પાક ઉત્તમ થાય તો બહુ જ થોડા ખેડુતો જેમણે કપાસનું વાવેતર કર્યું હોય,

તેમને લાભ થાય. બાકી ખેડુતોની ઘણી મોટી સંખ્યાને તો કપાસની મોંઘવારી ઉલટી વધારે સાલશે. કેમકે કપડાંની અતિશય મોંઘવારી દુઃખમાં વધારો કરશે.

## ખેડાની જમીનમહેસુલની તવારીખ

સરકાર ખેડા જીલ્લાની ફળદ્રુપતા અને સમૃદ્ધિ ઉપર અત્યન્ત ભાર મુકે છે. કેમકે માતર તાલુકામાં રૂ. ૨૩,૨૫૧ સિવાય બીજા કોઇપણ તાલુકામાં મહેસુલની પાછલી રકમ બાકી લ્હેણી નથી. સરકારની આ વાત ખોટી પાડવા, અમે સરકારના જ 'લેન્ડ એડમિનિસ્ટ્રેશન રિપોર્ટ' માંથી થોડાક દાખલા અત્રે આપીશું.

સને ૧૯૧૧–૧૨નું વર્ષ કેવળ દુકાળનું હતું. તે વર્ષના રિપોર્ટમાં જણાવ્યું છે કે "ઉત્તર વિભાગના ત્રણ જીલ્લાઓ માટે આ વર્ષ અત્યંત ખરાબ નાવડયું." પંચમહાલમાં દુકાળ જાહેર કરવામાં આવ્યો હતો, એવું લખી તેમાં આગળ જણાવવામાં આવ્યું છે કે:

"અમદાવાદ અને ખેડામાં પંચમહાલના જેવી જ સ્થિતિ છે, એ દેખીતું છે. પરન્તુ આ બે જીલ્લાના લોકોએ પોતાનાં સાધનો અને સરકારની મદદને આધારે તણાઇને દહાડા કહાડયા, જેથી દુષ્કાળ જાહેર કરવાની જરૂર પડી નહિ."

રિપોર્ટમાં આગળ લખવામાં આવ્યું છે કે:

"ખેડા જીલ્લામાં આણંદ અને બોરસદ તાલુકાનાં થોડાંક ગામો સિવાય સર્વત્ર તમામ પાકની 'આનાવારી' ચાર આનાથી કમી હતી."

સને ૧૯૧૨–૧૩ના લૅ. ઍ. રિપોર્ટમાં ખેડા જીલ્લામાં પાકની સ્થિતિ વિષે નીચેની હકીકત લખવામાં આવી હતીઃ

"સપ્ટેમ્બરનો પાછોતર વરસાદ જે હમેશાં ઘણો જરૂરી ગણાય છે, તે બિલકુલ પડયો નહિ. આથી અમદાવાદ, ખેડા, અને પંચમહાલમાં ઘણા સારા પાકની આશા હતી તે નષ્ટ થઇ, અને પરાણે સાધારણ પાક ઉતર્યો. વળી વરસાદની આ ખામીને લીધે 'ખારી કટ'ના આધાર ઉપર કરવામાં આવેલા ડાંગરના પાકને પાછલા ભાગમાં પાણીની મદદ આપવાનું બની શક્યું નહિ, અને તેથી ધાર્યા કરતાં અડધો પાક પણ ઉતર્યો નહિ. બાજરીના પાકનો એકંદર ઉતાર ઘણો હલકો આવ્યો."

સને ૧૯૧૩–૧૪ના હેવાલમાં જે બીના છે તે આ પ્રમાણે છેઃ

"અતિશય વરસાદના પરિણામે અમદાવાદ, ખેડા અને પંચમહાલમાં તમામ ખરીફ પાક અને મુખ્યત્વે કરી બાજરી અને મકાઈના ઉતાર કમી થઈ ગયા."

સને ૧૯૧૪–૧૫ની સાલના હેવાલમાં પ્રગટ કરવામાં આવ્યું છે કેઃ

એકંદર છએ જીલ્લામાં ખરીફ અને રવી પાક સારા ઉતર્યા. માત્ર બાજરીના પાકને અતિશય ભેજથી માઠી અસર થઈ. ખેડામાં ખરીફ પાક ઠીક ઉતર્યો, ... ... પણ બાજરીનો પાક ગંઠાઇ ગયો.

સને ૧૯૧૫–૧૬ માટે આ પ્રમાણે અવલોકન કરવામાં આવ્યું છેઃ

"૧૯૧૫-૧૬ના ચોમાસામાં વરસાદ જોઇએ તે કરતાં ઓછો, અનિયમિત અને છુટોછવાયો થયો. લગભગ ગુજરાતના તમામ ભાગમાં સપ્ટેમ્બરના ત્રીજા અઠવાડીયા સુધી વરસાદે ખેંચ્યું. સપ્ટેમ્બરના છેલ્લા અને ઓકટોબરના પહેલા અઠવાડીયાના વરસાદે દુઃખમાંથી ઉગારી લીધા. ... ... બીજા બધા ભાગો કરતાં ખેડા જીલ્લામાં સ્થિતિ વધારે કફોડી હતી; કેમકે સામાન્ય ૩૫ ઇંચને બદલે માત્ર સાડાબાર ઇંચ વરસાદ પડયો. ... ... ખેડા જીલ્લામાં સંપૂર્ણ નિષ્ફળતા હતી."

સને ૧૯૧૬-૧૭ નો હેવાલ હજી બહાર પડયો નથી. ખેડા જીલ્લાના ખેડુતોને એકલી પ્રતિકૂળ કુદરત સામે જ લડવાનું હતું, એમ નહોતું. અસંખ્ય ગામોમાં તે ગામોને ખર્ચે વધારાની પોલીસ રાખવામાં આવી હતી. ઘણાં ગામોના ધારાળા લોકોના ઉપર 'ક્રીમિનલ ટ્રાઇબ્સ એકટ' લાગુ કરવામાં આવ્યો હતો. આથી આ વર્ગના લોકોને ખેતરોમાં પોતાની ખેતી પડતી મુકી બૈરાંછોકરાં સાથે ચોરામાં હાજરી આપવા જવાની ફરજ પડતી. આ બધા ઉપરાંત મહુડાંનો કાયદો સૌને માથે ટપી જાય એવો છે. આ કાયદાના અમલથી ગરીબ લોકોના અને ઢોરના એક પુષ્ટિકારક ખોરાક ઉપર ત્રાપ પડી છે. આવા કમભાગ્ય જીલ્લાને, જયારે જમીન-મહેસુલનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, ત્યારે સરકાર તેને સમૃદ્ધ અને ફળદ્રુપ કહે છે!

## આમ વર્ગ માટે દિલસોજી

આટલી બધી વિપરીત અને પ્રતિકૂળ દશા છતાં પણ આ જીલ્લાના સાત તાલુકાઓમાંથી છ તાલુકાના ખેડુતોએ

મહેસુલ ભરવામાં બતાવેલી તત્પરતાના પરિણામે બિલકુલ પાછલી બાકી છે જ નહિ, એ ખેડુતો આફત અને સંકટના સમયમાં સરકારના કેવા પ્રકારના વર્તનની આશા રાખે? યાદીમાં લખેલી જીલ્લાની ખેતીવાડીને લગતી સ્થિતિ એવા ખોટા સ્વરૂપમાં મુકવામાં આવી છે કે ખેડુતો છતે સાધને મહેસુલ ભરતા નથી એ તેઓનાં કેવળ કમભાગ્યની વાત છે કે, તેમણે સરકારના કર ભરવામાં આગળ બતાવેલી તત્પરતાના બદલામાં હાલના સંકટના સમયમાં સરકારે સહાનુભૂતિ બતાવી છૂટ બક્ષિસ કરવી જોઇતી હતી, તેને બદલે જાણીબુજીને જમીનમહેસુલ નહિ ભરવાનો આક્ષેપ કરવામાં પ્રજાના આ સારા વર્તનનો એક દલીલ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. આથી વધારે ખેદજનક શું હોઇ શકે?

## જીલ્લા બહારની ચળવળ

સરકારી યાદીમાં અતિ વિખ્યાત, અદ્‌ભુત શક્તિવાળા અને જાહેર જીવન ગાળનાર પ્રતિષ્ઠિત સભાસદોની બનેલી ગુજરાત સભા સામે મુકવામાં આવેલાં આળ અને ગર્ભિત આક્ષેપો માટે તે યથાર્થ પ્રત્યુત્તર આપવા શક્તિસંપન્ન છે; તેથી એ સંસ્થાનો બચાવ કરવાનું અમે માથે લેતા નથી. અમારે એકના એક જ વિષયનું સમર્થન કરવાનું છે. અમે આગ્રહપૂર્વક જણાવીએ છીએ કે ખેતીવાડીને લીધે આવી પડેલા અસહ્ય સંકટ અને સરકારી અમલદારોના કેવળ દયાભાવના અભાવે, ખેડા જીલ્લાની પ્રજામાં તદ્દન લાચારી

પ્રવર્તી રહી છે. જીલ્લા બહારના લોકોની ઉશ્કેરણીથી પ્રજામાં અસંતોષ અને અશાન્તિ આવી છે એમ કહેવું એ સરાસર અન્યાય છે. એ જીલ્લામાં અમારી મુસાફરી દરમિયાન લોકોનાં ટોળેટોળાં અમારી આસપાસ વિંટળાઇ વળતાં, અને તેમની મુશીબતો રજુ કરી, તેમાંથી મુક્તિ અપાવવા યથાશક્તિ પ્રયત્નો કરવા અમને વિનવતાં. આ સર્વ ઉપરથી અમને જણાયું છે, કે તેમની દશા અત્યંત હ્રદયદ્રાવક છે; અને તે તરફ શિઘ્ર ધ્યાન આપવાની જરૂર છે. અધિકારીઓ સત્ય નીકળી આવવાની બીકને લીધે, પોતાની આજુબાજુની સ્થિતિ વિષે ઉંડી તપાસ કરવાનો ઇરાદો નહિ રાખતાં, પોતાની એ દિલની ચોરીનો બચાવ કરવાની ખાતર બહારની ચળવળ ઉપર બધો અપયશ ઢોળી પાડે છે. બેશક પોતાને અણગમતી બાબત—સ્વતંત્ર તપાસ—સામે અખાડા કરવા, આ સરળ માર્ગ તેમણે ગ્રહણ કર્યો છે!

મુંબઈ
૨૭–૧–૧૯૧૮

લી૦
ગોકુળદાસ કહાનદાસ પારેખ
વિઠ્ઠલભાઈ ઝવેરભાઇ પટેલ

# પરિશિષ્ટ ૭

## સરકારી યાદીનો જવાબ

### રા. શંકરલાલ પરીખે આપેલો

મુંબઈ સરકારે તા. ૧૬મી જાન્યુઆરીના રોજ ‘પ્રેસનોટ’ બહાર પાડી છે. તેમાં પ્રગટ થએલી હકીકતથી લોકોમાં ઘણી ગેરસમજ થશે, એમ લાગવાથી, મારા જાણવા મુજબ, સત્ય હકીકત જાહેર પ્રજા આગળ મુકવાની રજા લઉં છું.

### પાકની સ્થિતિ

પ્રથમ પાકના સંબંધમાં જણાવીશ કે બાજરીનો પાક તદ્દન નિષ્ફળ નીવડયો છે, અને કોદરા, જાર તથા બાવટાનો પાક નજીવો થયો છે. ડાંગરના પાકને ઘણું નુકસાન થયું છે, અને સામાન્ય વર્ષ કરતાં છઠ્ઠા ભાગનો પાક ઉતરે તો ઘણો. મગ, મઠ, અડદ અને ચોળાનો પાક બિલકુલ નાશ પામ્યો છે. એટલે એકંદરે ચોમાસુ પાકમાં માત્ર ડાંગરનો પાક બે કે ત્રણ આની થયો ગણાય.

કપાસ, દીવેલા, તુવેર અને તંબાકુના પાક હજી ઉભા છે; પરન્તુ તે દરેકમાં રોગ આવ્યા છે, ઉંદરનો ભારે ઉપદ્રવ છે, અને વારંવાર વાદળાં થઈ આવે છે, તેથી તેમાં ભારે નુકસાન થવા સંભવ છે. આ રીતે ખરીફ અને રવી પાક, લગભગ નિષ્ફળ નીવડયા જેવા છે, અને વાવેતર પાછળ કરેલો ખર્ચ પણ ખેડુતોને પાછો વળ્યો નથી.

સરકાર 'પ્રેસનોટ'માં જણાવે છે તેવો એક પણ પાક 'ઘણો સરસ' અગર 'જોઇએ તે કરતાં સારો' થયો નથી. વળી કપાસનાં કાલાં વીણી રૂ ભેગું કરવાને હજી ઘણી વાર છે. જો કે તે માટે સારી આશા રખાતી નથી, છતાં પણ પાક ઉતર્યા પહેલાં રૂના ઉંચા ભાવનો, કે બીજો કાંઇ લાભ ખેડુતોને શી રીતે મળે, તે સમજાતું નથી. વળી એ પણ ધ્યાનમાં લેવા જેવું છે કે ઉંચા ભાવોનો લાભ દેવામાં દટાએલા ખેડુતોને ક્વચિત જ મળે છે.

આ બધી મુશીબતો ઉપરાંત ઘાસચારાની તંગી એ પણ એક અતિ દુઃખદ સવાલ છે. પોતાના ઢોરનો જીવારો કરવા ખેડુતો પાસે કાંઇ જ સાધન નથી, અને બન્ને નામદારોએ ખેડુતોના ઘરોમાં કરેલી તપાસમાં જણાએલું કે લોકો પાસે ભાગ્યે જ મહિનો બે મહિનાના નીભાવનાં સાધન છે.

## ખેડુતોની અરજી 'વિશેષ' દાદ માટે નહોતી

'પ્રેસનોટ'માં જણાવવામાં આવ્યું છે તેમ સ્થાનિક હોમરૂલ લીગ તરફથી જમીનમહેસુલ 'વિશેષ માફ' થવા

કે 'વિશેષ મુલતવી' રાખવા છાપેલી અરજીઓ ગામડાંઓમાં વહેંચવામાં આવી નહોતી. પરન્તુ ખેડુતો તરફથી આ અરજીઓ તા. ૧૬-૧૧-૧૭ના રોજ, એટલે ઠાસરા મુકામે કલેક્ટર સાહેબને પ્રતિનિધિમંડળ મળ્યું તે પહેલાં, એક માસ અગાઉ મુંબઇ સરકાર ઉપર મોકલવામાં આવી હતી.

આ અરજીઓ જીલ્લાના અમલદારો મારફત રીતસર મોકલવામાં નથી આવી. એવી બારીકી કાઢી, પાછી મોકલવામાં આવેલી. અભણ ખેડુતોની અજ્ઞાનતાનો આવો ગેરલાભ લેવો એ સરકારને છાજતું નથી. પ્રજા પ્રત્યે સરકારને સહેજ પણ લાગણી હોય, તો સરકારે તરત જ કલેક્ટરને આ બાબતમાં તપાસ કરવા સૂચવવું જોઇતું હતું.

સરકારનો આવી બાબતોમાં આંખ આડા કાન કરવાનો આથી બીજો વધારે સારો દાખલો શું હોઇ શકે? આ પ્રમાણે પાછી આવેલી અરજીઓ તા. ૮મી ડિસેમ્બર, ૧૯૧૭ના રોજ કલેક્ટર સાહેબ ઉપર મોકલી આપવામાં આવી હતી. તેના જવાબમાં તેઓ સાહેબે જણાવ્યું હતું કે અરજીઓની બાબત તેઓ કાળજીપૂર્વક ધ્યાનમાં લેશે.

## જમીનમહેસુલ ઉઘરાવવાની શરૂઆત

આ અરજીઓ કલેક્ટર સાહેબ ઉપર મોકલવામાં આવી તે પહેલાં મહેસુલ માફ કરવાના હુકમો તેઓ સાહેબે કહાડયા નહોતા એવી મારી ખાતરી છે. સામાન્ય વર્ષોમાં જેમ તા. ૫મી ડિસેમ્બરથી હપ્તો ઉઘરાવવાનું શરૂ કરવામાં આવે છે,

તેમ તલાટીઓએ કપડવણજ અને ઠાસરા તાલુકામાં મહેસુલ ઉઘરાવવાનું શરૂ કરી દીધું હતું.........કલેકટર સાહેબ મિ. નામજોશીને ઠાસરા મુકામે તા. ૧૫–૧૨–૧૭ના રોજ પ્રતિનિધિમંડળ મળ્યું તે પહેલાં રૂા. ૧૧,૦૦૦ ઠાસરા તાલુકામાં અને રૂા. ૭,૦૦૦ કપડવણજ તાલુકામાં ઉઘરાવી લેવામાં આવ્યા હતા. મહેસુલ ઉઘરાવવામાં જે જોરજુલમ થાય છે, તે જાણવા માટે શ્રી૦ અમૃતલાલ ઠક્કરનો પ્રકટ થએલો કાગળ બસ છે. છતાં હજી પણ રાવણીઆથી માંડીને મામલતદાર સુધીના તમામ સરકારી નોકરો ગરીબ ખેડુતો ઉપર મહેસુલ વસુલ કરવા અને તેટલો જુલમ કરી રહ્યા છે.

**પ્રજાજાગૃતિથી જ સરકારના કાન ઉઘડયા**

આ હકીકત ઉપરથી હરકોઇને માલુમ પડશે કે તા. ૧૫મી ડિસેમ્બરના રોજ પ્રતિનિધિમંડળ કલેકટર સાહેબને મળ્યું, તે પહેલાં મહેસુલ મુલતવી રાખી, ગરીબ રૈયતને આવા સંકટના સમયમાં રાહત આપવાનો તેઓ સાહેબનો બિલકુલ ઇરાદો નહોતો. એ તો માત્ર ૨૦,૦૦૦ સહીઓ સાથેની ૨૦૦ અરજીઓ, જીલ્લાનાં ઘણાં ગામોમાં મળેલી જાહેર સભાઓ, ના. ગોકુલદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઇ પટેલની બારીક તપાસ, અને તેઓ સાહેબે રજુ કરેલા હેવાલ, આ બધા ઉપરથી કલેકટર સાહેબને લોકોનાં સંકટનો ખ્યાલ આવ્યો, અને ત્યારે જ તેઓનું વલણ બદલાયું.

**કલેકટર સાહેબની કાળજી અને ઉદારતા ! !**

કલેકટર સાહેબે પ્રતિનિધિમંડળના સભ્યોને વચન આપેલું કે આનાવારી આંકડા તૈયાર કરવામાં ઘણી કાળજી

અને ઉદારતા રાખવામાં આવશે, અને એકંદરે આ વિષયમાં તેઓ દયાભાવની નજરે જોશે. પણ તા. ૨૨મી ડિસેમ્બરે એટલે માત્ર એક જ અઠવાડીયા બાદ તેઓ સાહેબે મામલતદારો ઉપર છેવટના હુકમો કાઢયા. હું નથી સમજી શકતો કે કલેકટર સાહેબ એક અઠવાડીયા જેટલી ટુંક મુદતમાં આખા જીલ્લાનાં ૬૦૦ ગામોનાં આનાવારી પત્રકો કાળજીપૂર્વક શી રીતે તપાસી ગયા હશે. મારા જાણવા મુજબ મામલતદારો તરફથી આનાવારીનાં પત્રકો કલેકટર સાહેબ ઉપર તા. ૧૮મી ડિસેમ્બરે રવાના કરી આપવામાં આવ્યાં હતાં. આ હિસાબે તેઓ સાહેબે માત્ર ત્રણ જ દિવસમાં પત્રકો તપાસી પોતાના છેવટના હુકમો બહાર પાડી દીધા હતા. છસો ગામના પાકનાં આનાવારી પત્રકો ત્રણ દિવસમાં કાળજીપૂર્વક તપાસી શકાય એ મને શક્ય લાગતું નથી.

## નજીવી રાહત

તા. ૧૭મી જાન્યુઆરી ૧૯૧૮ના રોજ 'પ્રેસનોટ' બહાર પાડી ત્યારે જ લોકોની જાણમાં આવ્યું કે મહેસુલની કેટલીક રકમ મુલતવી રાખવાનું ઠર્યું છે. ના. સરકારે આટલી જૂજ રાહત આપવાનું જાહેર કર્યું છે, તે ઉપરથી ચોખ્ખું જણાઇ આવે છે કે અરજીઓ વગેરે કરીને સરકારના ધ્યાન ઉપર આ બાબત લાવવામાં આવી ન હોત, તો ના. સરકારની આ વિષયમાં કાંઇ પણ કરવાની મરજી નહોતી. લોકોને સંકટના પ્રમાણમાં જે નજીવી રાહત મળી

છે, તેથી તેઓને અસંતોષ રહે, એ કાંઇ જ નવાઇ જેવું નથી. ના. સરકાર પરાણે લોકોનાં મન ઉપર ઠસાવવા માગે છે કે લોકોને જરૂરજોગ રાહત આપવામાં આવી છે. પરન્તુ પાકની નિષ્ફળતાના પ્રમાણમાં ના. સરકારે મહેસુલ મુલતવી રાખ્યું છે તે તો તદ્દન નજીવું છે.

## ખેડુતોનું દારૂણ દુઃખ

ખેડુતોનાં ઘરોમાં પેસી તપાસ કરનારને માલુમ પડશે કે તેઓ કેટલી અસહ્ય વિટંબણામાં આવી પડયા છે. લોકો પોતાનાં ઘર, જમીન કે ઢોર વેચે અગર ઘણા ભારે દરે નાણાં કરજે કાઢે, તે સિવાય તેઓ જમીનમહેસુલ ભરવાની સ્થિતિમાં જ નથી. લોકો પાક લેવા પાછળ બી, મજુરી વગેરેમાં કરેલા ખર્ચના દેવામાં તો છે જ. અને આવા સંજોગોમાં તેમને મહેસુલ ભરવાની ફરજ પાડવામાં આવશે, તો દેવાના વિશેષ બોજામાં ઉતરવું પડશે, અને હાલની દેવાદાર સ્થિતિને લીધે વ્યાજ પણ ઘણું ભારે આપવું પડશે. આથી તેઓ છેક જ નિરાધાર દશામાં આવી પડશે. ના. સરકાર લોકોની કંગાળ હાલત સામું જોઇ, આ સાલ જમીન-મહેસુલ માફ નહિ કરે, તો ખેડુતવર્ગ દારૂણ દુઃખમાં દબાશે, અને ભુખે મરતા હલકી વર્ણના લોકો બીજી પ્રજાને મારફાડ કરી સતાવશે.

## ખેડા જીલ્લા સાથે ગુજરાત સભાનો સંબંધ

ગુજરાત સભા અને હોમરૂલ લીગ—આ બે સંસ્થાઓને 'પ્રેસનોટ'માં ઉધડી લેવામાં આવી છે. સભા ખેડા જીલ્લાનું

પ્રતિનિધિત્વ ધરાવતી નથી, એવો આક્ષેપ કરવામાં આવ્યો છે. તેના જવાબમાં જણાવવું જોઇએ કે આખા ગુજરાતને માટે સભા હિત ધરાવે છે. તેમ સભાના કેટલાક આગેવાન સભાસદો ખેડા જીલ્લાના વતની છે; અને તે ગૃહસ્થોની મદદથી જ સભાએ આ વિષયમાં પુરતી તપાસ કરી છે. સભાએ પોતાના એક મંત્રીને આ વિષયની જાતમાહિતી મેળવવા ખેડા જીલ્લામાં મોકલ્યા હતા. તેઓ તા. ૧૨મી ડિસેમ્બરના રોજ નડીયાદથી ના. પારેખ–પટેલ સાથે સામેલ થઇ, કઠલાલ આવ્યા હતા. તેઓએ આ બાબતમાં જાતે તપાસ કરી હતી તથા લોકોની જુબાનીઓ લીધી હતી, તેમજ બીજાં ઘણાં ગામો ફરીને તપાસ કરી હતી. તા. ૧૩મી ડિસેમ્બરના રોજ સભાના અગ્રગણ્ય સભાસદો રા. બ. રમણભાઇ મહીપતરામ, રા. સા. હરિલાલ દેશાઇભાઈ, શ્રીયુત વલ્લભભાઇ પટેલ, શ્રી. શીવાભાઇ પટેલ, રા. કૃષ્ણલાલ દેશાઇ વગેરે મંડળ નડીયાદ આવ્યું હતું; અને જીલ્લાના બધા તાલુકાઓના ખેડુતોની સભામાં તેઓ હાજર રહ્યા હતા.

આ પ્રમાણે સભાએ મેળવેલી હકીકત ઉપરથી એક (ઘણું નહિ) અરજપત્ર મુંબઇ સરકારના 'ચીફ સેક્રેટરી'ને તા. ૧ લી જાન્યુઆરીના રોજ લખ્યો હતો તથા તલાટીઓ અને એવા બીજા તાબાના નોકરો તરફથી મહેસુલ ઉઘરાવવામાં અસહ્ય જુલમ થાય છે, એવી ખબર મળવાથી, સભાએ કરેલા અરજપત્રનો છેવટ નિકાલ ન આવે ત્યાં સુધી, જમીન-મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવાની મતલબનો એક તાર

('પ્રેસનોટ'માં જણાવ્યા મુજબ ઘણા નહિ) તા. ૯મીએ કર્યો હતો.

સભાએ પ્રજાને આપેલી ખબરમાં માત્ર આટલું જ જણાવેલું કે સરકારને કરવામાં આવેલી અરજીનો જવાબ આવતાં સુધી જેઓનો પાક નિષ્ફળ નીવડયો હોય, અગર ચાર આનીથી કમતી થયો હોય, તેમણે મહેસુલ ભરવાનું મુલતવી રાખવું.

ના. સરકારે સમજવું જોઇએ કે ગુજરાત સભા કે હોમરૂલ લીગ માત્ર નામના અસ્તિત્વને ખાતર ન જ હોઇ શકે. પણ લોકોનાં દુઃખો તેમને કહેવામાં આવે, તો તેની તપાસ અને મદદ કરવા માટે તે હોવી જોઇએ. ગરીબ ખેડુતોને તેમના આવા અસહ્ય સંકટના સમયમાં મદદ કરવી એ તેમની ફરજ હતી. અને બન્ને સંસ્થાઓએ ખેડુતો તરફથી કામ કરવામાં પોતાની ફરજ બજાવી છે, અને નહિ કે 'પ્રેસનોટ'માં જણાવ્યા મુજબ ગેરકાયદેસર તોફાની ચળવળ ઉભી કરી છે. ગુજરાત સભા જેવી સંસ્થાને માટે આવું કહેવું એ કેવળ ગેરવ્યાજબી અને લાગણી દુઃખાવનારો આરોપ છે.

## હાલ તરત કેટલી રાહતની જરૂર છે

ખેડુતોને તાત્કાલિક રાહત મળે તે હેતુથી નીચેની સૂચનાઓ રજુ કરૂં છું:

૧. શીયાળુ પાક ઉતરતાં સુધી મહેસુલ મુલતવી રાખવું.
૨. ખેડુતો જમીનમહેસુલ ભરવાની સ્થિતિમાં છે કે નહિ, તેની બારીક તપાસ કરવા સરકારી અમલદારો અને પ્રજાના આગેવાનોનું એક પંચ નીમવું.

૩. ઢેડ, ધારાળા અને વાઘરી તથા રૂા. ૩૦ ની અંદર મહેસુલ ભરનાર ખાતેદારોનું આ સાલનું મહેસુલ તદન માફ કરવું.

૪. શીયાળુ પાક આઠ આનીથી વધારે થાય તો આખા જીલ્લાને માટે અડધું મહેસુલ માફ કરવું; અને જો શીયાળુ પાક છ આનીથી ઓછો થાય તો પુરૂં મહેસુલ માફ કરવું.

૫. ઢોરના જીવારા ખાતર સરકારે મોટા જથ્થામાં પરદેશથી ઘાસ મંગાવી લોકોને આપવાની ગોઠવણ કરવી.

૬. મહુડાંના કાયદામાંથી જીલ્લાને આ સાલ મુક્ત કરવો. કે જેથી ઢોર અને માણુસનાં જીવારામાં તે મદદરૂપ થઇ પડે.

પાર્વતી મેન્શન્સ
મુંબઇ
તા. ૨૬-૧-૧૮

શંકરલાલ દ્વારકાદાસ પરીખ

# પરિશિષ્ટ ૮

## પ્રતિષ્ઠિત વ્યક્તિઓના અભિપ્રાયો

આ બન્ને નામદારો 'ખુદ સંકટવાળા ભાગોમાં જઈ ખેતીવાડી અને ખેડુતોની ખરી સ્થિતિ કેવી છે, તે વિષે તપાસ ચલાવી મુંબઈ પાછા ગયા' પછી 'જામે જમશેદ'ના ખાસ પ્રતિનિધિએ તેમની મુલાકાત લીધી હતી. તે પ્રસંગે બન્ને નામદારોએ દર્શાવેલા વિચાર તે પત્રમાં પ્રગટ કરવામાં આવ્યા હતા. તેમાંના થોડાક ઉતારા નીચે આપવામાં આવ્યા છે.

### ના. વિઠ્ઠલભાઈ પટેલ

"કઠલાલ ખાતે ખેડુતોની એક સભામાં ઠરાવ પસાર કરી મને તથા મારા વયોવૃદ્ધ માનવંત મિત્ર ગોકળદાસ પારેખને સંકટવાળા ભાગોની મુલાકાત લેવા અરજ કરી હતી. અને અમોને આમંત્રણ કરવા માટે પોતાના એક પ્રતિનિધિને મુંબઈ ખાતે મોકલ્યા હતા."

"લોકોએ પાક ઉગાડવા પાછળ જે ખર્ચ કર્યો છે. તે પાછો મળી શકે તેમ નથી. એટલું જ નહિ પણ તે પાછળ કરેલી મજુરી ફોગટ જવા સંભવ છે."

"રૂના ભાવ તેજ હોવાથી ખેડુતોને તડાકો પડવાની ગણત્રી ભુલભરેલી છે. હજી રૂ ઘરમાં આવવાને બે માસ જોઇએ, અને વળી ખેડુતો પાકની ઘણી થોડી આશા રાખે છે."

"ઘાસચારો પણ બિલકુલ થયો નથી. હાલમાં આંબા તથા લીંમડાનાં પાદડાં ખવરાવી ઢોરનો નિભાવ કરવામાં આવે છે. કેટલાંક ગામોમાં જાનવર ભૂખે મરે છે. ... ... ..."ગરીબ લોકો કણજી વેચી, મકાઇ લાવી ગુજારો કરે છે."

"... ... ...મહેસુલ વસુલ કરવાનું કામ તા. ૫મી ડિસેમ્બરે શરૂ કરી દેવામાં આવ્યું હતું.........કલેક્ટરે ડેપ્યુટેશનની મુલાકાત લીધા પછી પાકોની આંકણી નક્કી કરી."

"... ... ...કોઇપણ પ્રકારની ખોટી ઉશ્કેરણીનો હું સદંતર ઇનકાર કરૂં છું.........હોમરૂલ લીગ.........જે નેમ ધરાવે છે, તેને અનુસરી, ખેડુતોનું ભલું કરવાની ધારણા એ મંડળે રાખી હતી."

**ના. ગોકળદાસ પારેખ**

"... ... ... ...ઢોરો માટે ઘાસચારો પુરો પાડવાની નામદાર સરકારની મોટી અને પુરતી મદદની અગત્ય છે."

" .........સાધારણ રીતે જમીનમહેસુલ એ હપ્તાથી વસુલ કરવાને બદલે આ વખતે એક હપ્તે સઘળું વસુલ કરવામાં આવે છે,.........એવી કડવી ફરીયાદ છે."

" ગુજરાતની આફતોના નિવારણ માટે બનતું કરવાની ગુજરાત સભાની ફરજ છે.........નામદાર સરકારનો હુકમ મળતાં સુધી, લોકોને ધીરજ રાખવાનું કહેવામાં કાંઇ પણ ગેરવાજબી યા ખોટું સભાએ કર્યું નથી."

" .........આ મહત્ત્વની બાબત સાથે હજારો માણસોનાં સુખ દુઃખ અને જાનમાલ તથા તન્દુરસ્તીને ખાસ સંબંધ છે.........કલેક્ટરના રિપોર્ટ સરકારે છેવટના ગણી, તે ઉપર સંપૂર્ણ આધાર રાખવો જોઇએ નહિ.........રૈયતની ફરીયાદ અને પોકાર બાબત સ્વતંત્ર તપાસ ચલાવી, સરકારે ખાતરી કરવી જોઇએ.

" .........એક ખાસ કમિશન નીમવાની.........અને તે દરમિયાન મહેસુલ તહકૂબ રાખવાની, મહુડાં પ્રજાને મોકલી રાખવાની.........જરૂર દર્શાવી હતી."

" ખેડા જીલ્લાનો ખેડુતવર્ગ મહેસુલ ભરવાની શક્તિ ધરાવતો નથી, તેથી રાહત આપવાની સરકારની મોટી ફરજ ઉભી છે."

('જામે જમશેદ' તા. ૨૧--૧--૧૮)

## શ્રી૦ અમૃતલાલ ઠક્કરનો અભિપ્રાય

ખેડા જીલ્લામાં જમીનમહેસુલ વસુલ કરવામાં સરકારી અમલદારો તરફથી થતી સખ્તાઇ વિષેની ખેડુતોની ફરિયાદ સંબંધે જાતમાહિતી મેળવવા શ્રીયુત અમૃતલાલ ખેડા જીલ્લાનાં કેટલાંક ગામોમાં ગયા હતા. ત્યાંથી પાછા ફર્યા બાદ એક ખાસ પ્રતિનિધિએ તેમની મુલાકાત લીધી હતી. તે પ્રસંગે મહેસુલ વસુલ કરવામાં સખ્તાઇના આબેહુબ પુરાવા રજુ કર્યા ઉપરાંત જણાવ્યું હતું કેઃ "ગુજરાત સભાની હીલચાલને સરકાર વખોડે છે. પણ જો સભાએ આ હીલચાલ ઉપાડી ન હોત તો અધિકારીઓએ છુટછાટ મુકી જ ન હોત... મેં જાતે તપાસ કરી જોયું છે કે ખેડુતો મહેસુલ ભરી શકે તેમ નથી. આવા સંજોગોમાં હાલ તરત મહેસુલ લેવાનું મુલતવી રાખી સરકારી તથા બિનસરકારી સભ્યોની જો એક કમિટી સરકાર નીમે, અને પુનઃ યોગ્ય તપાસ ચલાવે, તો તે સ્પષ્ટ થશે. સરકાર પોતાની યાદીમાં જણાવે છે કે કલેકટરે પુરી તપાસ કરી છે. હું ખાતરીથી કહું છું કે કલેકટરની તપાસ પુરતી નથી; એટલે કે ટુંકી મુદતમાં પૂરી તપાસ થઇ શકે તેમજ નથી. કારણ કે તા. ૧૫મીએ મેસર્સ પટેલ-પારેખના ડેપ્યુટેશનની મુલાકાત થયા પછી તા. ૨૨મીએ કલેકટરે પોતાના હુકમો બહાર પાડયા. ખેડા જીલ્લાનાં ૬૦૦ ગામોમાં કલેકટરે સાત દિવસમાં પુરી તપાસ કયારે કરી તે બહુ વિચારણીય છે. ગુજરાત સભા ઉપર ગુસ્સે થઇ મહેસુલની બાબત એમ ને એમ કાઢી નાંખવી: ન જોઇએ.........શું એક સામાન્ય ભૂલ માત્રથી હજારો ખેડુતોના જીવનનો સવાલ

રદ થઇ જાય ? તલાટી અને અમલદારોના રિપોર્ટને આધારે કલેકટર કહે તે ખરૂં, અને પ્રજાના પ્રતિનિધિઓ કહે તે ખોટું ગણી, કાર્યપદ્ધતિ ચાલુ રાખવામાં સરકારની ગંભીર ભૂલ થાય છે.”

(‘ગુજરાતી’ તા. ૨૭-૧-૧૮)

## શ્રી૦ ચંદ્રશંકર પંડયા

શ્રીયુત ચંદ્રશંકર પંડયા આ વિષયમાં શરૂઆતથી જ રસ લઇ રહ્યા હતા. નડીયાદ ખાતે મળેલી લગભગ તમામ સભાઓમાં તેઓ હાજર રહ્યા હતા. જો કે નાદુરસ્ત તબીયતને લીધે તેઓ પાછળથી આગળ પડતો ભાગ લઇ શક્યા નહોતા; પણ આ લડત માટે તેમની કેટલી સહાનુભૂતિ હતી, તે નીચેના ઉતારા ઉપરથી જોઇ શકાય છે.

“સરકારને અચૂક જણાવી દેવું જોઇએ કે, સરકારનાં વચનને લોકો વેદવાકય માનતા, તે હવે બંધ થયું છે. અતિશય સંકટના સમયમાં અમલદારો સત્ય હકીકત છુપાવવા ચોતરફથી રચના રચે તો તેને બરાબર પહોંચી વળવા પ્રજાએ પોતાનાં દુઃખોનો પોકાર કરવામાં સુવ્યવસ્થિત યોજના ઘડવી જ જોઇએ. મને સંપૂર્ણ ખાતરી છે કે ગુજરાત સભા અને ખેડા જીલ્લાની હોમરૂલ લીગની શાખાઓ સરકારે કરેલું આવાહન વહેતું નહિ જવા દેતાં, તેના મ્હોં આગળ ઢગલાબંધ હકીકતો રજુ કરી, કાન પકડાવી કબૂલ કરાવશે કે, સરકારના વર્તનમાં જ તોફાની તત્ત્વ હતું.”

(‘ક્રૉનિકલ’ તા. ૨૨--૧--૧૮.)

## શ્રી૦ મોહનલાલ પંડયા

આ સાલ ખેડા જીલ્લાની જમીનમહેસુલની લડત ઉપાડવાનું માન શ્રી૦ મોહનલાલ પંડયાને ઘટે છે. તેમની દઢતા અને હિમ્મતનું જ તે પરિણામ છે. આ લડતના તેઓ ઉત્પાદક હતા એટલું જ નહિ, પણ લડતને શિરે જે મુકુટ ધરાયો તે પ્રાપ્ત કરવાનું અહોભાગ્ય તેમના કિસ્મતમાં જ હતું. લગભગ ૧૦મી નવેમ્બરથી છેક લડતના અન્ત સુધી એક વીરની માફક તેઓ આખા જીલ્લામાં ઘૂમી રહ્યા હતા. આ સઘળો સમય આખી જીંદગીમાં નહિ કલ્પ્યો હોય, તેવા ઉત્તમ જીવન-રસનો લ્હાવો તેઓ લઇ રહ્યા હતા.

શ્રી૦ પંડયાને લખવાનો શોખ બહુ ઓછો છે. તેથી તેમણે આ લડત વિષે પોતાના તરફથી કાંઇ સાહિત્ય બહાર પાડયું નથી. પણ સરકારી યાદીમાં સરકારે જીલ્લાને ધનવાન અને આબાદ કહ્યો તે મ્હેણું તેમનાથી સાંખ્યું ગયું નહિ. ખેડા જીલ્લાને 'ધનવાન અને આબાદ' કહેતાં શીંગ ભેગી ઇયળ બફાય તેના જેવો ઘાટ તેમને લાગ્યો. આથી તેમણે નીચેનો પત્ર વર્તમાનપત્રો જોગ લખી મોકલ્યો હતોઃ

### ધનવાન અને આબાદ જીલ્લો !

" સરકારે યાદી બહાર પાડી આ રંક જીલ્લાની પ્રજાની લાગણી દુભાવી અને પડયા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ દેવા જેવું કર્યું છે. સરકાર કહે છે કે આ જીલ્લો ધનવાન

અને આબાદ છે. કપડવણજ તાલુકો આ જીલ્લામાં છે. એટલે તે પણ ધનવાન અને આબાદ !!

" .........રૈયતની ખરી દશા આ પ્રમાણે છે. વર્ષ નિષ્ફળ નીવડવાથી, લોકોમાં ભારે સંકટ ફેલાયું છે. અનાજ પકવનારો આ તાલુકો પરદેશી મકાઈ ઉપર નિર્વાહ ચલાવે છે. લોકો કણજી વેચી, મકાઈ લાવી, તેની રાબ પીને દિવસ ગુજારે છે. કેટલાક ઝાડ કાપી, લાકડાં વેચી અને કેટલાક કોલસા પાડી પેટ ભરે છે. નડીયાદ–કપડવણજ લાઇનમાં આયાત મકાઈની અને નિકાસ કોલસા અને લાકડાની છે. ઢોરને ઓળા અને લીમડાનાં પાંદડાં ખવડાવવામાં આવે છે. આ સમયમાં મહુડાં, જીંદગી ટકાવી રાખવામાં મદદરૂપ થાત. અધુરામાં પુરૂં ગામડે ગામડે અને ઝુંપડે ઝુંપડે મરકી ચાલી રહી છે. ... ...આવી કંગાળ દશા ભોગવતા લોકોને 'ધનવાન અને આબાદ' કહી, સરકાર મશ્કરી શામાટે કરતી હશે ?

" મહેસુલ ભરવાની સ્થિતિ બિલકુલ નથી. સખ્તાઇ થશે તો લોક ટુટી જશે અને ઢોર મરી જશે. આવા સમયમાં સરકાર મદદ કરવાને બદલે, જમીનમહેસુલ અને પાછલી તગાવી ઉઘરાવે છે.

" રૈયતનું રક્ષણ કરવાનો, અને પ્રજાનાં દુઃખ સમજવાનો સરકાર દાવો કરતી હોય, તો......સ્વતંત્ર કમિટીની નીમણુક થવી જોઇએ. તો જ સરકારી અમલદારોનું એકતરફી કામ બહાર આવે........."

('હિન્દુસ્તાન' તા. ૨૪-૧-૧૮)

## શ્રી૦ મગનભાઇ ચતુરભાઇ પટેલ

શ્રીયુત મગનભાઇ ચતુરભાઇ પટેલ ખેડા જીલ્લાના ખેડુતો માટે સ્વતંત્ર પ્રયાસ આદરી રહ્યા હતા. તેમણે ખેતીવાડી, ખેડુતો અને તે સાથે સરકારનો સંબંધ, એ વિષે ઘણા પત્રો વર્તમાનપત્રોમાં પ્રગટ કર્યા છે. તેમાં ખાસ કરી 'ગુજરાત અને ખેડા જીલ્લાની ખેતીવાડીની સ્થિતિ' વિષે મહત્વની હકીકતો અને દાખલા દલીલો સાથે, અતિ વિદ્વત્તાભર્યા બે પત્રો તેમણે 'ક્રોનિકલ'માં લખ્યા હતા. શ્રીયુત મગનભાઇના આ શુભ પ્રયાસની નોંધ લેવા સાથે, તેમાંના કેટલાક ઉતારા અત્રે આપવા ઉચિત ધાર્યું છે.

## ગુજરાતની ખેતીવાડીની સ્થિતિ

"ના૦ પારેખ–પટેલે ખેડુતોનાં ઘરોમાં જઇ પ્રત્યક્ષ અને હૃદયદ્રાવક હકીકત મેળવી તે એ હતી કે, ખેડુતો પાસે પોતાના નિભાવ માટે એક કે બે મહિના ચાલે તેટલું પણ અનાજ નહોતું......આટલા બધા અથાગ પરિશ્રમ પછી સરકારના ધ્યાન ઉપર લાવવામાં આવેલી હકીકત તદ્દન ખરી છતાં, હજી પણ તાલુકાના અધિકારીઓના રિપોર્ટની દયા ઉપર પ્રજાને આધાર રાખવો રહ્યો. સરકાર પ્રજાની વાસ્તવિક ફરીયાદ સાંભળવા તૈયાર છે, એ વાત આ હકીકતથી ખોટી ઠરે છે.....વળી ખેતરમાં પગ મુક્તાંની સાથે સાબીત થઇ શકે એવી વસ્તુસ્થિતિ હોવા છતાં, સરકારી અમલદારો, પોતાનો ન્યાય પોતાના જ હાથમાં લઇ લે છે, તેથી પ્રજા

તેમને ખોટા પુરવાર કરવા નિરૂપાય બને છે. આ કરતાં બીજું વધારે દમન શું હોઇ શકે ?"

"પાક કેવળ નિષ્ફળ ગયો છે, એ પ્રજાનો સર્વમાન્ય અભિપ્રાય છે. આ વાત જેમને જાણવાની દરકાર છે, અને જે ખુલ્લા દિલે માનવાને તૈયાર છે તેમને, તે પુરવાર કરી આપવા સમર્થ છે. હજી પણ તપાસ કરવા માટે કોઈ અધિકારી આવે તો તેની ખાતરી કરી આપી શકાય તેમ છે......પણ મહેસુલ ખાતાના અમલદારો ખુલ્લા દિલે આ આ સ્થિતિ તપાસવા તૈયાર નથી......તેઓ પ્રજાના ઘણા મોભાદાર આગેવાન ગૃહસ્થોની વાત માનવાનો ઇનકાર કરે છે......તેઓ માત્ર તેમના ખાતાના રિપોર્ટો ઉપર આધાર રાખે છે......પ્રજાની વાતનો ઇનકાર કરવા તેમની પાસે માત્ર આ સાધન છે......આ સંજોગોમાં આ સત્ય હકીકત પુરવાર કરવા કોઈ બીજાં સાધનો પ્રજાને સૂચવી શકશે ?"

"પ્રજાની સત્ય હકીકત સામે સરકારી અમલદારોની આ હઠીલાઇનું શું પરિણામ આવશે, તે અમલદાર જો અમલદારને બદલે રૈયત હોય, તો તેને ખબર પડે !"

"પ્રજા ઉપર વસુલાત માટે જુલમ ગુજરે, એ કાંઈ નાનીસુની વાત ન કહેવાય......ખેતરો ઉપર ટાંચો આવતાં તે વેચી દેવાં પડશે, અગર ભારે બ્યાજે નાણું કરજે કાઢવું પડશે......અને લાંઘણો કરી, ઠંડો માર ખમી, મરણને શરણ થશે. મને ભય છે કે છેવટે આવું કાંઇ દુઃસહ પરિણામ જ આવવાનું."

('ક્રૉનિકલ' તા. ૨૧-૧-૧૭)

## નડીયાદના એક ખેડુત કુટુમ્બનો હેવાલ

"......ભીખો–નડીઆદનો વતની-એક ખેડુત છે. તેના કુટુમ્બમાં બે મરદ, એક સ્ત્રી અને ત્રણ છોકરાં છે. સ્ત્રી અને છોકરાં મજુરો પર દેખરેખ રાખે છે તથા ખેતરમાં કેટલીક ચીજો લાવવા લઇ જવાનું કામ કરે છે, અને ઢોર સાચવે છે......આખું કુટુમ્બ ખેતરમાં કામ કરે છે......આ કુટુમ્બે આ સાલ ૧૯ વીઘાં જમીન ખેડી,......અને...... પેદાશની કિંમતની રકમ મજરે ગણતાં, ખર્ચમાં રૂ. ૨૭)ની ખાધ ગઇ. આ હિસાબમાં એક પણ માણસની જાતમહેનત ગણવામાં આવી નથી."

એક બીજા કુટુમ્બનો દાખલો એટલો જ ખરાબ છે. "નડીયાદમાં તેને ત્રણ ઘર હતાં. ૧૯૦૦ના દુકાળ પછી, વધી ગએલું દેવું પતાવવા, તેને બે ઘર અને ખેતર વેચવાની જરૂર પડેલી. ખેતર તેણે રૂ. ૨૪૦૦)માં વેચ્યું હતું. હાલમાં તેને નાનું સરખું ઘર બચવા પામ્યું છે. હજી તેને માથે કેટલુંક દેવું છે.........મહેસુલની રકમ રૂ. ૭૫) જો આ વર્ષે મુલતવી રાખવામાં આવ્યું હોત તો...આવા અડીઓપટીના પ્રસંગમાં તેને તેટલી રકમ ખરેખરી મદદરૂપ નીવડી હોત."

"ખેડા જીલ્લામાં આ સાલ સારાં સારાં ગામડાંની સ્થિતિ લગભગ આવી જ છે.........પ્રજા પોતાની હકીકત આ કરતાં વધારે સચોટ કેવી રીતે પ્રતિપાદન કરી શકે?" ......વસ્તુ સ્થિતિ સાચી હોવા છતાં, અમલદારોને આંખ આડા કાન કરવા છે......આમ ક્યાં સુધી નભશે?"

('ક્રૉનિકલ' તા. ૨૫–૧–૧૮)

# પરિશિષ્ટ ૯

## હિન્દ સેવક સમાજના સભાસદોની નોંધ

ગુજરાતના ખેડુતોના ભલામાં રસ લેનાર મુંબઇના કેટલાક મિત્રોની સૂચનાથી, અમે ખેડા જીલ્લામાં પાક નિષ્ફળ ગયા વિષે બારીક અને સ્વતંત્ર તપાસ કરવાનું માથે લીધું. ખેડા જીલ્લામાં ચોમાસુ પાક નિષ્ફળ જવાથી ખેડુતો અને ખાસ કરીને હલકી વર્ણના લોકોમાં ભારે સંકટ ફેલાએલું છે.

### અમલદારોની મુલાકાત

ઉપરોક્ત તપાસનું કામ અમે ૨૪મી જાન્યુઆરી ૧૯૧૮ના રોજથી શરૂ કર્યું. પાકની નિષ્ફળતાની માહિતી લોકો તેમજ સરકારી અમલદારો તરફથી જાણવી એમ લાગવાથી, એક મિત્રની ભલામણથી અમે ઉત્તર વિભાગના કમિશનર મિ. પ્રૅટની મુલાકાત લીધી. તેઓ સાહેબને અમે અમારા કામની રૂપરેખા સમજાવી અને જીલ્લાના અમલદારો તરફથી જોઇતી મદદ માટે વિનંતિ કરી.

તા. ૨૬મીના રોજ અમદાવાદ ખાતે મિ. પ્રૅટ સાથેની મુલાકાત વખતે તેઓ સાહેબે અમને ખાતરી આપી હતી

કે અમારી તપાસ દરમિયાન વખતો વખત જે જે સૂચનાઓ કરવામાં આવશે, તે તેઓ મીઠી નજરે ધ્યાનમાં લેશે. તેઓ સાહેબની આટલી સહાનુભૂતી મેળવ્યા બાદ, અમે કલેક્ટર મિ. નામજોશીને મહેમદાવાદ મુકામે મળ્યા.

## તપાસ માટે માતર તાલુકાની પસંદગી

મુંબઇના મિત્રોના કહેવાથી અમે જાણેલું કે આણંદ અને બોરસદ તાલુકા બીજા તાલુકાઓ કરતાં આબાદ છે. મહેમદાવાદ, નડીયાદ અને કપડવણજ તાલુકાઓમાં કેટલાંક ગામોનું મહેસુલ મુલતવી રાખવામાં આવ્યું છે. એટલે ઠાસરા અને માતર એ બે તાલુકા બાકી રહ્યા. આ બે તાલુકાઓની હાલત લગભગ ઉપલા ત્રણ તાલુકાઓ જેવી જ ખરાબ હોવાની ખબર અમને અમારા મુંબઇના મિત્રોએ આપેલી......આથી અમે માતર તાલુકામાં તપાસ કરવાનું પસંદ કર્યું".

## પાછલું ચોમાસું

ગયા ચોમાસાની વાત દુઃખદ છે. શરૂઆતમાં વરસાદે તાણ્યું. પાછળથી વરસાદ ઠીક પડયો, અને ખેડુતોએ સારા વર્ષની આશા બાંધી. વળી વરસાદ લંબાયો. પાછો ઑક્ટોબર માસના વરસાદથી સખત ફટકો પડયો. ઑક્ટોબરના પહેલા પખવાડીયામાં નાહક બીનઉપયોગનો વરસાદ પડયાં જ કર્યો, આથી ઘણું ભારે નુકસાન થયું. આ પછી એક અઠવાડીયું જોઇતો ઉઘાડ નીકળ્યો, અને લોકોએ પાક

લણી, ખેતરોમાં સુકાવા મુકયા. પણ કમનસીબે તા. ૨૨થી ૨૫મી સુધી લાગટ ધોધમાર વરસાદ પડયો, આથી ખેતરોમાં પડેલા પાકનો સદંતર નાશ થયો. આ બનાવથી લોકો અનાજની તંગીના સબબે તદ્દન નિરાધાર દશામાં આવી પડયા. આ ઉપરાંત આગલા વર્ષ કરતાં ઉંદરોનો ઉપદ્રવ વધારે છે. આ વાત તાલુકાના પાકની સરકારી નોંધ ઉપરથી સિદ્ધ થાય છે. લોકો કહે છે કે, આ વર્ષે ટાઢ સખત છે. જો કે તેમાં મતભેદ છે. આથી લોકોના મનમાં ભય છે કે સખત હિમ પડશે. આ ભય ખોટો પડયો છે. અને ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ, કે હિમ પડવાનો વખત વીતી ગયો છે. લોકો પાસે બચત બહુ રહી હોય એમ જણાતું નથી, કેમકે જે લોકોએ ખુશીથી પાંચ પાંચ રૂપીઆના " કૅશ સર્ટિફીકેટ " લીધેલાં તે થોકડાબંધ પાછાં આવે છે અને એ જૂજ રકમ પણ પાછી લઇ જાય છે. પાછોતર વરસાદથી એક ફાયદો થયો જણાય છે. તે એ કે તેથી શિયાળુ પાક માટે જોઇતો ભેજ જમીનમાં છે.

## પાકની બીનધોરણ ગણત્રી

માતર તાલુકામાં કુલ ૮૧-૮૨ ગામો છે. અને સગવડની ખાતર સર્કલ પાડવામાં આવ્યાં છે. આ દરેક સર્કલનાં આશરે છ ગામોના હિસાબે લગભગ આ તાલુકાનાં અઢાર ગામોની તપાસ અમે કરી છે. આટલાં ગામોની તપાસથી અમારે સંતોષ માનવો પડયો છે, કેમકે આખા તાલુકામાં ફરવાનું અશક્ય હતું.....આખા ગામના પાકનો અંદાજ

અમુક ખાતેદારોના પાકની હકીકત ઉપરથી બાંધવો એ બહુ મુશ્કેલ છે. શરૂઆતમાં મુખી-તલાટી પાક નજર તળે કહાડી તે ઉપરથી આશરે અંદાજ ગણી કહાડે છે. તેમાં નથી અખતરા દાખલ તૈયાર કરેલા પાકનો આધાર, ગણિતની ગણત્રી કે વિજ્ઞાન-શાસ્ત્રની કળા. વળી પાકનાં અંદાજ નક્કી કરવા માટે કાંઇ ધોરણ નક્કી કરવામાં આવ્યું નથી. આ **ઉપરાંત રૂપીઆના સોળ આનાને બદલે બાર આનાના હિસાબે પાકના અંદાજ ગણાય છે**......એવું પણ બને કે આખા ગામનો પાક સોળે સોળ આની ગણાવા, છતાં પણ તે ગામના અમુક બાર પંદર ખેડુતોને પાકમાંથી કાંઇ ન મળ્યું ન હોય. આવા સંજોગોમાં આ કમનસીબ ખેડુતોને હાલના ધારાધોરણને લઇને કાંઇ રાહત ન મળી શકે. આ જ રીતે અમુક ગામ કે અમુક વ્યક્તિને જમીનમહેસુલના નિયમો મુજબ કાંઇ રાહત મળવા સંભવ છે જ નહિ. વળી અમુક વર્ષના પાકની આનાવારી નક્કી કરતી વખતે આખા ગામના ખરીફ અને રવી પાકના ભેગા અંદાજ ગણવામાં આવે છે. જોકે રવી પાક આ સમયે પુરો ઉગ્યો પણ નથી હોતો, છતાં પણ હપ્તાના વિભાગ પાડવા માટે તેનો અંદાજ પાક ઉતર્યા પહેલાં જ ગણી લેવામાં આવે છે.

આ ગણતરી ગામના મુખી-તલાટી કરે છે. આ ઉપરથી જોઇ શકાય છે—અને આ વાત કબુલ પણ રાખવામાં આવી છે—કે આવી ગણત્રીઓ માત્ર કલ્પનામય જ હોય છે. અને તેથી તેમાં ઘણું અચોકસપણું હોય

છે. ખરીફ અને રવી પાકના ખરા ઉતાર ઉપરથી તેની ગણત્રી કદાપિ કરવામાં આવતી નથી, એટલું જ નહિ પણ તેમ કરવું શક્ય નથી. આથી એવું અનુમાન થાય છે કે, સરકારી અમલદારોને જેમ પાકની ગણત્રી વધારે બતાવવાનું અનુકૂળ છે, તેમ ખેડુતો તે કમતી બતાવવા ધારે તો તેમ કરી શકે. હિંદુસ્તાનમાં જ આવું બને છે એવું કાંઈ નથી. આખી દુનીયામાં આવી પ્રથા પ્રચલિત છે.

## મુખ્ય અધિકારીઓની સલાહ

ના. ગવરનર સાહેબ તથા રેવન્યુ મેમ્બર મી. કાર્માઇકલ પાસે આ બાબત નિવેદન કરતાં, એ બન્ને સાહેબોએ જણાવેલું કે તપાસ પુરી થયા બાદ ચોકસ સૂચનાઓની એક યાદી ઘડી, ઉત્તર વિભાગના કમિશનર સાહેબ પાસે રજુ કરશો. ના. ગવરનર સાહેબે અમને ખાતરી આપી હતી કે મી. પ્રૅટ અમારી માગણીઓ દિલસોજીથી ધ્યાનમાં લેશે, એટલું જ નહિ પણ તે વિષે બહુ ઉદારતા દાખવશે. આવી મતલબનો એક પત્ર તેઓ સાહેબે તેમની મેળે જ મી. પ્રૅટ ઉપર લખી આપ્યો. મી. કાર્માઇકલે અમારી દરખાસ્તો શાન્તિપૂર્વક સાંભળ્યા પછી સલાહ આપેલી કે અમારે તે વિષે મિ. ઘોશલ, જેમણે હમણાં ખેડા જીલ્લાના કલેકટરનો ચાર્જ લીધો છે, તેમને મળવું.

## મદદની આવશ્યકતા

અમારી તપાસના પરિણામે અમો એવા અનુમાન ઉપર આવ્યા છીએ કે હાલ આ તાલુકામાં દુકાળ કે અસલ

સંકટ જણાતું નથી. પરન્તુ લોકોની દુર્દશા જોતાં તેમના પ્રત્યે અત્યંત દયાભાવ ઉપજે છે. તેમની આ દુઃખી દશામાં છેલ્લા ખરીફ પાકના નાશથી વધારો થયો છે. તેમજ એ દુઃખમાં વધારો કરનારાં બીજાં પણ ઘણાં તત્ત્વો છે. દાખલા તરીકે મોંઘવારી, પ્લેગનો ફેલાવો, અને શીયાળુ ઉભા પાકમાં પડેલા ઉંદરો અને હિમનો ભય. જો કે હાલમાં શીયાળુ પાક સારી સ્થિતિમાં છે, એમ ખેડુતો પણ કબુલ કરે છે. આ સંજોગોમાં, ખેડુતો જમીનમહેસુલ ભરવાની ફરજ સ્વીકારવા છતાં ઉભા પાક સારી સ્થિતિમાં લણી લેવામાં આવે ત્યાં સુધી વીઘોટીની તમામ રકમ મુલતવી રાખવાની માગણી કરે છે. અમે આથી એવા છેવટના નિર્ણય ઉપર આવીએ છીએ, કે માતર તાલુકાના ખેડુતોને ઉપલી દરખાસ્ત મુજબ મદદ મળવાની જરૂર છે. અમે ગામડાઓમાં જે હકીકત અને માહિતી મેળવી છે તે ઉપરથી તૈયાર કરેલા આ વિગતવાર હેવાલના ટાંચણરૂપે, અમે નીચેની ભલામણો કરવાની રજા લઇએ છીએ.

## ભલામણો

(૧) **મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવા બાબતઃ** સર્વત્ર સિદ્ધ થઇ ચુક્યું છે કે ડાંગર સિવાય ખરીફ પાક નિષ્ફળ ગયો છે, અથવા નહિ જેવો જ થયો છે. ડાંગરનો પાક પણ જોઇએ તેટલો સંતોષકારક નથી. આથી જમીનમહેસુલ મુલતવી રહે તો તેવી રાહત મેળવવા ખેડુતો બહુ આતુર છે. માટે જે ગામોમાં

અડધા ઉપરાંત ખરીફ પાક કરવામાં આવ્યો હોય તેમનો રવી પાક સારી સ્થિતિમાં ઉતરે ત્યાં સુધી—એટલે કે માર્ચની આખર સુધી—મહેસુલ મુલતવી રાખવાની અમે ભલામણ કરીએ છીએ. માતર તાલુકામાં આવાં ગામોની સંખ્યા ૫૦થી ૬૦ની છે.

(૨) **મહેસુલ અડધું મુલતવી રાખવા બાબતઃ** રવી પાકની સ્થિતિ અને ખરીફ પાક નિષ્ફળ ગયાની તપાસ ઉપરથી અમારૂં અનુમાન થાય છે, કે અમારા ધારવા કરતાં આનાવારી આંકડા વધારેપડતા ગણવામાં આવ્યા છે. તેથી સાથેની યાદીમાં જણાવેલાં ગામોનું મહેસુલ અડધું મુલતવી રાખવું.

(૩) **રૂ. ૧૦થી અંદરના ખાતેદારોનું પુરૂં મહેસુલ મુલતવી રાખવા બાબતઃ** ગરીબ ખેડુતોની દેવાદાર દશામાં વધારો ન થાય તેથી અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ કે આવા ખાસ સંકટના સમયમાં આખા તાલુકાના રૂ. ૧૦ની અંદરના ગામ—ખાતેદારોનું મહેસુલ પુરેપુરૂં મુલતવી રાખવું.

(૪) **પૂરથી ધોવાઈ ગએલા ભાગોનું મહેસુલ માફ કરવા બાબતઃ** "ખાસ સંકટના" નિયમોના ધોરણે ખારી નદીમાં આવેલા પૂરથી ધોવાએલાં સાત કલમબંધી ગામોના ક્ષેત્રફળના દશમા ભાગનું મહેસુલ માફ કરવામાં આવ્યું છે. પણ અમારા અભિપ્રાય પ્રમાણે પૂરથી નુકસાન પહોંચેલા ભાગોનો વિસ્તાર ઘણો

મોટો છે તેથી (૧) જે ભાગોને વધારે નુકસાન થયું છે તેમને માફી પત્રકમાં વધારી લેવાં, અને (૨) પૂર આવેલા તમામ ભાગોના હીમાયત દર તરીકેનાં નાણાં માફ કરવાં.

(૫) **હલકા દરે નાણાંની સગવડ કરવા બાબત:** ખેડુતોની દેવાદાર દશામાં વધારો થતો અટકાવવા સરકાર અને સહકારી મંડળીઓની મદદથી, નવા વર્ષના પાકની ઉત્પન્ન આવે ત્યાં સુધી, ખેડુતોને પોતાની જરૂરીયાતોને પહોંચી વળવા, નાણાંની મદદ કરવાની ખાસ આવશ્યકતા છે. આ બાબતમાં પ્રજા અને સરકાર ભેગાં મળી કામ કરે એવી અમે ભલામણ કરીએ છીએ; અને સરકારે એક લાખ રૂપીઆ મૂડી તરીકે રોકવા તેમજ પ્રજાએ પણ સાથે તેટલી જ રકમ તેમાં જમે મૂકવી.

**મી. પ્રૅટ સાથે મસલત**

અમારી આ યાદી ના૦ પ્રૅટ સાહેબને તા. ૧૨મી ફેબ્રુઆરીના રોજ અમે મોકલી આપી. તે વિષે વિશેષ ચર્ચા અને માહિતી માટે, અમને તેઓ સાહેબે બીજે જ દિવસે બોલાવ્યા. આ વખતે મી. ઘોશલ, નવા કલેક્ટર સાહેબ મી. કેર અને મી. એમ. કે. ગાંધી હાજર હતા. અમારી પ્રત્યેક દરખાસ્ત ઉપર તેઓ બધાની રૂબરૂમાં અમે વિશેષ વિવેચન કર્યું. તેમાં અમારી જે કાંઇ દરખાસ્તો થોડા વધારે અંશે સ્વીકારવામાં આવી તેની વિગત આ પ્રમાણે છે:

અમારી પ્રથમ દરખાસ્ત થોડા ફેરફાર સાથે સ્વીકારાઇ. જે ગામોમાં રવી પાક એકંદર ક્ષેત્રફળના ૨૫ ટકા અથવા

તેથી વધારે પ્રમાણુમાં કરવામાં આવ્યો હોય તેવાં જ ગામોને મહેસુલ મુલતવી રાખવાની ગણત્રીમાં લેવાં.

અડધું મહેસુલ માફ કરવા માટેની ભલામણ ઉપર કલેકટર સાહેબ તે તે ગામોની હકીકતમાં ઊંડા ઉતરી, યોગ્ય વિચાર કરશે.

જમીનમહેસુલ પુરેપુરૂં મુલતવી રાખવાની દરખાસ્ત નામંજુર કરવામાં આવી. આ સૂચનાને જમીનમહેસુલ ઠરાવવાના નિયમોનો બાધ આવતો હતો, તેમજ તેથી કાંઇ ઉપયોગી કાર્ય સરશે નહિ એમ સામી દલીલ કરવામાં આવી.

અમારી ચોથી માગણીના સંબંધમાં પ્રૅટ સાહેબે, પૂરથી થએલા નુકસાનની ચોકસ વિગત અને ક્ષેત્રફળ અમારી પાસે માગ્યાં હતાં. પણ આ બાબતમાં મી. ઘોશલે જાતે આ બધા ભાગોની ચોકસ તપાસ કરવા તથા જરૂરજોગ રાહત આપવા જણાવ્યું. તેઓ સાહેબે એવી ઇચ્છા જણાવી કે, આ બધા ભાગોના લોકો નુકસાન બાબત ચોકસ પુરાવા સાથે તેઓ સાહેબને મળી, તેમની ખાતરી કરી આપે. આ ઉપરથી કલ-મ બંધી ગામોના લોકોને અમલદારો યોગ્ય રાહત આપશે, એવી ધારણાથી અમે તેમને ખબર આપી છે.

સહકારી મંડળીઓ સ્થાપવા બાબતની અમારી છેલ્લી દરખાસ્ત વિષે આગળ ઉપર વિચાર ચલાવવામાં આવશે; કેમકે હાલના પ્રશ્ન સાથે તેને કાંઇ ખાસ સંબંધ નથી, એમ કહેવામાં આવેલું.

## સદ્ભાવની આશા

આ અમારી ભલામણો વિષે અમલદારો સાથે થએલી વાતચીત અને તેમનું વલણ ઉપર જણાવ્યા મુજબ છે. તે પુરતું સંતોષકારક છે, એમ કહેવું અજુગતું ગણાય. તે જ સાથે તે કેવળ નિરાશાજનક પણ ન કહેવાય. અમને ચોકસ ખાતરી આપવામાં આવી છે, કે ગરીબ ખેડુતો ઉપર દયાભાવ બતાવવામાં આવશે. અને કોઇ ખાસ સંજોગો સિવાય સખ્તાઇના ઇલાજ લેવામાં આવશે નહિ. અને અમને આશા અને વિશ્વાસ છે કે ગરીબ ખેડુતો પ્રત્યેના ના. ગવરનર સાહેબના સદ્ભાવ અને ઉદારતાની ખાતરીની આશાને સાચી પાળવા જરૂરી તમામ ઇલાજ લેવામાં આવશે.

## તપાસ બંધ કરી

માતર તાલુકામાં કરેલી તપાસની યાદી તૈયાર કરી, અધિકારીઓને તે રૂબરૂમાં નિવેદન કરી, ત્યાંનું કામ આટોપી, ઠાસરા તાલુકામાં માતર તાલુકાના ધોરણે તપાસ કરવા ઠાસરા આવ્યા. ત્યાં અમને ખબર મળી કે અત્યાર સુધીમાં થએલી તમામ તપાસ અમલદારોની સામે ટક્કર મારવાપુરતી સંતોષ-કારક નથી, તેથી ગુજરાત સભાના પ્રતિનિધિરૂપે કેટલાક મિત્રો સાથે મી. એમ. કે. ગાંધી નડીયાદ આવી પહોંચ્યા છે. આથી અમને સલાહ મળી કે તે સંજોગોમાં અમારી તપાસ ચાલુ રાખવાનું આવશ્યક નહોતું. એથી અમે અમારી તપાસ બંધ કરીયે છીયે, અને આશા રાખીયે છીયે કે અત્યાર સુધીમાં

અમે કરેલી તપાસ ઉપરથી બહાર પાડેલી નોંધમાં કરેલી ભલામણો માટે અધિકારીવર્ગ યોગ્ય કરશે.

ગો. કૃ. દેવધર
ના. મ. જોશી
અ. વિ. ઠક્કર

દાસરા,
તા. ૧૮-૨-૧૮

હિન્દ સેવક સમાજના સભાસદો

# પરિશિષ્ટ ૧૦

## ગુજરાત સભાના સભાસદોનો ઠરાવ

ગુજરાત સભાના વ્યવસ્થાપક મંડળે તા. ૧૧-૧-૧૮ના રોજ ખેડા જીલ્લાના ખેડુતો જોગ કાઢેલી જાહેર ખબર પાછી ખેંચી લેવા બાબત ઉત્તર વિભાગના કમિશનર સાહેબની મંત્રીઓ સાથે થએલી વાતચીત બાબતમાં વિચાર કરી પસાર કરેલા ઠરાવની નકલનું ભાષાન્તરઃ—

ગુજરાત સભાના વ્યવસ્થાપક મંડળે કરેલા ઠરાવ મુજબ મંત્રીઓએ તા. ૧૦મી જાન્યુઆરી ૧૯૧૮ના રોજ કાઢેલી નોટીસ પાછી ખેંચી લેવાનું કાંઇ કારણ નથી, એવો એ પ્રશ્ન સંબંધે ફરી પુખ્ત વિચાર કર્યા પછી આ મંડળ ઠરાવ કરે છે. વ્યવસ્થાપક મંડળ એવો અભિપ્રાય ધરાવે છે કે ખેડુત જમીનમહેસુલ ન ભરે અગર ભરવાનું મુલતવી રાખે એમાં કાંઇ ગુન્હો થતો નથી. તેમજ કોઈ ખેતરોમાં પાક ચાર આનીથી પણ કમી થયો હોય છતાં તેના જમીનમહેસુલની માગણી કરવામાં આવે તો તેવે પ્રસંગે જમીનમહેસુલ ભરવાનું મુલતવી રાખવું એ ગેરવ્યાજબી નથી, તેમ ગેરકાયદેસર પણ નથી. ખેડા જીલ્લામાં જમીનમહેસુલ મુલતવી રાખવા સંબંધે

એક વિજ્ઞાપનાપત્ર ગુજરાત સભાએ સરકારને મોકલ્યું છે. અને તે ઉપરથી સરકાર હુકમ બહાર પાડે તે પહેલાં ખેડુતોને પોતાની મિલ્કતો વેચીને વીઘોટી ભરી દેવાની ફરજ પડે તો મહેસુલ મુલતવી રાખવાનો પ્રશ્ન છેક ઉડી જાય. તેથી આ મંડળ એવો મત ધરાવે છે કે, સરકાર તરફથી હુકમ બહાર પડતા સુધી જે ભાગોમાં ચાર આનીથી પાક કમી થયો છે. તેમણે જમીનમહેસુલ ભરવાનું મુલતવી રાખવાની ખેડા જીલ્લાના ખેડુતોને આપેલી ખબર ગેરકાયદે, અયોગ્ય કે વાંધાભરેલી નથી. અને સભાએ ભરેલું પગલું મહેસુલ મુલતવી રાખવા માટે કરેલા પ્રયાસનો લાભ ખેડુતોને મળે તે માટે જરૂરનું છે.

---

# પરિશિષ્ટ

## પાકની આની

| નંબર | પાક. | એકર. |
|---|---|---|
| ૧ | બાજરી | ૯૦૦ |
| ૨ | ડાંગર | ૧૫૦ |
| ૩ | સુંડીઉં | ૪૦૦ |
| ૪ | કોદરા | ૭૦ |
| ૫ | બાવટો | ૧૫૦ |
| ૬ | તુવેર | ૧૦૦ |
| ૭ | કઠોળ | ૯૦૦ |
| ૮ | દીવેલા | ૨૦૦ |
| ૯ | પડતર | ૬૦૦ |
| ૧૦ | કપાસ | ૫ |
| ૧૧ | તલ | ૧૬ |
| ૧૨ | શેરીયાં–શણુ | ૫ |
| ૧૩ | પીત મોલ (રીંગણી મરચી વરીયાળી તંબાકુ ઇત્યાદિ) | ૬૦ |
| | | ૩૫૫૬ |

૧૧મું

## કાઢવાની રીત

| એક એકરે સાધારણ વર્ષમાં પાક થાય | આ સાલ કેટલો પાક થયો | પાકની આની | એકર અને પાકની આનીનો ગુણાકાર |
|---|---|---|---|
| ૨૦ | ૨ | ૧ાા | ૯૦૦×૧ાા=૧૩૫૦ |
| ૪૫ | ૧૫ | ૫ | ૧૫૦×૫ = ૭૫૦ |
| ૮૦૦ પૂળા | ૨૦૦ | ૪ | ૪૦૦×૪ =૧૬૦૦ |
| ૪૦ | ૩ | ૧ા | ૭૦×૧ા = ૮૭ાા |
| ૪૦ | ૧૦ | ૪ | ૧૫૦×૪ = ૬૦૦ |
| ૧૮ | ૧ | ૧ | ૧૦૦×૧ = ૧૦૦ |
| ૨૦ | ૪ | ૩ | ૯૦૦×૩ =૨૭૦૦ |
| ૩૦ | ૨ | ૧ | ૨૦૦×૧ = ૨૦૦ |
| ... | ... | ... | ૬૦૦×૦ = ૬૦૦ |
| ૧૫ | ૫ | ૫ | ૫×૫ = ૨૫ |
| ૪ | ૦ાા | ૨ | ૧૬×૨ = ૩૨ |
| ૬ | ૧ | ૨ાા | ૫×૨ાા= ૧૨ાા |
| ૨૦ | ૮ | ૬ | ૬૦×૬ = ૩૬૦ |
| | | | ૭૮૧૭ |

૭૮૧૭ / [illegible] = ૨૨ [illegible]

# પરિશિષ્ટ ૧૨

## પ્રતિજ્ઞાપત્ર

ગામનું નામ........ તાલુકો........

અમારા ગામનો પાક ચાર આનીથી ઓછો થયો છે, એમ અમે જાણીએ છીએ. અમે તેટલા કારણસર મહેસુલ વસુલ કરવાનું આવતા વર્ષ સુધી મુલતવી રાખવાની સરકારને અરજ કરી છતાં બંધ કરવામાં આવ્યું નથી. તેથી અમે નીચે સહી કરનાર પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે સરકારની મહેસુલ આ વર્ષની પુરી, કે જે બાકી રહી હોય તે નહિ ભરીએ. પણ તે વસુલ કરવા સરકારને જે કાયદેસર પગલાં ભરવાં હશે તે ભરવા દઇશું અને તેથી થતાં બધાં દુઃખ સહન કરીશું. અમારી જમીન ખાલસા થશે તોપણ અમે થવા દઇશું, પણ અમારે હાથે પૈસા ભરીને જુઠા ઠરી સ્વમાન નહિ ગુમાવીએ. જો ના. સરકાર બીજો હપતો બાકી રહેલી બધી જગાએ મુલતવી રાખે તો અમારામાં જે શક્તિવાન હોઇશું તે પુરી અગર બાકી રહેલા મહેસુલ ભરવા તૈયાર છીએ. અમારામાંના જે શકિતવાન છે તેઓને મહેસુલ ન ન ભરવાનું કારણ એ છે કે જો શકિતમાન ભરે તો અશક્તિવાન ગભરાટમાં પોતાની ગમે તે ચીજ વેચીને કે કરજ કરીને મહેસુલ ભરે અને દુઃખ ભોગવે. એવી હાલતમાંથી ગરીબોનો બચાવ કરવો એ શકિતવાનની ફરજ છે, એમ અમારી માન્યતા છે.

| નંબર | કેટલાં વીઘાં | તારીખ | સહી |
|---|---|---|---|

# લડતનો ક્રમ

ઇ. સ. ૧૯૧૭

મૂળ કારણ અતિવૃષ્ટિ

પ્રાથમિક પ્રયત્નો.

| | | |
|---|---|---|
| નવેમ્બર | તા. ૨૦ | કઠલાલના ખેડુતોએ મહેસુલ માફ થવા મુંબઇ સરકારને અરજી કરી. |
| ,, | તા. ૨૫ | નડીયાદમાં પહેલી જાહેર સભા. |
| ,, | તા. ૨૬ | કઠલાલમાં જાહેર સભા. ના. પારેખ–પટેલને આમંત્રણનો ઠરાવ. |
| ,, | તા. ૨૭ | કપડવણજ તાલુકાના પ્રતિનિધિમંડળની કપડવણજ મુકામે કલેકટર સાહેબની મુલાકાત. |
| | | શંકરલાલ પરીખ ના. પારેખ–પટેલને આમંત્રણ કરવા મુંબઇ ગયા. |
| ડીસેમ્બર | તા. ૫ | કપડવણજ અને ઠાસરા તાલુકાના હપ્તાની મુદત. |

,, તા. ૯ નડીયાદમાં જાહેર સભા.
ગુજરાત સભાના વ્યવસ્થાપકમંડળે પાકની તપાસ કરવા માટે કરેલો ઠરાવ.

,, તા. ૧૨ ના. ગોકુલદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઇ પટેલ કઠલાલ પધાર્યા.
કઠલાલમાં જાહેર સભા.

,, તા. ૧૩ ના. પારેખ–પટેલ કઠલાલથી ભાનેર થઇ મહુધા ગયા.
મહુધામાં સભા.
નડીયાદમાં જીલ્લાના ખેડુતોની જાહેર સભા.

,, તા. ૧૪ ના. પારેખ–પટેલ નડીયાદથી ઠાસરા ગયા.

,, તા. ૧૫ જીલ્લાનું પ્રતિનિધિ મંડળ, ના. પારેખ–પટેલની આગેવાની હેઠળ કલેકટરની મુલાકાતે.
કલેકટરને આપેલી લેખિત અરજી.

,, તા. ૨૪ કઠલાલમાં જાહેર સભા.

,, તા. ૩૧ કઠલાલ હોમરૂલ લીગે કપડવણજ તાલુકામાં પ્રતિનિધિમંડળ મોકલ્યું.
દૈયપના જુલમની તપાસ.

ઇ. સ. ૧૯૧૮

જાન્યુઆરી તા. ૧ કપડવણજના મામલતદારનો સરક્યુલર.
ગુજરાત સભાએ મુંબઇ સરકારને અરજી કરી.

" તા. ૩ કઠલાલ હોમરૂલ લીગના મંત્રીનો દૈયપના જુલમ બાબત મામલતદારને ખુલ્લો પત્ર.

" તા. ૭ કલેક્ટર મી. નામજોશીનો જાહેર ખુલાસો.

ગુજરાત સભા અને સરકાર વચ્ચે ઝપાઝપીના પ્રસંગો.

" તા. ૮ ગુજરાત સભાના વ્યવસ્થાપકમંડળની સભા.

" તા. ૯ ગુજરાત સભાનો મુંબઇ સરકારને તાર.
ગુ. સ. ના વ્યવસ્થાપકમંડળની સભા.

" તા. ૧૦ ગુજરાત સભાએ મંત્રીઓની સહીથી પ્રજાને આપેલી ખબર.
કમિશનરની મુલાકાતે જવાનો વ્યવસ્થાપકમંડળનો ઠરાવ.

" તા. ૧૧ સભાનું પ્રતિનિધિમંડળ કમિશનરની મુલાકાતે.

કમિશનરે માત્ર મંત્રીઓની સાથે કરેલી વાતચીત.

વ્યવસ્થાપકમંડળની સભા.

મંત્રીઓએ રજુ કરેલો મુલાકાતનો હેવાલ.

તે ઉપરથી સભાએ કરેલો ઠરાવ.
મહાત્માજીના બિહારથી આવેલા તાર અને પત્રો.

„ તા ૧૨ જમીનમહેસુલ વસુલ કરવામાં ગુજરતા જુલમ બાબત અમૃતલાલ ઠક્કરનો ટાઇમ્સમાં પત્ર.

શંકરલાલ પરીખ ના. પારેખ-પટેલની સલાહ લેવા મુંબઇ ગયા.

„ તા. ૧૪ સભાએ પ્રજાને આપેલી ખબર વિષેનો ખેડાના કલેકટરનો સર્ક્યુલર બહાર પડયો.

„ તા. ૧૫ ના. પારેખ-પટેલે મી. કાર્માઇકલની મુલાકાત લીધી.

ગુજરાત સભાએ મી. કાર્માઇકલ અને ના. ગવરનરની મુલાકાત લેવા પ્રતિનિધિ મોકલવાનો ઠરાવ કર્યો.

| | | |
|---|---|---|
| ,, | તા. ૧૬ | ઉપરની મુલાકાત માટે સભાએ મુંબઈ સરકારને લખ્યું. |

સરકારનું કડક અને લાગણીરહિત વલણ ખુલ્લું પડ્યું.

| | | |
|---|---|---|
| ,, | તા. ૧૭ | સરકારી યાદી બહાર પડી. |
| ,, | તા. ૧૯ | મુંબઈ સરકારનો ગુ. સ. ઉપર પત્ર. સરકારી યાદી વિષે ગાંધીજીને તાર અને જવાબ. |
| ,, | તા. ૨૧ | જામે જમશેદના પ્રતિનિધિએ ના. પારેખ–પટેલની મુલાકાતનો હેવાલ બહાર પાડ્યો. |
| | | સરકારી યાદીનો જવાબ ઘડવા ગુજરાત સભાએ કમિટી નીમી. |
| | | શ્રી. મગનભાઈ પટેલનો ક્રૉનીકલમાં પત્ર. |
| ,, | તા. ૨૨ | શ્રી. ચન્દ્રશંકરનો ક્રૉનીકલમાં પત્ર. |
| ,, | તા. ૨૩ | હિન્દ સેવક સમાજના સભાસદો શ્રી. દેવધર, જોશી અને ઠક્કર પાકની તપાસ કરવા મુંબઈથી આવ્યા. |
| | | તેમની કમિશનર સાથે મુલાકાત. |
| ,, | તા. ૨૪ | શ્રી. દેવધર વગેરેએ ખેડાના કલેકટરની મહેમદાવાદ મુકામે મુલાકાત લીધી. |

| | | |
|---|---|---|
| | | ભાઇ મોહનલાલ પંડયાનો હિંદુસ્તાનમાં પત્ર. |
| ,, | તા. ૨૬ | સરકારી યાદીનો ગુજરાત સભાએ આપેલો જવાબ બહાર પડગો. |
| | | રા. શંકરલાલ પરીખનો પત્ર હિંદુસ્તાનમાં બહાર પડયો. |
| ,, | તા. ૨૭ | ના. પારેખ–પટેલનો જવાબ બહાર પડયો. |
| ,, | તા. ૩૦ | મુંબઇ પ્રેસીડેન્સી એસોસિએશનની કાઉન્સિલની સભા. |
| ફેબ્રુઆરી | તા. ૩ | સરકારી યાદી સામે વિરોધ દર્શાવવા અમદાવાદના શહેરીઓની જાહેર સભા. |
| ,, | તા. ૪ | મુંબઇમાં મુળજી જેઠા મારકીટમાં જાહેર સભા. મહાત્માજી, જમનાદાસ દ્વારકાદાસ વગેરેનાં ભાષણો. |
| | | પ્રજાપક્ષ તરફથી સમાધાનીના પ્રયત્નો. |
| ,, | તા. ૫ | સર વાચ્છા તથા ના. પારેખ–પટેલની સાથે મહાત્માજી ગવરનર સાહેબની મુલાકાતે ગયા. |
| | | ગાંધીજીનો ગવરનરને પત્ર. પંચ મારફત સમાધાન કરવાની માગણી. |

,, તા. ૬ સુરતમાં જાહેર સભા.

,, તા. ૭ મુંબઇમાં વસતા પાટીદારોની સભા.
ગાંધીજીનો મી. પ્રૅટને પત્રઃ 'અમલદારોની અસભ્યતા'.

,, તા. ૯ ગવરનરના ખાનગી મંત્રીનો ગાંધીજી ઉપર પત્રઃ ગવરનર સાહેબ છુટી પડયા. પંચ નીમવાની માગણીનો ઇનકાર. 'સ્થાનિક અમલદારો વ્યાજબી છે.'

,, તા. ૧૦ મી. પ્રૅટનો ગાંધીજી ઉપર પત્ર.
અમલદારોનો બચાવ.

,, તા. ૧૩ હિન્દ સેવક સમાજના સભાસદો સાથે ગાંધીજીએ મિ. પ્રૅટની મુલાકાત લીધી.

લડતની તૈયારીઓની સજાવટઃ

,, તા. ૧૫ ગુજરાત સભાના વ્યવસ્થાપક મંડળની સભા. ના. પારેખ–પટેલની હાજરી. મહાત્માજીની સરદારી હેઠળ પાકની તપાસ કરવા ખેડા જીલ્લામાં જવાનો ઠરાવ.

ગાંધીજીનો મી. પ્રૅટને પત્ર. ખાલસા નોટીસો વિષે.

,, તા. ૧૬ ગાંધીજી, ના. પારેખ, ના. પટેલ તથા ગુજરાત સભાના સભાસદો સાથે નડીયાદ ગયા.

ગુજરાત સભાની ઑફીસ નડીયાદ લઇ જવામાં આવી.

સરકારને સમાધાન માટે આપેલી એક વધુ તક.

ગાંધીજીનો ગવરનરના ખાનગી મંત્રીને પત્ર.

ગાંધીજીનો મી. પ્રૅટ ઉપર પત્ર: "મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખી પંચ નીમો." મી. પ્રૅટનો ઇનકાર.

,, તા. ૧૭ વલસાડમાં લડત પ્રત્યે સહાનુભૂતિ માટે જાહેર સભા.

લડતના મુદ્દાનું સત્યશોધન

ગાંધીજીએ પાકની તપાસ શરૂ કરી.

વડથલના ખેડુતોની મુલાકાત.

,, તા. ૧૮ ગાંધીજીએ કઠલાલ અને આસપાસના ગામોની હકીકત મેળવી.

ભાઇ મહાદેવ અને રા૦ કાળીદાસ ઝવેરી કઠલાલની પાસેનાં બીજા ગામોમાં ફર્યા.

| | | |
|---|---|---|
| ,, | તા. ૨૪ | શ્રી० દેવધર વગેરેની તપાસની નોંધ બહાર પડી. |
| | | ટાઇમ્સમાં અગ્રલેખ. |
| ,, | તા. ૨૬ | ગાંધીજીનો કલેક્ટર મી. ઘોશલને પત્ર: નિષ્ફળતાની ખાતરી અને પંચ નીમવાની માગણી. |
| માર્ચ | તા. ૭ | ના. પારેખે શ્રી. દેવધર વગેરેની નોંધ અને ટાઇમ્સના અગ્રલેખનો આપેલો જવાબ. |

લડતના મુદ્દા ઉપર સરકારને આહ્વાન

| | | |
|---|---|---|
| | | મી. ઘોશલનો ગાંધીજીને પત્ર. પાકની આનાવારી ગણવાની રીતો વિષે. |
| ,, | તા. ૯ | ગાંધીજીનો મી. ઘોશલને પત્ર: વડથલ ગામની તપાસનો હેવાલ અને છેવટની માગણી. |

સરકારને સમાધાની માટે છેલ્લું કહેણ.

| | | |
|---|---|---|
| ,, | તા. ૧૦ | ગાંધીજીનો ગવરનરના મંત્રીને પત્ર. |
| | | ગાંધીજીનો મી. ઘોશલને પત્ર: સરકારી પત્રિકા વિષે. |
| ,, | તા. ૧૧ | મી. ઘોશલનો ગાંધીજીને પત્ર. |
| | | ધારાસભા |

ના. પારેખના સવાલો અને જવાબ.

ના. પારેખનો મહુડાં વિષે ઠરાવ.

ના. કામટનો ઠરાવ.

" તા. ૧૨ મી. પ્રૅટનો ગાંધીજી ઉપર પત્રઃ 'પ્રજાએ રાજને રાજનો ભાવ આપવો જ જોઇએ.'

" તા. ૧૭ સમાધાની માટેના જવાબની ગાંધીજીએ તા. ૧૦મીએ તારથી માગણી કરી.

ગવરનરનો જવાબ; સમાધાનીનો ચોખ્ખો ઇન્કાર.

સરકારના વડાને છેલ્લું કહેણુ

" તા. ૨૦ ગાંધીજીનો મી. પ્રૅટને પત્ર.

મી. પ્રૅટનો જવાબ.

સત્યાગ્રહની લડત જાહેર કરી

" તા. ૨૨ નડીયાદમાં ખેડા જીલ્લાના ખેડુતોની જાહેર સભા. ખેડુતો સત્યાગ્રહી સૈન્યમાં જોડાયા—પ્રતિજ્ઞાઓ લીધી.

" તા. ૨૭ કપડવણજના મામલતદારનો મનાઇ હુકમ અને તે સામે શા. જુલાભાઇ રૂપજીનો જવાબ.

,, તા. ૨૮ સત્યાગ્રહીઓની ભરતી. પ્રતિજ્ઞાઓની સંખ્યા ૪૦૦.

,, તા. ૨૯ મી. પ્રૅટનો ગાંધીજીને પત્ર.
મુંબઈ મદદે

શેઠ જમનાદાસ દ્વારકાંદાસ, શેઠ રતનશી ધરમશી મોરારજી વગેરે આવી પહોંચ્યા. શેઠ રતનશી તથા શ્રી વલ્લભભાઇ ઉત્તરસંડા ગયા.

જમનાદાસ તોરણા થઇ વડથલ જઇ પહોંચ્યા.

નડીયાદમાં શ્રી૦ વલ્લભભાઇના પ્રમુખ-પણા નીચે સભા શ્રી૦ જમનાદાસ રતનશી વગેરેનાં ભાષણો.

સરકાર સખ્તાઇના પૂર વેગમાં

શેખપુરના તલાટી અને સાયલાના મુખીને સસ્પેંડ કર્યા.

માતર તાલુકાના લીંબાસી ગામનો ઉભો પાક જપ્ત.

,, તા. ૩૧ ગાંધીજીએ સત્યાગ્રહની લડતના સમર્થનમાં યાદી પ્રગટ કરી.

સરકારનો એક વધુ ફટકો

વડથલના મોતીરામ ત્રંબક વગેરેની જમીનો ખાલસા કરવાના હુકમો બહાર પડયા.

સત્યાગ્રહનો ઝંડો ફરકાવતા મહાત્માજીના સાથીઓ

રા. હરિપ્રસાદ મહેતા માતર તાલુકાના નાયકા ગામમાં.

રા. કાળીદાસ ઝવેરી નડીયાદ તાલુકાનાં સલુણ, ફત્તેપુર, મોલેલ, હાથજ, વાલ્લા, મરીડા વગેરે ગામોમાં.

પણસોરામાં, શ્રી. જમનાદાસ દ્વારકાદાસ, રા. ખાંડવાળા અને ભાઇ કલ્યાણજી.

મહેદાવાદ તાલુકાના અકલાચા, સિંહુજ, રીંછોલ, વણસોલી, ઢંઢોડી, માંકવા વગેરે ગામોમાં ડા. હરિપ્રસાદ.

ચાર દિવસમાં સત્યાગ્રહીઓના સૈન્યમાં ૧૧૦૦ ખેડુતો.

એપ્રિલ તા. ૧ મહાત્માજીના સર સ્ટેનલી રીડ અને ના. શાસ્ત્રીઆરને પત્રો.

મુંબઇની મદદનો બીજો હપ્તો

ના. વિઠ્ઠલભાઇ, શ્રી. લક્ષ્મીદાસ રવજી તેરસી. શેઠ નારણદાસ પુરૂષોત્તમદાસ,

શેઠ માવજી ગોવિંદજી, શ્રી. કામદાર સોલીસીટર, શ્રી. લક્ષ્મીદાસ હરિદાસ વગેરે મુંબઇથી આવી પહોંચ્યા.

મુંબઇવાસીઓ લડતના મેદાનમાં

લક્ષ્મીદાસ તેરસી નડીયાદ તાલુકાના વડથલ ગામે ગયા.

નારણદાસ પુરૂષોત્તમદાસ તોરણા ખાતે. ના. વિઠ્ઠલભાઈ અને શ્રી. તેરસી બોરસદ ખાતે.

મહાત્માજી અને તેમના સાથીઓ મુખ્ય મથકો સર કરતા ચાલ્યા

મહાત્માજી ઇંદોરથી આવી તરત જ કપડવણજ તાલુકાના કઠાણા ગામે ગયા. મામલતદારની જમીની ધમાલ સામે ટક્કર.

,, તા. ૨ શંકરલાલ પરીખનું પ્રાયશ્ચિત્ત

મહાત્માજી લીંબાસીમાં: જપ્ત થએલા પાક માટે દિલાસો અને સલાહ.

શ્રી. વલ્લભભાઈ અને શંકરલાલ બૅન્કર આણંદ તાલુકાના ઓડ ગામમાં.

,, તા. ૩ રા. શંકરલાલ બેન્કર નાવલી ખાતે.

શ્રી. વલ્લભભાઈ, લલ્લુભાઇ કીશોરભાઇ અને કંથારીયા માતર તાલુકાનાં રધવાણજ અને સંધાણાગામોમાં

,, તા. ૪ મહાત્માજીએ બિહારથી આવેલા શ્રી. રાજેન્દ્રપ્રસાદ, પ્રો. બદ્રીનાથ વર્મા, શ્રીમતી આનદીબાઇ તથા ભાઈ શ્વેબ કુરેશી અને શ્રી. વલ્લભભાઇ વગેરે મંડળ સાથે આણંદ તાલુકાનું કરમસદ ગામ કબજે કર્યું.

,, તા. ૫ મહાત્માજીએ શ્રીમતી કસ્તુરબા, શ્રીમતી આનન્દીબાઈ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, પ્રો. બદ્રિનાથ વર્માવગેરેની સત્યાગ્રહમાં પ્રથમ સર થએલા વડથલ ગામની મુલાકાત કરાવી. મહાત્માજીનું ભાષણ.

,, તા. ૬ નડીયાદ તાલુકાના બીજા મુખ્ય થાણા ઉત્તરસંડાખાતે મહાત્માજી, શ્રીમતી કસ્તુરબા, શ્રી. વલ્લભભાઈ રા, મણિલાલ મહેતા અને ભાઇ મહાદેવ દેસાઇ.

મહાત્માજીનું ભાષણ.

,, તા. ૭ ભાઇ પંડયાએ સર કરેલા તોરણગઢ—તોરણા—ઉપર અમલદારોનો હલ્લો આવવાની ખબર મળતાં મહાત્માજી

મોટે પરોઢીએ જઈ પહોંચ્યા. ત્યાંથી નાસીયા થએલા માતર તાલુકાના નવાગામમાં બપોરના ત્રણ વાગે પહોંચી ગયા. સભા સમક્ષ ભાષણ.

,, તા. ૮ મહાત્માજીએ બોરસદની સભામાં ચાર હજાર ખેડુતોને સત્યાગ્રહનો મંત્ર આપ્યો.

,, તા. ૯ ભાઇ કલ્યાણજી ખાનકુવા અને ડાગજીપુરામાં

શંકરલાલ બૅન્કર અને શ્રીમતી અનસૂયા બ્હેન હાડગુડ અને ઝીંટાડીઆમાં.

,, તા. ૧૦ સિંહુજમાં સભા. મહાત્માજી, કસ્તુરબા, ભાઇ કલ્યાણજી રા. કૃષ્ણલાલ દેસાઈ અને રા. કાળીદાસ ઝવેરી સાથે.

મહાત્માજીનું વ્યાખ્યાન.

તે જ સાંજે અકલાચામાં સભા અને ભાષણ.

,, તા. ૧૧ વડોદના સત્યાગ્રહીઓ સમક્ષ મહાત્માજીનું ભાષણ.

,, તા. ૧૨ મી. પ્રૅટ સાહેબે રણક્ષેત્રમાં આવી નવો અખતરો અજમાવ્યો. નડીયાદમાં

ખેડુતોની જાહેર સભા સમક્ષ તેમની છેવટના હુકમરૂપ સલાહ.

મહાત્માજીએ સત્યાગ્રહ મંડપમાં આવેલા ભાઇઓને પ્રેમ અને શૌર્યના વચનો સંભળાવી પ્રોત્સાહન આપ્યું.

રણક્ષેત્રમાં ઘૂમતા મહાત્માજીના સાથીઓ

„ તા. ૧૩ શ્રીમતી અનસૂયા બ્હેન, રા. શંકરલાલ બૅન્કર અને ફુલચંદભાઇ બોરસદ તાલુકાના ઇસણાવ, પીપળાવ વગેરે ગામોમાં

રા. શંકરલાલ બૅન્કર અને અનસૂયા બ્હેન આમોદ, પંડોળી અને પાળજ થઇ સુણાવને રસ્તે ગાડામાં બેસી નડીયાદ ગયાં.

રા. ફુલચંદભાઇ અને કંથારીઆ પાળજ, ખડાલા, પોરડા, સુણાવ વગેરે મથકોમાં ફરી વળ્યા.

શ્રીમતી કસ્તુરબાને ભાઇ મોહનલાલ પંડયા પોતાના થાણામાં તોરણા ખાતે લઇ ગયા.

તે જ સાંજે “બા” તોરણાથી કઠલાલ પધાર્યાં.

મહાત્માજીએ મી. કાર્માઈકલ અને સર ડયુબોલીની મુલાકાત લીધી.

,, તા. ૧૪ મી. પ્રૅટનો ગાંધીજી ઉપર પત્ર. "મારો પ્રયાસ મિથ્યા ગયો."

,, તા. ૧૫ ગાંધીજીએ તા. ૧૪ના કાગળનો મી. પ્રૅટને આપેલો પ્રતિઉત્તર. "સ્વરાજ્યવાદીઓના સારા ગુણોનો મારી પેઠે ઉપયોગ કરો."

સર નારાયણ ચંદાવરકરને પત્ર.

મી. પ્રૅટના ભાષણ સામે મહાત્માજીનો જાહેર જવાબ.

,, તા. ૧૭ પત્રિકાદ્વારા સત્યાગ્રહીઓ પ્રત્યે સંદેશો પાઠવ્યો.

સ્વયંસેવકોને સૂચનાઓ કરી.

રા. કૃષ્ણલાલ દેસાઇ, રા. કાળીદાસ ઝવેરી અને રા. હીરાલાલ પારેખ મહેમદાવાદ તાલુકાનાં મથકો ખાતે.

સરકારના સખત સપાટા

માતર તાલુકાના નાયકા ગામના ૨" ખાતેદારોની જમીન ખાલસા કરવાની નોટીસો બહાર પડી.

મહાત્માજીએ એ વીર યોદ્ધાઓને આપેલો ધન્યવાદ.

શેખપુરના તલાટીને નોકરીમાંથી દૂર કર્યો.

માતર તાલુકાના પીંગળજ, હેરંજ, ખાંધલી અસલાલીના મુખીઓને નોકરીમાંથી દૂર કરવાની સરકારે આપેલી ધમકી.

મહાત્માજીની મુસાફરી અને ભાષણોનો મારો.

આણંદ તાલુકાના ઓડગામમાં ભાષણ. "વિષ્ણુતત્ત્વ જેટલી જ સત્યની વ્યાપકતા છે."

"રાજા પ્રજાની લડત વખતે રાજાએ શું કરવું એ નિર્ણય જ આ લડતનું પરિણામ કહેવાશે."

દંતાલીમાં મહાત્માજીની પધરામણી "હું તમારામાં જે તત્વ દાખલ કરવા માગું છું તે એ છે કે સરકારના અન્યાય ભરેલા હુકમ સામે થવું, એમાં બેવફાઇ નથી પણ ફરજ છે."

ચીખોદ્રામાં ગાંધીજીનું ભાષણઃ સ્વદેશીની વ્યાખ્યા. "દુન્યવી અને દીની દુઃખોનાં

માટે સત્યાગ્રહ જેવી બીજી નિવારણ જડીબુટ્ટી નથી.

,, તા. ૧૮ રાસમાં મહાત્માજી તથા શ્રી. વલ્લભભાઇનાં વ્યાખ્યાનઃ "જેમ જેમ દિવસો જતા જાય છે તેમ તેમ મને લાગે છે કે જે શાન્તિથી હું ગુજરાતમાં બેસું છું, સેવા કરૂં છું, તે જો આ સલાહ ન આપી હોત તો મારી સેવાની અંદર મેં ત્રૂટી રાખી છે, એમ મને લાગત."

"સુખ ભોગવવા દુઃખ સહન કરવાં જ પડે; તપશ્ચર્યા કરવી જ પડે."

,, તા. ૨૦ કાસરમાં ખેડુતોની સભાઃ "ટેકની પાછળ જમીન છે, જમીનની પાછળ ટેક નથી."

"સત્તા તો આપણી છે, સરકારની નથી."

અજરપરામાં ભાષણઃ

"ગામડાના લોકો એક વખત સ્વરાજ્ય એટલે પ્રજાસત્તાક રાજ્ય ચલાવતા. એ સ્વરાજ્યનો આપણો અસલી કરાર છે. એ કરારની રૂઇએ આપણે કહીએ છીએ કે આ અમારૂં રાજ્ય છે. રાજસત્તા એક જ રીતે ચાલી શકે, અને તે પ્રજામતને માન આપીને જ."

„ તા. ૨૨ પાળજના લોકોને મહાત્માજીનો ઉપદેશ. સુણાવમાં મહાત્માજીઃ

"પંચ કહે છે તે પરમેશ્વર કહે છે. પ્રજામત સર્વોપરિ છે. એ અવાજ પરમેશ્વરનો છે. આત્મબળને પૂજે છે તેની જ જીત છે."

"જે મોતને હમેશાં સાથે લઇને ફરે છે તે ખરો વીરલો છે. એ ખરેખરૂં ક્ષત્રીયપણું છે, અને એ જ આપણી લડતનું ફળ છે."

અકલાચા, સિંહુજ, વડથલ વગેરે બાર ગામના પાટીદારોના પંચ સમસ્તે શ્રી. વલ્લભભાઇના ઉપદેશથી સત્યાગ્રહ સ્વીકાર્યો.

ભાઇ વામન મુકાદમ અને ડૉ. હરિપ્રસાદ દેસાઇ કપડવણજ તાલુકાના કઠલાલ, તોરણા અને કપડવણજમાં "ખેડા તણા ખેડુત વીરા, વચન આપ્યું પાળજો." લલકારતા અને વેઠવારાનું જડમૂળ કાઢતા ફરી વળ્યા.

મતાદારોને સરકારની ધમકી. મતાદાર એટલે શું? તોરણાના મતાદારો પાસે મહાત્માજીએ અપાવેલો જવાબ.

દિલ્હી યુદ્ધ પરિષદ: મહાત્માજીને આમંત્રણ.

ઘરઘરના કજીઆ હોલવી શાહી સરકારને મદદ કરવાની હિન્દી સરકારની ભલામણને માન આપી સમાધાની કરવા મી. પ્રૅટને આપેલી તક.

,, તા. ૨૩ મુંબઇની જાહેર સભા.

મહાત્માજી, લોકમાન્ય તિલક, ના. વિઠ્ઠલભાઇ, શ્રી. જયકર, મી. હોર્નિમેન વગેરેનાં ભાષણો.

"ખેડા અને ચંપારણનો અનુભવ મને એ જ શીખવે છે કે લોકનાયકો પ્રજામાં ફરશે, તેમની સાથે ખાશે-પીશે, તો તેથી બે વર્ષમાં મહત્ત્વના ફેરફાર થશે." 'ગાંધીજી'

,, તા. ૨૪ સરકારની બીજી યાદી.

પ્રજાપક્ષીય માગણી અને સમાધાનીનો બીલકુલ ઇન્કાર.

ગાંધીજીનો સચોટ જવાબ.

તા. ૨૨મી એપ્રિલથી ૧૧મી મે સુધી મહાત્માજીએ દિલ્હી યુદ્ધ પરિષદ અને બીજાપુર રાજકીય પરિષદ ખાતે ગાળ્યા.

મે તા. ૧૨ મહાત્માજી કર્મક્ષેત્રમાં આવી પહોંચ્યા. ખેડા જીલ્લાની યાત્રા પાછી શરૂ કરી.

બોરસદ તાલુકાના ઢુંડાકુવામાં ભાષણ: "જુલમી અમલની સામે થવામાં વફાદારી છે. આંધળા અમલને વશ થવામાં બેવફાઈ છે."

,, તા. ૧૬ ભક્ત પ્રીતમદાસના વતન સંદેસરમાં મહાત્માજી. "જો આપણે ન્યાય માગતા હોઇએ તો આપણે પણ બીજાને ન્યાય તોળી દેવો જોઇએ. ન્યાયમંદિરની અંદર પવિત્ર બનીને જવું, એમ બધાં શાસ્ત્રો કહે છે."

,, તા. ૨૫ શ્રી. વલ્લભભાઇનો ખેડાની પ્રજાને સંદેશો.

,, તા. ૨૭ મહાત્માજીની ખાંધલીમાં પધરામણી. અમલદારોના સખત હુમલા સામે ખાંધલીના સત્યાગ્રહીઓ. "સરકાર શરીરનો અધિકારી છે, આત્માનો નહિ. આત્મા પ્રેમને જ વશ થઇ શકે છે."

મે માસની લડતનું સામાન્ય અવલોકન

સત્યાગ્રહી સૈન્યનો આંકડો ૩૨૦૦ સુધી પહોંચ્યો. શ્રી. વલ્લભભાઇ અને ભાઈ

ઇન્દુલાલે સાયલા અને નવાગામના ૨૭ ગામના ધારાળાના પંચ સમક્ષ સત્યાગ્રહનો ઉપદેશ કર્યો.

રા. ફુલચંદભાઇએ વીણા ગામમાં ૪૨ ગામના વાળંદો પાસે રાવણા પ્રસંગે વેઠ નહિ કરવાની પ્રતિજ્ઞાઓ લેવડાવી.

લડતને અંગે થયેલી કેટલીક ફરીયાદો.

બોરસદ તાલુકામાં જમનાદાસ મહેતા, બેરીસ્ટરનું પર્યટન. આણંદ, બોરસદ, મહેમદાવાદ, નડીયાદ અને કપડવણજ તાલુકામાં જપ્તીઓનો ઝપાટો.

" લાલન–શિવજી " વાળા શિવજીભાઇ આવી પહોંચ્યા.

" હિન્દુસ્તાન " પત્રના અધિપતિ રા. રતનલાલ શાહ લડતનું દિગ્દર્શન કરવા આવ્યા. બોરસદ, નડીયાદ અને કપડવણજ તાલુકામાં ફરી અનુભવ લીધો.

પ્રેમ અને શૌર્યભર્યાં ગીતો ગાતાં શ્રીમતી કુંવર બ્હેન આવી પહોંચ્યાં.

" અમલદારો તેમના ધૈર્ય માટે અને તેમની જવાબદારીની તેજદાર ભાવના માટે સ્ત્રીઓનાં વખાણ કરે છે. "

' ગુજરાતી '

"જે રીતે રૈયત લઢી રહી છે, તે બહુ ખુબીદાર છે."

કલેકટર સાહેબ'

સહાનુભૂતિના સંદેશા.

જાહેર સભાઓ, રાજકીય પરિષદો અને મંડળો તરફના.

અન્ત.

જુન તા. ૩ નડીયાદના મામલતદાર સાહેબે ઉત્તરસંડા મુકામે મહાત્માજીને સમાધાનીનું કહેણુ મોકલ્યું.

૨૫મી એપ્રીલના હુકમનો અમલ જુન માસમાં.

,, તા. ૬ સત્યાગ્રહનો અન્તઃ માધુર્ય—રહિત સમાધાન.

ખેડા જીલ્લાના ભાઇઓ અને બ્હેનો પ્રત્યે મહાત્માજી તથા શ્રી. વલ્લભભાઇનો સંદેશો.

અભિનન્દન પત્ર. ના. ગોકુલદાસ પારેખના ઉદ્‌ગારો.

અન્ત માધુર્ય–રહિત કેમ?

,, તા. ૮ મોહનલાલ પંડયાની જેલ જાત્રા.

નવાગામ કેસ.

પંડયા સાથે નવાગામના બીજા પાંચ ગૃહસ્થો-ડુંગળી ચોરો-ના. શહેનશાહના મહેમાન થયા.

જેલમાં જતા સત્યાગ્રહીઓને મહાત્માજી-નો ઉપદેશ.

„ તા. ૨૭ જેલીભાઇઓને પ્રજાએ આપેલું અદ્દભુત માન.

ખેડામાં શ્રી. પુંજાભાઈ વકીલના પ્રમુખ-પણા નીચે મેળાવડો.

મહાત્માજીનું જેલ મહાત્મ્ય.

પંડયાનો ‘ ઇન્દ્રભુવન ’નો અનુભવ.

નવાગામમાં સત્કાર.

„ તા. ૨૮ કઠલાલે આપેલું સન્માન.

રા. શંકરલાલનું વિવેચન અને માનપત્ર વાંચન.

પંડયાજીએ વાળેલો જવાબ.

મહાત્માજીનો ઉપસંહાર.

„ તા. ૩૦ પૂર્ણાહુતિ.

મહાત્માજીને માનપત્ર.

મહાત્માજીનો જવાબ.

**સને ૧૯૧૯**

| | | | |
|---|---|---|---|
| માર્ચ | તા. | ૫ | હિન્દી સરકારના ખરીતા સાથે સર નાયરની ભિન્ન નોંધ, તથા ખેડા વિષે પુરવણી. |
| જુન | તા. | ૫ | હિન્દી સરકારનો પોતાના બચાવમાં હિન્દી પ્રધાનને પત્ર. |
| | | | પુરવણી अ. ખેડાની લડત વિષે ખુલાસો. |
| | | | પુરવણી ब. બચાવના ટેકામાં મુંબઈ સરકારની યાદી. |
| | | | ના. સર નાયરે કરેલું ખંડન. |
| | | | મહાત્મા ગાંધીજીનો જાહેર ખુલાસો. |
| | | | ના. ગોકુલદાસ પારેખનો સરકારને પ્રત્યુત્તર. |